પ્રકાશક :
શ્રી થાનગઢ સ્થાનકવાસી જૈન સંઘ
વતી
હરખચંદ ત્રીભોવનદાસ ડોઢીવાળા
મુંબઇ.

ભાગ ૧ લો, : પ્રત ૩૦૦૦
ઇ. સ. ૧૯૫૯ : વી. સં. ૨૪૮૫
મહાવીર જયંતિ ૨૦૧૫



મળવાનું ઠેકાણું :
શ્રી સ્થાનકવાસી જૈન સંઘ
થાનગઢ ( સૌરાષ્ટ્ર )
શ્રી નવજીવન કાગદી કું.
૧૧૦ ઝવેરી બજાર, મુંબઇ નં. ૨.

: મુદ્રક : : મુદ્રણસ્થાન :
જયતિલાલ દેવચંદ મહેતા
જય ભારત પ્રેસ
શાક મારકેટ પાસે–રાજકોટ.

3008

# પ્રકાશકનું નિવેદન.

શ્રી સ્થા. જૈન સંપ્રદાયમાં વિદ્વાન મહાસતીજીઓની જેમાં ગણુના થતી હોય તેવાઓમાંથી એક બા. બ્ર. વિદ્વાન મહાસતીજી શ્રી લીલાવતીબાઇ આદિ ઠાણુા ૧૦ નું શ્રી સ્થા. જૈન સંઘ, થાનગઢની વિનંતિથી સં. ૨૦૧૪ ની સાલનું ચાતુર્માસ શ્રી થાનગઢ મધ્યે થયેલ. સદરહુ ચાતુર્માસ દરમ્યાન તેઓશ્રીએ પોતાના જ્ઞાનનો, વાંચનનો અને અનુભવનો પરિચય વ્યાખ્યાન, વાણી દ્વારા સચોટ શૈલીથી આપેલ, જેનાં અંગે સંખ્યાબંધ જૈનો તેમજ જૈનેતરો વગેરે જિજ્ઞાસુઓ, શ્રોતાજનો મુગ્ધ બનેલ તેઓમાંના ઘણાએ એમ ઇચ્છા પ્રગટ કરી કે આવી અદ્‌ભુત વાણી, જો પુસ્તક રૂપે પ્રકાશન પામે તો ઘણા મુમુક્ષુઓ તેનો લાભ લઇ શકે જેથી તે તરફ શ્રી સંઘનુ લક્ષ ખેચવામાં આવેલ અને શ્રી સઘે તેમનાં વ્યાખ્યાનોનુ હાર્દ સમજી શકે અને ઉતારી શકે તેને માટે તેવી વ્યકિતની શોધ કરવા માડી. દરમ્યાન આ બાબત તે સમયનાં પદ્માબ્હેને વ્યાખ્યાન ઉતારવાનું કામ હાથમાં લેવાનું સ્વીકાર્યું. શ્રી સઘને તેમની શકિત માટે માન હોવાથી આ કામ તેમને સુપરત કર્યું અને તેઓશ્રીએ વ્યાખ્યાનો તેમજ શાસ્ત્રો, પુરાણોની ગાથાઓ તેમજ શ્લોકો વગેરે યથાર્થ રીતે ઉતારવાનો સંપૂર્ણ રીતે પ્રયત્ન કરેલ છે અને હોશથી કાર્ય પાર પાડેલ છે જે તેઓશ્રીનાં વ્યાખ્યાનોના ઉતારા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેલ છે. જ્યાં સારો લેખક ચાલતી વાક્‌ધારાએ સંપૂર્ણ રીતે આ કાર્ય કરવામા સંકોચ પામે

ત્યાં પન્નાબ્હેને જે કાંઈ હિંમત કરી છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે, ( કે જેઓ અત્યારે દીક્ષિત થઇ મહાસતીજીના સંઘાડામાં સાધ્વીજી પ્રજ્ઞાબાઇ મહાસતીજીનું બિરુદ ધરાવે છે.)

મજકુર વ્યાખ્યાનો ઉતરાવવા માટે ખાસ કરીને આકર્ષણ તો એટલા જ માટે થયું, કે મહાસતીજીએ શરૂઆતથી જ આનંદ શ્રાવકનો અધિકાર ચાલુ કરેલ હતો કે જેમાં શ્રાવક–શ્રાવિકાનાં શું શું ધર્મો, ફરજો, કર્તવ્યો અને જવાબદારીઓ વગેરે વગેરે રહેલ છે તેનું વિવરણ કરી શ્રોતાજનોને પોતાના ગૃહસ્થ ધર્મમાં અને આધ્યાત્મિક બાબતમા ઉપયોગી થાય, જરૂરનું ગણાય તેવી હકીકત હોવાથી જ આ વ્યાખ્યાનોનું પ્રકાશન કરવાનું વિચારેલ છે.

મહાસતીજીનાં વ્યાખ્યાનોની ખાસ વિશિષ્ટતાઓ તો એ છે કે દરેકે દરેક જિજ્ઞાસુઓ, મુમુક્ષુઓ અને શ્રોતાજનોની જીવનની શુદ્ધિ કેમ થઈ શકે ? તેનું માર્ગદર્શક થઇ પડે છે કારણ કે પૂજ્ય મહાસતીજીએ જૈનોના દરેકે દરેક શાસ્ત્ર–સિદ્ધાંતોનો અભ્યાસ, વાંચન વગેરે કરેલ છે. તેમજ બૌદ્ધધર્મ, વેદાંતધર્મ આદિ દર્શનોનું સાહિત્ય વાંચી, વિચારેલ છે. એટલે કે બહુશ્રુત બનેલ છે અને તે મુજબ જીવનમાં “ આરામ હરામ હય ” તેવીજ જાતની દિનચર્યા ગોઠવેલ છે. રાત્રિના સમયમાં અલ્પનિંદ્રા ત્યારબાદ સ્વાધ્યાય, વ્યાખ્યાનવાણી, બાદ ગોચરી. આહાર, વિહાર સિવાયના સમય દરમ્યાન વાંચન, મનન, ચિંતનમાં રત રહી સાધુ ધર્મના નિયમોનું કડક રીતે પાલન કરી આત્માના કલ્યાણમાં જ મશગૂલ રહે છે. તેઓશ્રીનું વ્યકિતત્વ ખરેખર અદ્ભુત માલૂમ પડે છે.

એક સ્થળે શ્રીમદ્ રાજચંદ્રે જણાવેલ છે તે મુજબ

**આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;**
**અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય.**

મહાનુભાવ વ્યકિત તરીકે પ્રકાશી ઊઠે છે, એવા શ્રી મહાસતીજી લીલાવતીબાઇનાં વ્યાખ્યાનોની નોંધ કરાવી, પ્રગટ કરાવી શકવા માટે અમે અમારૂં સદ્‌ભાગ્ય માનીએ છીએ હવે વધુ લંબાણ નહીં કરતાં એટલું જ અમો જણાવેવાની વિનંતી કરીએ છીએ કે આ વ્યાખ્યાનોનો સંગ્રહ, જૈનો તેમજ જૈનેતરો, જિજ્ઞાસુઓ વાંચે, વિચારે અને જીવનમાં ઉતારે તો શ્રી આનંદ જેવા શ્રાવકનો અધિકાર મહાસતીજીએ વાંચ્યો, સમજાવ્યો અને અમે પ્રગટ કર્યો, સાર્થક થશે એવી આશા સાથે અમોએ આ પ્રકાશન કરેલ છે.

સાથે સાથે એ પણ જણાવવાની તક લઇએ છીએ કે આ પ્રકાશન થઇ શકે, તે માટે અમોને જે જે ભાઇઓએ સાથ અને સહકાર આપેલ છે તેનો આભાર પ્રદર્શિત કરીએ છીએ

આ પ્રકાશન તૈયાર કરાવવામાં અથ થી ઇતિ સુધી જે જહેમત અને તકલીફ ઉઠાવી છે એવા અમારા શ્રી સંઘના એક આગેવાન સભ્ય ભાઇશ્રી હરખચંદભાઇ છે કે જેઓ શ્રી ચાતુર્માસ અંગે મુંબઇથી થાન આવી લાંબા સમય સુધી થાનમાં રહી શ્રી સંઘની તન, મન, અને ધનથી શ્રી સંઘની જે રીતે શોભા વધે તેવી રીતે કામગીરી કરી બતાવી, સંઘની અનન્ય રીતે સેવા બજાવી છે તેની શ્રી સંઘ આ સ્થળે નોંધ લે છે અને વધુ

સેવાધર્મ બજાવવા સામર્થ્યવાન બને એવું ઇચ્છે છે. તેમજ આ પુસ્તક છપાવવા અંગે તમામ રીતે પહેલેથી છેલ્લે સુધી રાવબહાદુર મોહનલાલ પોપટભાઇએ સહકાર આપ્યો છે તેમનો તથા શ્રી અંદરજીભાઈ પટેલનો, વડિયાવાળા શ્રી ઝવેરચંદભાઈ કામદારનો અને શ્રી સૌભાગ્યચંદભાઈ તુરખીઆનો અમો-હાર્દિક આભારની લાગણી પ્રદર્શિત કરીએ છીએ.

વિશેષમાં આ પુસ્તક આવા મોંઘવારીના ટાઇમે માત્ર રૂપીઆ બેમાં જ ગ્રાહકોને આપવાની લાગણી પ્રત્યે આકર્ષાઇ શ્રી અમૃતલાલ ગોબરભાઇ ડોઢીવાળા જેઓ હાલ દાદરમાં સોના-ચાંદીની દુકાન ધરાવે છે તેમણે વણ માગ્યા શ્રી સંઘને પુસ્તકના ખર્ચમાં રૂ. ૨૫૧, અંકે બસો એકાવન આપી પોતાની આ પ્રકાશન પ્રત્યે શુભ ભાવના પ્રદર્શિત કરવા માટે શ્રી સંઘ તેમનો આભાર માને છે અને આવા શુભ કાર્યમાં હમેશાં પ્રોત્સાહન આપ્યાં કરે તેવી ઇચ્છા પ્રદર્શિત કરે છે. અંતમાં આ પ્રકાશન અંગે જે જે ગૃહસ્થોએ સહકાર આપ્યો છે તે સર્વનો આભાર માનીએ છીએ અને આ પુસ્તકના બીજા ભાગના પ્રકાશનમાં પણ તેવી જ રીતે સહકાર આપશો તેવી આશા સાથે વિરમીએ છીએ.

| શ્રી મહાવીર જયંતિ | શ્રી થાનગઢ સ્થા. જૈન સંઘ |
|---|---|
| ૨૦૧૫ | વતી |
| થાનગઢ (સૌરાષ્ટ્ર). | ઠાકરશી કરસનજી |
| | પ્રમુખ |

# આમુખ

બા. બ્ર. વિદુષી લીલાવતીબાઈ મહાસતીજીનાં થાનગઢ ચાતુર્માસનાં વ્યાખ્યાનો પ્રકાશિત થઈ રહ્યાં છે તે સંબંધે બે બોલ લખવા મારા સન્મિત્રોએ સૂચન કર્યું, તેને હું મારું પરમ સૌભાગ્ય સમજું છું.

વર્તમાન યુગ, ભૌતિકવાદની ભીષણ આંધીમાં અટવાઈ રહ્યો છે. સંહારક શસ્ત્રો વિપુલ પ્રમાણમાં તૈયાર થઈ રહ્યાં છે. વિજ્ઞાનની નવી નવી શોધો વિશ્વશાંતિને ભયમાં મૂકી રહી છે. માનવીની મહત્ત્વકાંક્ષાઓ વિદ્યુતવેગે વધી રહી છે. માનવ સમાજનો અધિકાંશ, માનવતાને ભૂલી પાશવતાની–આસૂરીપણાની મર્યાદા ઓળંગી રહ્યો છે. આવા કપરા કાળમા ભગવાન મહાવીરના અહિંસા, અપરિગ્રહ, અનેકાંતવાદ આદિ સિદ્ધાંતોનો પ્રચાર પરમ કલ્યાણકર નીવડે તેમ છે. મહાન્ તત્ત્વચિંતક કાકાસાહેબ કાલેલકરે એક પ્રવચનમાં કહેલું કે " જવાળામુખીના શિખર પર બેઠેલી આજની દુનિયાને જો કોઈ બચાવી શકે તેમ હોય તો તે ભગવાન મહાવીરની વાણી છે. " આ વાણીનો મહિમા તો કોઈ ભાગ્યવાન વ્યકિત જ યથાર્થપણે સમજી શકે.

જિનવાણીના રહસ્યને સમજનાર પ્રથમ તો આત્માને ઓળખે. આત્મામાં જ અનંત સુખનો મહાસાગર ભરેલો છે, તેમ જાણી પૌદ્ગલિક પ્રપંચોમાં રાચે નહિ. સર્વ જીવને પોતાના આત્મા સમાન માને, વિષયોને વિષ સમજી, તેનું વમન કરે,

કષાયોની આગથી આત્માને બચાવે, પોતાનાં સુખોમાં બીજાને ભાગીદાર બનાવે અને બીજાનાં દુઃખોનો પોતે ભાગીદાર બને, અનીતિ, અન્યાય અને અધર્મથી અળગો રહે, દુર્ગુણોને દૂર કરી સદ્‌ગુણોનો વિકાસ કરે. એમનું ચારિત્ર ઇતર જનોને પરમ પ્રેરણાદાયી હોય. આવી રીતે શાંત રસનું સુધાપાન કરાવનારી વીતરાગની વાણી, સંસારના સંતાપને દૂર કરી અનુપમ શીતલતાને આપનારી છે. જીવનનૌકાને મોક્ષના (સર્વ દુઃખોની આત્યંતિક મુક્તિના) સત્પંથમાં દોરનારી છે. તેટલા માટે ભાન ભૂલેલા આજના માનવ સમાજને ભગવાનની વાણીસુધાનું જ્ઞાન અને પાન કરાવવું તે આજનો યુગધર્મ છે.

વિદુષી મહાસતીજીએ આ યુગના ભાવોને ઓળખી તેને સારી રીતે પચાવ્યા છે. તેઓની વ્યાખ્યાનશૈલી સરળ, સચોટ, રોચક, ઓજસ્વી, વિવિધલક્ષી, સમન્વયાત્મક, બોધપ્રદ અને પ્રભાવશાળી રહી છે. ધર્મનાં વિવિધ પાસાંઓને બરાબર ફેરવી ફેરવીને સ્ફૂટ કર્યાં છે. ગંભીર અને મહત્ત્વપૂર્ણ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અનેકાંતવાદ આદિ વિષયોની ખૂબ ચિંતન-પૂર્વક તલસ્પર્શી છણાવટ કરી એટલી તો સુંદર અને સ્પષ્ટ ભાષામાં રજુઆત કરી છે કે સામાન્યમાં સામાન્ય માણસ, આબાલવૃદ્ધ, સૌ તેને રૂડી રીતે સમજી ગ્રહણ કરી શકે તેમ છે. તેમનું વિશાળ શાસ્ત્રજ્ઞાન અને વિશુદ્ધ ચારિત્ર, શ્રોતાઓનાં હૃદય ઉપર ઊંડી અસર ઉપજાવે છે. દૃષ્ટાંતરૂપી દાબડામાં સિદ્ધાંતરૂપી રત્નોને એવી તો સુંદર રીતે ગોઠવીને રજુ કરે છે કે તે શ્રોતાની સ્મરણતિજોરીમાં દીર્ઘ કાળપર્યંત સચવાઈ રહે.

મહાસતીજીનાં વ્યાખ્યાનો કેવાં રસપ્રદ અને તત્ત્વથી

ભરપૂર છે તે તો વાચકોને તેનુ અધ્યયન કરવાથી જ સમજાશે. પરંતુ મારા મન ઉપર તો એક એવી ઊંડી છાપ પડી છે કે મહાસતીજીનુ વ્યકિતત્વ અદ્ભુત છે અને એમના હ્રદયમાં સમાજને ઊંચે લાવવાની ઉર્મિઓ, સાગરના તરંગોની જેમ ઊછળી રહી છે. સમાજમાં નીતિ, ન્યાય, પ્રમાણિકતા, માનવતા, નિષ્કપટતા, એકતા, આધ્યાત્મિક ચિંતનદ્વારા સાચી સમજ કેમ પ્રગટે અને સમાજની ' સર્વતોભાવેન ' ઉન્નતિ કેમ થાય એજ ભાવના એમનાં પ્રવચનોમાં નીતરી રહી છે. આગળ વધીને કહું તો ' સવિ જીવ કરું શાસન રસી ' ની આ ઉત્કટ ભાવનામા સંયમ, સાધના કરતાં કરતા તેઓ આગળ વધી રહ્યાં છે.

શ્રી ઉપાસકદશાંગ સૂત્રમાં ભગવાન મહાવીરના આનંદાદિ દશશ્રાવકોનો અધિકાર છે, જે પ્રત્યેક શ્રાવક–શ્રાવિકાઓએ જાણુવા અને આચરણુમાં ઉતારવા જેવો છે. તેમાંથી આ સંગ્રહમાં શ્રી આનંદ શ્રાવકનો અધિકાર આવેલો છે.

મહાસતીજીના વ્યાખ્યાનના શબ્દે શબ્દને આબાદ રીતે ઝીલી લેવાનો પ્રશસ્ત પુરુષાર્થ કરનારે સુશિક્ષિતા અને તે વખતનાં દીક્ષાર્થી પદ્માબહેનને ( હાલમાં દીક્ષિતા ) ( શ્રી પ્રજ્ઞાવતી મહાસતીજીને ) જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે.

હાલમાં સાધુ–સાધ્વીઓની સંખ્યા થોડી હોવાથી અનેક ક્ષેત્રો તેમનાં ચાતુર્માસથી વંચિત રહે છે આવાં ક્ષેત્રોમાં આ વ્યાખ્યાન સંગ્રહ નિત્ય, નિયમિત વંચાતો રહેશે તો ઘણો ઉપકાર થશે.

બા. બ્ર. વિદુષી શ્રી લીલાવતીબાઇ મહાસતીજીનુ સ્થાન આગલી હરોલમાં શોભી રહ્યુ છે. એમણે વર્ષો સુધી જ્ઞાનારાધના કરી છે અને વિશુદ્ધ ચારિત્રના પંથે પોતે આગળ વધતાં વધતાં અન્ય જીવોને પણ શ્રેયના પંથે ઉત્તમ સદ્‌ઉપદેશ દ્વારા આગળ ધપાવી રહ્યાં છે. એમનો ઉપદેશ, જૈન-જૈનેતર જનતાને અધિક અસરકારક નીવડે છે, તેનું કારણ તેમનું વિશાળ શાસ્ત્રજ્ઞાન અને પ્રશંસનીય વક્તૃત્વ કળા, એટલું જ નહિ પણ એ સદ્‌ઉપદેશની પાછળ રહેલું તેઓનુ વિશુદ્ધ ચારિત્રબળ અને તપોમય જીવન અદૃશ્યપણે કાર્ય કરી રહેલ છે તેથી જ જનતા ઉપર તેનો અધિકાધિક પ્રભાવ પડે છે. મહાસતીજીનાં વ્યાખ્યાનો અતિશય લોકપ્રિય થઈ રહ્યાં છે.

અમદાવાદ ચાતુર્માસનાં વ્યાખ્યાનોની બે આવૃતિઓની ૪૧૦૦ પ્રતો, રાજકોટ ચાતુર્માસનાં વ્યાખ્યાનોની બે આવૃતિઓની ૧૫૦૦ પ્રતો અને થાનગઢના ચાતુર્માસનાં વ્યાખ્યાનોની પ્રથમ આવૃતિની જ ૩૦૦૦ પ્રતો-એજ આ વ્યાખ્યાનો રસપ્રદ, બોધક અને રોચક હોવાનો સબળ પૂરાવો છે.

જાણીતા સાક્ષર શ્રી મોહનલાલ ચુનીલાલ ધામીએ રાજકોટનાં વ્યાખ્યાનોની બીજી આવૃત્તિમા "અંતરની ભાવના" શીર્ષક લેખમા મહાસતીજીનાં તેમજ તેમનાં વ્યાખ્યાનોની મુક્ત કંઠે પ્રશંસા કરતાં છેવટ જે ભાવના વ્યક્ત કરેલી તે અહીં તેમના જ શબ્દોમાં ઉધ્ધૃત કરૂં છું.

**"મને તો શ્રદ્ધા છે કે પૂ. મહાસતીજીનાં આ વ્યાખ્યાનો જૈન તેમજ જૈનતર સમાજ માટે ખૂબ જ ઉપકારી બનશે-માર્ગદર્શક બનશે.**

**આપનો સમય હું વધારે રોકું, એ ખુલ્લો અન્યાય છે. આપ વ્યાખ્યાનનો રસપ્રવાહ ઝીલવા માંડો અને એ રસપ્રવાહ વડે આપના જીવનને અવશ્ય પ્રેરણા મળશે, બળ મળશે અને જીવન જીવી જાણવાની એક તક મળશે, એવો મારો વિશ્વાસ છે.**

**મહાસતીજીનાં વ્યાખ્યાનોના આવા અનેક સંગ્રહો પ્રગટ થતા રહે અને વર્તમાન યુગના અંધકારને ઉલેચવામાં સહાયક બને, એવી મંગલ ભાવના સાથે, હું આ ગ્રંથને હૃદયની ભાવના વડે સત્કારૂં છું."**

શ્રી ધામીના 'અંતરની ભાવના' ફળી રહી છે અને ભવિષ્યમાં પણ ફળતી રહો એવી મારી પણ અંતરની ભાવના છે. હું તો ઈચ્છું છું કે માત્ર ભારતમાં જ નહિ પણ જગતમાં જ્યાં જ્યાં ગુજરાતીઓ વસતા હોય તેવા દેશે દેશના ગુર્જર ભાષા ભાષીઓમાં આ વ્યાખ્યાનો ઘેર ઘેર વંચાતાં થાય.

આ મંગલમૂર્તિના પહેલવહેલાં દર્શન સંવત ૨૦૧૨ ના માગશર સુદ ૧૧ ને રવિવાર તા. ૨૫-૧૨-૫૫ ના રોજ મને સાવરકુંડલા મુકામે થયેલા. મારા એક સબંધી શ્રી દુર્લભજીભાઇ સંઘવીના ઉત્તરકાર્ય પ્રસંગે હું માટુંગાથી કુંડલા ગયો. સવારના નવેક વાગ્યે હું ત્યાં પહોંચ્યો. સ્વર્ગસ્થના ભાઇ અને કુંડલાની વિભૂતિસમા શ્રી છગનલાલભાઇ સંઘવીએ મને કહ્યુ, "તમે જલદી ઉપાશ્રયે પહોંચો. વિદુષી મહાસતીજી લીલાવતીબાઈનું વ્યાખ્યાન ચાલતુ હશે માટે એ અમૂલ્ય તકનો લાભ લો." હું તરત જ ઉપાશ્રયે પહોંચ્યો. ઉપાશ્રયનો વિશાળ હૉલ, ગામ-પરગામથી આવેલા જૈન-જૈનેતરોથી ચીકાર ભરાઇ ગયો હતો.

હું ઘણે દૂર દાદર નજીક બેસી ગયો. મહાસતીજી લગભગ પાંચ હજાર માણસો સાંભળી શકે તેવા બુલંદ અવાજે ઉપદેશધારા વહાવી રહ્યાં હતાં. વાણીમાં જાણે સૂત્રો ઝરતાં હતાં. મારા સંબંધી અને સન્મિત્રના મૃત્યુના કારણે મારું હૃદય શોકાકુલ હતું અને આખો દિવસ દુકાને વેપાર કરીને ઘેર આવ્યા બાદ એ સન્મિત્ર મરણને શરણ થયાની તાજી હકીકત સાંભળેલી એટલે જીવનની ક્ષણભંગુરતાના વિચારો દિલમાં ઘોળાઈ રહ્યા હતા. જેમ તપ્ત લોઢા ઉપર હથોડાના ઘા પડે તેમ મારા કાન દ્વારા હૃદયમાં વૈરાગ્યભરપૂર વાણીના હથોડા પડવા માંડયા. જાણે કેમ મને જ સંબોધીને મહાસતીજી ઉપદેશ આપતાં હોય એમ લાગ્યું. વ્યાખ્યાન પછીની ધૂન પણ એવી જ હતી. હું બહુ જ પ્રભાવિત થયો. વ્યાખ્યાન બાદ વંદન કરી મે મહાસતીજીને પ્રાર્થના કરી કે આપશ્રીના સત્સંગદ્વારા આપના જ્ઞાન–અનુભવનો લાભ લેવા ઇચ્છું છું તો એ માટે આપ મને સમય આપી શકશો ? મહાસતીજીએ ફરમાવ્યું, વ્યાખ્યાનના અને આહારના અમુક સમય સિવાય તમો ગમે ત્યારે આવી શકો છો. પછી તો હું રોજના ચાર પાંચ કલાક તેમનો સત્સમાગમ સેવવા માંડયો. મારે મુંબઇ તરતમાં જ પાછા જવું હતું પણ આવો અલભ્ય લાભ હું કેમ જતો કરૂં ! મહાસતીજી કુંડલામાં રહ્યાં ત્યાંસુધી હું કુંડલામાં રહ્યો. ત્યાથી તેઓ ચલાળા પહોંચ્યાં એટલે હું ચલાળા પહોંચી ગયો. ત્યાંના જૈન–અજૈન ભાઇઓની વિનંતિથી મહાસતીજીએ ચલાળામાં જાહેર ભાષણ, કપોળ મહાજનના વિશાળ વંડામાં આપ્યું. ચલાળાથી તેમણે ધારી તરફ વિહાર કર્યો ત્યારે હું કુંડલા પાછો આવ્યો અને મહાસતીજી ધારી પહોંચ્યાના

ખબર પડતાં ધારી પહોંચ્યો અને ધારી રહ્યાં ત્યાં સુધી ધારીમાં હું રોકાયો. આટલા દિવસોના સત્સંગ દરમ્યાન તેમની પાસેથી મેં ઘણું મેળવ્યું. તેમણે તથા તેમનાં વિદુષી શિષ્યા બા. બ્ર. મુક્તાંબાઇ આચાર્યાજીએ મને 'ગમા' શીખવ્યા આમ તેમનાં જ્ઞાન, ચારિત્ર, તપ વગેરેની મારા હૃદય ઉપર કદી ન ભુંસાય તેવી ઊંડી છાપ પડી.

ચતુર્વિધ સંઘમાં સાચી એકતા–સંગઠનની આ યુગમાં અનિવાર્ય આવશ્યકતા છે. સંગઠન એજ શકિત છે હાલમાં પ્રવર્તી રહેલો સંઘાડાવાદ, સંગઠનનો વિઘાતક છે માટે સંઘાડાવાદ સદંતર નાબૂદ થવો જોઇએ. બા. બ્ર.. વિદુષી લીલાવતીબાઇ મહાસતીજી તથા તેઓશ્રીના ગુરુવર્ય બા. બ્ર. અધ્યાત્મયોગી પંડિતરત્ન પૂ. શ્રી કેશવલાલજી મહારાજ સંપ્રદાયવાદના કટ્ટર વિરોધી છે. સાધુતા, વેશમાં નહિ પણ ગુણમાં છે. શ્રાવકોએ ગુણગ્રાહી બની ગમે તે સંઘાડાનાં ગુણવાન સાધુ–સાધવીઓનો આદર કરવો જોઇએ. ક્ષેત્રો ઉપર કોઇ સંઘાડાનો માલેકીહક ન હોવો જોઇએ. ગમે તે સંઘાડાનાં ગુણિયલ સાધુ–સાધ્વીજીઓનાં ચાતુર્માસ પોતાને આંગણે કશા પણ ભેદભાવ વિના કરાવવાં જોઇએ.

આપણો ત્યાગીવર્ગ પણ ક્ષેત્રના પ્રતિબંધરહિત થઇ નવાં નવાં ક્ષેત્રો ખોલે-વિકસાવે અને વિદુષી મહાસતીજીની પેઠે જૈનધર્મની ધ્વજાપતાકા સર્વત્ર ફરકાવે એવી એમના પ્રત્યે પણ મારી વિનમ્ર પ્રાર્થના છે.

શ્રી મહાવીર જયંતિ
૨૦૧૫ — ઝવેરચંદ જાદવજી કામદાર
શ્રી જૈનવિદ્યાલય–વઢિયા (સૌરાષ્ટ્ર)

# આભાર દર્શન

પુણ્યના ઉદયે કરી, લાંબા સમયની વિનંતિને માન્ય રાખી, પરમ પૂજ્ય શ્રી ઝબકબાઈ મહાસતીજી તથા બા. બ્ર. વિદુષી શ્રી લીલાવતીબાઈ મહાસતીજી ઠાણાં દશ સાથે જ શ્રી થાનગઢમાં સંવત ૨૦૧૪નુ ચાતુર્માસ કરવાનું પરમ પૂજ્ય આધ્યાત્મયોગી શ્રી કેશવલાલજી મહારાજશ્રીની અનુમતિથી અમદાવાદ મુકામે સ્વીકાર્યું અને બીજે જ દિવસે હું પૂજ્ય મહાસતીજીશ્રીઓનાં દર્શનાર્થે અને મુંબઇના ચાતુર્માસ માટે વિનંતિ કરવા શ્રી ગીરધરલાલ દામોદર દફતરીના નેતૃત્વ નીચે ડેપ્યુટેશનમાં ગયેલ હતો પરંતુ ત્યાં જતાં જ થાનગઢનું ચોમાસું નકકી થઇ ગયું છે તેવા શુભ સમાચાર સાંભળી ખૂબ જ આત્મ-સતોષ થયો અને તે વખતે મને વિચાર થયો કે મુંબઇનાં તો ઘણાં ચાતુર્માસ કર્યા પણ આ વખતે થાનગઢ–સંઘની અને દર્શનાર્થે આવનાર આત્માર્થીઓની બની શકે તેટલી સેવા કરવી અને પૂજ્ય મહાસતીજીની અમૃતવાણીનો લાભ લેવો. તે જ પ્રમાણે યથાશક્તિ કાર્ય કર્યું અને પૂજ્ય મહાસતિજીના ચાતુર્માસનો, થાનગઢના સદ્ભાગ્યે ચાર માસને બદલે પાંચ માસનો લાભ મળ્યો.

પૂજ્ય મહાસતીજીનાં હમેશનાં વ્યાખ્યાન ઉતારવા માટે તે વખતનાં વૈરાગ્યવંતા, ભાવિ દીક્ષિતા બહેન પદમાબહેન અમને મળી ગયાં ચાતુર્માસ પૂરૂં થયું ત્યારે વ્યાખ્યાનની હસ્તલિખિત છ બુકો ભરાઇ ગઈ. હવે તેના પ્રકાશનનો પ્રશ્ન ઊભો થયો. શ્રી

થાનગઢ સંઘ માટે આ એક ગહન પ્રશ્ન હતો. કોઇ વખત આવું કાર્ય કરેલ નહિ. મેં ફક્ત શ્રી સંઘને વિનંતિ કરી કે શ્રી સંઘ, વ્યાખ્યાનનાં પુસ્તકો છપાવવાનું નક્કી કરે તો તેને લગતું કાર્ય હું ઉપાડી લઈ બધી વ્યવસ્થા કરાવી આપીશ. શ્રી સંઘનો મારા પ્રત્યે અથાગ પ્રેમ અને વિશ્વાસ હોવાથી એ વિનંતિ -માન્ય રાખી તરત જ ઠરાવ કર્યો કે 'વ્યાખ્યાનનાં પુસ્તકો છપાવવાં અને તેને લગતાં દરેક કામકાજ માટે શ્રી હરખચંદ ત્રીભોવનદાસને સંપૂર્ણ સત્તા આપવામાં આવે છે.'

એ વખતે અમોએ ફક્ત ૧૫૦૦ થી ૨૦૦૦ પુસ્તકો છપાવવાનું વિચારેલ પણ થોડા સમયના અનુભવથી અમોને લાગ્યું કે ૩૦૦૦ પ્રતો છપાવવી જ જોઇએ, જેથી આવી સખ્ત મોંઘવારી, કાગળની અછત અને દરેકના ઊંચા ભાવ હોવા છતાં રૂા. ૨) ની કિંમતમાં અગાઉથી થયેલ ગ્રાહકોને પુસ્તક આપી શકાય. ગમે તેટલુ કસી કસીને કામ કરવા છતાં રૂા. ૨ાા થી ઓછે પુસ્તક પડે તેમ નથી, છતાં રૂા. ૨) માં જ આપી નુકસાની સહન કરી લેવી તે નિર્ણય બરાબર છે.

આ પુસ્તકનું પ્રકાશન કાર્ય મને સોંપવા માટે શ્રી થાનગઢ સંઘનો તેમજ આ વ્યાખ્યાનો ઉતારવાની જે મહેનત શ્રી પદ્મા બહેને (અત્યારે બા. બ્ર. પ્રજ્ઞાવતી મહાસતીજી) લીધી છે તેના માટે તેમનો, તેમજ આ વ્યાખ્યાનોનું સંપાદન કાર્ય, આગમના ઊંડા અભ્યાસી શ્રી ઝવેરચંદભાઇ જાદવજીભાઇ કામદારે (હાલ વડિયા) કરી આપ્યું છે તેમનો, આ તમામ વ્યાખ્યાનો, પ્રેસની જરૂરિયાત મુજબ કાગળની એક બાજુ ઉપર સાફ અને સુંદર અક્ષરોથી

લખી આપવા માટે શ્રી સૌભાગ્યચંદભાઇ તુરખીઆનો, રાજકોટમાં મારા ઉપકારી રાવબહાદુર મોહનલાલ પોપટભાઇએ, પ્રથમથી જ વ્યાખ્યાનો છપાવવા માટે બધી જાતની સહાય આપવાનું વચન આપી મને ખૂબ જ હિંમત આપેલ અને પ્રેસમાં બધી ગોઠવણ કરી આપવા માટે તેમનો, તથા આ પુસ્તકની ઝીણવટભરી ચોકકસાઇથી તેની મુદ્રણશુદ્ધિ કરી આપવા માટે શ્રી અંદરજી ઘેલાભાઇ પટેલ તથા રાવબહાદુર મોહનલાલભાઇનો ખૂબ જ ઋણી છું.

રાજકોટમાં જયભારત પ્રેસના પ્રોપ્રાએટર શ્રી જયંતિલાલભાઇએ આ કાર્ય જલદી પૂરું કરી આપવા બદલ તેમનો તથા આ કાર્યમાં જે જે ગૃહસ્થોએ, જાણ્યે–અજાણ્યે, મને મદદ કરી છે તે બધાનો ખરા અંતઃકરણથી આભાર માનું છું.

અંતમાં થાનગઢ શ્રી સંઘે અને પ્રમુખશ્રી ઠાકરશીભાઈ કરસનજીભાઇએ મારા પ્રત્યે જે લાગણી અને સદ્‌ભાવના રાખી છે તે બદલ તેઓનો, ફરી ફરી ખૂબ ખૂબ આભાર માનું છું.

આ આધ્યાત્મિક વ્યાખ્યાન સંગ્રહનો બીજો ભાગ છાપવાનું કામ થોડા સમયમાં જ શરૂ થવાનું છે. એટલે તે વખતે અત્યારની માફક સહકાર આપવા મારી નમ્ર પ્રાર્થના છે.

મુંબઇ — લી૦ આપનો

શ્રી મહાવીર જયંતિ સાં. ૨૦૧૫ — હરખચંદ ત્રીભોવનદાસ દોઢીવાળાના

જય જિનેંદ્ર

બાળ બ્રહ્મચારી વિદુષી મહાસતીજી

# લીલાવતી બાઈનાં

શ્રી થાનગઢ – ચાતુર્માસનાં

# વ્યાખ્યાન

## વ્યાખ્યાન ૧ લુ.

**સ. ૨૦૧૪ ના અષાડ સુદ ૧૩, શનિવાર.**

નાથે સિદ્ધાંત પ્રરૂપ્યાં, ત્રણે કાળે સિદ્ધ થએલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. ૧૧ અંગમાં સાતમું અંગ ઉપાસકદશાંગ સૂત્ર તેનું પહેલું અધ્યયન, તેમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. સુધર્મા સ્વામી જંબૂસ્વામીને કહે છે કે હે જંબૂ ! જેઓ મોક્ષમાં ગયા તે શ્રી ભગવંત મહાવીર સ્વામી કે જેની વાણી પૂર્વાપર વિરોધ રહિત તેવા પ્રભુએ આ અધિકાર કહ્યો છે

**तेणं कालेणं तेणं समएणं ।**

તે કાળ અને તે સમયને વિષે વાણિજ્ય નામનું નગર હતું. કાળ બે પ્રકારના (૧) ઉત્સર્પિણી કાળ. (૨) અવસર્પિણી કાળ. અવસર્પિણી કાળ તે પહેલા આરા કરતા બીજા આરામાં અનંતા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ઓછા થતા જાય પહેલે આરે ત્રણ ગાઉનું, બીજે આરે બે ગાઉનું, ત્રીજે આરે એક ગાઉનુ, ચોથે આરે ૫૦૦ ધનુષ્યનું, પાંચમે આરે સાત હાથનું, છઠ્ઠે આરે એક હાથનું, એમ દેહમાન દિન પ્રતિદિન ઘટતું જાય. આયુષ્ય, ધરતીની

સરસાઈ તથા શરીરની પાંસળીઓ બધું ઘટતું જાય. તે ત્રણ આરા સુધી તો વેરઝેર કાંઈ નહિ. બધાં સરળ યુગલિયાં. ત્યાર પછી કાળ પલટાવા માંડયો અને કલ્પવૃક્ષ પૂરા પ્રમાણમાં ફળ આપી શકતાં નહિ તેથી મારૂં તારૂં, ઝગડા ટંટા થવા માંડયા.

બધી બાબતમાં ઉતરતું ગયું. પહેલો આરો સુસમ સુસમ, બીજો આરો સુસમ, ત્રીજો આરો સુસમ દુસમ, ચોથો દુસમ સુસમ, પાંચમો દુસમ અને છઠ્ઠો દુસમ દુસમ. આવા પ્રથમના ત્રણ આરામાં કોઇ મોક્ષ જાય નહિ. છેવટે ત્રીજા આરાના છેડે શ્રી ઋષભદેવ સ્વામી થયા. તે વખતના માણસો જડ પણ સરળ. સમજાવો તેટલું જ સમજે પણ પેટમાં પાપ નહિ. શ્રમણો વહોરવા ગયા હતા. વળતાં વાર લાગી; આવ્યા એટલે ગુરુએ પૂછયું, આવતાં વાર કેમ લાગી? શ્રમણો કહે, અમે નટની રમત જોવા ઊભા રહ્યા હતા. ગુરુએ કહ્યું કેઃ સાધુને નટની રમત ન જોવાય. શ્રમણો કહે, હવે નહિ જોઇએ. બીજે દિવસે પણ વાર લાગી. ગુરુએ પૂછતાં જવાબ આપ્યો "આજે નટીની રમત જોવા ઊભા રહ્યા હતા." ગુરુ કહે, ના કહી હતી ને? તો કહે 'આપે નટની રમતની ના કહી હતીને, અમે નટીની રમત જોઇ.' થોડામાં ઘણું સમજે તેવા નહિ, પણ સરળ ઘણા. ભગવાન કહે છે જે માણસ વક્ર-શઠ, હોય છે, 'હું કાંઇક છુ" એવું અભિમાન રાખતો હોય, ત્યાં ધર્મ ટકતો નથી. ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

"सोही उज्जुयभूयस्स, धम्मो सुद्धस्स चिट्ठई ।
निव्वाणं परमं जाइ, घयसित्त व्व पावए ॥ १२ ॥

જેનાં ક્રોધ—માન—માયા—લોભ પાતળા પડયા છે, સરળ છે

ત્યાં શુદ્ધ ધર્મ ટકે છે સરળ હૃદયવાળાને સિદ્ધિ આપોઆપ વરે છે. પણ સરળતા ન હોય, અને મોઢે સિદ્ધાંતના સિદ્ધાંત ભણી જાય તો પણ અંદર ન ઊતરે પથ્થરમાં બીજ ન ઊગે. બીજ વાવવું હોય તો પહેલાં જમીન ખેડીને સાફ કરવી પડે. ત્યાર બાદ વરસાદ થયા પછી વાવણી કરાય. તેમ જ્ઞાની કહે છે, તમારે પણ પહેલાં હૃદયની વિશુદ્ધિ કરવી જોઇએ. પ્રતિક્રમણ કરતા પહેલાં ચાર પાઠ બોલો છો ને ? આત્માને વિશેષ શુદ્ધ કરવા, પાપનું છેદન કરવા, ત્રણ શલ્યને ટાળવા માટે, પાપ કર્મનો નિર્ઘાત કરવા માટે, વીજળી પડે અને પહાડ તુટે તેમ ઘાતી કર્મના ડુંગર તોડવા માટે કાઉસ્સગ્ગ કરૂં છું અઢાર પાપ–આઠ કર્મ–ત્રણ શલ્યને ટાળવા માટે કાઉસ્સગ્ગ છે. ક્રિયા કરતાં પહેલાં લક્ષ બાંધીને ક્રિયા કરો તો તે ક્રિયા ફળદાયી નીવડે. પાપનો નિર્ઘાત કરવા માટે સ્થિત થાઉં છું મન–વચન–કાયાને સ્થિર કરૂં છું **ठाणेणं** તે કાયાની ક્રિયા બંધ થઈ. **मोणेणं** = મૌનપણે એટલે વચનની ક્રિયા બંધ થઈ અને **झाणेणं** તે મનની ક્રિયા બંધ થઇ. યોગીઓ ઘોર તપ કરીને મનને રોકે છે તેમ મન–વચન–કાયા ત્રણે રોકીને **अप्पाणं वोसिरामि** આત્માને વોસરાવું છું 'આત્માને વોસરાવો તો જડ ન થઈ જાય' ? પણ ભગવતીમાં આઠ આત્મા કહ્યા છે. દ્રવ્ય આત્મા, તે આત્મદ્રવ્ય અસંખ્યાત પ્રદેશી, અનંત ગુણનો ધણી, તે કષાયમાં જોડાય ત્યારે કષાયઆત્મા કહેવાય જ્ઞાનમાં જોડાય ત્યારે જ્ઞાનઆત્મા યોગમાં જોડાય ત્યારે યોગઆત્મા, દર્શનમા જોડાય ત્યારે દર્શનઆત્મા. તેમા દુષ્ટ આત્માને (વોસિરામિ) તજું છું એટલે કે કષાય અનુરંજીત નહિ થાઉ. અશુભ યોગમા નહિ જવા દઉં. જ્ઞાન–દર્શન–

ચારિત્રમાં રમણ કરીશ. પરમાં રમણ નહિ કરૂં. આ જાતની પ્રતિજ્ઞા કરે છે. કાઉસગ્ગમાં બીજે મન જાય છે? એક મચ્છર બેસે તો ઉડાડી ફરી કાઉસગ્ગ કરે. કાઉસગ્ગ તો કેવી ચીજ છે. **काउस्सग्गेणं भन्ते ! जीवे किं जणयइ ? काउस्सग्गेणं तीयपडुप्पन्नं पायच्छित्तं विसोहेइ ।** કાઉસ્સગ્ગ કરવાથી–તીયપડુપ્પન્નં–ભૂત અને વર્તમાનના પાપના ભારથી હળવો બને. ગુમડા પર મલમ પટ્ટી લગાડીને પાટો બાંધ્યે પટ્ટી રૂઝ લાવે છે. તેમ દોષ ટાળી રૂઝ લાવવા આત્માને સરખો કરવા કાઉસ્સગ્ગ છે. તો પછી ચાલીશ લોગ્ગસ્સના વીસ લોગ્ગસ્સ કેમ કર્યા? કરણીના કાયર, કરણીના હીણા થયા અને તેમાં નવો પંથ મલ્યો એટલે બસ. ક્રિયાથી શું વળવાનું? પણ જો ક્રિયાથી કાંઇ ન વળવાનું હોય, તો એકલા જ્ઞાનથી પણ શું વળે? નવ પૂર્વની વિદ્યાથી પણ અર્થ નથી સરતો. તો અર્થ શેમાં? સ્વને ઓળખી સ્વમાં રમી જ્ઞાન અને સમજણપૂર્વકની ક્રિયા થાય તો અર્થ સરે.

## જ્ઞાન વિના ક્રિયા અંધા જેવી, સમજ વિના ક્રિયા પંગુ જેવી ભાવ મસાલો ભરેલો હો, સંત સમાગમ કરેલો

દાવાનળ સળગ્યો છે ઉની લૂ આવવાથી આંધળો આમ તેમ દોડે છે. તેને એમ થાય છે કે કયાં જવું? ત્યાં એક પાંગળો બેઠો છે. તે જોઈ શકે છે પણ ચાલી શકતો નથી. તેણે આંધળાને બોલાવી કહ્યું "ભાઈ! તું મને તારા ખભા પર બેસાડ, હું તને માર્ગ બતાવીશ" બંને એકતા કરી પાંગળાના કહ્યા પ્રમાણે ચાલવાથી બંને બચી ગયા. તે જ રીતે જ્ઞાન અને ક્રિયા બન્નેની જરૂર છે.

**" કોઇ ક્રિયા જડ થઇ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઇ;**
**માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઈ";**
**બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર ભેદ નહિ કાંઈ;**
**જ્ઞાન માર્ગ નિષેધતા, તેહ ક્રિયા જડ આંહી".**

આત્મસિદ્ધિ શાસ્ત્ર.

કેટલાક ક્રિયામાં જડ થઇ ગયા છે, કેટલાક શુષ્ક જ્ઞાનીઓ કહે છે કે કાંઇ ક્રિયા કરવાની જરૂર નથી. આત્માને ઓળખો એટલે બસ. તેને, એક પડખુ, એકાંતવાદ લીધો પણ જૈનધર્મ તો અનેકાંત માર્ગ છે બેય પડખા લેવાં પડશે.

**"દર્શનમોહનીએ દર્શન તારૂ આવર્યુ જો,**
**ચારિત્ર મોહનીએ ચુકાવ્યો સદાચાર હો ગમાર.**
**મુકી દે સગત મહા મોહની જો.**

જ્ઞાની કહે છે, મોહના બે પ્રકાર છે. એક દર્શનમોહ અને બીજો ચારિત્રમોહ. મોહ તે સંસાર છે મોહ છૂટે તો મોક્ષ હથેળીમા છે પણ છોડવો મુશ્કેલ છે ને? છૂટે કેમ? જ્ઞાનરૂપી સમજણથી. તમે સર્પના મુખમાં હાથ નાખવા જાવ છો? 'ના' એ સાચું સમજાણું છે પણ સર્પનુ ઝેર તો ઊતરે છે, બચી જવાય છે. પણ પાપના કરડેલા કોણુ બચ્યા? પાપ ભયંકર કે સર્પ? તમને પાપની બીક છે કે સર્પની? ખોટું બોલતા ડરો છો? આત્મામાં અરેરાટી થાય છે? નિંદા કરતાં થાકો છો? બાર વાગ્યા સુધી બેસી અલક મલકની માંડે પણ એ નિંદાથી કેટલું પાપ બંધાય છે? પણ જીવ તેનાથી થાકતો નથી એ વાતથી ઊંઘ ઊડી જાય. ધર્મકાર્યમા ઊંઘ આવે જેને આત્માને ઊંચો લાવવો

હોય, મોક્ષનું અનંતું સુખ મેળવવું હોય તેને બધા દોષો ટાળવા પડશે. ધર્મ કરવો હોય તો આત્મારૂપી ક્ષેત્રમાં કષાય રૂપી કાંટા, કાંકરા અને સાંઠીઓ છે તેને સાફ કરવી પડશે. निंदामि गरिहामि નિંદા શેની ? સ્વઆત્માની નિંદા કરૂં છું અને ગુરુની સાક્ષીએ ગરહણા કરૂં છું કે ફરીથી એ પાપ હવે નહિ કરૂં ? જ્ઞાની કહે છે, માનવભવરૂપી અવસર મળ્યો છે ત્યારે નહિ સુધરો તો કયારે સુધરશો ? ચિત્ર દોરવું હોય તો ભીંત સાફ જોઇએ તો જ ઉઠાવ આપે. કપડું સાફ હોય તો રંગ ચડે. તેમ આત્મામા કષાયરૂપી અવગુણ છે તેને ટાળી આત્માને ચોક્ખો કરી ગુણ પ્રગટાવી આત્માને ધર્મનો રંગ ચડાવવો છે. આત્મા ચોક્ખો હશે તો જ રંગ ચડશે. દર્શનમોહનીયની સીત્તેર ક્રોડાક્રોડી સાગર અને ચારિત્રમોહનીયની ચાલીશ ક્રોડાક્રોડ સાગરની સ્થિતિ પન્નવણામાં કહી છે. આટલી લાંબી સ્થિતિ કોઇની નથી. મોહ ઊડે તો આખો સંસાર ઊડે. સરળતા આવે તો મોહ ઊડે અને ધર્મમા સ્થિર થવાય. માટે જ્ઞાનીઓ કહે છે.

"તૂટે મોહ, તો તોડાય સર્વ કર્મને, સુડી તોડતાં સુકાય જેમ તાડ
ઓ ગમાર.... ....મૂકી દે સંગત મહા મોહની.

જ્ઞાની કહે છે દર્શનમોહનીય છે તેને વિપરીત સ્વાદુ બનાવ્યો છે. તેથી પરમાં સુખબુદ્ધિ સ્વતઃ બુદ્ધિની ભ્રમણા ઊભી કરે છે. મળે તો રાજી, ન મળે તો કરાજી, આ દર્શનમોહ કરાવે છે. ચારિત્રમોહે સદાચાર છોડાવ્યો. રાગદ્વેષ, મારૂ તારૂં, એ બધું કરાવે છે, પરંતુ આત્માની સ્થિરતા જાગી જાય અને રાગ ટળે એટલે વિજય મેળવાય.

अट्ठवीसइविहं मोहणिज्जं कम्मं उग्घाएइ, पञ्चविहं नाणावरणिज्जं नवविहं दंसणावरणिज्जं पंचविहं अंतराइयं, एए तिन्नि वि कम्मंसे जुगवं खवेइ ॥ उत्तराध्ययन २९ अ.

અઠ્ઠાવીશ મોહનીયની પ્રકૃતિનો નાશ કર્યો એટલે પાંચ જ્ઞાનાવરણીય, નવ દર્શનાવરણીય અને પાંચે અંતરાય એ ત્રણે કર્મની પ્રકૃતિઓ સાથે જ નાશ પામે અને કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત થાય. મોક્ષ મેળવવા સરળતા લાવવી પડશે. મોહ જાય એટલે બધાં કર્મ ભાગ્યાં સમજવાં. મોટા તાડ વૃક્ષની એક ધોરી નસ તૂટે એટલે ઝાડ પડી જાય માટે ગમે તે પ્રયત્ને એક સમ્યગ્દર્શન લાવો. સમ્યગ્દર્શન આવે એટલે સ્વરૂપાચરણ ચારિત્ર આવે અને સમ્યગ્દર્શન થાય એટલે જ્ઞાન પણ સમ્યક્ થાય. જ્ઞાન હોય અને આચરણ ન હોય તો પણ નકામું.

अन्धो अन्ध पहंनेन्तो दूर मद्धामं गच्छइ ।
आवजे उयहं जन्तु अदुवा पंथाणु गामीए । सुयगडांग

ચક્ષુ વગરના જેવી દશા થાય છે. જ્ઞાન વિના ક્રિયા પાંગળી છે. હજારો વાનગી ગણાવી જાય તેના કરતા બાજરાનો, બટકું રોટલો પીરસનાર શ્રેષ્ઠ છે. કારણ કે તેનાથી ભૂખ ભાંગે છે, માટે આચરણમાં પણ ઉતારો. જેટલું સમજાય તેટલું જીવનમાં ઉતારી આગળ ચાલવા માંડો. જીવન સુધારવાની જરૂર છે એવું લાગે છે ? પાપ કૂદી કૂદીને કરો છો પણ ઉદયમા આવશે એટલે આકરૂં પડશે. ચોરી કરે ત્યારે સારૂં લાગે પણ કોરડાના માર પડે ત્યારે એમ થાય કે આ તો બધા ખાય છે અને ભોગવવાનું મારે એકલાને.

तेणे जहा संधिमुहे गहीए, सकम्मुणा किच्चइ पावकारी
एवं पया पेच्च इहं च लोए, कडाण कम्माण न मुक्ख अत्थि

उत्त. अ–४ गा-

ચોર ચોરી કરતાં પકડાયો. અઢાર ભાગીદાર રૂપ સ્વ
સાથે છે. પણ તેમાં એકને જ ફાંસીની સજા થઈ. ત્યારે મા
પિતા સગાં કોઇ છોડાવનાર નથી અને પોતે પોતાનાં કરેલાં ક
ભોગવે છે. કર્યાં તેને નડયાં તેવખતે न वंधवा वंधवयं उवेंति
બંધવનું બંધવપણું રહેતું નથી. કોઇની સિફારસ કામ નહિ આ

कर्ता है सो भोगता है। પરિણામ કર્યાં, બંધ પડ
અને તેનું ખાતું જ્યારે ખોલાશે ત્યારે કોઇ સાથ નહિ આપે.

ઉદય આવતાં જ્યારે, ભોગવે ફળ એહનાં
વિપાકે ભાગી ના કોઇ, બાંધનાર જ ભોગવે "

જ્યારે કર્મ ઉદયમાન થાય ત્યારે ફળ પોતાને ભોગવ
પડશે. ચોરને ફાંસીની સજામાંથી કોઇ છોડાવતું નથી આ તમ
સમજણ પડે છે ? તો શા માટે કર્મ બાંધો છો ? તારૂં કાંઇ
નથી, શા માટે મારૂં મારૂં કરો છો ?

MOTHER AND FATHER સભી
WALK WITH NOT કભી
WHY DO MY MY; YOUR NEAR કોઇ નહી

માબાપ કોઇ સાથે નહીં આવે તો WHY DO M
MY ? શા માટે મારૂં–મારૂં કરો છો ? તારૂં શું ? સમજણ
ઘરમાં આવ્યા સિવાય છૂટકો નથી. સમજણમાં આવો અને જીવ

સુધારો. એકલા જ્ઞાન કે એકલા ચારિત્રથી મોક્ષ નથી. બે પાંખે પક્ષી ઊડી શકશે અને જેની પાંખ ખંડાઇ ગઇ તે પાખડી. જૈનમાં બે માત્ર ચડયાને ? જેનામાં ન્યાય, નીતિ, સદાચાર નથી તે જન અને જ્ઞાન, ક્રિયાના, બે માત્ર ચડયા એટલે તે જૈન. ઘર, શેરી, ગામ બધું સુધારો છો પણ આત્માને સુધારવાની જરૂર છે. પર તરફ જાય તે બંધના હેતુ છે અને સ્વતરફ જાય તે મોક્ષના હેતુ છે જેનું હૃદય સ્ફટિક રત્ન જેવું હોય, ચોકખા અરીસા જેવું, હોય ત્યાં ધર્મ ટકે છે. સરળતા વગર કોઇ રીતે ઊંચે નહિ અવાય. તેવા જ જીવો **निव्वाणं परमं जाइ** નિર્વાણ પામે છે. અને ઘી સીંચેલા અગ્નિ જેમ, ધર્મે સીંચેલો તેનો આત્મા દેદીપ્યમાન લાગે છે. તમારૂં જીવન જોઇને બીજાને એમ થાય કે આપણે એવા કયારે બનીએ, માટે જીવન સુધારણા કરો. ત્રીજા આરામાં ભગવાન ઋષભદેવથી ધર્મની શરૂઆત થઇ અને ચોથા આરામાં ધર્મનો વેપાર ધમધોકાર ચાલ્યો.

ચોથા આરાનો જન્મેલો પાંચમા આરામા મોક્ષ જાય અને પાંચમા આરાનો જન્મેલો એકાવતારી થાય. તમે એકાવતારી થવાની લાયકાત મેળવી શકો તેમ છો. તો તમારે શું કરવું છે ? કેટલા ભવો કરવા છે ? ભવને મર્યાદામાં લાવે તે પરિત સંસારી કહેવાય. ગુરુ ને શિષ્ય ચાલ્યા જાય છે. ત્યાંથી નજદીકમા કેવળી ભગવાન પધાર્યા છે. ગુરુનુ શરીર અશકત હોવાથી શિષ્યને કહે છે, તું પ્રભુને મારા કેટલા ભવ છે તે પૂછી આવ. શિષ્ય કોને કહેવાય? ગુરુની આજ્ઞા. શિરોમાન્ય કરે તે જ શિષ્ય. ગાથાનાં ત્રણ પદ ભર સભા વચ્ચે બોલ્યા હોય ને ચોથુ જ પદ બાકી હોય પણ ગુરુની આજ્ઞા થાય તો ચોથું પદ પૂરૂં કરવા ન ઊભો રહે. કેવળી

ભગવંત કહે છે, હે શિષ્ય ! તુ તારા ગુરુના ભવ પૂછવા આવ્યો છું ? એ વાત સાચી છે ? હા સ્વામી ! ભાઈ, તારા ગુરુ જે ઝાડ નીચે બેઠા છે, તેનાં જેટલાં પાંદડા છે, તેટલા તારા ગુરુના ભવ છે. શિષ્ય રાજી થતો પાછો આવે છે, કારણકે તે વખતે ગુરુ આકડાના ઝાડ નીચે બેઠા હતા અને જ્યારે તે આવ્યો ત્યારે આબલીના ઝાડ નીચે ગુરુને બેઠેલા જોઇ તે રડવા લાગ્યો. ગુરુને ધ્રાસકો પડયો. તે કહે છે, કેમ રડે છે? શું મને અભવી કહ્યો ? ગુરુને કહે છે, ના, આપના આ ઝાડનાં જેટલાં પાંદડાં છે તેટલા આપના ભવો બાકી છે. ગુરુ કહે એમાં શું મુઝાય છે? પાદડાં તો સંખ્યાતા છે. ત્યાર પછી પણ મારો છેડો તો ખરોને ! આત્મા અનાદિ કાળથી રખડે છે. માટે મોક્ષ જોતો હોય તો સખ્યાતા ભવો શા હિસાબમાં ? પણ મોક્ષ માટે મહેનત કરવી પડશે. અનંત કાળથી નથી શોધ્યું તે શોધવાનુ છે. અને પોતાને શોધશે ત્યારે જ ભવની રાશી ભાંગશે. કર્મની ભેખડો ઉડી જશે. **तेणं कालेणं तेणं समएणं** અવસર્પિણીના કાળમાં ચોવીશમા તીર્થંકર મહાવીર સ્વામીના સમયે આ આનંદ શ્રાવક થયા. બે સર્પના મોઢે મોઢાં અડાડી પૂંછડે પૂંછડા અડાડી ગોળ ચક્રમાં ગોઠવે તે જ રીતે અવસર્પિણીને ઉત્સર્પિણી બે મળીને કાળચક્ર થાય છે. ચડતો ને ઊતરતો બેય કાળ મળીને આપણે અવસર્પિણી કાળમાં છીએ. બધામાં આ કાળ ઘણો હીણો છે માટે હુંડાવસર્પિણીમા જન્મ્યા છીએ. ઉપરથી સારૂં સારૂં દેખાતું હશે પણ અંદરથી સડેલું છે. આજે સાધનો વધ્યા પણ જરાય ચિત્તમાં શાંતિ છે ? આગળના માણસો ચાર મહિના મોસમ લઈને સંતાપથી બાર મહિના ખાય. પણ આજે

તો બે ગાડાને ત્રણ બળદ, ચોથાનો તૂટો ને તૂટો જ, કારણ કે ખરચા વધ્યા છે. દેખાદેખી વધી છે. નાવું ધોવું વગેરે શરીરની પ્રવૃત્તિ એટલી બધી ટાપટીપ વધી પડી છે કે ધર્મ કરવાની ફુરસદ મળતી નથી આગળ દુઝણાની પ્રવૃત્તિ હતી આજે તો શરીરની, બહારની પ્રવૃત્તિમાં અટકયા છો. ખરચા વધ્યા એટલે તે ફંદને પહોંચી વળવા કૂડ, કપટ, દગા, પ્રપંચ વધ્યા, આબાદી વધી કે બરબાદી? એટમબોંબ કે રોકેટથી શું થવાનુ? આવા કાળમાં આપણો અવતાર છે, પણ સદ્ભાગ્યે આ દીવાદાંડી રૂપ ધર્મ મળ્યો તેને સમજશે 'રત્નત્રયની આરાધના કરશે' તેનુ જ કલ્યાણ થશે. નહીંતર રખડપટ્ટી ઉભી જ છે. સુધર્મા સ્વામી કહે છે, તે કાળ અને તે સમયને વિષે વાણિજ્ય નામનું નગર હતું. એમ કહે છે તેનું કારણ એ છે કે અનંતા વર્ણ-ગંધ-રસ-સ્પર્શના પર્યવ અનંતા હીણા થયા માટે હતું એમ કહ્યુ. એ નગરમાં દ્યુતિપલાશ નામનુ ઉદ્યાન હતું. તે નગરમાં કોણ રાજા હતો અને આનંદ શ્રાવક કેવા હતા તેનો અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૨ જું

### સાં. ૨૦૧૪ના ભાદરવા શુદ ૧૪ રવિવાર

નાથે સિદ્ધાંતથી સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમા નિર્ણય થયેલુ અબાધિત તત્ત્વ તેનું નામ સિદ્ધાંત. ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર પ્રભુએ વર્ણવ્યો છે. ત્રિકાળજ્ઞાની એવા પ્રભુ મહાવીરના સમયમાં વાણિજ્ય નામે નગર હતું. તે વખતે ચોથો આરો વર્તતો હતો. દુઃખ ઘણુ અને સુખ થોડું

એવો દુસમ સુસમ આરો વર્તતો હતો. દુઃખ માણસને જાગૃતિમાં લાવે છે. થોડી પણ દુઃખની શરૂઆત થાય છે ત્યારે જીવ વિચારે ચડે છે કે આ દુઃખ આવ્યું ક્યાંથી ? દુઃખ થવાનો હેતુ શો ? કોણે મોકલ્યું ? કેમ આવ્યું ? તેને ટાળવાના ઉપાય શા ? શું કરવાથી દુઃખ ટળે ? આ બધી વિચારની હારમાળાઓ જ્યારે ચાલે છે ત્યારે જીવ મુઝવણમાં પણ માર્ગ કાઢે છે. એવા અજીતનાથ પ્રભુથી માંડીને મહાવીર પ્રભુ સુધી આદિ ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા. ત્રીજા આરામાં તો પ્રથમ ઋષભદેવ સ્વામી જ થયા. તેઓને એક હજાર વર્ષે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારથી ધર્મતીર્થની પ્રવૃત્તિ શરૂ થઇ. ચાર તીર્થ સ્થાપ્યાં અને તે તીર્થો પચાસ લાખ ક્રોડ સાગર સુધી ચાલ્યાં. ત્યાર પછી ભગવાન અજીતનાથ પ્રભુ થયા. ત્યારે એટલો બધો જગતમા પુણ્યનો સિતારો ચઢીઆતો હતો કે તે વખતે દરેક વિજય અને દરેક ક્ષેત્રમાં તીર્થંકર દેવ બિરાજમાન હતા. બત્રીસ પંચા એકસો સાઠ એ મહાવિદેહમાં તીર્થંકર થયા. એક એક મહાવિદેહમાં બત્રીસ વિજય છે અને પાંચ ભરત તથા પાંચ ઇરવત ક્ષેત્રના મળીને ૧૭૦ તીર્થંકર અજીતનાથના વારામાં હતા તે વખતે નવ ક્રોડ કેવળી ભગવાન અને નવ હજાર ક્રોડ સાધુ બિરાજમાન હતા. એ કાળ બધી રીતે ઉત્કૃષ્ટ હતો. તે સમયના જીવો સરળ અને પ્રાજ્ઞ હતા. તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. થોડામાં ઘણું સમજી જાય તેવા હતા. उदएत्र तेल्लबिंदु એક તેલનું બિંદુ પાણીમાં પ્રસરી જાય તેમ તેમની બુદ્ધિ પ્રસરતી હતી. તે વખતે ચાર મહાવ્રતરૂપ ધર્મ પ્રવર્તતો હતો.

सव्त्राओ पाणाइवायाओ वेरमणं, सव्त्राओ मुसावायाओ वेरमणं, सव्त्राओ अदिन्नादाणाओ वेरमणं सव्त्राओ बहिद्धादाणाओ "

આ ચાર મહાવ્રત રૂપ ધર્મ હતો. અને તે વખતના મુનિઓ જ્યારે દોષ લાગે ત્યારે ત્યારે પ્રતિક્રમણ કરી લેતા પણ સવાર સાંજ બન્ને ટાઇમ કરવાનો નિયમ નહોતો. પહેલા અને છેલ્લા તીર્થંકરના વખતમાં પંચ મહાવ્રતરૂપ ધર્મમાં સ્ત્રી અને પરિગ્રહ એ બે વ્રત જુદા પાડવા પડયા કારણ કે પ્રજ્ઞા મંદ હતી. વચ્ચેના બાવીસ તીર્થંકરના વખતમાં એક વખત સમજાવે ત્યાં સમજીને તરત આચરણમાં ઉતારી લેતા. ઠાણાંગસૂત્રમાં ચાર પ્રકારનો વરસાદ કહ્યા છે. એક વરસાદ એવો કે દસ હજાર વર્ષ સુધી ત્રેહ રહે. બીજા વરસાદનો સો વર્ષ સુધી અને ત્રીજા વરસાદનો એક વર્ષ સુધી ત્રેહ રહે. ચોથો વરસાદ એવો છે કે આજે વરસે ને કાલે જરૂરને જરૂર. તેમ આગળના માણસો એક વ્યાખ્યાન સાંભળતા અને ભૂઝી જતા "સાંભળ્યાનો ત્રેહ ઘણો વખત સુધી રહેતો" આજના વખતમાં તો આજે સાંભળ્યું હોય અને થોડીવારમા હતા તેવાને તેવા. અંદર પરિણમતુ નથી. જોઇએ તેવી અસર થતી નથી. એમ આજના પ્રાણીઓ ચોથા વરસાદ જેવા છે ભગવાન પાર્શ્વનાથના વખતમા બહુમૂલ્ય અને રંગીન લીંટીવાળાં વસ્ત્ર ચાલતા, કારણ કે તે વખતે લજ્જા રાખવા માટે જ વસ્ત્રનો ઉપયોગ થતો. ગમે તેવું વસ્ત્ર રાખે તેમા મોહ, મમત્વ નહિ. પહેલા અને છેલ્લા તીર્થંકરના સમયમાં માનોપેત અને સફેદ વસ્ત્રનો કાયદો રાખવામાં આવ્યો. કાયદો કોના માટે હોય? જો મમત્વ ટાળી દીધું હોય, મોહ છૂટી જાય તેને કાંઇ વસ્ત્રપરિધાનનું કહેવું જ ન પડે. ભગવંત મહાવીરના ટાઇમે માનોપેત વસ્ત્રો હતા. સાધુઓ કે સાધ્વીજીઓના ભાવમાં મમતા ન બંધાય. વંક ને જડ તેને સમજાવવા મુશ્કેલ એવા છેલ્લા તીર્થંકરના વખતના માણસો હતાં, તે

વખતના રાજાઓ પણ જૈન ધર્મી હતા આજના રાજાઓ યમદંડ સરીખા અને પ્રધાન લાલચુ હોય ત્યાં ધર્મની આશા શું રખાય? પ્રજાનો પ્રેમ મેળવ્યા વિના રાજા બનાતું નથી. એક ગામમાં રાજા ટકતો જ નથી. બે ત્રણ વર્ષ થાય અને મરણ પામી જાય છે. ત્યારે તે ગામનો પ્રધાન સામેના ગામના રાજાને પૂછવા જાય છે કે, "અમારો રાજા ટકતો કેમ નથી." પ્રધાનને રાજાએ કહ્યું, એનો જવાબ હમણાં નહીં આપું, પણ તમને જ્યાં ઉતારો આપ્યો છે ત્યાં વડ છે તેને એક પણ પાંદડુ નહિ રહે ત્યારે તમારા પ્રશ્નનો જવાબ આપીશ. પ્રધાનને થયું, વડ ક્યારે સુકાયને ક્યારે જવાબ મળે. સૂતાં-બેસતાં-ઉઠતાં રટયાં કરે છે કે ક્યારે વડ સુકાય. ક્યારે વડ સુકાય. બે મહિનામાં વડ સુકાઇ ગયો. એક પણ પાન રહ્યું નહીં. એટલે પ્રધાને રાજા પાસે જઇ પ્રશ્નના ઉત્તરની માગણી કરી. રાજાએ કહ્યું "હવે વડલો જેવો હતો તેવો થઇ જાય ત્યારે તારા પ્રશ્નનો જવાબ આપીશ. પ્રધાનનું ફરી રટણ શરૂ થઇ ગયું કે હવે વડ હતો તેવો થઇ જાઓ. મહિનામાં વડ હતો તેવો થઇ ગયો. એટલે પ્રધાન રાજા પાસે ગયો અને જવાબ માગ્યો. રાજાએ કહ્યું, તમારા પ્રશ્નનો જવાબ અપાઈ ગયો. તમારી નિરંતર ભાવનાના નિસાસાથી એ સુકાઇ ગયો. ભાવનાના આંદોલન એને અસર કરે છે. એ આંદોલનની અસર કોઇ ઓર છે. પ્રભુ જન્મે અને ઇંદ્રોનું આસન શાથી કંપે છે? અતિ સંકટમાં આવે અને દેવને સમરે તો દેવને પણ નીચે આવવું પડે. ચંદનબાળાને માથે પૂળો છે. બજારમાં વેચવા માટે ઊભી છે. તેને લેવા એક વેશ્યા આવી. વેશ્યાને થયું, આ છોકરી સુંદર છે, રૂપરૂપના અંબાર જેવી છે મુખાર્વિંદ પૂનમના ચંદ્રમા જેવું છે. પરવાળા જેવા ઓષ્ટ, દાડમની કળી જેવા દાંત છે. આને

હું સુવર્ણથી મઢીશ તો કેવી સુંદર લાગશે? બાપને એમ થાય, મારો દીકરો મારાથી મવાયો કેમ થાય? ધર્મી કે કર્મી દરેકને એમ થાય કે અમારો ધંધો અમારી પાછળ સવાયો કેમ ચાલે? વેશ્યાએ પણ એ વિચારથી સવાલાખ રૂા. આપી ચંદનને ખરીદી લીધી. ચંદન કહે છે, બાઇ ઊભા રહો. તમારે ત્યાં શું આચાર છે? બાઇ કહે છે, રોજ રોજ નવાં નવાં કપડાં પહેરવાં– નવા નવા શણગાર સજવા, હીંડોળા ખાટે બેસવું, પુરુષોને રીઝવવા એ જ અમારો ધર્મ છે. ચંદન પાસે ન્હોતા માતા–પિતા કે ન્હોતા ભાઇ–બ્હેન તેને એવું દુઃખ થયું કે મેં પૂર્વે એવું શુ પાપ કર્યું હશે કે મારે વેશ્યાને ત્યાં જવાનું? ખરો પશ્ચાત્તાપ થયો અને અંતરથી પ્રભુનું સ્મરણ કર્યું કે હે પ્રભુ! મારા શિયળનુ રક્ષણ કરજે. દેવતા તરત વાંદરાનુ રૂપ લઈને આવ્યો અને વેશ્યાને વલુરી નાખી વેશ્યાને થયું કે આ બાઇ કોઇ કામણવાળી લાગે છે તેથી વેશ્યા રવાની થઇ ગઇ. આંદોલન કેટલું કામ કરે છે? સર્વાર્થસિદ્ધના દેવની મુંઢા હાથની કાયા, ૩૩ સાગરોપમનુ આયુષ્ય, આવા સુખમાં મહાલતા દેવ ષડ્દ્રવ્યનો વિચાર કરતા કરતાં મનમા પ્રશ્ન ઉઠે તો સાત રાજ છેટે બેઠેલા પ્રભુને મનથી પ્રશ્ન પૂછે. પ્રભુ મનથી જવાબ આપે અને દેવતા મનથી CATCH UP કેચ અપ કરી લે મનના આંદોલનની અસર કયાં સુધી પહોચે છે? પ્રભુના પાંચ કલ્યાણીક વખતે દેવતાઓ મહોત્સવ ઊજવવા આવે છે તે દેવને બોલાવવા તાર ટેલીફોન તથા કાગળની જરૂર નથી પડતી, આંદોલન જ કામ કરે છે. ભાવનાથી ખારી ભૂમિ પણ મીઠાં ફળ આપે છે. પ્રેમની અસર જંગલી જાનવર ઉપર પણ પડે છે ગુફાઓમા વસતા ઋષિ મુનિઓ પાસે જંગલી જનાવર પોતાની ક્રૂરતા છોડીને આવે છે, ભગવાનના

સમવસરણમાં સિંહ પાસે બકરૂ બેસે પણ એક બીજાને વેરઝેર નહીં. જન્મવેર, જાતિવેર, નાશ પામે છે.

જિનજીની આગળ બારે રે પ્રખદા,
આવ્યા તે સુર ક્રોડા કોડી રે
ચોસઠ ઇંદ્ર નમે રે શીરનામી ઊભા તે
બે કર જોડી રે. આજ ગયાતા અમે સમો રે
સરણુમાં વાણી અમીરસ પીવા રે–જિનજીની
વાણી સુણી રે પ્યારી તિર્યંચઆદિક જીવો રે
મૃગ પાસે રે મૃગ રાજેંદ્ર બેસે તેના
નહી કોઇ વેરી રે....આજ ગયા તા

ભગવાનની વાણી સાંભળવા મૃગ અને સિંહ બેય આવે પણ વેરઝેર ભૂલાય મહાત્માઓ, ઋષિઓ પાસે પશુ ક્રૂરતા છોડી પ્રેમથી વશ થાય છે, તો માણુસ ન વશ થાય? મેળમાં મજા છે. કુસંપ કાતર છે. એક ગજવેલની બેય ચીજો છે. કાતર અને સોય એક કાપે અને એક સાંધે. એમ માનવી બધા પણ એક કાતરનું તો બીજા સોયનું કામ કરે છે. કોઈ જુદા પાડે ને કોઇ સમજાવીને ભેગા કરે. આદર્શ શ્રાવકને પહેલા ઘરની ચિંતા હોય પછી કુટુંબ તરફ દૃષ્ટિ કરે જે કોઇ દુઃખી હોય તેનું દુઃખ ટાળે. ગુપ્ત મદદ કરે. બેસવા જાય અને શેતરંજી નીચે સો રૂપીઆ મૂકી આવે કરીને સંભળાવે નહિ કર્યા પછી સંભળાવે તો તેની શું અસર પડે? વાંસો થાબડનાર હોય તો કામની હોંશ વધે પણ જો ધક્કો મારનાર હોય તો આગળ ન વધાય. “ આ દરજી શીવવા આવે છે, ગજ કાતર ભોંય પછાડે છે રૂડી સોયને

માથે ચડાવે છે. સુણ દરજીડા ગજ, કાતરને સોય દોરાના ગુણ કહું. આ અંધ દુનિયાના લોકોને સમજાવવા દાખલા હું દઉં. સુણુ " સોય સાંધે તેથી તેનું સ્થાન માથે. દરજી તેને ટોપીમાં ભરાવી રાખે અને કાતરનું સ્થાન પગે. બદસલાહ દેનાર ઘણા હોય છે. માટે જેને તેને વેતરવાના ધંધા કરશો નહીં.

**"સજ્જન એસા કીજીયે જેસા ટંકણખાર**
**આપ બળે પર રીઝવે સાંધા મેલણ હાર"**

સજ્જન ટંકણખાર જેવો હોય પોતે બળીને પણ બીજાનો સાધો સાંધી દે, તેમ સજ્જન પોતાના બલિદાન આપી બીજાને શાંતિ આપે. ભેદની દિવાલ તોડી અભેદ ભાવે બધાને મળો. એક સળીથી કામ નહિ થાય પણ બધી સળી ભેગી થઇ એક દોરડામાં બંધાશે તો બંગલાના બગલા સાફ થઈ જશે. સંપમાં મજા છે, કુસંપમાં નહિ. તેમ તમારી વસ્તી અંદરો અંદર લડે છે. રાજામાં ચૂસણ વૃત્તિ છે. પ્રજાને લૂટી પૈસો બધો દારૂ માસમાં વપરાય છે, ગુન્હેગાર છૂટે અને બિનગુન્હેગાર પકડાઇ જાય તે કયારે બને? રાજાનુ ધ્યાન ન હોય તો ને?

આ જીતશત્રુ રાજા પ્રજાનો પ્રતિપાલ છે સૌ કોઈ ખુલ્લા બારણા મૂકી સૂઇ રહે તો ફૂલકું એ ન ફરકે. ચોરીની બીક નહિ. સૌ કોઇને રોટી ને કપડા સંતોષ પૂર્વક મળી રહે છે. શાળા, ઉદ્યોગો એવા અનેક ઉદ્યોગો ખોલ્યા છે. વિધવાબાઈ તથા કુમારીબાઈ પોતાના પગભર કેમ ઊભી રહી શકે અને શાંતિ કેમ રહે એના માટે સાવચેત રહે છે રખેને કષાય ન ઉદ્દભવે. લોહીની નદીઓ ન ચાલે. આતો કાંટાળો મુગટ છે જો સારા કામ થાય તો અનેક

ગરીબોનો માળવો બને. સત્તાનો સદ્વ્યય કરે. તેને અધિકાર, અમલ મળ્યો છે, તે લેખે છે. તે અનેકનાં આંસુ લુછનાર નીવડે છે. સત્તાની ધગધગતી ખુરશી પર બેઠા પછી કષાયમાં તપ્ત બની પોતાના હાથે અનેકને ચૂસનારા થાય અને સેવકના સ્વાંગ સજી ઘર ભરનારા બને તો અધિકારમાંથી અ–નીકળીને પાછળના અક્ષરો લઇ લેવા એટલે તે ધિક્કારને પાત્ર છે. એક સાહેબ થયેલા ભાઇને મળવા માસ્તર આવે છે. તેમને નોકર કહે છે, અત્યારે સાહેબ પોઢી ગયા છે. ત્યાં માસ્તર બેઠા. ૧ાા ગાઉથી આવ્યો છું, આશા છે કે પગાર વધારી આપે. બીજીવાર પૂછયું, હવે સાહેબ જાગ્યા હશે, ભાઇ જરા વાત તો કરો, કે આવ્યા છે. ત્યાં નોકર કહે છે, સાહેબ નાવા બેઠા છે, હમણા નહીં મળાય. ત્રીજીવાર તો કહે કેશ સમારે છે. ચોથીવાર કહે છે, તો સ્ત્રી પાસે બેઠા છે, શેતરંજ રમે છે. આમ અનેક રીતે સામાને રીબાવવો પણ મળવા ન દેવો, આવે તેનું સાંભળવું પણ નહીં આવા અધિકારને ધિક્કાર હો. "લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો, શું કુટુંબ કે પરિવારથી વધવા પણું એ નવ ગ્રહો" લક્ષ્મી, અધિકાર, પૌત્રાદિક પરિવાર વધવાથી શુ વધ્યું, સંસાર કે મોક્ષ? એક પળ પણ તમે વિચાર કર્યો છે કે આ મનુષ્ય ભવ હું હારી જાઉં છું, કર્મનાં દેણાં વધે છે કે ઘટે છે? જેને આત્માનું માહાત્મ્ય આવ્યું તેને રજકણ કે ઋદ્ધિ તુચ્છ લાગે છે, ઊંચે આવવું હોય તો પરમાંથી બુદ્ધિ ઉઠાવી સ્વમા આવી જાવ સાચું સુખ સ્વમાં છે. જીતશત્રુ રાજાને સ્વપરનો વિવેક છે. જૈનધર્મી, સત્યવાદી, ન્યાય પ્રિય છે. તેનું વાણિજ્ય નગર દેવલોક જેવું શોભાયમાન લાગે છે. ધન, ધાન્ય, ઋદ્ધિ, સમૃદ્ધિથી ભરપૂર હતું. તે રાજા તરફનો સૌને સંતોષ હતો

જ્યાં ભાવના સારી થાય, ત્યા સુકાયેલાં વૃક્ષો પણ પાંગરે અને જ્યાં ભાવના અસંતોષી અને કલુષિત થાય, ત્યાં વૃક્ષનાં મૂળ બળી જાય. આ ન્યાયે હે પ્રધાનજી ! આપના રાજા, કરવેરા, વેઠ વધારે છે, પ્રજાનું શોષણ કરી રહ્યા છે, તેથી તેનું રાજ્ય તપતું નથી. પણ રાજના સિંહાસન પર રાજ્ય ન કરતાં પ્રજાના દિલમા વસી તેના હૈયા પર રાજ્ય કરશો તો જ તમારું શાસન તપશે. એવા જીતશત્રુ રાજા વાણિજ્ય ગામમા વસતા હતા. તે જ ગામમાં આનંદ નામના ગાથાપતિ થયા, વળી આનંદ કેવા હતા, તે અધિકાર અવસરે

---

## વ્યાખ્યાન ૩ જુ

### સંવત ૨૦૧૪ અષાડ સુદ ૧૫ સોમવાર.

નાથે સિદ્ધાંત પરૂપ્યા ત્રણે કાળે સિદ્ધ થએલી વસ્તુ તેનું નામ સિદ્ધાત. અહીં ઉપાસક દશાંગના પહેલા અધ્યયનમા આનંદ શ્રાવકનો અધિકાર કહ્યો છે ભગવાનની વાણીમાં કોઇ અપૂર્વ ભાવો સમાએલા છે. પ્રભુની વાણી આપદાની ભેદનારી, શાંતિની કરણહારી, મનવાછિત સુખની આપનારી, ભાવ રત્નચિંતામણી, ભાવ કલ્પતરૂ, ભાવ કામધેનુ છે. અનંત કાળચક્ર વહી ગયા, અનંત પુદ્ગલપરાવર્તન થઇ ગયા, છતાં જીવને વીતરાગ વાણીનું બહુમાન આવ્યું નથી. જેની હાડહાડની મીજામા વાણી ઊતરી હોય, તેનુ કલ્યાણ થઈ જાય. મહાન પુણ્યના પુંજેપુંજ—થોકેથોક ભેગા થાય, ત્યારે વાણી સાંભળવા મળે છે. સદ્ગુરુનો જોગ અને વાણીનું શ્રવણ, એ બે પુણ્યના બળે મળે છે. પણ શ્રદ્ધા થવી અને તેમાં વીર્યનુ ફોરવવું તે બન્ને પુરુષાર્થથી મળે છે.

अस्मिन्नपार भव वारि निधौ मुनीश
मन्ये नमे श्रवण गोचरतां गतोऽसि
आकर्णिते तु तव गोत्र पवित्र मन्त्रे
किंवा विपाद्विषधरी सविधं समेति

કલ્યાણમંદિર સ્તોત્ર.

હે પ્રભુ! તમારી વાણી મારા કાનમાં પડી નથી. જો પવિત્ર મંત્ર પ્રવેશ્યો હોત તો વિપત્તિરૂપી સર્પિણી મારી સામે થાત ખરી? તેમાંથી મારે બચવું છે, પણ હે નાથ! તમારા મંત્રને મેં સાંભળ્યો નથી. સાંભળ્યું કોને કહેવાય? ઘણા જીવો સાંભળવા આવે છે, પણ ઉપયોગ બહારમાં જ ભમતો હોય, ત્યાં શું સાંભળી શકે? એક સમયે એકમા જ ઉપયોગ રહી શકે. સ્વમાં હોય ત્યારે પરમા ન હોય, અને પરમાં હોય ત્યારે, સ્વમા ન હોય. પ્રતિક્રમણ શુદ્ધ રીતે, અર્થ–વ્યંજન ઉચ્ચાર સહિત બોલે ત્યા સુધી દ્રવ્ય પ્રતિક્રમણ કહેવાય. એમાં ઉપયોગ ભળે તો જ ભાવ પ્રતિક્રમણ કહેવાય. માટે જ ઉપયોગે ધર્મ કહ્યો છે. કર્મની નિર્જરા ક્યારે થાય? ઉપયોગમા જોડાણ થાય તો જ નિર્જરા થાય. મન વગરની ક્રિયા તો ઘણી કરી તેને સમુચ્છીંન ક્રિયા કહેવાય. પ્રતિક્રમણમાં ઉપયોગનુ જોડાણ કેટલું થાય છે? કયું વ્રત બોલુ છું? કયાં દોષ આવે છે? તે ખ્યાલ આવે છે? ઉપયોગ હોય તો જ ખ્યાલ આવેને? તેમ હે પ્રભુ? મેં તને સાભળ્યા નથી. એક સાધુ ગામની બહાર પધાર્યા છે, ત્યારે કોઈ શ્રાવક બીજા શ્રાવકને કહે છે કે ચાલોને વ્યાખ્યાન સાંભળવા. તે તૈયાર થયો. ત્યારે મોહરાજાને ખબર પડી કે આ વાણી સુણવા જાય છે. સાધુ પાસે જશે અને વીતરાગની વાણી

સાંભળશે એટલે એ મારા પર તિરસ્કાર કરશે. ખરેખર! આમાં વીતરાગની વાણીમાં રસ નથી ત્યાં સુધી વસ્તુ માહાત્મ્ય આવે છે પણ આત્મિક અનુભવ થાય એટલે તો ઇન્દ્રની પણ દયા આવે કે આ બિચારો મોહે આવૃત્ત થયો છે. રાગદષ્ટિથી કોઇને નિહાળે નહિ અને મોહદષ્ટિથી વિકારદષ્ટિથી જોશે નહીં

**"નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;**
**ગણે કાષ્ટની પૂતળી તે ભગવાન સમાન"**

બીજું અંગ એમ કહે છે કે સ્ત્રીઓ વિજ્ઞપ્તિ કરી રહી હોય છતાં તે સ્ત્રીના પરીસહમાં ફસાતો નથી. તેને કાષ્ટની પૂતળી સમાન ગણે છે. આ તો પુદ્ગલનો લોચો છે. હે જીવ! તને તેમાં શું મોહ થાય છે? મોહ કરવા જેવી કઇ ચીજ છે? શું શરીરમાં કસ્તૂરી છે? કેસર છે? હીરા માણેક છે? આ તો અશુચિમય છે. તેને નીરખીને લેશમાત્ર વિષય વિકાર થતો નથી. તેને જે લાકડાની પૂતળી ગણે છે, તે ભગવાન સમાન છે એની રુચિ, એની જીજ્ઞાસા, એની દશા કેવા પ્રકારની હોય છે?

**"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;**
**ભવે ખેદ અંતરદયા, તે કહીએ જીજ્ઞાસ."**

હવે સાધક ભવ કરવા તૈયાર નથી. ભવમાં ખેદ જાણે છે. ભવનો ખેદ થાય છે ખરો? સાચી જીજ્ઞાસા જાગી છે?

**"તે જીજ્ઞાસુ જીવને થાએ સદ્ગુરુ બોધ;**
**તો પામે સમકિતને, વર્તે અંતર શોધ."**

જ્ઞાની કહે છે કે જીજ્ઞાસુ થવું હોય તો કષાય ઉપશમી જવો જોઇએ. તેને ખમી ખાતાં આવડતું હોય, ચહેરો શાંત હોય, આત્મા

પવિત્ર હોય કષાય સ્વરૂપને ડોળાવનાર છે. પાણી ડહોળાઈ ગયું હોય તો વસ્તુ હાથ ન આવે. પણ જ્યારે પાણી ઉપશાંત થાય, ડોળ નીચે બેસી જાય ત્યારે જ વસ્તુ દેખાય છે ડોળ અને પાણી બંને જુદાં છે તેમ આત્મા અને કર્મ જુદાં છે. આત્મા ચૈતન્ય છે. કર્મ જડ છે કાર્મણ વર્ગણા યોગ્ય પુદ્દગલનો પિંડ બને છે અને આત્મા વિભાવમાં જાય છે ત્યારે પુદ્દગલ પિંડને કર્મને ગ્રહે છે અને જો સ્વમા જાય તો કર્મનુ ખરવું થાય છે અને આત્માની ઉન્નતિ એકી સાથે થાય છે. આજ સુધી જીવને પરમાં પ્રીતિ છે. મારું ધાર્યું કેમ ન થાય? વિષય માટે કષાય થાય છે. વિષય માતા છે કષાય તેનાં ફરજંદ છે. તૂ તૂ કરીને કર્મ કૂતરાને બોલાવે છે. પણ લાકડી ઉગામી નથી. કે આવ્યા તો તારી વાત છે. ક્રોધ કરીને પાછા બોલો કે ઈ તો હું હોઉં તો જ સખણો ચાલે. ક્રોધ કરીને પાછો એમ માને છે કે મેં ઠીક કર્યું છે. તમે જાણી જોઇને ક્રોધ કરો છો અને પાછો પોરસ કરો છો. એટલે અભિપ્રાયમાં ક્રોધ કરવા યોગ્ય છે એમ લાગે છે. જ્ઞાનીને એનો ડખ હોય કે કરવા જેવું નથી ને થઇ ગયું. તે તો વિચારે કે પ્રકૃતિ છટકી ગઇ. આત્માનું પતન થઇ ગયું. હવે હું કયાં જઈશ? આમ વિચાર ધારા પર ચઢે અને પાપથી પાછો વળી તેને માટે પશ્ચાત્તાપ કરે. ખમાવી લીએ. આજે ચોમાસી પાખી છે. સંવત્સરી બાર મહિને આવે, ચોમાસી પાખી ચાર મહિને, પાખી પંદર દિવસે અને દેવસી તથા રાઇ આ પાંચ પ્રતિક્રમણ ખમાવવા માટે છે. પાપથી પાછા હઠવું તેનુ નામ પ્રતિક્રમણ. કષાયનો ઉપશમ કરવાનું પ્રથમ કાર્ય કરવાનું છે જેનામાં સહન-શીલતા-ધૈર્યતા-સૌમ્યતા હોય છે તે કષાયનો ઉપશમ કરી શકે

છે. અસહનશીલતાથી ધર્મ વગોવાય છે. સહનશીલ જેવું આવે તેવું ગળી જાય છે પ્રભુ જેવા પ્રભુ! ચાર ચાર જ્ઞાનના ધણી; પ્રખર જ્ઞાની, પ્રખર વિદ્વાન, પણ કેટલા પરીસહને સમભાવે સહન કર્યા છે! પ્રભુનો દાખલો લ્યો સાડા બાર વર્ષને પંદર દિવસમાં ફક્ત (૩૪૯) ત્રણસો ઓગણપચાસ પારણા કર્યાં. ઓછામાં ઓછો છઠ્ઠ અને વધુમા વધુ છ માસના ઉપવાસ કર્યા હતા. આવી ઘોર તપશ્ચર્યામા જાગૃતિ કેટલી બધી! તેઓએ આરામ પણ લીધો નથી આસનવાળી ધ્યાનમસ્ત બની એક માત્ર આત્મનિરીક્ષણમા મશગુલ બનતા. જગતનું નિરીક્ષણ તો ઘણુ કર્યું પણ આત્મનિરીક્ષણ ન થાય ત્યાં સુધી બધું અલેખે છે જાગૃતિ આપનાર, સત્યાસત્યનો વિવેક કરાવનાર, ગુરુ મલ્યા છતાં સ્વને નહિ ઓળખો તો શું થશે? હવે માત્ર એક મોક્ષ અભિલાષા હોવી જોઇએ તમારા અધ્યવસાય તપાસો, પૌદ્ગલિક સુખનુ ધ્યેય છે કે મોક્ષનું? પૌદ્ગલિક સુખથી મોક્ષ મળશે નહિ. સુખ સ્વમાં છે, અંતરમાં છે, પરમાં નથી. તું તારૂ નિરીક્ષણ કર. હલન ચલન ક્રિયા બંધ કરી તું તારામા શોધ ચલાવ. તારી શોધ તારાથી થશે. જ્ઞાની લાઇન બતાવે, સાઇન કરે કે સત્ય માર્ગ આ છે, સાચું કર્ત્તવ્ય આ છે, પણ આચરણમા મૂકવું તે તારા હાથની વાત છે. અત્યાર સુધી તું શા માટે રખડયો? હજુ જે કર્ત્તવ્ય થાય છે તે કરવા યોગ્ય છે કે છોડવા યોગ્ય છે, તે વિચારો.

સાધકને થયું મોક્ષ માર્ગનુ નિરૂપણ કરનાર ગુરુ પધાર્યા છે. એ પરમ પવિત્ર પુરુષ પાસે જાઉં. એ જવા તૈયાર થયો, ત્યાં મોહ રાજાને ખબર પડી. એને એના સૈન્યને ભેગું કર્યું અને કહે

"આ જાય છે તેને ન જવા દેવો" લશ્કર તૈયાર થઇ ગયું અને આને અટકાવવાના પ્રયત્ન કરવા લાગ્યા ગામમાં ગુરુ પધાર્યા છે. ગુરુનો ઉપદેશ ધોધમાર વરસે છે અષાડી મેઘની ગર્જના જેવી વાણી છે વાણીમાં કોઇ અપૂર્વ મીઠાશ છે, શેઠ તૈયાર થયા ત્યાં બૈરી કહે છે "હું તે રાંધુ કે છોકરાંને રાખું ? મારાથી તો પહોંચાતું નથી ને તમે તો આ હાલ્યા, નથી જવાનું." પથરણું હાથમાંથી લઈ લીધું ને બેસાડયા શેઠ ઘરકામમાં રોકાઇ ગયા. એ દિવસ વીતી ગયો. મોહરાજાના લશ્કરની જીત થઇ. બીજે દિવસે તૈયાર થયો ત્યાં મહેમાન એ જ ટાઇમે આવી પહોંચ્યા. હવે મહેમાનને એમ કેમ કહેવાય કે તમે ઊભા થાવ, મારે વ્યાખ્યાનમાં જવું છે. તમારે ટ્રેઇનનો ટાઇમ થઇ ગયો હોય તો મહેમાનને કહો કે નહીં ? પણ તમને ધર્મની કાંઇ કિંમત જ નથી. ભાઇ, તમારે મળવું હોય તો પછી મળજો, અત્યારે મારે વ્યાખ્યાનનો ટાઇમ થઇ ગયો છે માટે હું નહીં રોકાઉ, આવું કહેનારા કેટલા ? વાતોમાં વખત વીતી ગયો ને વ્યાખ્યાનનો ટાઇમ થઇ ગયો. આ દિવસ પણ ગયો. ત્રીજે દિવસે તો નક્કી કર્યું કે આજે તો જવું જ છે. નિશ્ચય કરી શેઠ નીકળ્યા, ત્યાં છોકરો બોલ્યો, "બાપા તમે ચા પાવ તો જ મારે પીવી છે નહિતર હું નહીં પીઉ."

શેઠ ચા પાવા બેઠા ત્યાં થોડો ટાઇમ થઇ ગયો, પણ એમ થયું કે આજે તો જવું જ છે. એ ગયા ત્યાં ઉપાશ્રય ચીકાર ભરાઇ ગયો છે. સાવ પાછળ જોડા પડયા છે ત્યાં શેઠને જગ્યા મળી. મોહરાજાનું લશ્કર તો બરોબર તૈયાર હતું. માનના કાઠીયાએ એને મુંઝવ્યો. મનમાં થયું કે હું આવ્યો, દર્શન કર્યાં, તોય મહારાજે જીકારોય ન દીધો, અને આગળ બેસનારા ધ્યાન પણ

નથી રાખતા કે કોણ આવ્યુ કે કોણ નહીં, મને આગળ આવવાનુંય ન કીધું. આ ને આ વિચારમાં આખું વ્યાખ્યાન પૂરું થઇ ગયું. ઉપયોગ અભિમાનમાં જોડાણો એટલે કાંઈ સંભળાયું નહીં. ઘેર આવી મનને પૂછ્યું કે શુ સાંભળ્યું ! ઠેઠ ગયો પણ પાછો આવ્યો વિચાર કર્યો કે આજે તો વાંક મારો પોતાનો જ હતો. પોતાનો દોષ સૂઝયો એટલે જરા ઠેકાણે આવ્યો અને વિચાર થયો કે સામાયિકવાળા અવિરતિને આવકાર તો ન જ આપી શકે. ભૂલ તો મારી જ છે, હવે કાલે વ્હેલો જઇશ. આને બીજે દિવસે વ્હેલા જઈ સામાયિક કરી, મોહરાજાને ખબર પડી કે હવે શું થશે ! આને તો પાટનો પાયો ઝાલ્યો નિદ્રાનો કાઠીયો કહે "શામાટે મૂંઝાવ છો, હું છુ ને શી ચિંતા ? હું મારુ સામ્રાજ્ય જમાવીશ." ઘડો નેવા નીચે મૂકયો પણ બુઝારુ ઢાંકીને, તેમ શેઠ સાંભળવા આવ્યા, વાણી ધોધમાર વરસતી હતી છતાં નિદ્રાનું બુઝારુ ઢંકાઈ ગયુ એટલે કાનમા એક શબ્દ પણ ન ગયો. કાંઇક સાંભળે તો જ્ઞાન થાય. જ્ઞાન નહીં તો વિજ્ઞાન નહીં. વિજ્ઞાન વિના પચ્ચક્ખાણ નહીં; પચ્ચક્ખાણ નહીં તો સંયમ નહીં, સંયમ વગર તપ નહી, તપ વગર કર્મ બોદા નહીં થાય અને કર્મ ક્ષય થયા પહેલા સિદ્ધિ નહી થાય.

"જ્ઞાન શ્રવણથી જન્મે વિજ્ઞાન જ્ઞાનથી ઉગે
વિજ્ઞાને પાપનો ત્યાગ ને તેથી તપ સભવે"

સયમથી પાપનો નાશ થાય, આવતા કર્મ અટકે, જૂના કર્મનો નાશ થાય અને અક્રિય થાય તો સિદ્ધપદ મળે. એનું મૂળ શું ? ગુરુની સેવા ભક્તિ ને શાસ્ત્ર શ્રવણ. શેઠને નિદ્રાએ ન સાંભળવા દીધું. ઘેર જઇને વિચાર થયો કે આજે તો ખુ

ઊંઘમાં ગયું. કાલે તો કઠણ આસન વાળીને જ બેસવું. બીજે દિવસે તૈયાર થયો ત્યાં એની સોનેરી ટોળીના મિત્રો જુગાર રમવા બોલાવવા આવ્યા, એ બધાને સમજાવવાની બુદ્ધિ સૂઝી એટલે બધાને ના કહીને ચાલ્યો વ્યાખ્યાનમાં. થોડુંક વ્યાખ્યાન સાંભળ્યું ત્યાં તો એક ભાઇ ઉભો થયો કે બહુ વરસાદને લીધે ગામમાં પાણી ફરી વળવાથી કેટલાક માણસો નિરાધાર બની ગયાં છે. તે બધાંને આપણે મદદ કરવી જોઈએ, જો મદદ ન કરીએ તો આપણું ધન તે કાંકરા બરોબર છે. એ બધાંને અનાજ અને વસ્ત્ર આપવા માટે આપણે ખરડો કરવાનો છે, માટે યથાશકિત સૌ નોંધાવજો.

લોભે શેઠ પર સામ્રાજ્ય જમાવ્યું. શેઠની બુદ્ધિ ફરી: એને થયું ભોગ લાગ્યાને મારા, કે હું આજે આગળ બેઠો! હમણાં મને લખાવવાનું કહેશે. હવે ઝટ સામાયિક પૂરી થાય તો હું અહીંથી રવાના થઇ જાઉં. કેટલું મોહનું સામ્રાજ્ય છે! આજે બીડી, સીનેમા, નાટકોમાં કેટલા પૈસા જાય છે! શરીરના માટે ચોવીસે કલાક મહેનત કરો છો. પણ આત્મા માટે શું? ધર્મ ને તો ધક્કો માર્યો છે ચામાં રસ છે પણ આમાં રસ નથી, શા માટે? ભારે કર્મી છો, માટે ને? ધર્મ સબાગો થશે. પૈસા માટે જીંદગી ગુજારશો તો પણ **नालं ते तव ताणाए वा सरणाए वा।** તો ત્રાણ શરણ નથી. બધું અહીં પડયું રહેશે. મરવી વખતે શરણાં કોના દેવાશે? ધર્મનાં, અરિહંતનાં, કે પેટીનાં? કે **पुत्र सरणं पवज्जामि पेटी सरण पवज्जामि।** છેવટે તો ધર્મનાં શરણાં કામ આવશે. પેઢીની, દીકરાની જેટલી ચિંતા રાખો છો તેટલી ધર્મની રાખો છો, કે હે જીવ! તું કયાંથી આવ્યો, કયા

જઈશ, કેવાં સાધનો મળશે.? પાપનું પરિણામ ભયંકર લાગે તો જીવન સુધરે. બાળક નાકમાથી નીકળતી લીંટને ચાટે તેમ તમે પૌદ્ગલિક ચીજોને ચાટો છો. છોડવા જેવાને વળગી રહ્યા છો અને જેને વળગવા જેવું છે, તેને છોડી દીધુ છે. ફરવાનો ટાઇમ મળે, પણ પ્રતિક્રમણ કરવાનુ કહીએ તો કહે NO TIME. ખોટાને પકડ્યું છે પણ તે ક્યાં સુધી ટકશે? હવે અરિહંતનુ શરણુ સ્વીકારો. એક રાજા ઉપર બીજો રાજા ચડી આવે છે. તેને થયું કે શરણુ નહિ સ્વીકારૂ તો બચાય તેમ નથી એટલે તે સામા આવનાર રાજાને કહે છે કે મને બચાવો. હું તમારે શરણે થાઉ છુ. તેનુ શરણુ સ્વીકારે પછી મારે ખરો? પણ શરણું ક્યારે સ્વીકાર્યું કહેવાય? તેનામા તન્મય થાય અને તેની હા એ હા; ના એ ના કરે તો ને? તેમ તમે અરિહંતનુ શરણુ સ્વીકારો કે હે નાથ! જ્યા તારી આજ્ઞા ન હોય ત્યા મારો પગ ન જ હોય. आणाए मामगं धम्मं ! તેમ મોહના ગુલામો બહારમાં સુખ માને છે પણ પૌદ્ગલિક સુખ સાથે નહિ આવે, ધર્મ સાથે આવશે. ધન તો વીજળીના ઝબકારા જેવું છે. આજ છે ને કાલે નથી. એનો મોહ રાખવા જેવો નથી. ગમે તેટલુ રળશો તોય મળવાનુ હશે તેટલું જ મળશે માટે કાદીચામાંથી બચવાની જરૂર છે. શરીર તે પણ તારું નથી. સાત સાત માળની હવેલી હોય, જાતજાતનું ફરનીચર હોય છતાં મરે ત્યારે સાત વેંતથી વધારે જગ્યા મળશે? માટે ધર્મને જીવનમાં ઉતારો તમે ધર્મ પામ્યા હશો તો બીજાને પમાડી શકશો અને બાળકોમાં પણ ધર્મના સંસ્કાર નાખ્યા હશે તો એનુ ફળ કોઇક દિવસ આવશે. આવા સંસ્કારી કુટુંબમા જન્મ થવો તે પણ ભાગ્યોદયની વસ્તુ

છે, દેવો પણ ઝંખે છે કે આજનું લાવીને આજ ખાતો હોય પણ ધર્મ ટૂંકડો હોય, ત્યાં અમારો જન્મ થજો. પણ ધર્મ વિનાના ચક્રીને ત્યાં પણ અમારો જન્મ ન હોજો. તમારા બાળકો નિશાળે ન જાય તો એ માટે તમે સાવધાન રહો છો? શા માટે? એનું ભવિષ્ય સુધારવાને? એમ એનું સાચું ભવિષ્ય સુધારવું હોય તો એને હમેશાં જૈનશાળાએ મોકલવા જોઈએ. કુમળાં ઝાડને જેમ વાળશો તેમ વળશે. B A ભણેલો હશે પણ પુણ્ય વગર બેકાર ફરશે.- પણ જો ધર્મના સંસ્કાર હશે તો એનામાં વિનય, નમ્રતા, અતોછડાઇ આવશે. ધર્મથી અનુકંપા આવે છે. ધર્મ છે તે તો દીવાદાંડી છે, લાલબત્તી, સિગ્નલ છે. ધર્મ, ન્યાય નીતિ શીખડાવે છે. તમારાં બાળકો એવા સંસ્કાર લીએ તે માટે સંસ્થા ખોલવામાં આવેલી છે, તેનાથી બાળકો વંચિત ન રહી જાય તેની કાળજી રાખજો. આળસ ઉડાડો. સમય જાય છે, જે કરવું હોય તે મનુષ્ય ભવમાં જ થાય છે. મનુષ્ય જ મોક્ષમાં જાય છે, એજ ચૌદ ગુણસ્થાનની શ્રેણી પર ચડી શકે છે. માટે સાવધાન થાઓ. જેને શીખવું છે, અંદરની હોંશ છે, તે આગળ આવશે. જ્ઞાન છે તે દીવો છે. શીખવા જેવું છે. અંધારામાં રહોમાં, વેપારીના દીકરાને નામું ન આવડતું હોય તો તમે શું કહો? એમ તમે શ્રાવકના દીકરા પણ તમને પ્રતિક્રમણ ન આવડતું હોય તો અમારે તમને શું કહેવું? જીવને બધું મળ્યું છે. પણ એક ધર્મ જ નથી મળ્યો. અત્યારે આ અવસર પ્રાપ્ત થયો છે, તેમાં ધર્મ કરી લીઓ ધર્મ કરશે તે તરશે.

---

## વ્યાખ્યાન ૪ થું

## સં. ૨૦૧૪ અષાડ વદ એકમ, મંગળવાર.

નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનુ નામ તે સિદ્ધાંત અહીં ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. વાણિજ્યગ્રામ નગરને વિષે જીતશત્રુ રાજા રાજ્ય કરે છે. નગરમાં અનેક બાગબગીચા છે. ઘણી શાળાઓ છે જોવા લાયક સ્થળો છે બહારનો રમણીય દેખાવ હોય તો નગરી શોભીતી લાગે પણ બાગબગીચાના વર્ણનથી રાજાનું વર્ણન નથી થતું. રાજા તો જુદો જ છે. તેમ દેહના વર્ણનથી આત્માનું વર્ણન નથી થતું. કોઈ કહે કે ભગવાનનું શરીર કેવું ધોળું સ્ફટિક જેવું, કપૂર જેવું સુગંધી, એના નખ કેશ ન વધે, શ્વાસોચ્છવાસ પદ્મ કમળ જેવા સુગંધી, લોહી માંસ, ગોક્ષીર જેવાં આ બધા ભગવાનના અતિશય છે.

"છે શ્વાસ અબુજ સુગંધ અલેપ ટાણે
આહારને તુમ નિહાર ન કોઈ જાણે
એ ચાર છે અતિશયો પ્રભુ જન્મ સાથે,
વંદું હમેશ અભિનદન જોડી હાથે"

શરીર સુશોભિત હોય. ચાર અતિશય તો જન્મથી જ હોય. બાકીના કેવળજ્ઞાન થયા પછી અને કેટલાક દેવકૃત હોય છે. આવા દેહની વ્યાખ્યાથી આત્માની વ્યાખ્યા ન થાય. પ્રભુનો આત્મા અનંતજ્ઞાનમય, અનંત દર્શનમય, અનંત શક્તિમય છે. જે સ્વભાવમાં સ્થિર થયા છે, જેના જન્મ મરણના ફેરા છૂટી ગયા છે. પરાશ્રય છોડી જેણે આત્માનો આશ્રય લીધો છે. અને છેવટમાં એક

પરમાણુ માત્રની પણ સ્પર્શતા નહી રહે એવી દશા પ્રાપ્ત કરવાના છે. એવા પ્રભુના મુખારવિંદમાંથી છૂટેલી આ વાણી છે. જે સંપૂર્ણ જ્ઞાની થયા પછીજ બોલ્યા છે. ચાર જ્ઞાનના ધણી હતા છતાં યાચના કરતા, પથ પ્રમુખ પૂછતા, પ્રશ્નાદિકનો ઉત્તર આપતા, અને આજ્ઞા માગતા આ ચાર કારણે જ બોલતા. બીજી કોઈ વાત જ નહીં. આજકાલ સાધુઓ વ્યવહારમાં ગૂંચાયા છે. એટલે પૈરમાંજ રોકાઈ ગયા, બધા શ્રાવકો કેમ મારા થાય. એ જીજ્ઞાસા વધી છે. જ્ઞાની કહે છે, જગત આખું કદાચ રીઝે પણ જ્યાં આત્મા નથી રીઝયો ત્યાં સુધી બધું નકામુ. બધાને રીઝવતાં પોતાનું પોતાપણું ખોવે છે. પણ એકને રીઝવશો એટલે બધું રીઝશે. તમે કહોછો ને તિત્થયરામે પસિયન્તુ. હે પ્રભુ! પ્રસન્ન થા હે દીનદયાળ! તુ દુ:ખીઆનો માળવો કહેવાય છે. છતાં મારા પર પ્રસન્ન કેમ નથી? પણ પ્રભુ કયારે પ્રસન્ન થાય! ગુરુ શિષ્ય પર કયારે પ્રસન્ન થાય? એની કાર્યવાહી એવી હોય ત્યારે ને? જોકે તીર્થંકરદેવ પ્રસન્ન થાઓ તે ઉપચારથી કથન છે તીર્થંકરદેવ કોઇપર કોપ કરતા નથી તેમ કોઇ પર પ્રસન્ન પણ થતા નથી. કારણ કે એના રાગદ્વેષ ક્ષય થઇ ગયા છે

> "બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં.
> વંદે ચક્રી તથાપિ ન મળે માન જો"

ગમે તેવા ઉપસર્ગ પરિષહ આવે છતા ચલે નહીં, દેવતાના રૌદ્ર પરીષહ સહ્યા પણ તેના પર એક અંશમાત્ર પણ દ્વેષ ન કર્યો, સહન કર્યું તે તો આત્માનો સ્વભાવ છે. "ક્ષમા વીરસ્ય ભૂષણું" ભગવાને એક આંખ ઊંચી કરી હોત તો સામો બળી જાત. પણ તેઓ ક્ષમાની મૂર્તિ હતા. પ્રભુ

બાલ્ય અવસ્થામાં હતા ત્યારે ઇન્દ્રની પ્રશંસા સાંભળી દેવને પરીક્ષા કરવાનું મન થયું, એટલે સર્પનુ રૂપ લઇને આ બધા બાળકો રમે છે ત્યાં ઝાડ છે તેના પર વીંટળાઇ ગયા. બાળકો આબલ કાડા કરે છે, એટલે ઝાડને અડવા જવાનું હોય. અન્ય બાળકો ઝાડ પાસે ગયા ત્યા સર્પને જોઇને બીકથી પાછા ભાગ્યા. પ્રભુનો વારો આવ્યો. એ સર્પને જોઇને ન ડર્યા, પણ ઉપાડીને ફેંકી દીધો. દેવને થયું આ તો કોઈ અદ્વિતીય છે. પણ છતાં બીજી વાર હજુ પરીક્ષા તો કરવી, એમ વિચારી એક બાળકનું રૂપ લઇને ભેગા ભળી ગયા. બાળકોને શરત છે કે જે બાળક બીજા બાળકને હરાવે તે હારેલા બાળકના વાસા પર જીતેલાએ સ્વાર થવું એમા દેવને પ્રભુએ હરાવ્યા એટલે દેવના વાંસા પર બેસવાનો પ્રભુનો વારો આવ્યો એ તો ચડી ગયા અને એ ચડયા એટલે દેવે પોતાનુ શરીર ઊંચું વધારવા માડ્યું, બાળકો તો બધા બીઈ ગયા ભગવવાને થયુ કે આ કાંઇ કરામત છે એટલે અવધિજ્ઞાનનો ઉપયોગ કરી જોયુ, દેવનો ઉપસર્ગ જણાયો એને બળ બતાવવા એવી જોરથી મુઠ્ઠી મારી કે દેવ અડધો જમીનમાં ખૂંચી ગયો. આવા પ્રભુને દીક્ષા લીધા પછી પણ સંગમ દેવે એક એક રાતમાં વીશ વીશ ઉપસર્ગ આપ્યા છતાં તેઓ ડગ્યા નથી સમતા કયારેય ખોઇ નથી આપણામાં તો 'કમજોર ને ગુસ્સા બોત" "ખાલી ઘડો વાગે ઘણો" ભગવાનમાં ઘણી તાકાત છે. અનાર્ય દેશમાં કર્મ ખપાવવા માટે ગયા ત્યાં ક્રૂર માણસોથી, ક્રૂર કૂતરાથી બચવા માટે બીજા સાધુને લાકડી રાખવી પડતી, પણ પ્રભુની તો પિંડીઓ તોડી લીધી, છતાં અંશે ક્રોધ નથી કર્યો આજે તો સહનશીલતાનું નામ નથી. અસહનશીલતાથી ક્રોધ થાય અને એને કારણે અકામ મરણ પણ નીપજે છે. ક્રોધ કરનાર પોતે પોતાને નુકશાન કરે છે.

સામા પર સળગતા કોલસા ફેંકનાર સામો દાઝે કે ન દાઝે પણ પોતે તો દાઝે જ છે. તેમ કષાય કરનાર પોતાના આત્માને તો નુકશાન પહોંચાડે જ છે. સામો ધરે કે ન ધરે આત્મહિત સમાધિ સાધવી હોય, ભવનાં બંધન તોડવાં હોય તો ભગવાનનો ધડો લઈને સહનશીલતા રાખો. ગજસુકુમારને દુઃખ પડયું હતું એવું દુઃખ તને પડયું છે? આવાં દુઃખ પડયાં છતાં તેઓ 'પરિનિવાયન્તિ' શીતળીભૂત રહ્યા શરીર બહારથી સળગતું હોય છતાં આત્માને શાંત રાખવો તે પોતાના હાથની વાત છે. ગજસુકુમારને દુનિયા બળતા જુવે છે જ્યારે પોતે તો શીતળીભૂત થઇ ગયા છે. મહા વેદના સાથે મહાનિર્જરા થતી ગઇ, પોતે ફૂલમાં ઊછર્યા છે. માતાએ માગી માગીને લીએ એમ લીધો છે. સાત સાત સંતાનને હુલરાવ્યા નથી એટલે આને તો ખૂબ લાડથી ઊછેર્યો છે એટલે માતાને મોહ છે. પણ દીકરાને નથી નેમિનાથના એક વ્યાખ્યાને હચમચાવી મૂકયા. મોક્ષની રુચિ થઇ ગઇ. સંવેગ ત્યાં નિર્વેદ હોય જ. આનો વેગ ઊપડી ચૂકયો મોક્ષ લીધો કે લઉં એ તમન્ના જાગી ગઇ. દીક્ષા લીધા પછી એમ થાય કે મારો તો કોઈ ભાવેય પૂછતું નથી. આવા વિચાર આવે તો દીક્ષા શું કામની? કોઇને માટે લીધી છે? દુઃખ પડે તેમાં તું તૈયાર થઇજા. પ્રતિકૂળતાને ઝીલવા તૈયાર થા કે આવો જેને આવવું હોય તે, હું તો તૈયાર બેઠો છું. આટલી તૈયારી હોય તો કર્મની તાકાત છે કે તે તમને હંફાવી શકે? કર્મનો ઉદય તો કોઇને ન મૂકે તીર્થંકર કે ચક્રવર્તી દરેકને ભોગવવાં જ પડે છે. સુકુમાળ, ક્ષમાનો પુંજ એવા નેમિનાથના શિષ્ય જબરદસ્ત સાધના કરવા મહાકાળ સ્મશાનમાં એકલા ગયા. પ્રભુએ તેની સાથેય કોઇને ન મોકલ્યા. કારણ કે સિંહના બચ્ચાને વળાવાની જરૂર ન હોય.

આવા સુકુમાળ એને આટલું દુઃખ સહન કરતાં એમ ન થયું કે હવે તો કેટલુંક સહન થાય. તમે શું કરો છો! ક્ષમાને છોડી દઈને કચરા ભર્યા છે. કોઈ નોટો નાખી દઈ કાગળીઆના ટુકડા તિજોરીમા ભરે તો તમને એમ થાયને કે આનુ કાંઈક ફરી ગયુ લાગે છે તેમ તમારૂં મગજ ફરી ગયું છે? નથી કરવાનુ ત્યા દોડો છો ને કરવાનુ છે ત્યા ठाणेणं, मोणेणं, झाणेणं, કરીને બેસી ગયા છો. ધર્મમાં ઢીલા થઈ ગયા. હવે સંસાર વધારવો છે કે ઘટાડવો છે? જેને આત્મહિત સાધવું છે તેને નિમિત્ત તો મળી રહે છે તેમ ગજસુકુમારને પ્રભુનુ નિમિત્ત મળી ગયુ. પ્રભુ ત્રિકાળી હતા છતા એમ ન કહ્યુ કે ગજસુકુમાર! સાવધાન રહેજે કારણ કે એની વીરતા પણ જાણતા હતા પ્રભુનો આત્મા જબ્બરદસ્ત હતો સામા ઝીલનાર પણ જબ્બર હતા આજે એ વાણી આપણને પણ મળી છે. પારસ અડે તો લોઢાનુ સોનુ થાય પણ કાટ હોય તો? એક રાજકુમાર રોજ વ્યાખ્યાન સાભળવા આવે છે ચાર મહિના વ્યાખ્યાન સાંભળ્યા પછી ગુરુદેવને પૂછે છે હે ગુરુદેવ! ચાર ચાર મહિનાના વ્યાખ્યાન સાભળ્યા છતા મારો હૃદયપલટો કેમ ન થયો? એ વાણી મારા હૃદયને સ્પર્શી કેમ નહિ? ગુરુએ પોતાના શિષ્યને આજ્ઞા કરી કે પેલી લોઢાની પેટીમાં પારસમણિ છે તે પેટી લાવ ને? આ સાભળી રાજકુમારને થયું કે શું લોઢાની પેટીમા પારસ? ગુરુએ પેટી બતાવી ભાઈ! આ પારસ હોવા છતા પેટી સોનાની કેમ નથી થતી? રાજકુમારે જોયું તો અંદર એક પારદર્શક ઝીણો કાગળ છે એક એટલા જ આંતરાથી પેટી સોનાની નથી થતી... તો તમારે ને પ્રભુને આંતરૂં કેટલું? ઈશ્વરની ખરી ભક્તિ કરો છો કે ઠગભગત છો? જો હૃદય અર્પાઈ ગયુ હોય તો અંતર રહે જ નહિ

**પ્રીત ત્યાં પડદો નહિ, પડદો ત્યાં નહિ પ્રીત;**
**પ્રીત રાખી પડદો કરે, એ દુશ્મનની રીત.**

ભકિત એટલે તન્મયતા, લીનતા, એકાગ્રતા, એકરસ થાય ત્યારે ભકિત કરી કહેવાય. ભકિત હોય ત્યાં જરા પણ જુદાપણું ન હોય. એમ તેં બોધ સાંભળ્યો, પણ ઝીણા કાગળનો બારીક પડદો રાખીને સાંભળ્યો છે. એ પડદો ઉઠાવ્યો કે તરત પેટી સોનાની થઇ ગઈ. તમારે હવે કેટલું અંતર છે? ભભકો ઉપરનો છે કે અંદર રંગાણા છો? દીકરાને ઘેર દીકરો આવ્યો એમ સાંભળો તો ઉમળકો આવે કહેવા આવનારને વધામણી આપો. પણ સાધુ મુનિરાજ કે મહાસતીજી પધાર્યા છે એમ સાંભળતાં ઉમળકો આવે છે? કહેવા આવનારને વધામણી આપો છો? વીતરાગની વાણી સંભળાવનાર, મારાં ભવ ભવના બંધન છોડાવનાર, મને જ્ઞાનના દેનાર, ભવસાગરથી પાર ઉતારનાર, મને સાચા રસ્તે દોરનાર એવા મારા ગુરુદેવ પધાર્યા છે એમ ઉમળકો આવે છે? સમૂરતું ચડાવો તો પાછાં હોંશનાં કપડા આપો. સંસારનાં દરેક કાર્યમા હોશ પણ ધર્મના કામમાં ઉમળકો નથી. તમને એમ થાય કે હવે અમારે સત્ય જાણવું છે આવી જિજ્ઞાસા કયારે ય જાગી છે? પ્રભુના માર્ગને સમજશો તો અજ્ઞાનનાં અંધારાં ઉલેચાશે. સાસુ બહાર ગયાં અને વહુને કહેતાં ગયા કે વહુ! અંધારાને પેસવા ન દેશો. રાત પડી, અંધારૂં તો પેસી ગયું. સૂપડે સૂપડે ઉલેચવા માડયું, પણ એમ કાંઇ અંધારા ઉલેચાય? એણે તો લાકડી લીધી. માડયું તડાફડ કરવા, છતાં અંધારૂં તો જતું જ નથી સાસુ બહારથી આવ્યાં અને પૂછયું: વહુ આ શું? વહુ કહે બા! કેટલું કર્યું પણ અંધારૂં નીકળતું નથી.

સાસુ કહે એમ અંધારૂં ન જાય અંધારૂં કાઢવા ચિનગારી ચાંપવાની જરૂર છે. સાસુએ દીવાસળી સળગાવી, દીવો પ્રકટાવ્યો અને અંધારૂં ચાલ્યુ ગયું, પ્રકાશ થયો. આમ અજ્ઞાનનુ અંધારૂ કાઢવું છે, તે કેમ કઢાશે ? વિવેકથી કાઢો. કાઢયા વિના છૂટકો જ નથી

**ખોવાયુ ખોળવા તલસે છે જીવડો,**
**અંધારા ઓરડામાં પ્રકટાવી દીવડો:**
**ભકિત વિણુ ન અહીંયાં ઉકેલ.**
**એને ઉતારી અળગી મેલ.**
**તારે માથે, તારે માથે છે માયાની હેલ,**
**એને ઉતારી અળગી મેલ.**

જ્ઞાની કહે છે અનંત જ્ઞાન સમુદ્ર એવા આત્મ–ભગવાનને ખોળવા પડશે છોકરો ખોવાઈ ગયો હોય તો ઠેર ઠેર તપાસ કરાવે, એક સોનાનો ચેઇન પડી જાય તો તમને ફાળ પડે છે. ઉઘડતા બજાર શું ? બંધ બજાર શુ ? રેડિયો શું બોલ્યો ? તે બધું જાણુવા માટે કેટલો તલસાટ છે ? આવો તલસાટ, આત્માના ભાવ જાણુવા માટે છે ? અનાદિથી ખોવાયો છે, હાથ આવતો નથી. સિદ્ધના જેવો આત્મા છે છતાં પરમાં સ્વબુદ્ધિ માની અટવાઇ ગયો છે. હવે અજ્ઞાનના અંધારા ટળે એવી જ્યોતિ પ્રકટાવો

**"કોટિ વર્ષનું સ્વપ્ન પણુ, જાગૃત થતાં સમાય,**
**તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય."**

ગમે તેવું સ્વપ્ન આવતું હોય, પણુ જાગૃત થતાં સમાઈ જાય છે, તેમ જ્ઞાનસ્વરૂપી આત્મા જાગૃત થતા અજ્ઞાન ઊભું ન

રહે. જ્ઞાનનું સામર્થ્ય એવું છે કે જે સમયે જ્ઞાનનો પ્રકાશ તે સમયે અજ્ઞાનનો નાશ. તેમાં સમયાંતર ન પડે. તમારે જ્ઞાન કરવું છે તો ૬૦ ઘડીમાંથી બે ઘડી તો કાઢો. કરવા જેવું આજ છે તે કરી લો, નહિતર વખત ચાલ્યો જશે જ્ઞાન થશે તો સમજણ આવશે કે જીવ શું ? અજીવ શું ? પર મને કાંઇ કરી શકે તેમ નથી. મારુ અનંતું સામર્થ્ય છે આવી સમજણ આવતાં કર્મ પણ હકાવી શકાય છે.

ચંદ્રગુપ્તને પહેલું સ્વપ્ન આવ્યુ કે "કલ્પવૃક્ષની શાખા તૂટી" ગુરુને સ્વપ્નનું ફળ પૂછ્યું. ગુરુએ કહ્યુ કે હવે પછી કોઈ રાજા દીક્ષા નહિ લે છેલ્લી દીક્ષા ચંદ્રગુપ્તે લીધેલી આગળના રાજા જૈનધર્મી હતા તેનો પ્રભાવ પ્રજા પર પડતો. પ્રજા પણ જૈનધર્મ પાળતી. આજે તો જૈન કહેવડાવતા પણ શરમ થાય છે. જૈન સિદ્ધાતનું જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે. આજે નવી નવી વિજ્ઞાનની અનેક શોધો – જેવી કે એટમ બૉંબ, હાઇડ્રોજન બૉંબ વગેરે થાય છે. એ લોકોની ધગશ છે કે એક કામ હાથમાં લેશે એટલે મંડયા જ રહેશે; પૂરું કર્યા વિના છોડશે નહિ. આપણા સિદ્ધાંતો જાણવાની અને તેમાંથી નવી નવી શોધો કરવાની અન્ય-ધર્મોને પણ કેટલી ધગશ છે ! એટલી ધગશ આપણને છે ? આપણે ખંતથી સારી રીતે અભ્યાસ કરતા નથી, બધું અધકચરું રાખે છે. દાળ અધકચરી ઉતારી, ભાત મૂક્યા, ભાત અધકચરા ઉતારી રોટલી માંડી. આમ બધું અધકચરું રાખ્યુ. આવી અધ-કચરી રસોઇ ખાનાર માંદા પડે ને ? તમે એકકેય પૂરું કર્યું ?

એક નવકારમંત્રમા ચૌદ પૂર્વનો સાર કહ્યો, પણ તે કેવી રીતે, તે અંદર ઊંડા ઊતરી સંશોધન કર્યું ? હવે ક્યારે કરવાનું

છે ? આ અવસર મળ્યો છે, તેને લેખે લગાડો આજકાલના શ્રાવકોને ધર્મની કાંઈ પડી નથી પૈસા જશે તો ચિંતા થશે પણ આ ધર્મનો અણમોલ અવસર જાય છે તેની ચિંતા થાય છે ? જ્ઞાની કહે છે, હવે ધર્મ કરી લો. આ જિતશત્રુ રાજા ગરીબોનો બેલી છે. શ્રીમંત અને ગરીબ બન્નેને સરખો ન્યાય આપે છે. આવી નગરીમા અઢળક ઋદ્ધિની વચ્ચે આનંદનો જન્મ થયો છે. દશાગી સુખમા ઉત્પન્ન થયો છે. આનંદનો જન્મ થતા આનંદ આનંદ થઈ ગયો છે. નામ પણ ગુણનિષ્પન્ન છે. આ દ્રવ્યથી આનંદ છે, ભાવથી કેવો છે તેનો અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૫ મુ.

### સંવત ૨૦૧૪ અષાડ વદિ ૨ બુધવાર

નાથે સિદ્ધાંત પ્રરુપ્યા—અહીં ઉપાસક દશાંગના પ્રથમ અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ નામના શ્રાવક વાણિજ્યનગરમાં થયા છે. આનંદ પાસે અઢળક સંપત્તિ છે પુણ્યથી સંપત્તિ મળે પણ પુણ્ય અને ધર્મ જુદા છે. '**नत्थु सहावो धम्मो**' ઘણા, પુણ્ય અને ધર્મને એકમા ખપાવે છે. પુણ્ય અનુકૂળતા આપે છે અને પાપ પ્રતિકૂળતા આપે છે, તે બન્ને કર્મના ઘરની વસ્તુ છે. ધર્મથી કર્મની નિર્જરા થાય પણ પુણ્યથી તો મોડું મીઠું થાય. ભવની રાશિઓ નહિ કપાય. ઉપયોગ તેટલો ધર્મ છે. પરમા ઉપયોગ જાય ત્યારે શુભાશુભનો બંધ પડે છે.

**ચેતન જો નિજ ભાવમાં, કર્તા આપ સ્વભાવ;**
**વર્તે નહિ નિજ ભાવમાં, કર્તા કર્મ પ્રભાવ.**

ચૈતન્ય દેવ પોતાના સ્વભાવમાં રમે; જ્ઞાન, દર્શન, ચારિત્રમા ટકે. હું શુદ્ધ, બુદ્ધ, નિરંજન છું. સિદ્ધ જેવો જ મારો આત્મા છે તેમ ધ્યાન કરે.

**શુદ્ધ બુદ્ધ ચૈતન્યમય, સ્વયં જ્યોતિ સુખધામ;**
**બીજુ કહીએ કેટલું, કર વિચાર તો પામ.**

આત્મા. પરથી ભિન્ન સ્વતંત્ર દ્રવ્ય છે. અસંખ્યાત પ્રદેશી, અનંત ગુણનો ધારક છે. એક ગુણની અનતી પર્યાય. એક જ્ઞાન ગુણની વ્યાખ્યા અનત તીર્થંકરોથી પણ પૂરી ન થઇ. અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ધૈર્ય, વીર્ય આદિ અનંત ગુણો અને આયુષ્ય સંખ્યાતું. તેમા ક્યાંથી કહી શકાય? એનો તો અનુભવ કરવો જોઇએ.

**"સયલ પુઢવી ગિરિ જલ તરૂજી, કોઇ તોલે એક હાથ;**
**તેહ પણ તુજ મૂળ ગુણ ભણીજી, ભાખવા નહીં સમર્થ.**
**વિમળ જિન વિમળતા તાહરીજી, અવર ન બીજે કહાય.'**

શ્રી દેવચંદ્રજી મહારાજ તેરમા પ્રભુની સ્તુતિ કરતાં હૃદયના ભાવો ઠાલવે છે. ભાવથી જ કાવ્ય દીપી ઊઠે છે. ઉપરથી લલકારે પણ અંદરમા રસ ન હોય તો શુષ્ક લાગે. તેઓ કહે છે કે હે નાથ? કોઇ દેવ સકળ પૃથ્વીને, બધા પર્વતોને, બધા સમુદ્રોને અને બધી વનરાઇઓને એક હાથે તોળે એવો સમર્થ પણ તારા ગુણનું વર્ણન કરવા સમર્થ નથી. કારણ આપના ગુણો અનંત છે. તારા ગુણોનું બહુમાન આદરપૂર્વક કરે અને હૃદયમાં ધારણ કરે તો તે તારા જેવો બની જાય છે.

**"તારા શુદ્ધ સ્વભાવને જી, આદરે ધરી બહુમાન,**
**તેહને તેહી જ નીપજેજી, એ કોઇ અદ્‌ભુત તાન–વિમલજિન**

તારા ગુણોની ભકિત કરતા તારા જેવા બનાય છે, સિદ્ધાંત પણ કહે છે કે અરિહંતના, સિદ્ધનાં, બહુસૂત્રીનાં, તપસ્વીના ગુણગ્રામ કરવાથી તીર્થંકર નામ ગોત્ર બધાય છે. તીર્થંકરનાં ગુણગ્રામ કરવાથી તેમના જેવા થવાય છે. શેઠનો નોકર વિનયવાન હોય, કહ્યાગરો હોય, પડયા બોલનો ઝીલનાર હોય તો શેઠ તેને પોતાનો ભાગીદાર બનાવે છે

**"तुल्या भवन्ति भवतो ननु तेन किं वा,**
**भूत्याश्रितं य इह नात्म समं करोति"**

આપણે અ તર રાખીને પ્રભુની ભકિત કરીએ છીએ કે કે અભેદભકિત ? નામનિષ્પન્નની નહિ પણ ગુણનિષ્પન્નની વાત છે "**નમો અરિહ તાણું**" કહેતા કેટલા અરિહ તોને નમસ્કાર થયા ? જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ સિદ્ધ કેટલા ? સિદ્ધ અન તા છે. વનસ્પતિ સિવાયના ત્રેવીશ દંડકના જીવોથી પણ સિદ્ધ અનંત ગુણા છે 'નમો સિદ્ધાણુ' પદથી તે બધા સિદ્ધોને નમસ્કાર થાય છે. આટલા બધા સિદ્ધ થયા અને હુ કેમ રહી ગયો, તેનો વિચાર આવે છે ? નવકાર મ ત્ર વિશ્વમ ત્ર છે, તે મંત્ર વ્યકિતગત નથી. '**અરિહ તાણુ**' એટલે કર્મ રૂપી શત્રુને હણ્યા છે–ચાર ઘનઘાતી કર્મ ખપાવ્યાં છે તે દરેકને તમે ઓળખતાં શીખો કાગળ લખવા ઇચ્છતા હો તો સરનામુ તો પૂરેપૂરૂં જોઇએ ને ? એમ સિદ્ધ પ્રભુનુ પૂરેપૂરૂ સરનામુ તો જાણી લો લોકાગ્રે સિદ્ધ ભગવ ત બિરાજે છે. ૪૫ લાખ યોજનની સિદ્ધશિલા છે, તે ઉપર

સિદ્ધ અનંતા છે ક્ષેત્ર સંખ્યાતુ છે. તે સંખ્યાતા ક્ષેત્રમા અનંતા સિદ્ધ સમાયા કેવી રીતે? આત્મા અરૂપી છે તેને જગ્યાની શી જરૂર હોય? બેરિસ્ટરને ત્યાં પુસ્તકોના કબાટના કબાટ ભર્યા હોય, તેમાંનુ બધુ જ્ઞાન એના નાનકડા મગજમાં સમાયું શી રીતે? પણ જ્ઞાન અરૂપી છે.

"એક માંહિ અનેક રાજે. અનેક માંહિ એકિક;
એક અનેકકી નાંહિ સખ્યા, નમો સિદ્ધ નિરંજનં.
વિકટ ક્રોધા માન યોદ્ધા, માયા લોભ વિસર્જનં,
રાગદ્વેષ વિમર્દ અંકુર, નમો સિદ્ધ નિરજનં"

આવા સિદ્ધ પ્રભુ છે જેમનામા રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ કાંઈ નથી. ફરી સંસારમા આવવું નથી. ભવનો અંત કરે તે ભગવાન. 'અપુણરાવિત્તિ-અપુનરાવૃત્તિ.' જો ભગવાન આવે અને દૈત્યોનો નાશ કરે તો ભગવાન દ્વેષી ઠર્યા, ભકતોની રક્ષા કરે તો રાગી ઠર્યા. તેમને રાગ, દ્વેષ નથી. સમ્પૂર્ણ અજ્ઞાનનો નાશ કર્યો ત્યારે સમ્પૂર્ણ જ્ઞાની થયા, અને સમ્પૂર્ણ કર્મોની નિર્જરા કરી ત્યારે સિદ્ધ થયા. માટે સિદ્ધ ફરી જન્મ ન લે. જૈનદર્શન જેવું ન્યાયયુકત, શુદ્ધ, પરિપૂર્ણ દર્શન દુનિયામાં બીજે કયાંય નથી. તે દર્શન અદ્વિતીય-અજોડ છે. જૈનદર્શન દરિયો છે તેમાં બધી નદીઓ સમાય છે. એક જંબૂદ્વીપની ૧૪૫૬૦૦૦ નદીઓ એક લવણસમુદ્રમાં સમાણી, પણ લવણસમુદ્ર કોઇ પણ એક નદીમા ન સમાય.

"જિનવરમાં સઘળાં દર્શન છે, દર્શને જિનવર ભજના રે:
સાગરમા સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે.

**ષડ્દર્શન જિન અંગ ભણિજે, ન્યાય ષડંગ જે સાધે રે,**
**નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ્દર્શન આરાધે રે.''**

શ્રી આનંદઘનજી મહારાજ ષડ્દર્શનનું વર્ણન કરતાં કહે છે કે જૈનદર્શન સાગરસમું વિશાળ અને સર્વોત્કૃષ્ટ–શ્રેષ્ઠતમ છે અને તેમા બધાં દર્શન સમાય છે. સાગર નદીમા ન સમાય. જૈનદર્શનમા સ્યાદ્વાદ–કથંચિત્ કથન–અપેક્ષાવાદ છે અપેક્ષાએ વાત કરે તે સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદ. એક જ અપેક્ષાએ વાત કરે તે એકાંતવાદ, અનેકાંતવાદીની પ્રરૂપણા સાપેક્ષ હોય છે. જેમ કે–આત્મા નિત્ય છે? તો કહે કે 'હા' આત્મા અનિત્ય છે? તો કહે કે 'હા' આત્મા, દ્રવ્યદૃષ્ટિએ નિત્ય છે અને પર્યાય-દૃષ્ટિએ અનિત્ય છે. દ્રવ્યથી એક અને ગુણથી અનેક સોનાના વિધવિધ ઘાટ ફરે પણ સોનુ તો એનુ એજ હોય છે બૌદ્ધોએ એકાંતવાદ પ્રરૂપ્યો તેઓ આત્માને ક્ષણિક માને છે સાંખ્યદર્શને આત્માને ફૂટસ્થ–નિત્ય માન્યો તે એમ માને છે કે હુ કાંઇ કર્મ કરતો નથી, મને કર્મ લાગે જ નહીં.

**"હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ,**
**જડ સ્વભાવ નહિ પ્રેરણા, જુઓ વિચારો ધર્મ"**

પ્રેરણા ન હોય તો કર્મ ક્યાંથી બંધાય? "**कर्मणो योग्यान्पुद्गलानादत्ते स बन्धः**" કષાયયુક્ત આત્મા વિકારી ભાવમાં ગયો એટલે કર્મની વર્ગણા ફટોફટ ચોંટી જાય જેવાં પરિણામ તેવો બંધ પડે. કોઇનાં તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ તો કોઈના મંદ, મંદતર, મંદતમ પરિણામ હોય. કોઇનાં પરિણામ સરખા હોતા નથી. હીરની પણ ગાંઠ કહેવાય અને ગોદડાની પણ

ગાંઠ કહેવાય, પણ તે બન્નેમા ઘણું અતર છે એક ઉદાસીન ભાવથી સંસારમા રહે છે, ત્યારે કેટલાક આસક્તિ ભાવથી રહે છે.

**"જો ચેતન કરતું નથી, થતાં નથી તો કર્મ,**
**તેથી સહજ સ્વભાવ નહીં, તેમ જ નહીં જીવધર્મ"**

જીવનો મૂળ સ્વભાવ, કર્મ બાધવાનો નથી, પણ વિભાવમાં જાય ત્યારે કર્મ બંધાય છે. વિષ્ટાનો ટોપલો એમ નથી કહેતો કે તું મારા પર દ્વેષ કર અને ફૂલની ટોપલી એમ નથી કહેતી કે તુ મારા પર રાગ કર, પણ પોતે તેમા ભળે છે એટલે વિકાર ઉત્પન્ન થાય છે. 'न किंचि गधं अवरज्झइ से' આમાં ગંધનો કિંચિત્ પણ અપરાધ નથી પુરુષ કાંઈ કરે નહીં અને પ્રકૃતિ કરે ને ભોગવે, એમ માનવું તે મિથ્યાત્વ છે. આત્માની પ્રેરણાથી જ કર્મ બંધાય છે. સૌના કર્મ સૌને ભોગવવાં પડે છે. મારાં કરેલા કર્મ તમારે અને તમારાં કરેલા કર્મ મારે ન ભોગવવાં પડે. કેવળજ્ઞાની લોકાલોકને હસ્તામલકવત્ દેખે છે. તેમાં અવગુણી, મહા પાપી દરેકને જુએ છે, હીરા તો થોડા જ હોય છે, અને કાંકરા વધારે હોય છે, તેમ ગુણી થોડા હોય અને અવગુણી વધારે હોય છે, પણ ગુણીને દેખી રાગ અને અવગુણીને દેખી દ્વેષ કરતા નથી. રાગ, દ્વેષ કરે તો બંધ થાય. આંખ ફોડવાની જરૂર નથી, પણ આંખના વિકારોને ટાળો. તડાતડ કર્મને તોડવાં હોય તો અંદરથી ઉપાડ પુરુષાર્થ. કોઇનો પુરુષાર્થ તારે કામ નહીં આવે. તારાં બાંધેલા તું જ તોડી શકશે. પડ્દર્શન જુદું જુદું માને છે. એકને રાખી બીજાને ઉડાડે છે. એક પાખ ખોટી એટલે પાખંડી. જગતમાં જુદા જુદા મત મતાતરો પ્રવર્તે છે,

તેમાં તારા હાથમા પરમ પવિત્ર અદ્વિતીય ધર્મ આવ્યો છે. તારા શુદ્ધ સ્વભાવનુ ધ્યાન ધર. હે નાથ! આ માર્ગ મળ્યો તે મારા મહાન્ પુણ્યના યોગથી જૈનદર્શનમા દરેક વાત ચોખ્ખી સ્પષ્ટ કરેલી છે. 'स्याद् अस्ति स्यान्नास्ति' તું તારામા છો તે અસ્તિ અને બીજુ તારામા નથી તે નાસ્તિ એક સમયે અસ્તિ–નાસ્તિ જેનામાં રહી છે તેવા સ્વરુપને પામો જ્ઞાન સહિત, ત્રણ ગુપ્તિયુકત મુનિ એક શ્વાસોચ્છ્વાસમા જેટલાં કર્મ ખપાવે છે તેટલા કર્મ ક્રોડ વર્ષપર્યંત માસખમણ કરનાર અજ્ઞાની નથી ખપાવી શકતા, કારણ કે દૃષ્ટિમા ફેર છે તમારી SHORT SIGHT છે કે LONG SIGHT? નદી, ઉપરથી તો સરખી જ લાગે પણ તેનુ ઊંડાણ તપાસવું જોઇએ, તેમ જૈનદર્શન કેટલું ગહન છે તે તપાસવા ઊંડી દૃષ્ટિ જોઇએ તેમા અનંત ગમા, અનંત હેતુ, અનંત રહસ્યો સમાયેલાં છે

**"અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,**
**અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;**
**સકલ જગત હિતકારિણી હારિણી મોહ,**
**તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે.**
**ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,**
**આપવાથી નિજ મતિ મપાઇ મેં તો માની છે,**
**અહો! રાજચંદ્ર બાલ ખ્યાલ નથી પામતા એ,**
**જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.**

શ્રી જિનેશ્વરના જેવી અલૌકિક વાણી કોઇની નથી. કોયલના પંચમ સૂર સાંભળવા જેમ કાન તલસે છે તેમ પ્રભુની

વાણી સાંભળવા ભવ્ય જીવો ઉત્સુક બને છે. કેટલી જબરદસ્ત સાધના કરી ત્યારે આ સ્થિતિએ પહોંચ્યા છે! સાધના વિના કાંઈ મળે તેમ નથી. પરીક્ષા આપવાની હોય ત્યારે બે મહિના કેટલી મહેનત કરો? અને નાપાસ થાય તો પેટમાં ફાળ પડે. એમ આ જીંદગી આટલી વીતી ગઈ છતાં પરિણામ કાંઇ ન આવ્યું એની ફાળ પડે છે? જીવન એવું જીવો કે મરણ સુધરી જાય. પરણતી વખતે જેટલો આનંદ હોય તેટલો જ આનંદ મરણ વખતે હોવો જોઇએ. એવો દૃઢ વિશ્વાસ જોઇએ કે હું તો મરતો જ નથી; આ શરીર મારું છે જ નહીં, આ તો પર્યાય છે. મારું હોય તો મારાથી જુદું પડે જ નહીં. આ બધું પર છે. હવે સ્વ તરફ દૃષ્ટિ કરો.

તમને સંયમ, ત્યાગની વાતો ઓછી ગમે છે, પણ વિચારો તો ખરા કે તીર્થંકરનો છેલ્લો જ ભવ હતો છતા તેમને દીક્ષાની જરૂર કેમ પડી? અહીં તો 'લડ્ડુ ભી ખાના, ઔર મોક્ષ ભી જાના, ઐસા હો તો કહના, નહિતર ચૂપ રહના.' કાંઇ કરવું નથી અને મોક્ષ જોઇએ છે તે કેમ મળશે? પરવશપણે જીવે કેટલુ સહન કર્યું છે? તિર્યંચની પશુતા અને પરાધીનતા જુઓ છો ને? તો તમે વિપરીત કામો શા માટે કરો છો? બોલવું જૂઠું, ચાલવું જૂઠું. 'લેવડી અને દેવડી' બધુંય જૂઠું. આવું શા માટે? પ્રભુ કહે છેઃ– મારું અનુકરણ કરી મારા માર્ગે ચાલશો તો મારા જેવા થશો. અહીં નહીં કરો તો ક્યાં કરશો? કર્યા સિવાય છૂટકો નથી જ. તરવું હશે તો વહાણથી તરાશે, પાષાણથી નહીં. સંયમ તે વહાણ છે, મમત્વ તે પાષાણ છે. મમત્વને છોડી કરવાનુ છે તે કરી લીઓ પૌદ્ગલિક સુખો ક્ષણિક છે. આત્માનુ સુખ શાશ્વત છે.

તમને આત્મિક સુખ જોઈતું હોય તો નિજઘરમાં આવો આત્માનો ઉદ્ધાર કરવાનો આ સોનેરી અવસર છે આયુષ્ય કપાય છે ઘડિયાળ શું કહે છે? કટ, કટ, કટ CUT એટલે કપાવું. એ ચેતવણી આપે છે

**'ઘડિયાળ કહે છે કટ કટ કટ આયુષ્ય કપાયે ઝટ ઝટ ઝટ:**
**આળસ છાંડો ઊઠ ઉમળકે, ઊભો થા, નહિ કર વાર, નીપટ.'**

હવે જાગવું છે કે ઊંઘવું છે? આ સમયની કિમ્મત કરો. અવસરને ઓળખો. ફરી ફરી મળવો બહુ મુશ્કેલ છે સ્વયંભૂરમણ સમુદ્રનો લાંબામાં લાંબો પટ છે, તેના એક છેડથી ધોંસરૂં નાખો ને બીજે છેડથી સમેલ નાખો તો એ ધોંસરામાં સમેલ કયારે પેસશે? એમ ફરી આ મનુષ્યભવ કયારે મળશે? અત્યારે આ મનુષ્યભવ, આર્યદેશ, ઉત્તમ કુળ, પાંચે ઇંદ્રિયો સંપૂર્ણ અને તેમાં વળી સદ્ગુરુનો યોગ, મહાન્ પુણ્યોદયે પ્રાપ્ત થયો છે. આવી સંધિ મળ્યા છતાં ઊંઘમા રહેશે તેણે ખોયું સમજજો- જીંદગી પૂરી થવા આવી છે હવે તો ઝળવઝળ દિવસ રહ્યો છે, માટે ચેતી જાઓ, ગુણો પ્રગટાવો જીવનમા ધર્મને અપનાવો આનંદ ગાથાપતિ તેજસ્વી છે, ગુણવાન્ છે, કોઇથી પરાભવ્યા જાય તેમ નથી. જેને ત્યા બાર ક્રોડ સોનૈયા છે, ચાળીશ હજાર ગાયો છે. આજે તો ગૌધન હરાઇ ગયું છે. આટઆટલી સમૃદ્ધિ હતી છતાં અભિમાન નથી, ઋદ્ધિનો મગજમા પાવર નથી ફળ આવે ત્યારે આંબો નીચો નમે તેમ આ આનદ વિનમ્ર છે, વિવેકી છે અને એનો પ્રભાવ પણ દરેક ઉપર પડતો. રાજા મહારાજા ઉપર પણ એની અસર કેવી પડે છે તેના અધિકાર અવસરે

---

## વ્યાખ્યાન ૬ ઠ્ઠું.

### સંવત ૨૦૧૪ અષાડ ત્રીજ ગુરુવાર

શ્રી વીતરાગ પ્રભુએ સિદ્ધાંત પ્રરૂપ્યાં. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનુ નામ સિદ્ધાંત. અહીં ઉપાસકદસાગનુ પહેલું અધ્યયન, તેમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ શ્રાવક વાણિજ્યનગરમાં એક ધનાઢય ગાથાપતિને ત્યાં ઊપજ્યા છે. પૂર્વના પુણ્યોદયે ઋદ્ધિ સમૃદ્ધિ ખૂબ મળી છે ઘરવખરો, ખેત્તવત્થુ એ પુણ્યના પથારાથી મળે છે પરંતુ પ્રભુએ મૂર્છાને પરિગ્રહ કહ્યો છે. ચક્રવર્તીને છ છ ખંડની સાહેબી હોય છતાં જો તે અનાસક્તભાવે વિચરતો હોય તો તેના કરતાં મૂર્છા ભાવવાળા ભિખારીને મહાઆરંભી અને મહાપરિગ્રહી કહ્યો છે કારણ કે "मुच्छा परिग्गहो वुत्तो" મળેલ વસ્તુ ઉપર મૂર્છા થાય તે પરિગ્રહ અને મૂર્છાભાવથી અસંતોષ અને અતૃપ્તિ ઊભી થાય. "અહીંથી મેળવું કે ત્યાંથી મેળવું" આશા પૂર્ણ ન થાય એટલે અશાંતિ ઊભી થાય. બંગલો મળે તો મોટરની ઇચ્છા. મોટર મળે તો સારી સ્ત્રીની, સારી સ્ત્રી મળે તો પુત્રની તમન્ના, બધું મળે ને જો એક દિવસ સાજો ન રહેતો હોય તો એ સંપત્તિને શું કરવાની?

પય સરખું પચતું નથી પ્રભુજી તોય ન અન્ન તજાય રે,
રૂધિર માંસ સોસાણાં તોએ સ્વાદ નહિ સોસાય-
શ્રી જિન શું કરવું, મને નથી ગમતુ મહારાજ અવનીને
અનુસરવું.

જ્ઞાનીઓ કહે છે.– બહારના સુખસાધન ગમે તેટલાં મળે છતાં એક દૂધ જેવું પચતું નથી, એનું દુઃખ રહે અને નથી પચતું માટે હું તપ કરુ તેમ નથી થતું. પણ જઠરાગ્નિ કેમ ઊઘડે તેને માટે દવાઓના બાટલાને ઇંજેકશન ખાય છે પણ તાકાત શાથી આવે? વીર્યાન્તરાયના ક્ષયથી તાકાત આવે છે ઘી, દૂધ, બદામ વગેરે પૌષ્ટિક પદાર્થો ખવરાવીને શરીરને ગમે તેટલું અલમસ્ત કર્યું હોય, પણ ચૈતન્યદેવ નીકળી જાય એટલે ઘાડવો નમી પડે ને! તો શકિત કોની? આત્માની કે શરીરની? વીર્યાન્તરાયનો ઉદય હોય ત્યા સુધી શકિત ન આવે અને એનો ક્ષયોપશમ થાય તો છાતી ઉપર મોટી શીલા પણ તોડી શકે અને ડોકેથી લોઢાનો જાડો સળિયો પણ વાળી શકે અને સર્વથા ક્ષય થાય ત્યારે તો કોઇ ઓર સામર્થ્ય પ્રગટે પ્રભુની ટચલી આંગળીના બળને તોલે ત્રણે લોકના ઇન્દ્ર પણ ન આવી શકે પ્રભુ અનતાનત શકિતના ધણી છે છતાં તેને પોતાની શકિતને કોઇનું બૂરૂં કરવામાં કે કોઇને ભૌતિક સાધનોથી સુખી કરવામાં નથી વાપરી. આ કરેલાનુ પરિણામ જો શકિત અને વિદ્યા ફોરવે તો તેને ઉછાંછળો કહ્યો છે શકિત વધે તેમ ઊડાઈ અને ગંભીરતા વધતી જાય અધૂરા હોય તે છલકાય પ્રભુની તાકાતને કોઇ ઈન્દ્ર પણ ન પહોંચી શકે સમવસરણમા સાધુના મડળમાં થઇને દેવતા ન ચાલી શકે ઘણા સાધુઓને વિપુલ તેજોલેશ્યા ઉત્પન્ન થઇ છે છતાં તેઓ શાત અને ગંભીર છે.

આજે તો EMPTY VESSEL MAKES MUCH NOISE ખાલી ઘડો વાગે ઘણો મુનિઓએ બધુ વીર્ય પોતામા વેર્યું અને એ બે ઘડીમા એટલુ સુખ અનુભવે છે કે તેટલું સુખ ચક્રવર્તી કે ઇન્દ્ર

આખી જીંદગીમાં પણ નથી અનુભવી શકતા. એ તો બિચારા પરિગ્રહથી દોરાયેલા છે. તૃષ્ણાને તોડી સાચું સુખ મેળવવું હોય તો આ અનુભવની શાળામા આવો સંતોષ રાખતાં શીખો. ભૌતિક સુખ માટે ગમે તેટલું કરો છતાં શાંતિ નથી, આબાદી નથી; બરબાદી જ છે, આટલાં વર્ષો એમા કાઢયાં તેટલા ધર્મમાં કાઢયા હોત તો જીવન સુધરી ગયું હોત પણ કોણ જાણે પૈસામાં શુ ભાળી ગયા છો ? શરીરમા શકિત ન હોય, પણ દીકરો કહે, બાપુજી ! એક ઘરાક આવ્યું છે, મારો નફો થાય તેમ છે પણ એ તમારાથી સમજે તેમ છે પૈસાનો લાભ દેખાણો ત્યાં ઘોડાગાડી કરીને પણ દુકાને પહોચે ત્યા ન હોય ત્યાથી શકિત આવી જાય કારણ કે તેમાં રુચિ છે: રસ છે એટલે ત્યા રોગ ન દેખાય પરંતુ વ્યાખ્યાનમા આવવું હોય તો એમ થાય કે મારાથી દાદરો નહિ ચડાય પરમા જેટલું વીર્ય ફોરવે છે તે સ્વમા ફોરવે તો બેડો પાર થઇ જાય.

શેઠની નોકરી કરો છો તો તેની પ્રસન્નતા રહે તેમ તમે કાર્ય કરી તેની કૃપા મેળવવા ઇચ્છોછોને ! ગમે તેવા હોય તો પણ બહુ સારા છો, બહુ સારા છો એમ કહેવું પડે છે ને ! પૈસા માટે કેટલી ખુશામત ! છતા પરિગ્રહ પાપનુ મૂળ, દુર્ગતિનો, દાતાર, કષાય પ્રદીપ્તનુ કારણ, બ્રહ્મચર્યનો ઘાતક, મહામોહને વધારનાર, વિષયની વેલડી ને સીંચનાર. કુડકપટનો આગર. વધ, બંધ, દંડ ને કલેશનો કરનાર છે.

‘માયા છે કાળી કુત્તી, સંસારીના ઘરમાં સૂતી;
ગૃહસ્થ પુજે ને કરે સ્તુતિ, મસ્તરામ કહે ભાગને દૂતી!’

માયાને તમે પૂજો છો ને ! પાંદડાં પંપાળો છો કે મૂળને પાણી પાઓ છો ? પાંદડાં પંપાળે શું કામ આવે ? પુણ્યનાં ફળ તે પાંદડાં છે. તેનાં મૂળ સૂકાય છે તે જુઓ છો ? પાનખરમા પાંદડાં ખરશે પણ મૂળ સીંચેલુ હશે તો ફરી વૃક્ષ પાગરશે. તેમ તમારાં પુણ્ય ખરતાં જાય છે. ઘણા એમ માને છે કે :—

हत्थागया इमे कामा, कालिया जे अणागया,
को जाणइ परे लोए, अत्थि वा नत्थि वा पुणो ॥

— ઉત્તરાધ્યયન અ. ૫ ગા. ૬

હાથમાં આવેલા કામભોગો જેટલા ભોગવાય તેટલા ભોગવી લઉ, કારણ કે કોણ જાણે છે કે પરલોક છે કે નથી ? 'આ ભવ મીઠો પરભવ કોણે દીઠો' આવું અજ્ઞાની, નાસ્તિક લોકો માને છે, પરંતુ જ્ઞાનીઓ કહે છે — આ ધન, માલ મિલકત, સત્તા આજ છે, કાલ નથી. હું આત્મા શાશ્વત, ધ્રુવ છુ તેનો નાશ થયો નથી, થવાનો નથી. આત્મતત્ત્વ કરતાં પરપદાર્થ પર પ્રેમ વધે તે અનંતાનુબંધીનો લોભ. જ્યાં સુધી અનતાનુબંધીનો લોભ છે ત્યાં સુધી સમકિત કેમ પ્રગટે ?

પાપથી કેમ છૂટાય; કેમ પાછુ હઠાય તેને માટે જ પ્રતિક્રમણ છે. પાપનાં ફળ કેવા ? કડવા; અને પુણ્યના ? મીઠા. તો હવે આખા દિવસનો સરવાળો કાઢો. જેના ફળ ઇચ્છતા નથી તેનો ધધો મૂકતા નથી અને ઇચ્છો છો પુણ્યને અને તે પુણ્યનાં કારણો અપાતાં નથી પાપ કરીને પાછા 'पापं कुर्वन्ति सादरा' પાપને પ્રોત્સાહન આપો છો ! આદર સત્કાર કરો છો ! શુ. ૫૫

કરવા જેવું છે? 'ના' જ્ઞાની તો કહે છે, તરવું હોય તો અનંત જ્ઞાનીએ માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલો તો તરી શકશો. જ્ઞાની–કથિત ભાવને જીવનમાં ઉતારો.

**"આ જગતની કો વસ્તુમાં તો. સ્વાર્થ મારો છે નહિ:**
**જગતની પણ વસ્તુઓનો, સ્વાર્થ મારામાં નહિ.**
**આ તત્ત્વને સમજી ભલા તુ, બાહ્યનો મોહ છોડજે;**
**શુદ્ધ મોક્ષનાં ફળ ચાખવા, નિજ આત્મમાં તું સ્થિર થજે"**

મોક્ષ જોઇતો હોય તો એ છોડવું પડશે. તમારી પુણ્યાઈ હશે તો પડોશી ચાકરી કરી જશે અને પુણ્ય નહિ હોય તો પેટનો છોકરો મૂકીને ચાલ્યો જશે. માન મળવું તે પુણ્યનો ઉદય છે. કેટલાય માણસો હોય છતાંય એકને જ શેઠ તરીકે આગળ લાવે છે. એને જ સત્તા મળે છે તે બધા પુણ્યના યોગ છે. પુણ્ય ન હોય તો પાંચ પાંચ દીકરા હોય છતાં હડધૂત થાય. માટે જ્ઞાની કહે છે કે તું સ્વાર્થ રાખે છે કે આ છોકરો મોટો થઇને મને કમાઇને ખવરાવશે પણ તારી કમાણી તું જ ખાઇ શકીશ એ વાત હૈયે બેસે છે? સમજાય છે? પુણ્યથી વસ્તુ મળે છે અને પુણ્ય હોય ત્યાં સુધી ટકે છે, છતાં તમને એમ થાય છે કે આ મને સારૂં કરી દેશે આનાથી હું સુખી થઇશ પણ કોઈ તને ત્રાણ–શરણ નથી.

આ જગતની વસ્તુઓનો સ્વાર્થ તારામા નથી ને તારો સ્વાર્થ જગતની વસ્તુઓમાં નથી, આવું સાંભળ્યા પછી વિચાર આવે છે કે તો મારૂં શું? મારે કરવાનું શું? જો મોક્ષનાં ફળ

ચાખવાં હોય તો બહારનો મોહ છોડ. તારી વૃત્તિઓ ડોકિયાં કરે છે તેને રોક. બહારથી સુખ નહીં મળે. ધન, મોટર, બંગલા, વાડી, પુત્ર, સ્ત્રીઓના પરિવારમાંથી, નાટક, સિનેમા, રેડિયોમાથી તમારે સુખ જોઈએ છે! પણ જો એ સુખ જ આપતું હોય તો બધાને સરખું સુખ આપે ને! ત્રણ ત્રણ દિવસના ઉપવાસ હોય, ઉલટીઓ થતી હોય, માથું ભમતું હોય; એ વખતે રેડિયો વગાડે તો શું તેના સૂર સારા લાગે? એ રેડિયો સુખકર લાગે? વીશ વર્ષનો છોકરો મરી ગયો હોય તે વખતે વાજિંત્ર ગમે? માટે જ જ્ઞાનીઓ કહે છે કે પૌદ્ગલિક વસ્તુમાં સુખ નથી, છતાં તમે માનો છો, તે તમારી કલ્પના છે. તે કલ્પનાને ઉડાડો.

પ્રભુએ છ જાતના પરિગ્રહ કહ્યા છે. સચેત, અચેત, અલ્પ, બહુ, સૂક્ષ્મ અને સ્થૂલ, એ બધા પરિગ્રહ છે. તેનો મોહ તને રોકે છે. પોતાની લાગણી પોતાને રોકે છે. કેટલાક કહે છે કે ઘરના કે બહારના કોઈના પ્રત્યે મને મોહ નથી, રાગદ્વેષ નથી, પણ ઉપાશ્રયે સામાયિક કરવા આવ્યા હોય, સામાયિક લીધે દશ જ મિનિટ થઈ હોય ને કોઇ કહેવા આવે કે તમારા પુત્રને કોઇ છોકરે પથરો માર્યો છે, ઇસ્પીતાલમાં દાખલ કર્યો છે અને ટાકા લેવા પડયા છે આવું સાંભળ્યા પછી કેવાં પરિણામ રહે? એમ થાય ને કે કયારે સામાયિક પૂરી થાય ને હુ ઘર પહોંચું! એમાં કોઇ કહેવા આવે કે તમારો છોકરો નથી એ તો પાડોશીનો છોકરો છે, ત્યાં જીવને શાંતિ થઇ જાય છે એટલે સમભાવ કેટલો કેળવ્યો છે, એનું માપ નીકળી ગયું.

સંતોષ–સુખ પરિગ્રહમા છે કે આત્મામાં? જ્ઞાનીની દૃષ્ટિ સ્વ તરફ છે એટલે એને માન, અપમાન, નિંદા, પ્રશંસામાં

સમભાવ રહે છે, કારણ કે એ સમજે છે કે જે પુણ્ય-પાપના ઉદયથી મળે છે એમાં હું રાગદ્વેષ ન કરું એટલે નવાં કર્મ ન બંધાય ને પૂર્વકર્મ ખપી જાય. આવી સમજણની દરેકને જરૂર છે. સમજણ હોય તો વેદના થાય કે તરત જ વિચાર આવે કે સત્તામાં પૂર્વે કરેલા કર્મ હતા તે જ કર્મ ઉદયમાં આવ્યાં છે. એથી કલેશનું વાતાવરણ શાંત થશે. કોઇને માથે દોષ ઢોળવાની વૃત્તિ નહીં રહે. જીવન ઝેરમય ન બને અને સમતા ને શાન્તિ જળવાઇ રહેશે. તમને ઘરડું થવું ગમે છે? મંદવાડ નથી જોઇતો તોય આવે છે ને? પર ઉપર તમારૂં કાંઈ નથી ચાલતું એ નક્કી થયું ને! તો પછી ઝઘડા, ટંટા કેમ કરો છો? જો સુખ જોઇતું હોય તો સ્વભાવમાં ઠરી, પર ઉપરથી દૃષ્ટિ ખેંચી લીઓ અને કર્મ ઉદયમાન થાય ત્યારે જાગૃત રહો તો નવો બંધ નહીં બંધાય અને સમયે સમયે કર્મની નિર્જરા થશે चयरित्तं करेइ इति चरित्तं સંચય કરેલાં કર્મને વિખેરી નાખે તે ચારિત્ર સત્તામાં કેટલાંક કર્મના દળીઆં સંચિત છે તેને વિખેરી નાખવા તત્પર થાઓ. પરમાત્મપદ પામવા માટે આ માર્ગ બતાવ્યો છે.

આત્મદૃષ્ટિ જાગૃત થઇ છે તેને ખેદ ન થાય. ખેદ થવાનું કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાનતા જ દુઃખદાયક છે અજ્ઞાનતાને કારણે દુઃખદાયક લાગતા પદાર્થો જ્ઞાન થતાં અગવડતાને બદલે સગવડતારૂપ લાગશે.

તમે અશાંતિ પોતાની મેળે જ ઊભી કરો છો ગમે તેટલી અગવડતામાં પણ સમભાવ, પ્રસન્ન ચિત્ત રાખવાનો અભ્યાસ કરો તમે વિચારો કે હુ કોણ છું? ક્યાંથી થયો? કયાં જવાનો?

અહીં બધા ભેગા થયા છે તે અહીં જ છૂટા પડવાના આ ભવની જ સગાઇ છે છતા શા માટે આટલુ મમત્વ છે? ક્ષણિક સંબંધ છે તે તારા વશ થવાના નથી, છતાં અજ્ઞાની તેમાં રાચી રહ્યો છે આમાંથી જેને આત્મા તરફ દૃષ્ટિ થઇ તેને જ્ઞાની કહ્યા

એક સમકિતની પધરામણી થાય તો ૬૯ કોડાકોડી સાગરોપમ ઝાઝેરા કર્મો ઊડી જાય ઘેર કોઇ રાજાધિરાજની પધરામણી થવાની હોય તો ઘરમાંથી ખૂણે ખાંચરેથી કચરો વાળી ચોળીને સાફ થઇ જાય, તેમ સમકિત આવતાં કર્મનો મેરૂ જેવડો ઢગલો ઊડી જાય અને અંદર બેઠેલા આત્મદેવનાં દર્શન થાય. સમકિત પ્રાપ્ત થાય ત્યારે કેટલાં કર્મ નાશ પામે, તેની વ્યાખ્યા કરતાં જ્ઞાની કહે છે કે આયુષ્ય વર્જીને સાત કર્મ – તેમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અશાતા વેદનીય જેની દરેકની ૩૦–૩૦ કોડાકોડી સાગરની સ્થિતિ છે, તેમાથી ૨૯ કોડાકોડી સાગરની સ્થિતિ કટ થઈ જાય. નામ, ગોત્રની ૧૯ કોડાકોડી સાગરની સ્થિતિ ઘટી જાય અને મોહનીય કર્મની ૬૯ કોડાકોડી સાગરની સ્થિતિ ઓછી થઇ જાય. આમ પ્રકૃતિ, સ્થિતિ, પ્રદેશ અને અનુભાગ ઓછા થઇ ગયાં. એક સમકિતની પધરામણી થતા કેટલો કચરો નીકળી ગયો? હવે તમારે કચરા કાઢવા છે કે રાખવા છે? જો ઉડાડવા હોય તો સમ્યગ્દર્શન પ્રાપ્ત કરો. જૈન ધર્મ અને જૈન દર્શનનો પાયો સમકિત છે. ચોથા ગુણસ્થાનક વગર પાંચમુ, છઠું, સાતમુ કે તેરમું ગુણસ્થાનક ( કેવળજ્ઞાન ) પણ નહીં મળે

પણ સમ્યગ્દર્શન કહેવાય કોને? ' तहियाणं तु भावाणं ' વિચારોનુ ઘોલન થતાં નવે તત્ત્વની યથાર્થ શ્રદ્ધા થાય, યથાર્થ પ્રતીતિ થાય તે વ્યવહાર સમકિત, ને સ્વ આત્માનુભૂતિ, સ્વ-

સંવેદન. આત્માના ઘરમાં આવી આત્માનો સ્વાદ ચાખે તે નિશ્ચય સમકિત કે જેને અન્તો કોડાકોડીથી વધુ કર્મ હવે નથી રહ્યાં, તમને શ્રદ્ધાપૂર્વક થાય છે કે હે પ્રભુ! 'तमेव सच्चं निस्संकियं' હું નિઃશંકપણે શ્રદ્ધા કરૂં છું. દુકાનમાં માલ ભર્યો હોય તેમાં લાભ મળશે એવી શ્રદ્ધા રાખોછો ને! પણ એમાં તો પાછો પ્રારબ્ધ ઉપર આધાર રહે છે અને અહીં તો કરો તેટલો લાભ જ. સમકિત પ્રાપ્ત થયું એટલે સમયે સમયે અનંત કર્મની ભેખડો તુટી જાય પણ જીવ બહારમાં, નાહવાધોવા—વેપાર ધંધામાં એવો અટવાઇ ગયો છે કે આ બધું ભૂલાઇ ગયું છે પણ આ નહિ થાય ત્યાં સુધી ઉદ્ધાર નહિ થાય. ઋદ્ધિ મળવી તે પુણ્યોદય છે પણ મેળવવા ઝાવાં મારવાં તે પાપ છે, પુરુષાર્થ તો સ્વમાં જ કામ આવશે. આજે લાખ રૂપિયા જોઇએ છે એમ ધારો તો શું લાખ રૂપિયા મળી જશે? અને અહીં તમે ધારો કે મારે આજ ઉપવાસ કરવો છે એટલે કરી જ શકો, માટે તમે તમારૂં કરી લીઓ.

અહીં આનંદ શ્રાવક ઉચ્ચકુળમાં, પુણ્યના ઠઠારામાં આવ્યા છે તેનું માન, સન્માન પણ સારું છે. સગાંવહાલાંઓમાં પણ તેણે નામના મેળવી છે.

ધર્મ વસ્તુ શું છે, તે સમજો, પૈસાથી ધર્મમાં આગળ નહિ અવાય, મોહ છૂટે, રાગદ્વેષ ઘટે, કષાય ઘટે તો જ સંસાર ઘટે.

આનંદ આવી સ્થિતિમાં જન્મ્યા છે. હવે તે કોના નિમિત્તે સમકિત પામશે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૭ મું.

### સવત ૨૦૧૪ અષાડ વદ ૪ શુક્રવાર

નાથે સિદ્ધાંત પ્રરુપ્યાં ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. અહીં ઉપાસક દશાંગનું પહેલું અધ્યયન, તેમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનદ શ્રાવક પુણ્યમાં ચઢીઆતા છે, સાથે આવડત પણ એટલી છે. યશોકીર્તિ નામ-કર્મનો ઉદય સારી રીતે પ્રવર્તી રહ્યો છે. ડાહ્યા છે. બેરિસ્ટરની પણ જરૂર ન પડે એવું ભેજું કામ કરે છે ઘણા રાજા, રાજકુમારો એની સલાહ લેવા આવે શેઠ, સેનાપતિ, ગાથાપતિ બધાના ઝઘડા પતાવે. બન્ને પક્ષનો સરખો ન્યાય કરે. મત્રણા કરવામાં પણ કુશળ હિંસા થયા વગર સામા પક્ષને કેમ શાતિથી સમજાવવા એ બધી આવડત હતી કુટુબમાં પણ સારૂં વર્ચસ્વ છે. દીપક સમાન છે તિલક સમાન છે કુટુબમાં કોઈને કોર્ટનું બારણું જોવું ન પડે. એણે લોકપ્રિયતા કેટલી પ્રાપ્ત કરી છે તે સમજાય છે? ભાષા પણ મધુર અને પ્રિય છે સૌને ગમે એવી છે. એની એ ભાષા હોય પણ બોલવા, બોલવામાંય ફેર પડેને!

એક રાજા હતો. એને એક વખત સ્વપ્ન આવ્યું કે મારી દાંતની બત્રીસી પડી ગઈ સવારે એણે સ્વપ્નપાઠકોને બોલાવ્યા અને આ સ્વપ્નનુ શું ફળ છે? તેમ પૂછ્યું. આનો ઉકેલ કરવાનુ કહેતાં એક પંડિતે કહ્યું કે રાજાજી! આનો અર્થ એ કે તમારા બેઠાં તમારાં કુટુબી, સગા સ્નેહીઓ, બધા મરી જશે આ સાંભળી રાજા તો હેબતાઈ ગયો. એને થયું કે શું આવું ફળ? એને તો જરા ગુસ્સો

ચડ્યો એટલે પંડિતજીને જેલમાં પુરાવી દીધો. બીજા પંડિતજીને બોલાવ્યા અને સ્વપ્નનો ઉકેલ કરવા કહ્યું. એ પંડિતે કહ્યું કે રાજાજી, આપનું એટલું બધું દીર્ઘાયુષ્ય છે કે આપના વિયોગનું દુઃખ કોઇને જોવું નહિ પડે. આપ ચિરંજીવી છો. સ્વપ્નનુ ફળ એજ છે પણ કહેવા કહેવામાં કેટલો ફેર? રાજા તો આ સાંભળી રાજી થઇ ગયા અને પંડિતજીને સો સોનામહોર આપીને વિદાય કર્યા. એ પહેલા સ્વપ્નપાઠકની ખબર કાઢવા ગયો કે ભાઇ! તેં સ્વપ્નનું શું ફળ કહ્યું કે તારે જેલમાં પુરાવું પડ્યું? એણે પોતાનો જવાબ જણાવ્યો ત્યારે એમ થયું કે સ્વપ્નનું ફળ તો એજ છે. ફેર છે માત્ર એને સારા શબ્દોમાં ગોઠવવાનો.

એક વાણી સંધિનો વિગ્રહ કરે અને એક વાણી વિગ્રહની સંધિ કરે. એક વાણીમાં ફૂલ ઝરતાં હોય ને બીજીમાં પથરા પડતા હોય. ભાષાસમિતિ સાચવવી બહુ મુશ્કેલ છે. ભાષા મીઠી હોય, તમે સારા કામ કરી શકતા હો, સંધિ કરી શકતા હો તોપણ પાછું એનું તમને અભિમાન ન હોવું જોઇએ. હું આમ કરૂં ને હું તેમ કરૂ એ ન થવું જોઇએ, કારણ કે આત્મશ્લાઘા જેવું કોઈ ઝેર નથી. અભિમાન તો સોનાની થાળીમાં લોઢાની મેખ જેવું છે. ઇન્દ્ર જેવો હોય તે પણ પોતાના ગુણ ગાતો હોય તો સ્વ આત્મશ્લાઘાથી હલકો ગણાય છે. તમારી મૂડી ગુપ્ત રાખો છો કે કોઇને કહો છો? તેમ તમારા ગુણ તે મૂડી છે માટે મારામાં આ ગુણ ને મારામાં આમ, એમ ગુણ ઉઘાડવાના બદલે તારા અવગુણ ઉઘાડ.

તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે–"परात्मनिंदाप्रशंसे सद्गुणाच्छादनोद्भावेन नीचगोत्रस्य" આત્મશ્લાઘા કરવાથી નીચગોત્ર

કર્મ બંધાય છે. નિંદા તે પૂંઠનું માંસ એટલે વિષ્ટા બરાબર છે. તારી દૃષ્ટિ કાગડા જેવી ન કર. કાગડો હોય તે વિષ્ટા પર બેસે, હંસ નહિ. તમારે હંસ બનવું છે કે કાગડા? 'કર્મ તજી દઇ કાગનાં, કરો હંસના કામ' હસલા ઊંડા સરોવરમા જઇને મોતીનો ચારો ચરશે. કાગની પેરે હસ વિષ્ટા પર દોડે નહિ.

શૂરાઓ શિર જાય પણ પ્રતિજ્ઞા તોડે નહિ, શૂરાઓ વ્રત-પચ્ચક્ખાણ તોડે નહિ અને જ્યાં ગુણ દેખે ત્યાં દોડે **"गुण ग्रहण का भाव रहे नित, दृष्टि न दोषों पर जावे"** કચરાના ઢગલામાં સોનાની લગડી દેખો તો તુરત ઉપાડી લીઓ ને! તેમ ગમે તેવા હલકામાં હલકા માણસમાંથી પણ ગુણ ઉપાડતાં શીખો ગુણગ્રાહી સ્વભાવ તે સમકિત પામવાનુ લક્ષણ છે. આ આવો ને આ આવો, પણ તુ કેવો? વાચો તોય અવગુણ ગોતો, જુઓ તોય અવગુણ જુઓ, કારણ કે દૃષ્ટિ જ એવી છે. દુર્યોધનની દૃષ્ટિએ કોઇ ગુણી જ ન દેખાયો અને ધર્મરાજાની દૃષ્ટિએ કોઇ અવગુણી ન દેખાયો દરેકમા કાંઇકને કાઇક ગુણ તો છે જ ખાતરમાંય ગુણ છે કે તે ધાન્ય પકવે છે. કાંટામાય ગુણ છે કે તે વાડ કરવાના કામમાં આવે છે, છાણમાં પણ ગુણ છે કે તેનાં છાણાં બનાવી બળતણ તરીકે ઉપયોગ થાય છે. ખડમા પણ ગુણ છે, જે ગાયના પેટમાં જઇ દૂધરૂપે પરિણમે છે, રાખમા પણ ગુણ છે કે તે ગમે તેવા ચીકણા વાસણને ચોક્ખાં કરે છે, તેમજ અનાજ રખેળવાના કામમાં પણ આવે છે, એમ એકેક ગુણ લેવા માંડશો તો જડશે. પણ આતો આળું જ શોધવાની દૃષ્ટિ, પણ આળું તો માખી પણ શોધે છે. માખી કરતા તમારી દૃષ્ટિ તો આગળ હાલવી જોઇએને! ગુણ તરફ દૃષ્ટિ કરશો એટલે જરૂર ગુણ જડશે જ. રાજહંસની

ચાંચ પડે એટલે દૂધને પાણી જુદાં થઇ જાય. દૂધ પીવાઈ જાય ને પાણી રહી જાય

"खीरमिव जहा हंसा, जे घुट्टन्ति इह गुरुगुणसमिद्धा।
दोसे य विवज्जंती, तं जाणसु जाणियं परिसं"॥

(નંદી સૂત્ર ગા ૫૨)

હંસની ચાંચમાં ખટાશનો ગુણ છે તેથી વિભાગ પડે છે. દૂધમાં છાશ પડે એટલે દૂધ હોય તેનો ફોદો જામે અને પાણી હોય તે તરી વળે. એમ દોષને જે વર્જીને ગુણ ગ્રહે તે જાણકાર પરિષદ છે. તમને કોઈ દુર્યોધન જેવો કહે તો ન ગમે. પણ ધર્મરાજા જેવા છો એમ કહે તો ગમે પણ નામથી શું ? ગુણ જુઓને ! આજે 'રામચંદ્ર' નામ ગમે છે પણ 'રાવણ' નામ ગમતું નથી. શા માટે ? રાવણને એટલી પ્રતિજ્ઞા હતી કે સીતા જ્યાં સુધી મનથી ન ઇચ્છે ત્યાં સુધી એનો સ્પર્શ ન કરવો. લલચાવવા પ્રયત્ન કર્યો પણ એણે બળાત્કાર કર્યો નથી. રાવણને રામે ન માર્યો પણ કામે માર્યો, અવગુણ ઝેર છે પહેલાં વિચારમાં ને પછી વર્તનમાં આવે છે. એને વિચારમાંથી જ ફેંકી દે તો વાંધો નહિ પણ જો વર્તનમાં આવ્યું તો ક્યાનો ક્યાં પહોંચશે તે ન કહી શકાય. સર્પ કરડે ને તુરત એ ભાગને ટાઇટ બાંધી દઇ ચપ્પાથી છોલી ઝેર કાઢી નાખશો તો આખા શરીરમાં નહિ પરિણમે અને આખા શરીરમાં પરિણમે પછી કાંઇ કારી નહિ ફાવે. પણ આખા શરીરમાં પરિણમે શાથી ? ગાફલ રહે તેથી ને ! પરંતુ વિષય, કષાય તો એવું જબરજસ્ત ભયંકર ઝેર છે કે ચડ્યું હોય તેના ભવોભવ બગાડે. તે આત્માનું એટલું બધું ખરાબ કરે છે કે તળિયું તૂટ્યું એટલે વહાણ એકદમ તળિયે, એમ અજ્ઞાની પોતાની

નાવને જ કાણું પાડે છે! તમારા હાથે જ તમારૂં અહિત થાય છે,-એમ સમજાય છે? જો સમજાતું હોય તો તમારી ડાળ તમે ન કાપશો. ગુણદૃષ્ટિ કેળવશો એટલે ગુણ વધશે. સામાના ગુણનું આચ્છાદન ને પરનિંદા કરી રહ્યા છે-તે હલકી કોટિમાં નિગોદના ઘરમાં મૂકાઈ જાય છે ને રહેવાને આવગુ શરીર મળતું નથી હવે કઇ દૃષ્ટિ કેળવવી તે તમારા હાથમાં છે. નીચે જવાનો રસ્તો કોઇને દેખાડવો પડતો જ નથી.

કોઇ છોકરાને રીસાવું કેમ, ક્રોધ કેમ કરવો? એના માટે માસ્તર રાખવો પડે છે? એ તો અનાદિ કાળથી આવડે છે. નથી આવડતું ગુણ કેળવતાં. માણસો ચાલ્યા જાય છે, વાહનો ચાલ્યાં જાય છે, બત્રીસ બંધ નાટકના ધમકાર પડે છે, સ્ત્રી પુરુષો ચાલ્યાં જાય છે, એમા મૃગાપુત્રે મુનિને જોયા. બેઠા છે કયા? મણિરત્નના ચોરસાં છે, એવા પ્રાસાદમા બેઠા છે. ત્યાં ત્રણ, ચાર રસ્તા – મહાપથ–બધુ જુએ છે. તેમાં કયાય દૃષ્ટિ ન દેતાં એક મુનિ પર દૃષ્ટિ પડી. જેને જે પ્રિય હોય તેને તે જલ્દી ગ્રહણ કરી લીએ છે. મુનિને જોતાં થયું કે આવું મેં કયાંક જોયું છે મુનિની દૃષ્ટિ તો,

**पुरओ जुगमायाए, पेहमाणो महिं चरे**
**वज्जन्तो वीयहरियाइं, पाणे य दगमट्टियं ॥**

દશ. અ. ૫ ગા. ૩

ઇર્યાસમિતિ પૂર્વક ચાલે છે. કોણ જાય છે, કોણ આવે છે, કેવી હાટડી છે? કાંઈ જોતા નથી. એવા મુનિને જોતાં થયું કે,

"कहिं मन्नेरिसं रूवं" યાદ કરે છે કે ક્યાંક મેં આવું રૂપ જોયું છે તમે પાંચ હજાર ક્યાંક મૂક્યા હોય ને વિચારો તો પાછા યાદ આવે ને! પણ ક્યારેક વિચારો તો ને! તમે વિચાર્યું? કે ક્યાંથી આવ્યો? શા માટે આવ્યો? દેવું પતાવવા કે વધારવા?

**શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન, સ્વયં જ્યોતિ સુખધામ:**
**બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ.**

તમારે પામવું છે? તો વિચારને વાળો. તમારી બુદ્ધિ છે, શક્તિ છે. એક દુકાનમાં કેટલી ચીજ હોય? પણ બધી યાદ રહે છે ને! ભાવ જોવા ચોપડો ખોલવો પડતો નથી, બધા ભાવ મોઢે જ હોય ને! પ્રતિક્રમણ યાદ રાખવું હોય તો કહો કે અમને યાદ નથી રહેતું. જ્ઞાની કહે છે. 'બંગલો' ને મીંડું ઊડે તો 'બગલો'– એમ એકેક પાઠ મીંડાં, હ્રસ્વ, દીર્ઘની ભૂલ વગર યાદ કરો. આજે તો કહેશે કે સામાયિક કાલી–બોબડી આવડે છે! સામાયિક કાલી–બોબડી! એકદમ ચોખ્ખું ને શુદ્ધ જોઈએ. જ્ઞાની કહે છે તમે સમજો, ભણો, જ્ઞાન કરો. તમને થાય કે એ બધું કેમ યાદ રહે? પણ કઈ બેંકમાં કેટલા પૈસા, કેટલું ઘરેણું મૂક્યું છે તે યાદ રહે ને! પણ અહીં કક્કાનો ચૌદમો અક્ષર 'ઢ' જેવો! બાપ કહે છે, દીકરા! ભણ. નહિ ભણ તો રામપાતર લઈને માગી ખાવું પડશે. એમ જ્ઞાની કહે છે– તમે સમજો, નહિ સમજો તો ચાર ગતિમાં ભટકવું પડશે અને હાથ આવેલો આ અમૂલ્ય હીરો કચરામાં ગયો સમજો.

એક કુંતીને મીંડું ઊડી જાય તો કુતી, દિન ને દીન, દિન એટલે દિવસ અને દીન એટલે રાંકો, કેટલો અર્થ ફર્યો?

શુદ્ધ ઉચ્ચાર સહિત થાય તો પાઠ બોલતાં કેટલો ઉલ્લાસ આવે? રસ પડે! તમને છાપામાં, વાતોમાં બધામાં કેટલો રસ પડે છે? અને આમાં નહિ. પણ આમાં ઊંડા ઊતરશો તો ઘુંટડે ને ઘુંટડે પીશો. આ પ્યાલો જેણે પીધો, એ તો જગતને ભૂલી ગયા. દુનિયા જેમાં જાગે છે તેમા તેઓ ઊંઘે છે અને તેઓ જાગે છે તેમાં દુનિયા ઊંઘે છે. તમારામાં તાકાત છે, બુદ્ધિ છે. કજિયા પતાવવાની સંધિ કરવાની તાકાત છે? ગમે તેવી ગુહ્ય વાત હોય તો બધી આનંદ ગાથાપતિને કહે. આનામાં કેટલી બુદ્ધિ હશે? જેથી જગતમાં વિશ્વાસપાત્ર બન્યા છે. તમારો વિશ્વાસ તમારા ઘરમાં છે? આનો પુણ્યનો સિતારો કેટલો છે? શ્રાવક થયા પહેલાં આટલી ભૂમિકા તૈયાર હતી. દુશ્મન પણ તેની સલાહ લેતા કોઈને આંખમાં કણાંની પેઠે ખૂંચતા નહિ પણ બધાને પ્રિય હતા. યશોકીર્તિ નામકર્મનો એટલો બધો ઉદય હતો કે જ્યાં જાય ત્યાં જય-જયકાર તમને પણ ઇચ્છા થાયને કે અમારી જીત થાય તો સારૂ પણ એ જીત કેમ થાય છે તે ખબર છે?

ધર્મ ત્યાં જીત અને પાપ ત્યાં હાર. પાપ કોઈને છોડશે નહિ. કાળનો ઝપાટો આવશે એટલે સાજો, સારો પણ ઊપડી જશે. કર્મનો ઉદયકાળ પાકશે એટલે કોઈનો રોકયો નહિ રોકાય, માટે કર્મથી પાછા હઠી ધર્મમાં જોડાઓ. તમારો જય કેમ નથી થતો? તેનું નિરીક્ષણ કરો, એટલે વસ્તુ મળવાની જ. સ્વભાવમાં લીનતા, ભાષામાં કોમળતા, ઓછું બોલવું અને જરૂર પડે તો '**सच्चेसु वा अणवज्जं वयंति**' સત્ય, પ્રિય અને નિરવદ્ય વચન બોલવું. સોનું સૌને ગમે પણ ભઠ્ઠીમાંથી કાઢી કોઇ ધગધગતું હાથમાં લીએ? કારણ કે ધગધગાટ નથી ગમતો. તેમ સાચું

હોય પણ ક્રોધયુક્ત હોય તો તે જૂઠું છે. એમ પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં કહ્યું છે.

'કાઢયે લોખંડના કાંટા, ક્ષણિક દુઃખ ઊપજે,
કટુવાણી તણા કાંટા, જન્માવે વેર ને ભય !'

લોખંડનો કાંટો વાગ્યો હોય તો એ ઘા રુઝાશે પણ કટુવાણી રૂપી કાંટાનો ઘા રુઝાવો મુશ્કેલ છે. મરતાં મરતાં ય થાય કે હજુ મને સાંભરે છે, હજુએ ખટકે છે એ ગોખાવવું પણ નથી પડતું, યાદ રહી જ જાય છે, માટે બોલવું તો વિચારીને બોલવું.

ઠાણુંગ સૂત્રમાં ચાર જાતનાં ગરણાં કહ્યાં છે. ૧ ભાષાનું ગરણું – તે વિચારીને બોલવું, ૨ ઇરતીનું ગરણું–ઇર્યા સમિતિ ૩ પાણીનું ગરણું અને ૪ – મનનુ ગરણુ, પાણીનું ગરણું રાખો છો પણ ભાષાનું ગરણું રાખો છો? ભાષા પરથી તો માણસની કિંમત અંકાય છે. વાકય બોલવું તો શાસ્ત્રના ગરણે ગળીને બોલવું. દ્રૌપદીનું એકજ વાકય કે "અંધે જાયા અંધા" એનું કેવું પરિણામ આવ્યું ? ભરસભામાં દ્રૌપદીના ચીર ખેંચાણાં, માટે બોલતાં પહેલાં ખૂબ વિચાર કરવો. જોઇને ચાલવું તે દૃષ્ટિનુ ગરણું. જોયાવગર ચાલવામાં ઠેસ વાગે. જીવોની હિંસા થાય માટે નીચી નજરે ચાલવું. એવી જ રીતે બોલવું પણ વિવેકપૂર્વક. ભાઇ-ભાઇમાં, સાસુ–વહુમાં ઝઘડા શાના છે? ઝાઝુ તો બોલવામાંથી જ બગડે છે. હું કાંઇક છું એમ માની બોલ્યા જ કરે તો તેની કિંમત નથી રહેતી.

આનંદ શ્રાવકનું વર્ચસ્વ ઓર છે. ભાષા મધુર છે. બેય પક્ષને શાંતિ અને સંતોષ થાય તેવા ફેંસલા કરે છે. ડાહ્યા અને ચતુર છે. રાજા પણ એને પૂછે, એની પહેલી ખુરશી પડે. નિષ્કપટી, નિષ્પક્ષપાતી, ન્યાયપ્રિય, ધર્મપ્રિય એવા શ્રાવક, બધાની ગૂંચ ઉકેલે છે. આજે કોઈ તમારી ગૂચ ઉકેલે એવા છે? કોઇ દુઃખ ભાગે એવા હોય તો એની પાસે વાત કરવી કામની, નહિતર ઘરનું ઉઘાડું પડે આનંદ શ્રાવક, પ્રભુના દશ શ્રાવકોમાં પ્રથમ નંબરે આવ્યા ત્યારે એ કેવા હશે? એના અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૮ મુ

### સંવત ૨૦૧૪ અષાડ વદ ૫ શનિવાર.

નાથે સિદ્ધાંત પ્રરૂપ્યાં. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત અહીં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ શ્રાવક ગૃહસ્થાશ્રમમાં આદર્શ હતા. એનુ જીવન બીજાને આધારભૂત હતું ઘરની, કુટુંબની, કે રાજ્યની રહસ્યભૂત વાત પણ આનદ શ્રાવક પાસે સૌ કરતા અને એ સમતોલપણું જાળવી બધાની આંટી ઉકેલે એવા કુશળ અને દક્ષ હતા સંસારમાં પણ ન્યાયનીતિવાળા હતા. દરેક સાથે પ્રેમથી વર્તતા. કોઇ માણુસ જ્યાં ત્યા લંક લગાડે, કષાય કરાવે તે મહામોહનીય કર્મ બાંધે અને કલેશને શાંત પાડી સમાધાન કરે તેને મહાન લાભ થાય. કષાયભાવ તે હાનિકારક છે, સંસારવર્ધક છે, સંસારના

મૂળને સીંચનાર છે. દશવૈકાલિક સૂત્રના આઠમા અધ્યયનમ કહ્યું છે કે–

**कोहोय माणोय अणिग्गहीया, माया य लोहोय पवड्ढमाणा**
**चत्तारि एए कसिणा कसाया, सिंचन्ति मूलाइं पुणब्भवस्स ॥**

દશ. અ. ૮ ગાથા ૪૦

શ્રી જિનેશ્વરદેવ કહે છે કે કષાયભાવ સંસારમાં રખડાવે છે. સંસારમાં ડગલેને પગલે મળતા સહેજ નિમિત્તમાં રાતોપીળો જે થઇ જાય, ક્રોધ, માન, માયા, લોભ જેના કાબૂમાં નથી બેફામ મૂકી દીધા છે, તેના આત્માનો અનંત ખજાનો ધોળે દિવસે લૂંટાઇ રહ્યો છે આંખો આડે કાન કર્યા છે. હવે જાગ્રત થાઓ. કર્મ શિયાળિયાં છે, તું સાવધાન નથી તેથી તે ફાવે છે. પ્રભુ કહે છે–

**जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए ।**
**जयं भुंजन्तो भासन्तो, पावकम्मं न बन्धइ ॥**

દશ. અ. ૪ ગા. ૮

અહીં યત્ના શબ્દ વાપર્યો છે, ઉપયોગવંત તેટલી યત્ના અને ઉપયોગથી ખસ્યો તેટલી અસાવધાની. એ અસાવધાની પુનર્ભવનાં મૂળિયાંને સીંચે છે. ચાલવામાં ઊભા રહેવામાં, બેસવામાં, સૂવામાં, બોલવામાં ને ખાવામાં, આ છમાં ઉપયોગવંત થાય તો પાપકર્મ ન બંધાય તમને પાપ ગમે છે? ન ગમતું હોય તો

એને ખસેડો આવો અવસર મળવો મહાદુર્લભ છે, અવસર મળ્યો છે તેને સાચા મોતીએ વધાવી લીઓ. યત્નાવત એટલે સદા પ્રયત્નવત, સદા પુરુષાર્થ કર્યા કરે, જુએ કે હું કયાં પહોંચ્યો? કેટલે આવ્યો? હમેશાં એનો ઉદ્યમ વધતો જાય, ખત વધતી જાય, વિકાસ વધતો જાય, પહેલી ભણતો હોય અને આગળ વધતા મૅટ્રિકમાં આવે ત્યારે ચોપડીઓ વધતી જાયને! એવી રીતે આ માર્ગમા પણ જેમ આગળ ચાલે તેમ સાવધાની વધતી જાય

રસ્તા પર ગાડું ચડાવ્યા પછી ગાડાવાળો ઊંઘતા ઊંઘતા ગાડું ચલાવી શકે પરંતુ ઘોડાગાડીવાળો એમ ન ચલાવી શકે તેથી મોટરવાળાને વધારે જવાબદારી, ટ્રેઈનવાળાને એથી વધુ સાવધાની જોઈએ, જરાક ભૂલ થાય કે ટ્રેન ઊથલી પડે, પ્લેન-વાળાને તો ખૂબ જ સાવધાન રહેવું પડે જો સહેજે ચૂકયો તો ભુકકા ઊડી જાય જેટલી ઝડપ વધારે તેટલી સાવધાની વધારે જોઈએ. જેમ જેમ પ્રયત્નમા આગળ વધે તેમ એની સાવધાની વધતી જાય ઊચા સાધનોની ફી પણ ઊંચી, જોખમ પણ વધુ, તેમ શ્રાવક કરતા સાધુને જોખમ વધારે અને કર્મની નિર્જરા પણ વધારે, સંયમ અને તપમાં સદા પરાક્રમવડે ઝૂલતા હોય, તનતોડ મહેનત કરતા હોય સયમમા રકત રહેલા મુનિઓ સ્વાધ્યાય અને ધ્યાનમા એટલા બધા મશગૂલ હોય છે કે ખાવુ, પીવુ, ઊંઘવું, બધું સુકાઈ જાય છે.

**पढमं पोरिसि सज्झायं, बीयं झाणं झियायई।**
**तइयाए निद्दमोक्खं तु, चउत्थी पुणो वि सज्झायं ॥**

ઉત્ત. અ. ૨૬ ગા ૧૮

સ્વાધ્યાય અને ધ્યાનમાં જ મસ્ત, પોતાના સ્વરૂપની જ ચિંતવણા. કોઈની ખણખોદ નહિ. એવા સ્વરૂપમાં રમનારા મુનિઓ પણ મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજમાન છે અને હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચારાદિ કુકર્મ કરી નરકે જનારા પણ છે

આ ભરતના બત્રીસ હજાર દેશમાં ફકત ૨૫ાા દેશ આર્ય, બાકી અનાર્ય છે. તે આર્ય દેશમાં પણ ક્રૂર કર્મ કરી નરકે જનારા પડયા છે. તેને તેનાં પરિણામ જ અધોગતિમાં મોકલે છે. તમે જ તમારી આત્માની આશાતના કરો છો. તમે જ તમારૂ ઊંધું વાળો છો. જ્યારે આત્મા કષાયયુક્ત થાય છે ત્યારે તે કર્મ બાંધે છે.

**न तं अरी कण्ठछित्ता करेइ, जं से करे अप्पणिया दुरप्पा।**
**से नाहिई मच्चुमुहं तु पत्ते, पच्छाणुतावेण दयाविहूणो॥**

ઉત્ત. અ. ૨૦ ગા. ૪૮

કંઠનો છેદનાર, માથાનો વાઢનાર, દુશ્મન જેટલું બૂરૂં કરે છે તેના કરતાં અનેકગણુ બૂરૂં પોતાનો આત્મા કરે છે. દુષ્ટબુદ્ધિ પોતામાં રહીને પોતાનું ઊંધું વાળે છે, તેવું દુનિયામાં કોઈ વાળતું નથી. માટે જરા જોર કરીને એને જીતી લીઓ.

"જોર કરીને જીતવું, ખરેખરૂં રણખેત,
દુશ્મન છે તુજ દેહમાં. ચેત ચેત નર ચેત."

આ સંગ્રામમાં ઊંઘવાનું નથી. સિંહનાદથી ગાજતા હોય, નોબતો ગગડતી હોય અને ભાટ ચારણો "તમારા વડવાઓ આવા શૂરવીર હતા. તમારે પાછું પડવાનું નથી." આમ સંભ-

બાવી શૂરાતન ચઢાવે છે. આવે વખતે ગફલતની જરૂર નથી. તમારો પ્રભુ રાગદ્વેષ રહિત છે અને આ પામર પ્રાણી ગળોગળ ભરેલો છે. જેને છોડવાનું પ્રભુ કહે છે તેને પકડીને બેઠો છે. આખા જગત્‌ની ચિંતા કરી પણ તું તારી ચિંતા કર કે તું રખડે છે શાથી? તારાં કર્યાં જ તું ભોગવે છે. કોઇનાં કર્મ કોઇ ન ભોગવી દે માટે આખા જગતની ચિંતા છોડ. રશિયા-વાળાએ આમ કર્યું ને યુરોપવાળાએ આમ કર્યું પણ એ ઍટમ-બૉમ્બ, હાઈડ્રોજન બૉમ્બ કરતાં તારી અનંતગુણી શક્તિ છે.

ઘનઘાતી પહાડને નેયણીથી નહિ ભેદાય, પણ અહીં તો નેયણી લઇને બેઠો છે કે મહારાજ! એક માળા ગણું છું પણ એટલામા શું વળે? તમારે કેટલું કરવાનું છે, તે સૂઝે છે? રાત થોડી અને વેશ ઝાઝા છે. કચરા ભર્યા છે તેને વાળવા માંડ જેટલા ખરાબ વિચાર છે તેને કાઢી નાખ દુનિયાનું ખરાબ તું ન કાઢી શકે પણ તારૂં તો તું કર. પ્રભુ પણ જગતને સુધારવા સમર્થ નથી પણ પોતે તો પરમાત્મા બન્યા ને! એક ઘરમાં પચીસ માણસો રહેતાં હોય, બધાં કાંઈ સરખી પ્રકૃતિવાળા હોય છે?

**"पुढो छंदा इह माणवाणं पुढो दुक्खं पवेदितं"**

આચારાંગસૂત્ર કહે છે કે સહુ જુદી ગતિમાથી આવ્યા છે, સહુ જુદી ગતિમા ચાલ્યા જવાના છે. માટે ઘરનાં બધાં સુધરે પછી મારે સુધરવું તો એમ નહિ બને તમે તમારા કષાયને દૂર કરો. બહારવટિયા સામે કદી પડકાર જ નથી કર્યો કે તુ કેમ આવ્યો છે? એનાથી તું દબાઇ ગયો છે. એને ઓળખી લીઓ અને કહો કે, ક્રોધ! મેં તને ઓળખી લીધો, તેં જ મને નુકસાન પહોચાડયું છે માટે નીકળ બહાર. વ્યક્તિ ઉપર ક્રોધ ન કરો

પણ વૃત્તિ પર જરા કડક થાઓ કે, હે જીવ! તને પાછું વળવાનું સૂઝતું નથી, પસ્તાવો થતો નથી ને પાછો પોરસ કરે છે!

ક્રોધ, માન, માયા, લોભનો જેણે નિગ્રહ નથી કર્યો તેનો અનંત સંસાર વધે છે. એક ઝીણા બીજમાં અનંતા વડની શક્તિ છે. એક ગોટલામાં અનેક આંબાની સત્તા છે તેમ પાપમા અનંત સંસારની સત્તા છે. માટે ૧૮ મું પાપ ટાળી સમ્યક્ લાવવા પ્રયત્ન કરો.

'ઊર્ધ્વ બાહુ કરી ઊંધો લટકે, ભસ્મ લગા ધુમ ઘટકે,
જટા જુટ શીર મુંડે, જૂઠો વિણ શ્રદ્ધા એ ભવ ભટકે'
સમકિત નવ લહ્યું રે, એ તો રૂલ્યો કાં તું દુર્ગતિ માંહિ,
મિથ્યાત્વ નવી ગયું રે. એ તો ભવભ્રમણની માંહિ.

એક વખત સમ્યક્ત્વ પ્રગટ થઇ જાય એટલે બેડો પાર. પછી સમ્યક્ત્વથી કદાચ પડી જાય તોપણ–

जहा सूई ससुत्ता पडियावि न विणस्सइ।
तहा जीवे ससुत्ते, संसारे न विणस्सइ॥

ઉત્ત. અ. ૨૯ બોલ ૫૯

દોરાવાળી સોય પડી જાય તોપણ ને મળી જાય, તેમ સમ્યક્ત્વનો દોરો પરોવાયો એટલે અર્ધપુદ્ગલ પરાવર્તનમાં જરૂર મોક્ષ મળે જ. જ્ઞાનીઓ કહે છે, જાગ્રત થાઓ. અજર અમર પદ પામવા મહેનત જોઇશે. મહેનત વગર મોક્ષ મળે તેમ નથી મોક્ષ મેળવવો હોય તો જિનેશ્વરદેવની આજ્ઞાને આગળ કરવી પડશે.

સદાચાર, સૌજન્યતા. સભ્યતા, સ્થિરતા, ઉદારતા, પ્રિય-ભાષી વગેરે ગુણોને પોષનાર રત્નત્રયની આરાધના કરનાર એવા અમારા તરણુતારણુ રત્નમણિ સમાન, એક ગુરુરાજ મણિલાલજી મહારાજ થઇ ગયા. જેમણે અનેક ગ્રંથોની રચના કરી સમાજની સેવા કરી છે. વીતરાગની આજ્ઞા શિરોમાન્ય કરી હતી તેવા પવિત્ર આત્માની આજે પુણ્યતિથિ છે ગુરુની આજ્ઞા તે જિનેશ્વરની આજ્ઞા છે. કારણ કે ગુરુદેવો જિનેશ્વરના આજ્ઞાપૂર્વક વર્તનાર છે.

તેઓ કહે છે કે આગળ વધો. વિષય, કષાય કાઢો. એ આજ્ઞા આરપાર ઊતરી જાય તો દીવો થતા જેમ અંધકાર નાશ પામે તેમ કષાયના કણીઆ નાશ પામી જાય એક માણુસે બાકસ લીધુ, દીવાસળી લીધી પણ ઊંધી ઝાલી સળગાવવા પ્રયત્ન કરે તો ન સળગે. એક જરા જેટલી ભૂલ, પ્રકાશ થવા નથી દેતી. અહીં તો ગાડાં જેટલી ભૂલો છે એ ભૂલો કાઢવી છે? તમારી ભૂલો તમને રોકશે. પ્રતિકૂળતામા મૂકશે, અનુકૂળતા નહિ આવવા દીએ ઘણાને પીડાતા જુઓછો ને, કે એક પાણીનુ ટીપુ પણ પેટમાં ન રહે એવી વેદના થાય છે આવુ જોવા છતાં કેમ આંખ ઊઘડતી નથી? કર્મને પણ અબાધાકાળ છે ત્યા સુધીમા છૂટાય તો છૂટી જાઓ કોઇના હાથ ભાગે છે, પગ ભાગે છે, કયાક એક રળનાર ને દશ ખાનાર હોય છે ત્રાસ ત્રાસ થતો હોય છે. આવા કર્મો તમારી પાસે પણ સત્તામા પડયાં છે, તે ઉદયમાન થાય ત્યાર પહેલા તેની ઉદીરણા કરી લીઓ

સંયમ અને તપ, સત્તામાં પડેલાં કર્મને વેરવિખેર કરી નાખે છે. કર્મ ઉદયમા આવ્યા પછી તો ભોગવવાં જ પડશે.

દેણું કર્યું છે તો દેવું જ પડશે. અબાધાકાળે તને જામીન પર છોડયો છે કે હજુ જો સુધરે તો. એટલો ટાઇમ મળ્યો છે તેમાં સુધરી જાઓ. ભૂલ ન થાય તે શ્રેષ્ઠ છે. એક માણસ જોયા વગર ચાલ્યો જાય છે તે અશ્રેષ્ઠ છે. ઠેસ વાગીને ગબડી પડે તેને ગબડતો જોઇને પાછળ ચાલનારો સાવધાન થાયને! બીજાને ગબડતો જોઈ સંભાળીને ચાલે તે જ્ઞાની. એકવાર ઠોકર ખાધા પછી સંભાળીને ચાલે તે અનુભવી અને પોતે ગબડવા છતાં સાવધાન ન થાય તે અજ્ઞાની. જેને ચેતવું જ નથી અને અનેકવાર ભૂલો કર્યા જ કરે છે તે અજ્ઞાની. આ ત્રણમાંથી તમે કઇ કોટિમાં છો ?

ક્યાંય લાય લાગે તો બૂમાબૂમ કરો છો કે દોડો, દોડો, પાણી લાવો તેમ તમે ગ્યાસતેલના ડબા ને દીવાસળી લઇને નથી ફરતા ને! કોઇનાં આઘાપાછાં કરીને લંક લગાડતા નથીને! ઝઘડા વધારવામા સહાયભૂત છો કે ઘટાડવામાં ? તમે કયાં ઊભા છો તે તપાસો. કોઇને કલેશ કરાવવામાં ભાગ લેશો નહિ, લાડવા ખાઓ તેનો સ્નેહ રહે ને! તેમ આજનું વ્યાખ્યાન સાંભળીને કેટલીવાર સ્નેહ રાખશો? હવે કલેશ ન કરશો. પ્રભુએ પ્રથમ ક્રોધનો નાશ કર્યો હતો.

**હે પ્રભુ! જ્યારે પ્રથમથી, આપે હણ્યો તો ક્રોધને!**
**આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યાં, કર્મ રૂપી ચોરને;**
**અથવા નહિ આ અવનીમાં, શું દેખવામાં આવતુ;**
**શીતળ પડે જે હીમ તે, લીલાંવનોને બાળતું.!**

કલ્યાણમંદિર. ગા. ૧૩

સાધક કહે છે, હે પ્રભુ ! તમે પહેલામાં પહેલો ક્રોધને ઉડાડયો. ક્રોધનો અગ્નિ ગયો એટલે આવેશ ન મળે. જુસ્સો ન હોય તો પછી કર્મરૂપી શત્રુઓને તમે કેવી રીતે બાળ્યા ? ક્રોધ આવે ત્યારે માણસ સારાસારનું ભાન ભૂલી જાય છે. ક્રોધીની આંખો બંધ થાય છે ને મોઢુ ઊઘડી જાય છે. આ મારા વડીલ, એની સામે કેમ બોલાય ? એ વિચાર ન રહે અને બબડાટ કરવા માંડે. આવાને જોઇ તારે શું વિચારવું કે "**सरिसो होइ बालाणं, तम्हा भिक्खु न संजले**" ક્રોધ કરનાર બિચારો બાળ છે. તે દુર્ગતિનાં દ્વાર ઉઘાડનાર છે માટે તેની દયા ખાવી જેવી રીતે તાવ ચડયો હોય ને ત્રિદોષ ઉત્પન્ન થાય ત્યારે તે રડે છે, હસે છે, કૂટે છે, યદ્વા તદ્વા બકે છે તો તેના બોલો, ગણીને ગાઠે બાંધો કે ઉપેક્ષા કરો ? એમ જ વિચારોને, કે બિચારો ! રોગથી ઘેરાઈ ગયો છે. એમ ક્રોધ કરનારની સામે જુઓ કે તે કર્મથી ઘેરાઇ ગયો છે તેમા મને શું ? ક્રોધ છે તે પુનર્ભવના મૂલને સીંચનાર છે. તં બેશુદ્ધિમા છે. પણ હું તો શુદ્ધિમા છું એમ વિચાર લાવતાં આગળ વધાશે. છોકરાંઓ પડતાં આખડતાં, ટેકે ટેકે ચાલતાં, આગળ વધતાં, ચાલતાં શીખી જાય છે પણ જો તેની મા તેને કેડમા બેસાડી જ રાખે અને ખોટા લાડ કરાવે તો તેની વેરી જ ગણાય. ચાલતાં બાળકને શિખવાડવું જ જોઇએ. આગળી બતાવી અને એને ચલાવે છે, ઊભો કરે છે.

તેમ જ્ઞાનીઓ અંગુલીનિર્દેષ કરે છે. પણ ચાલવાનુ તારે જ છે. તારો પુરુષાર્થ તને જ કામ આવશે. ઘરના બધાં માણસો ભલે બોલતા પણ મારે તો મૌન જ રાખવું છે એમ વિચારશો તો તમે પોતે દાવાનળથી બચી જશો. એક અમેરિકન પ્રોફેસર

કહે છે – ક્રોધીની આંખ બંધ થઈ જાય છે અને મોઢું ખુલ્લી જાય છે અને જ્ઞાનીની આંખ ખુલ્લી જાય છે અને મોઢું બંધ થઈ જાય છે.

સામો માણસ ઊંચો નીચો થાય. લોહી તપાવે પણ મારે તો બોલવુ જ નથી. તે બિચારો શકડો બોલી બોલીને કેટલું બોલશે ? ઊખરભૂમિમા આગ કેટલી લાગશે ? બહુ બોલનાર હારે છે અને નહિ બોલનારની જીત થશે. પાડોશી અગર બીજા માણસો પણ ઉપરાણું લેશે. સંસારમાં સળગતા કષાયનો જ્વાળામુખી ફાટયો છે, તેમા જો ધર્મનુ શરણુ લેશો તો મીઠાં ઝરણાં મળશે.

कसाया अग्गिणो वुत्ता, सुयसीलतवो जलं ।
सुयधाराभिहया सन्ता, भिन्ना हु न डहन्ति मे ॥

ઉત્ત. અ. ૨૩ ગા. ૫૩

સૂત્ર, શીલરૂપી ક્ષમાનાં ઝરણાં ઝરે છે. તે સૂત્રની ધારા અવિરતપણે હું ઝીલીને મારા આત્મા ઉપર સિંચન કરૂં છું માટે હુ ભીંજાયેલો રહું છું, દાઝતો નથી. આમ ગૌતમસ્વામી કહે છે. આખું જગત તે લાયમાં બળે છે અને હું બચી ગયો. તમને વાણીનું સિંચન મળે છે ને ? થોડું થોડું જીવનમાં ઉતારો તો જીંદગી સુધરશે. ક્રોધને પહેલાં કાઢયા છતાં ક્ષમારૂપી હિમ પડતાં ખૂબ પાકેલાં ખેતરો પણ બળી જાય છે. તેમ કર્મો બળીને ભસ્મીભૂત થઈ ગયાં. કોઈ દુશ્મન મારી સામે ઊભો ન રહે. તમે ક્રોધના કષાય ઠારવામાં મદદગાર બનજો, ન થાય સમાધિ તો મૌન સેવજો, પણ અસમાધિ થાય ત્યાં પગ પણ મારશો નહિ.

**जहा वयं धम्म मजाणमाणा, पावं पुरा कम्ममकासि मोहा।**
**ओरुब्भमाणा परिरक्खियन्ना, तं नेव भुज्जो वि समायरामो॥**

ઉત્ત અ ૧૪ ગાથા ૨૦

અજ્ઞાનપણામા ઘણું કર્યું, કઈકને લક લગાડયા. પણ હવે મારે મારી શકિતઓ મારામા જ ફેરવવી છે આટલું થાય તો કેટલી શાન્તિ થાય ? આનદ શ્રાવક બધાને આનદમા-લાવી દીએ છે. 'મોઢે મધને હૈયામાં ઝેર' એમ નહિ, પણ ન્યાયપ્રિય છે. કુટુંબમાં અવલંબનભૂત છે મેઢીભૂત છે. ધાન્યમાથી દાણા કાઢે ત્યારે મેઢીના આધારે બળદ ફરે તેમ આખા કુટુંબને આનો આધાર છે "**चक्खुभुए**" ચક્ષુભૂત છે આ જ રીતે આનંદ શ્રાવકનાં બીજા વિશેષણો કેવાં છે ? તે આગળ અવસરે–

---

## વ્યાખ્યાન ૯ મું.

### સવત ૨૦૧૪ના અષાડ વદ ૬ ને રવિવાર

નાથે સિદ્ધાંત પ્રરુપ્યાં. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનું નામ સિદ્ધાંત. અહીં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ ગાથાપતિને પૂર્વના પુણ્યોદયે આ જન્મે વૈભવ, પૈસા ને ભોગનાં સાધનો મળ્યાં છે. માનવભવ, આર્ય દેશ, ઉત્તમકુળ, બધી સામગ્રી મળી, પણ જો મળેલી સામગ્રીનો દુરુપયોગ કરે તો હાથમાથી સરી પડયા પછી આ અવસર મળવો મુશ્કેલ છે. વર્તમાન સાધન–સામગ્રીઓ મળી તે પુણ્યોદયથી. પણ તેમાં જે

આસક્ત ન થાય તે જીવો નવાં કર્મ બાંધતા નથી. અનંતકાળથી અપૂર્વ-ભાવો પામ્યો નથી તે પામવા માટે માનવભવ છે. દેવ-ભૂમિમાં પુણ્યનો પ્રવાહ છે. તેમાં ભૌતિક સાધનો અનેક છે. છતાં તે ભવને વખાણતા નથી. અનંતજ્ઞાનીઓ ડાંડી પિટાવી કહે છે કે માનવ જેવો મહામૂલો ભવ મળવો મુશ્કેલ છે. દેવભવમાં નવી કમાણી કરી શકાતી નથી.

માનવભવ રળવાનું કેન્દ્રસ્થાન છે. તે સુંદર ચારિત્ર જીવનની ઘડતર શાળા છે. હાથમાં આવેલા રત્નચિંતામણિને કાં ગુમાવો છો? માનવભવ મહાસાગર સમાન છે. તેમાં ડૂબકી મારનાર મોતી મેળવે છે. ઉપર ઉપરથી લીએ છે તે મીઠુંજ મેળવે છે. જીવ, મીઠારૂપ વિષયભોગમાં અટવાઈ ગયો છે. પોતાનુ સ્વરુપ જોવા આંખ ઉઘાડતો નથી. ખરેખર, "**दुल्लहे खलु माणुस्से भवे**" માનવભવ મળ્યો અને જો ચૂકી જશો તો ફરી કયારે મળશે? તેની ખબર છે? પૂર્વે આપ્યું છે તેથી આ ભવ મલ્યો છે. "**पगइ भद्दयाए**" પ્રકૃતિનો ભદ્રિક જતું કરે. હાથી પાછળ ગમે તેટલાં કૂતરાં ભસે તોપણ એ સામું ન જુએ. તેમ જતું કરે. જેણે પર્યાયમાંથી આખો સંસાર કાઢયો છે તેને જતું કરવું પડશે. થોડું જતું ન કરાય તે આખો સંસાર કેમ જતો કરશે? સુખ, દુઃખ, લાભ, નુકસાન, બધું પુણ્ય પ્રમાણે મળે છે માટે તું ખમી ખાતાં શીખ. આવો પ્રકૃતિનો ભદ્રિક હોય, સાથે પ્રકૃતિનો વિનીત હોય. એક માણસને જતો કર્યો હોય તેનામાં ઘણા અવ-ગુણ છે તે જાણતો હોય છતાં કોઈની પાસે ઉઘાડા ન કરે '**साणुक्कोसियाए**' હૈયામાં અનુકંપા હોય. જે માણસને જતો કર્યો તે ભીડમાં આવી જાય, દુઃખી દુઃખી થઈ ગયો હોય તે

સહાય માગવા આવે તો એને એમ ન કહેવું–'તું તો મારૂં ઘણું વાટે છે. મને નુકસાની પહોંચાડવામાં બાકી નથી રાખતો' એમ નહીં પણ હૃદયમાં અનુકંપા હોય અને એ અનુકંપા પાછળ અહંકાર ન હોય આવા ચાર ચાર બોલનુ સેવન કર્યું હોય તો આ માનવભવ મળે ત્રીજી ચોકડીના ઉદયમા મનુષ્યભવનો બંધ પડે અને પુણ્ય પાપનો કાંટો સમતોલ હોય ત્યારે જ માનવ-ભવ મળે. પુણ્ય પાપનો કાંટો સરખો તો કયારેક જ થાય નામાના સરવાળા કરો તો એક પાઈની પણ લાભ–ખોટ નહિ એવું કયારેક જ બનેને! અત્યારે આ ફળ મળ્યું છે, એનો શું ઉપયોગ કરીએ છીએ તે જોવાનુ.

આનંદ ગાથાપતિ મિથ્યાત્વી છે પણ ભૂમિ એટલી બધી તૈયાર છે કે જેમ ક્ષેત્રની વિશુદ્ધિ કરેલી હોય ને બીજ વાવે કે તરત ઊગી નીકળે તેમ આણે ક્ષેત્ર ખેડીને સુંદર કરેલું છે, જીવન સુંદર છે, આખા કુટુંબમા ચક્ષુભૂત છે આખા શરીરમાં આંખો ન હોય તો ફાંફા મારવાં પડે. દ્રવ્યચક્ષુ વગર આટલુ દુઃખ તો અજ્ઞાનના અંધારાનું કેટલું દુઃખ? અજ્ઞાન જ દુઃખકર્તા છે. **"लोयसि जाण अहियाय दुक्खम्"** સ્ત્રી ન હોય તો દુઃખ છે? પેઢી ન હોય તો દુઃખ છે? વૈભવનો ભોગવનાર દીકરો ન હોય તો દુઃખ છે? ના, વસ્તુનો અભાવ દુઃખરૂપ નથી પણ આકુળતા તે દુઃખ છે આજનું આજ ખાતો હોય પણ નિરાકુળતા હોય તે દુઃખ નથી. અજ્ઞાન જ દુઃખરૂપ છે. સાતમી નરકનો નારકી દુઃખમાં પડયો હોય છતાં તેને સાચી દૃષ્ટિ પ્રગટી છે માટે દુઃખને સુખપણે અને નવ ગ્રૈવેયકમાં રહેલો દેવ, સાચી દૃષ્ટિ નથી ખુલ્લી એટલે સુખમાં હોવા છતાં પણ દુઃખ

અનુભવે છે. વસ્તુ એ જ, પણ એ વસ્તુ દુઃખરૂપ નથી, તેમ સુખરૂપ નથી, દૂધપાક એકને સુખરૂપ લાગે અને પાંચ ડિગ્રી તાવ ચડયો હોય તેને આપો તો દુઃખરૂપ લાગશે. બહારના સાધન નહિ પણ પોતાની વૃત્તિ જ સુખદુઃખ આપે છે. અજ્ઞાની આત્મા નિમિત્તાધીન થઇ જાય છે તેથી સામાના ઉપર રોષ કરે, કેસ કરે, કોર્ટે ચડે, કેમકે બધો ઝોક પરપ્રત્યે જ જાય છે.

આનંદ શ્રાવક તેવા આત્માઓ પાસેથી બહુ સમજાવટથી કામ લઈ શકે એવા વ્યવહારકુશળ હતા. તેનું ભેજું બધાના કજિયા પતાવવાના કામમાં વપરાતુ તે પોતાના ડહાપણનો ઉપયોગ પરના હિતમાં જ કરતા. જે માણસ સેવાનાં સ્વાંગ સજીને ખીસ્સાં ભરવાના કામ કરતા હોય તેની પ્રતીતિ કેવી પડે?

આનંદ શ્રેષ્ઠ આત્મા છે, મેઢીભૂત છે, રાજાની પાસે પણ તેનું માન છે. માણસમાં ગુણ હોય તો સર્વત્ર પૂજાય છે. જે ધનિકો છે પણ ગરીબોનાં આંસુ લૂછતા નથી તેને કોણ યાદ કરે! જે માણસ પરદુઃખભંજન હોય, સેવામાં ભાગ લેતા હોય, જગત મારૂં શું બોલે છે તે જેતો ન હોય તેને સૌ સંભારે. આ શ્રાવકના હૈયામાં કષાયનો ઉપશમભાવ છે બીજાના કષાયને પણ ઉપશમાવે છે. બગીચામાં ફૂલો ઘણાં હોય. ઉપરથી સરસ દેખાય છતાં બધાં સુગંધી ન હોય. તેમ માણસો બધાં – તેમાં ગુણવાન થોડાં હોય પણ સુગંધ વગરના ફૂલની જેમ કિંમત નથી તેમ સદ્‌ગુણ વગરના માણસની કાંઇ કિંમત નથી ”

સાત વેંતનાં સર્વજન, કિંમત અક્કલતુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મૂલ્ય.

સાત વેંતનાં બધાં માણસો પણ બુદ્ધિ વગરનો શું કામનો ? દેખાવનો રૂપાળો, સાડા ત્રણ મણની કાયા હોય પણ બોલાવો ત્યારે આખાના ભાગ્યા કરતો હોય તો એને કોણ બોલાવે ? ઠાણુંગમાં ચાર પ્રકારનાં ફૂલ કહ્યા છે ' એક રૂપમાં નથી ને ગુણમાં છે, એક રૂપમાં છે ને ગુણમાં નથી એક રૂપ ને ગુણ બેયમાં છે, એક રૂપમાં ય નથી ને ગુણમાં ય નથી.' પણ જે ગુણમા છે તે આગળ આવે છે. સદ્‌ગુણ છે તે શોભા છે, તે શણગાર છે. વેશ્યા દાગીના પહેરીને નીકળી હોય એનાં કપડા સુંદર હોય, પફ, પાવડર કે દાગીનાથી તેની શોભા નથી પણ ગુણની શોભા છે. સદાચાર પવિત્રતાનુ મૂળ છે. ૧૦ ની હુંડી ને ૧૦૦ ની હુંડીના કાગળ સરખા હોય પણ એના આંકડા પ્રમાણે મૂલ્ય છે. તેમ તમે તમારી કિંમત કરતાં શીખો. બુદ્ધિ કોઇના બાપની નથી.

"પોતામાં પોતાપણુ, હોય તો સૌ સહેલ;
હોય તો દીવો બળે, દીવામાં દીવેલ.
પરનો સંકોર્યો દીવડો કેટલુક બળશે ?
જગે જો ન જ્યોતિ આપ મેળે,
ભજન તારાં ગયાં ભગત સાવ એળે,
કામ જો ન આવે ખરી વેળે,
પારકી દીધી બુદ્ધિ ક્યાં સુધી બેસી રહે. !

ઉપર દીવાસળી સળગાવી પણ જો દીવામાં દીવેલ ન હોય તો ક્યા સુધી બળશે ? આ સાભળીને જીવનમાં ઉતારો તમે કેટલું પામ્યા છો તેની ખબર ખાટલેને પાટલે પડે. અજ્ઞાનીને

મંદવાડમાં હાયવોય થાય. કોઇ મારૂં કરતું નથી, એનો અફસોસ થાય. પણ જો જ્ઞાનનો દીવડો ઝળકતો હોય તો એમ ન થાય આગ હોય તો સિંહ, વાઘ કોઇ ન આવે પણ અંધારું હોય તો? આવી શકે. અજ્ઞાનનું અંધારું છે એટલે ક્રોધ, માન, માયા. લોભ આદિ બધા બહારવટીઆ અંદર પેસી ગયા છે. તમારી પાસે તમારી પોતાની જ્ઞાનરૂપી લાઇટ હશે તોજ કામનું છે.

એક જોરાવરસિંહ કરીને બાર વર્ષનો છોકરો છે; એના પિતા મરણ પામ્યા છે અકબરને એનું રાજ્ય પચાવી પાડવાની વૃત્તિ થઇ. બાળક નાનો છે એટલે પોતાની સત્તા નીચે લઇ લેવાશે. એ વિચારથી એણે બાળકને બોલાવ્યો. માતાને થયું, "આ બાળકને શું કરશે." આ ભવિષ્યનો રાજા છે. ભાવીનો આધાર એના ઉપર છે. માટે એને થોડું શીખવીને મોકલ્યો કે રાજા આમ કહે તો આમ જવાબ દેજે. એમ અનેક પ્રશ્નના જવાબ શીખવ્યા. બાળક પૂછે છેઃ– માતા! આ સિવાય બીજો જ કોઇ પ્રશ્ન પૂછે તો? માતા કહે–તારી બુદ્ધિ પ્રમાણે જવાબ આપજે. બાળકને રાજા પાસે લાવવામાં આવ્યો પણ એના મોઢા ઉપર પ્રસન્નતા છે. પરીક્ષા વખતે બબ્બે મહિના ખૂબ મહેનત કરી હોય પણ પેપર જોતાં જ જો હેબતાઇ જાય તો પેપર ન લખી શકે. હિમ્મત, અર્ધી જીત કરાવે છે સિંહાસન ઉપરથી ઊઠી અકબરે છોકરાના હાથ પકડી લીધા. પછી કહે છોકરા! હવે તું શું કરીશ? છોકરો કહે–રાજાજી! હવે તો હું બધું કરી શકીશ. અમારા દેશમાં તો એવો રિવાજ છે કે જેના હાથ ઝાલે તેનું જીંદગી સુધી પાલન–પોષણ કરવું પડે. સ્ત્રીનો હાથ પુરુષ પકડે એટલે એને જીંદગી સુધી પાળવી પડે. એમ

તમે મારો હાથ ઝાલ્યો એટલે તમારે મને આખી જીંદગી પાળવો પડશે. અમે ને તમે એકરૂપ થયા એટલે બધું કરી શકીશ

આ પ્રશ્ન કાંઇ માતાએ શીખવ્યો નહતો. પણ એની પોતાની બુદ્ધિએ કામ કર્યું. આની હોશિયારી જોઇ રાજા ખુશ થઇ ગયો. એનું રાજ્ય સાત પેઢી સુધી પણ કોઇ લઈ શકે નહિ, એવું લખાણ કરી દીધું. આવો બુદ્ધિશાળી હોય તેની સલાહ સૌ કોઇ લીએ પણ મોટા થવામાં વઢાવું પડે. ખડ મોટુ થાય એટલે સીધું દાતરડું પડે. મોભને વધારે ખીલા હોય, મોટાને વધારે ખમવાનું હોય તેમ આ શ્રાવક સ્થભરૂપ છે.

ગોખ્યું કેટલું કામ આવે? પોતાનો પુરુષાર્થ ઊપડે એટલે ઝળહળ જ્યોતિ પ્રગટે. જેટલા કષાય ટળે. રાગદ્વેષ ટળે તેટલુ કલ્યાણ થોથાંના થોથાં ભણ્યો હોય પણ અંદર કોરો ધાકોર હોય તો! જ્ઞાની કહે છે अप्पाणं ठावइस्सामिति अ – अन्नयं मन्नइ ठिओ परं ठावइस्सति – अन्नयं मन्नइ પહેલાં તુ પોતે ઠર અને પછી બીજાને ઠારજે. આ સૂત્રભણી એકાગ્રચિત્ત કરો. ‘सुयाणिय अहिज्जित्ता तओ झाइज्ज एगओ’ એકાતે બેસીને ધ્યાન ધરો કે આ ભણવાનું, સાભળવાનું શા માટે? એ પછી કરવાનું શું? એમ ચિત્તને એકાગ્ર કરી, આત્માને સ્થિર કરવો, પછી બીજાને બોધ કરવો. અંદરમાં સચોટ શ્રદ્ધા કરતા જાઓ, જીવનમાં ઉતારી જીવન સુધારણા કરતા જાઓ, તો વાંચ્યું, સાંભળ્યું લેખે લાગશે, નહિતર બધું એળે જશે.

**અખિયાં ભલેને તારી સિદ્ધાંત વાંચે,**
**ચિત્તડું ચડયું ચગડોળે;**
**ભગત! તારાં ગયાં ભજન સાવ એળે,**
**કામ જો ન આવે ખરે વેળે;**
**ભગત તારાં ગયાં ભજન સાવ એળે ॥**

સિદ્ધાંત વાંચ્યા, બત્રીસી ઉથલાવી હોય, પણ ચિત્ત ચગડોળે ચડેલું હોય, અથવા ભણીને અભિમાન વધે કે અમે કેવા ને તમે કેવા? એટલે ભણીને ઊંધું વાળ્યું. જીવનમાં ઉતાર્યું હશે, જીવન સુધારણા થઇ હશે, તો ઉપદેશ પણ અસરકારક થશે. પોતે ક્રોધ કરતો હોય અને બીજાને ક્ષમાનો ઉપદેશ આપે તો એ બોધ ન લાગે

આ આનંદ શ્રાવક શાન્ત છે, મહાન્ ભેજાંવાળો છે. જીવન એટલું બધું શુદ્ધને પવિત્ર બનાવ્યું છે કે સામાને જોતા પણ છાપ પડે. માર્ગાનુસારીના બધા ગુણ કેળવ્યા છે: એને અવલંબીને આખો સમાજ ઊભો છે

અત્યારે તો 'વોટ' મેળવવા હોય તો કઇકની કાકલુદી કરવી પડે. નાસ્તા, આઇસ્ક્રીમ ખવરાવે. શા માટે? પદવી લેવા માટે ને? ગુણ વગર લાંચરૂશ્વતથી મોટો થાય તે કયાં સુધી ટકે? આજે તો બુદ્ધિને પણ વેચવા માંડી છે વકીલ પાસે જાઓ તોય ફીના પૈસા ભરવા પડે ને? અહીં કાંઇ બાજબરી છે કે ઉપાશ્રયમાં આવે તેને પેટીમા રૂપિયો નાખવાનો જ? વકીલ, ડૉકટર આદિને પૈસા આપો તો ફકત એક વખત કેઇસમાંથી બચાવે પણ એ એની કળા નહિ શીખવે અરે! એક ડૉકટરને કાંઇક શોધથી સફળતા

મળી હોય તો એ રીત બીજા ડૉકટરને નહિ બતાવે પણ અમે તો વગર પૈસે અમારો માર્ગ બતાવીએ છીએ કે અમે આ રસ્તે ચાલ્યા, તમે પણ આ રસ્તે ચાલો તો ઉદ્ધાર થશે; છતાં તમને એ સાંભળવા આવવું મુશ્કેલ લાગે છે. અન્યધર્મમાં ચોમાસાના ચાર મહિના કથા વાંચવા બોલાવે તોય પૈસા આપવા પડે. પણ સાધુને તો અન્ય કેમ તરે એજ જિજ્ઞાસા હોય

**જહાજ સમાન તે સંત મુનીશ્વર,**
**ભવ્ય જીવ બેસે આય રે પ્રાણી;**
**પર ઉપકારી મુનિ દામ ન માગે,**
**દેવે તે મુકિત પહોંચાય રે પ્રાણી.–સાધુજી**

મુનિઓ જહાજ સમાન છે સચમરૂપી નાવના સાચા કૅપ્ટન છે. તે બોલાવે છે કે આવો, અમારા વહાણમાં વગર ફીએ સામે કાંઠે પહોંચાડી દઈશું. દરિયામાં ગળકાં ખાવાં નહિ દઈએ. આવા મુનિઓનાં પાસાં સેવનારને શ્રમણોપાસક કહેવાય. એને આગળ આવવાની સ્પૃહા કે ઝંખના હોતી નથી. એનામા સહેજે સહેજે એવા ગુણ કેળવાઈ ગયા હોય છે કે જગતને પ્રિય જ હોય. તમારામા છે ગુણ ? એ કરવા જેવું છે ગુણ કેળવો.

આનંદ શ્રાવક ગુણથી આગળ આવ્યા છે. એ સમાજમા મેઢીભૂત છે, અવલંબનભૂત છે બધાનાં કાર્ય સુધરી જાય તેમ ન્યાય કરે છે. આનંદ શ્રાવકને શિવાનંદા નામની ભાર્યા છે. નામ પ્રમાણે ગુણ છે, ડાહી છે, સ્વરુપવતી છે, પતિવ્રતા છે બન્ને સાથે મળીને કામ કરે છે ચાર હાથે કામ થાય છે હવે એ શિવાનદા ભાર્યા કેવાં છે તેના અધિકાર અવસરે.

## વ્યાખ્યાન ૧૦ મું

### સંવત ૨૦૧૪ અષાડ વદ ૭ સોમવાર

નાથે સિદ્ધાંત પ્રરુપ્યાં. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનુ નામ સિદ્ધાંત અહીં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. શ્રાવક જન્મથી જ નથી થવાતું. શ્રાવકકુળમાં જન્મ લેવાથી શ્રાવક નથી કહેવાતા પરંતુ એને યોગ્ય ગુણોથી, શ્રાવકનાં વ્રતો આદરવાથી તે શ્રાવક કહેવાય છે

આનંદ શ્રાવકને ત્યાં ખહોળો વૈભવ છે. ભૌતિક સુખનો પાર નથી. તેને શિવાનંદા નામની ભાર્યા છે. '**अहीणे जाव सुरूवे**' રૂપવાન છે સાથે ગુણવાન પણ છે. ગુણ ન હોય તો રૂપ નકામું છે. ગુણની કિંમત છે. રૂપ દેખી ભૂલશો નહિ. આકડાનું દૂધ, થોરનું દૂધ અને ગાયનુ દૂધ પરંતુ **दुग्धे च दुग्धे तरता यथास्ति**' નામ નિક્ષેપથી એક, પણ ગુણથી જુદા. આનામાં નામ, ગુણ અને રૂપની ત્રિપુટી મળી છે. એનામાં વિનય, સૌમ્યતા, શિષ્ટતા ને સુંદરતા આદિ ગુણો હતા. એક રથનાં બે પૈડાં સરખાં હોય તો રથ અવિરતપણે ચાલ્યા કરે પણ ઊંચાં નીચાં પૈડાં હોય તો રથ જોખમાઈ જાય. તેમ દંપતી, યુગલ જોડી, વૃત્તિમાં–સ્વભાવમાં સરખાં હોય તો ગૃહસ્થાશ્રમ દીપી નીકળે. એના ગુણોની સૌંદર્યતાને મહાપુરુષો પણ વખાણે છે. સંપૂર્ણ ત્યાગને અપનાવી શકતા નથી, પણ ધીમે ધીમે સંયમના સોપાને ચડવા માટેનો માર્ગ સ્વીકારે છે. ત્યાગની કેડી પર આગળ વધતો જાય તો તે ગૃહસ્થાશ્રમ છે, નહિતર વિકારને પોષવાનો અખાડો છે. જીવન અણમોલું મળ્યું છે. એ વિકારમાં

ખોવા માટે નથી મળ્યું. પતિ આડે રસ્તે જતો હોય તો એને સુધારી, પત્ની સવળે માર્ગે લઇ જાય. મરણ વખતે પણ બોધ આપીને મરણ સુધારે. સન્માર્ગે લઇ જઇ જીવન સુધારે તે અર્ધાંગના કહેવાય. સ્વઘરમાં સ્થિત થતા જાય, તે ગૃહસ્થ.

જેને ત્યાગમાર્ગે જવું હોય તેનું જીવન કેવું હોય? તે ભાર્યાને મિત્રતુલ્ય માને. મિત્ર દુઃખ વખતે પડખે ઊભો રહી અર્ધું દુખ દૂર કરે. તેમ સાચા પ્રેમી એકબીજાના દુઃખમાં ભાગ લીએ. પ્રેમ અને મોહમા ઘણો ફેર છે મોહ તે ચામડાનો વિકાર છે. મોહને વશીભૂત માનવી જ્યાંસુધી એનો સ્વાર્થ સધાશે ત્યાં સુધી જ બોલાવશે.

**કરમાં બે કંકણ પહેરાવી, દેવી કહીને ઘરમાં લાવે;**
**તે દેવીનો દેહ રઝળતો છોડીને ઘરબાર..............**
**બાપુ – છોડીને ઘરબાર, પલપલ સળગે છે સંસાર.**

તેમ પુરુષરૂપી ભ્રમર એના દેહમાં સુંદરતા લાગે, એનાં મનગમતાં સુખ સધાય ત્યાં સુધી જ બોલાવશે પછી સામું નહિ જુએ. હાડકા, ચામડાના મોહવાળો માનવી જ્ઞાન નહિ પામી શકે સદાચાર હોય તો આગળ વધાય. વિકાસ પામતા પામતા સાધનાની કેડીએ ચડાય પરંતુ જીવનમા સંયમ જોઇએ. સદાચાર વગર જીવન, મૃત કલેવર જેવું છે. દૂધમાથી મલાઇ ખેંચી લીધા પછી દૂધ સત્ત્વ વિનાનુ થઈ જાય છે, તેમ માનવપણે જન્મ્યા, પણ એની સાત્ત્વિકતા, વિકાર ખેંચી જતો હોય તો તે સત્ત્વ વગરના દૂધ જેવો છે.

શ્રેણિકને ચેલણા રાણીએ ઠેકાણે લાવી દીધો. સારી સ્ત્રી સહચારિણી તરીકે આગળ ધપવામાં સહાય કરે છે. સારૂં જીવન, હોય તો બધા ધડો લીએ. રામ, સીતા અત્યારે નથી પણ એનાં એકેક પાત્ર જુઓ તો વૈરાગ્ય જાગે, કે શું એ જીવન જીવ્યા છે! થોડું જીવ્યા હોય પણ સુંદર જીવ્યા હોય તો તે જીવન, ધન્યતાને પાત્ર છે, નહિતર ધૂળધાણી છે. તમારે જીવન કેવું બનાવવું છે? સુંદર જીવન જીવવું હોય તો વિકારને કાબૂમાં રાખો. વિકારને કાબૂમાં લીધા વગર, આગળ નહિ વધાય બ્રહ્મચર્યથી જીવનમાં વિકાસ થાય છે. જીવનરૂપી ચીમની જો વિકારના ધૂમાડાથી કાળી થઇ જશે તો પ્રકાશ બહાર નહિ આવી શકે.

જેના જીવનમાં વિકાર નથી, કામદેવને જેણે જીત્યો છે, તેનું જીવન શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. વિકારને કેમ ધક્કો દેવો એની ડગલે ને પગલે સાવધાની જોઇએ. જૈનના બચ્ચા હો તો જીવનને નિયમમા લાવજો. મનના અધ્યવસાયને પવિત્ર રાખજો. દેવાંગના નીચે ઊતરે, છતાં પણ જેના જીવનમાં બ્રહ્મચર્યના વિચારો દૃઢ છે તે ચલાયમાન થતા નથી. આ તો સિનેમા જોવા જાય, ત્યાં નટી નાચ કરે ને અહીં ભાઇનું હૈયું નાચવા માંડે. જેને યુવાનીમાં પરસ્ત્રીગમનનો અંકુર ફૂટયો નથી તે ગૃહસ્થનું જીવન પણ ધન્યને પાત્ર છે. હૈયે હાથ મૂકીને પૂછી જુઓ કે જીવન કેવું વિતાવ્યુ છે?

બાળપણ અને વૃદ્ધાવસ્થા વિતાવવી સહેલ છે પણ યુવાનીના વમળ વિતાવવા મુશ્કેલ છે. જીવન રૂપી નાવ વમળમાં ન અટવાય તે સંભાળજો. બહેન હોય કે પાડોશીની દીકરી હોય પણ તમારી આંખમાં અમી જ હોવાં જોઇએ. જો આગળ વધવું હોય તો વિકારને ટાળતાં શીખો. એક 'મન' મહા-સાગરને જીત્યો હશે તો બીજું જીતવું સહેલ થશે.

**'जहा महासागरमुत्तरित्ता, नई भवे अवि गंगा समाणा।'**

જે મહાસાગર તર્યા તેને ગંગા જેવી નદીઓ તરવી સહેલ છે. એમ જે બ્રહ્મચારી છે તે ગમે તેવા પ્રસંગમાં પણ ચલિત થતા નથી અને તેને બીજા ગુણો પ્રગટાવવા સહેલ છે.

જીવનરૂપી રથ છે. ઇન્દ્રિયરૂપી ઘોડા છે પણ મનરૂપી સારથી જો બેદરકાર રહે તો રથ ખરાબે ચડી જાય પણ જો સંયમની લગામ હોય તો સલામતી જળવાય છે. સંયમ એ તો જીવનની દીવાદાંડી છે ઘણા કહે છે, 'અમને માનવભવ મળ્યો છે માટે જેટલું ભોગવાય તેટલું ભોગવી લઇએ.' દેહ અને આત્મા સાથે જ નાશ પામે છે માટે અનેકને લૂટી, પરેશાન કરી પોતે ભૌતિક સુખ મેળવવા મથે છે. તેનાથી સુખ નહિ મળે. સુખ તો સંયમમાં છે. જીવનમાં સયમ જોઇએ.

રામ, લક્ષ્મણ અને સીતા સાથે વસે છે. એમાં કપટ કરી, રાવણ સાધુનો વેશ લઇ સીતાને ઉપાડી ગયો. સીતાએ પોતાની પીછાણ માટે રસ્તામાં ઘરેણાં ફગાવી દીધાં. રામ, લક્ષ્મણ શોધે નીકળ્યા. રસ્તામા ઘરેણાં મળ્યાં. રામ કહે છે – આ કુંડળ કોનાં છે? લક્ષ્મણ કહે છે, હું આ ઓળખી શકતો નથી. હું તો ફક્ત આ એક નેપુરને ઓળખું છું કારણ કે –

**कुंडलं नाभिजाणामि, नाभिजाणामि कंकणं।**
**नुपूरं चाभिजाणामि, नित्यं पादाभिवंदनात्॥**

હું હમેશાં પગે લાગવા જતો ત્યારે મેં ઝાંઝર જોયેલાં છે, બાકી મને કાંઇ ખ્યાલ નથી. દૃષ્ટિ કેટલી અમૃતમય

હશે ? આજે એ અમૃત ચાલ્યાં ગયાં ને ઝેર વિશ્વવ્યાપી થઈ ગયું માનવી એકબીજાની ફરજ ચૂકવવી ભૂલી ગયા છે, ત્યાંસુધી શાન્તિ નહિ મળે. જીવનમાં સૌજન્યતા જોઈએ. પહેલાં એકબીજા, એકબીજાની અંદર જઈ સુમેળ સાધી લેતા તેથી ગૃહસ્થજીવન સારી રીતે ટકતાં આજે તો છિદ્રાન્વેષી થઇ ગયા એકબીજાનાં છિદ્રો જ જોતા હોય. બિલાડી જેમ ઉંદરની રાહ જોતી હોય તેમ એકબીજાના અવગુણ ગોતવા માટે ટાંપીને જ બેઠા હોય છે. પણ જ્યા વિવેક નથી ત્યાં શાન્તિ કે સુખ કયાંથી હોય ? વિવેક તો દશમો નિધિ છે. નવનિધાન ન હોય તો તેની પરવા ન રાખીશ. પણ તે નવને આંટી દીએ તેવો વિવેકદીપ પ્રગટશે તો ધૂળમાંથી સોનું મળશે. તેમ વિવેક હશે તો આત્મામાંથી પણ શાન્તિનું સુવર્ણ પ્રગટશે

લક્ષ્મણે ભાઇના ખાતર વનવાસ વેઠયો, ઉર્મિલાએ પણ રજા આપી. આજની સ્ત્રીઓ રજા આપે ? ભાઇ ખાતર સંસાર ચાહોમ કરીને નીકળી ગયા. આંખમાં અમૃત છે એકબીજાની સહાનુભૂતિથી જીવન ગુજારે છે. આવું દરેક શીખે તો સંસાર કેટલો સુધરી જાય ?

આજે કહેશે, અમારાથી ભેગું નહિ રહેવાય. આવડા મોટા થાય ત્યાં સુધી કાંઇ નહિ ને પત્ની આવે, એનો પ્રેમ ઢળાય એટલે મા-બાપ બધાના દોષ દેખાય. રામ-લક્ષ્મણનો પ્રેમ તો કોઈ જુદો જ છે. વાતાવરણ પણ સુંદરમા સુંદર છે વનવાસ ગયા છતાં આંખનો સંયમ પણ કેટલો સુંદર હશે ? કે- ગોણું એક ઝાંઝર જ ઓળખ્યાં. આજે છે નજરનાં ઠેકાણાં ? ધર્મ-સ્થાનકમાં આવ્યા હોય, બજારમાં જતા હોય પણ દૃષ્ટિ

ક્યાંય ફરતી હોય. જ્ઞાની કહે છે કે કોઇની સામે દૃષ્ટિ કરીને જોઇશ નહિ.

**अदंसणं चेव अपत्थणं च, अचिन्तणं चेव अकित्तणं च।**
**इत्थीजणस्सारियज्झाण जुग्गं, हियं सया बंभवए रयाणं॥१५॥**

ઉત્ત અ. ૩૨ ગા. ૧૫

જે બ્રહ્મચર્યમાં રક્ત છે, પોતાના હિતને ચાહે છે, તેણે હૈયામાં અન્ય સ્ત્રી વા પુરુષની પ્રાર્થના ન કરવી. કદાચ દૃષ્ટિ પડી જાય તોપણ લગામ પાછી ખેંચી લીએ પણ જવા ન દીએ. આવા ગૃહસ્થાશ્રમીના ગુણને ગૃહસ્થો, શ્રીમંતો અને દેવો પણ વખાણે છે. ધન, બળ ચાલ્યું જશે પણ ગુણ હશે તો નહિ જાય. ગુણથી આબેહુબ દીપી ઊઠશે.

આનંદ અને શિવાનંદા, દંપતી–જીવન જીવે છે. તેના જીવનમાં અંશે અંશે ત્યાગ છે. જેટલો ત્યાગ એટલા ઊંચા. ભુંડ કરતાં સિંહમાં વિકાર ઓછો હોય છે. વિકાર ઓછો તેમ બળ વધારે. વિકાર હોય ત્યાં સુધી માનજો કે શકિત પ્રાપ્ત થવાની નથી. માટે ત્યાગને જીવનમા અપનાવજો. આનંદ અને શિવાનંદા આદર્શ દંપતી છે. સ્ત્રી સમયની જાણકાર છે. ક્યાંય ઝેરનાં બી ન વવાય તે માટે સાચવી સંભાળીને ચાલે છે. જીવનમાં આદર્શ જોઇએ.

મકાન સુધારણા થઇ, પહેલાંના કરતાં કેટલો ફેર પડી ગયો છે? તેમ જીવનમાં કાંઇ ફેર પડયો છે કે બાવાં જ બાઝી ગયાં છે? જીવન શુદ્ધ ન હોય, બોલવું કાંઇ ને ચાલવું કાંઈ,

આવું વર્તન હોય તો પ્રભુની પધરામણી ક્યાંથી થાય? એક રાજાને ઘેર જમવા બોલાવવાના હોય તો બધું સાફસૂફ કરો. ગ્રધરાસી પાથરો. જમવામાં અનેક વાનગીઓ બનાવો. ત્યાં કેટલી સાવધાની રાખવી પડે? એમ દેવના દેવ એવા દેવાધિદેવની પધરામણી કરાવવી હોય તો હૃદયાંગણુ કેવું જોઇએ?

**મેં તો સતસંગ સાવરણે વિકારો વાળ્યા,**
**નાથ મનના મંદિરિયામાં આસન ઢાળ્યાં,**
**સ્નેહ જીભડીએ શોભાવ્યાં સ્થાન, આવો આંગણીએ.**

સત્સંગનો સાવરણો લઈ અંતરમાં રહેલાં વેર, ઝેર, ક્રોધાદિના કચરાને કાઢીને આસન બિછાવો અને પછી ખરા દિલથી પ્રભુની સ્તુતિ કરો તો પ્રભુની પધરામણી થશે. તમારૂં હૃદય કચરા ભરવા માટે નથી, રત્નો ભરવા માટે છે. માબાપે આણામાં તિજોરી આપી તે શું ખાતર ભરવા? તેમ—

**બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો;**
**તો યે અરે! ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો.**

પુણ્યના ઢગલે ઢગલા ભેગા થાય ત્યારે આ માનવ ભવરૂપી તિજોરી મળી છે. તેમાં કચરા ભરાયા છે તેને સાફ કરો, પવિત્ર થાઓ. ઘણા કહે છે કે ભાઇ! મંદિરમાં જવું હોય તો પવિત્ર થઇને જવું પડે. તો શું નાહવાથી પવિત્ર થવાય? અંતરથી પવિત્ર બનવું જોઇએ. સાચી પિપાસા જાગવી જોઇએ કે હે પ્રભુ! હવે હું તારા વગર નહિ રહી શકું.

અંતરનાં રાગી સગાંને સંભારતાં ઉમળકો આવે, તેમ પ્રભુનું નામ લેતાં ઉમળકો આવે છે? સંસારના બહારના કાર્યમાં

ઉલ્લાસ છે તેટલો પ્રભુની ભકિત કરવામાં ઉલ્લાસ નથી દેખાતો. ભગવાનની ભકિત કરતાં શું મૂંઝવણ થાય છે? દુકાને પગ લાંબો કરવાની જગ્યા ન હોય, તડકો સખત હોય, ઘરાકની ગિરદી ખૂબ હોય તો ત્યાં કંટાળો નહિ આવે અને અહીં એક કલાક સ્થિર આસને બેસતાં કંટાળો આવે. સાચા ભાવે પ્રભુની ભકિત થાય તો પ્રભુ જેવા બનાય.

**नात्यद्‌भुतं भुवनभूषण भूतनाथ!**
**भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः।**
**तुल्या भवन्ति भवतो ननु तेन किंवा,**
**भूत्याश्रितं य इह नात्मसमं करोति॥**

ભકતામર શ્લોક ૧૦

હે ત્રણ ભુવનના ભૂષણરૂપ ત્રણ જગતના નાથ! તમે કેવા છો? ભકિતપૂર્વક હૃદયના તાર જોડી તમારું સ્તવન કરે તો અવશ્ય તમારા તુલ્ય બને જ. વંદ્ય-વંદકભાવ ન રહે. શેઠ પાસેથી પૈસા મેળવવા હોય તો તેની આજ્ઞા માનવી પડે. તેનું દિલ જરાય ન દુભાય તેમ વર્તોને! તમે પ્રભુની આજ્ઞા શિરોમાન્ય કરી?

કોઈ માણસ નોકરી કરવા જાય અને કહે, 'શેઠ! નોકરી કરવી છે પણ તમે કહો તે કામ નહિ કરું? તો શેઠ એને નોકરીમાં રાખે ખરો? તમે શું કરો છો? પ્રભુની આજ્ઞા માનો છો?

ધનનો અર્થી ધનીને સેવે, ગુણનો અર્થી ગુણીને સેવે. તેમ ઇશ્વર બનવું હોય તો ઇશ્વરની સેવના કરવી પડશે. તીર્થંકરની, પંચ પરમેષ્ઠીની સ્તુતિ કરવાથી એના જેવા બનાય છે.

એના જેવા બનવા માટે હૃદય પવિત્ર બનાવો, વિકારોને દૂર કરો. એક સુંદર રમણી પફ પાવડર લગાવી અપટુડેઈટ કપડાં પહેરી ચાલી જાય છે, તેના પર નજર પડે તો પણ વિકાર ન જાગવો જોઇએ. અને એ માટે ખાસ સત્સગની જરૂર છે. સત્સંગ કરવાથી દોષો જાય છે ને એના જેવું બનાય છે આત્માનું હિત કરનાર માટે 'સર્વસંગ પરિત્યાગ' તે ઊંચામાં ઊંચું સ્થાન છે, પણ એ ન બને તો સત્સંગ કરજો પણ દુર્જનનો સંગ તો કરશો જ નહિ. ઢીલા ગારામાં પાણો નાખશો તો છાંટા ઊડશે જ, તેમ દુર્જનના સંગથી નુકસાન થાય જ છે માટે જ દરેક ધર્મમા સત્સંગને વખાણ્યો છે.

> હંસે કરેલી રાગે કાગ સગ યારી... ...જી,
> હરામીથી હંસ જુઓ હારી સત્સંગરે તજી.
> દુષ્ટ દુરિજનનો સગ કદી નવ કરીએજી,
> લોહના પ્રાણસંગે જવલને જોડીઆજી.
> ઘણના ઘા ખાઇ પ્રાણ ખોયા....સત્સંગ રેતજી,
> દુષ્ટ દુરિજનનો સગ, કદી નવ કરીએજી.

જ્ઞાની પુરુષો કહે છે-સત્સંગ તે ઊંચે ચડવાનું સાધન છે. મહાન્ ભાગ્ય હોય ત્યારે સંતની વાણી સાંભળવા મળે માટે સત્સંગ કરો. ઊંધે રવાડે ચડી ગયા છો માટે હવે સમજીને પાછા વળો. એનાથી ઘણું બગડે છે. દારૂડિયાની બાજુમાં બેઠા હોય, ભલે દારૂ પીધો ન હોય છતાં કોઇકને શંકા તો પડે ને? માટે કુસંગ છોડી હૃદયને સાફ કરવા સત્સંગનો સાવરણો લીઓ. મનમંદિરને વાળી સાફ કરી અને પથરણું પાથરી પ્રભુને

આમ ત્રણ કરો. હૃદયની પવિત્રતા અને એમાં પ્રભુની પધરામણી થાય એટલે જોઇ લીઓ. નર મટીને નારાયણ બની જાય.

ભકતની ભકિતને આધીન ભગવાન છે. પણ ભકિત એટલે એકતા અને વિભકિત એટલે જુદાઇ સાધન, સાધ્ય અને સાધક, ત્રણેની એકતા હોય તોજ ગુણો ઝળહળી ઉઠે. તેમ ગૃહસ્થાશ્રમમાં પણ સ્ત્રી-પુરુષ બન્નેની એકતા જોઇએ. પૈડાં બે સરખા ન હોય, ઊંચાં નીચા હોય તો ખખડ ભખડ થાય. માટે ઐકય સાધો. પતિને દેવ તરીકે પૂજે, એની રાહે રહે તો એકસીડન્ટ ન થાય પણ પતિ કહે ઉગમણી તરફ ચાલ, તો સ્ત્રી કહેશે ના, હુ તો આથમણી ચાલીશ આવું હોય તો કદી મેળ ન મળે. નીચ કોમ હોય તો, એક સાથે ન બને. તો બીજાની સાથે પરણી લીએ સતી સ્ત્રી સ્વપ્નેય પરપુરુષને ન ઇચ્છે આ છે કુલીનનાં લક્ષણ. પરંતુ આજે તો ઊંચનીચની શી વાત કરવી? પાંચમા આરાનાં લક્ષણમાં જ કહ્યુ કે રૂડાકુળની સ્ત્રી તે વેશ્યા સરખી થશે, ઊંચકુળનાં છોરૂ નીચકામ કરશે. તે બધુ અત્યારથી જ દેખાય છે છૂટાછેડા, પુનર્લગ્ન, આ બધું શુ છે? પતિને રીઝવવો તે તો સ્ત્રીના હાથની વાત છે.

શિવાનદા અનુરકત અને પતિવ્રતા છે વાંક આવે અને પતિ કહે તો પણ એમ કહે કે હવે નહિ કરૂં. સામા ઉત્તર આપતી હોય, કહ્યુ ન માનતી હોય – કહે કે તમારે તો કકળાટ કરવાની ટેવ પડી, તો એ ભાર્યા કે કુભાર્યા? પતિને સર્વ રીતે સંતોષ આપી શકતી હોય તે જ સાચી સ્ત્રી કહેવાય. તેની વાણીમા, વર્તનમા એકતા હોય. પતિને ધાણીનો બળદિયો નહિ પણ દેવ માનતી હોય. તમારાં સતાનોમા આ જાતના સંસ્કાર

રેડો છો ? આજની બાળા એ આવતી કાલની ગૃહિણી ને ભવિષ્યની માતા છે તેને સંસ્કાર આપો છો, કે વડીલો સામે ન બોલાય, સહન કરતાં શીખવું. પાચ લાખનો કરિયાવર લાવનાર કરતાં એક નાડાછડી બાંધીને આવનાર, જો સંસ્કારી અને ગુણવાન હશે તો દરેકનાં મન હરી લેશે. ઘરમાં ક્ષમાની મૂર્તિ તરીકે પૂજાશે અને ઝાઝો કરિયાવર લાવી હોય પણ સાસુ જોડે લડતી હોય તો શું કામની ? પણ અત્યારે તમને શેનો મોહ છે ? પૈસાનો કે ગુણનો ? કરિયાવર માટે તો કજિયા થાય છે, આને આટલું કર્યું ને આને આટલું કર્યું. આ બધી પંચાયતમાં ભગવાન કયાંથી યાદ આવે ? હવે આવું ને આવું જીવન જીવવું છે કે સંસ્કારી બનવું છે ?

આનંદનાં પત્ની શિવાનંદા અનુરકતા છે. પતિનાં સુખે સુખી, પતિનાં દુઃખે દુઃખી, પત્ની એટલે અર્ધાંગના. પતિનું અર્ધું અંગ. અર્ધું અંગ ખોટું પડે તો પક્ષઘાત કહેવાય. અને પછી બીજા અર્ધા અંગની પણ કિંમત શું ? તેમ જીવનમાં પણ એક બીજાને પ્રેમ અને સહાનુભૂતિ જોઇએ. જેનું આદર્શ જીવન હોય તે જ સારામા સારૂં કામ કરી શકે.

ગાંધીજી અને કસ્તૂરબાનું આદર્શ જોડલું હતું. કામ વખતે કસ્તૂરબાએ એમ ન કહ્યું કે હું આવું કામ કરવા નહીં આવું. પુરુષોનું કામ ગાંધીજીએ ઉપાડયું અને સ્ત્રીઓને કેમ ગુલામીમાંથી મુકત કરવી તે કામ કસ્તૂરબાએ કર્યું. આજે દરેક કાર્યમાં સ્ત્રીને વધારે આગળ લવાય છે. સ્ત્રી એ તો રત્નની ખાણ છે. એને ગુલામડી માનશો નહિ. એને દેવી બનાવવી હોય તો તમારે દેવ જેવા બનવું પડશે. સ્ત્રી, પુરુષ કરતાં વધુ કાર્ય કરે છે. દરેક

જગ્યાએ સ્ત્રીઓ વધારે ભાગ લીએ છે. ધર્મનાં કાર્યોમાં પણ સ્ત્રીઓની સંખ્યા વધુ દેખાય છે. નેમનાથ ભગવાન વખતે પણ ૧૮ હજાર સાધુ, ને ૪૦ હજાર સાધ્વીઓ હતાં. નાનપણુથી બાળાઓમાં સારા સંસ્કાર રેડવા જોઇએ. ગૃહજીવન સુધારનાર સ્ત્રી છે. તેને કેળવવામાં મદદગાર બનો.

શિવાનંદા અનુરકતા છે સાભળવાનો પ્રસંગ આવે તો હસતે મુખે સ્વીકારી લીએ છે. પુણ્યના યોગ હોય ત્યારે જ આવી સ્ત્રી મળે. પુણ્ય સારાં હોય તો સયોગ સારા મળે. પહેલાંના વખતમાં ગુણુપરીક્ષાથી લગ્ન સબંધ જોડતા. અત્યારે તો અભ્યાસ, પૈસો ને રૂપ જોવાય છે. હવે ગુણુની પરીક્ષા કરતાં શીખો.

આ શિવાનંદા કેવાં ગુણુવાન છે તેનો અધિકાર અવસરે–

---

## વ્યાખ્યાન ૧૧ મુ.

### સંવત ૨૦૧૪ અષાડ વદ ૮ મંગળવાર તા. ૮–૭–૫૮

પરમોત્કૃષ્ટ માર્ગના પ્રકાશક, ત્રિકાળજ્ઞાની, નાથે સિદ્ધાંતથી સમજાવ્યા. તેમાં ૭મું અગ ઉપાસકદશાંગનો અધિકાર ચાલે છે.

આનંદ આદર્શ શ્રાવક અને તેના પત્ની શિવાનદા આદર્શ શ્રાવિકા હતાં. પાંચે ઇન્દ્રિયો પરિપૂર્ણ, સ્વરૂપ અને લાવણ્યે તેઓ અજોડ હતાં. જેના જબ્બર પુણ્યોદય વર્તે છે, તેવી તે સ્ત્રીએ આનંદનું મન હરી લીધું છે. '**अणुरत्ता अविरत्ता**

દંપતી એક બીજામાં અનુરક્ત છે અને અવિરક્ત છે. જીવનરૂપી રથ બે પૈડાં વડે ચાલ્યો જાય છે. સાહેબી મળી તે પુણ્યના ઉદયથી મળી છે. તે પાંચે ઇન્દ્રિયોના કામભોગ ભોગવતા વિચરે છે. પણ તે ભોગોમાં આસક્ત થવું કે ન થવું તે પોતાના હાથની વાત છે. વિષયસુખ અનંતીવાર મળ્યા, તેમાં કાંઇ નવીનતા નથી આ દુષમકાળમાં ધર્મની જ મહત્તા છે. ધર્મ તો કોઇ વિરલને જ પરિણમે છે. બાકી થોડા સુખ માટે ઘણું સુખ જતું કરનારા, કોડી બદલે હીરા આપી દેનારા અને કાગને ઉડાડવા રત્નોનો ઉપયોગ કરનારા મૂર્ખાનો, જગતમાં તોટો નથી. વર્તમાનનું કામ ભોગનું ક્ષણિક સુખ, પણ પરિણામમાં અનંતું દુઃખ છે. તે વાત જગતના જીવો વિસરી જાય છે. વિષયસુખ કિંપાકના ફળ જેવાં છે.

**जहा य किंपागफला मणोरमा, रसेण वण्णेण य भुंजमाणा**
**ते खुड्डए जीविय पच्चमाणा, एसोवमा कामगुणा विवागे**

ઉત્ત. અ ૩૨ ગા. ૨૦

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૨મા અધ્યયનમાં પ્રભુજી ફરમાવે છે કે કિંપાક ફળ, રસથી, વર્ણથી, દેખાવથી સુંદર, છતાં તે ભોગવવાથી જીવ અને કાયા જુદા થાય છે. માટે રૂપમાં રાચશો નહિ, ગુણને તપાસજો, ભવિષ્યના ભવનો ભય છે? દુઃખ ભોગવવામાં કોઇ સાથ નહિ આપે. વર્તમાન થોડી જીંદગીમાં શા માટે ભવ વધારવા? આ જીવતર ક્ષણિક છે. કાયા કરમાતાં વાર નહિ લાગે. શરીર, માંસ, લોહી, સ્નાયુ, નસાજાળ અને હાડકાંનો માળો છે. 'असुई असुई संभवं' અશુચિમય છે, નાકમાંથી લીંટ, કાનમાંથી મેલ,

મુખમાંથી લાળ, એવી રીતે અશુચિથી ભરેલું છે. '**जहा अंतो तहा बाहि, जहा बाहि तहा अंतो।**' જે અંદર ભર્યું છે તે બહાર નીકળે છે. આવા અનિત્ય શરીરનો મોહ શો ?

શરીરની પર્યાય પલટાય છે. યુવાનીના ફોટા અને અત્યારના ફોટામાં ફેર પડે છે ? યુવાનમાંથી વૃદ્ધ – દૂબળામાંથી જાડા, જાડામાંથી દૂબળા, આવી ક્ષણે ક્ષણે પલટાતી પર્યાયમાં–શબ્દમાં, રૂપમાં, મોહમાં ફસાઇને વિષમગતિ ઊભી કરે છે. પોતે, પોતાનું અકલ્યાણ કરે છે શુભ પરિણામે શુભગતિ મળે છે. ઊર્ધ્વગતિ જોઇતી હોય તો ઇન્દ્રિયના સુખપર કાપ મૂકો. જેને અતીન્દ્રિય સુખ, અવ્યાબાધ – આવ્યા પછી પાછુ ન જાય તેવું સુખ જો મેળવવું હોય તો અંદર શોધ ચલાવ

**" સમજી આપ સુધરીએ, દુનિયા નહિ સુધરાયઃ**
**પગમાં પગરખાં પહેરીએ, દુનિયા નહિ મઢાય "**

તું તારા વિભાવથી રખડયો છે વિભાવને દૂર કરવો હોય અને શાશ્વત સુખ મેળવવું હોય તો તારા પ્રયત્ને થશે. બહારમાં દૃષ્ટિ કરવાથી, પારકી પંચાત કરવાથી ઊંચું નહિ અવાય.

**કેટલાંક પાપ હશે બાકી પુરાંતમાં;**
**કેટલોક કાળ જશે જગતની પંચાતમાં.**
**માયાનાં બંધન કયારે હવે મારી કાયાથી છૂટી જાયરે....**
**આ રે ! અવતારમાં કયારે મને શ્રી મહાવીરનાં દર્શન**
**થાય રે !**

આ જીવ કેટલા કાળથી રખડે છે ! અનાદિકાળથી રખડયો શા માટે ? સત્પુરુષોની આજ્ઞાને અનુસર્યો નથી. વીતરાગની આજ્ઞા

પાળી નથી. પોતાના સ્વચ્છંદને રોકયા નથી. અને એ સ્વચ્છંદે આ રખડપટ્ટી ઊભી કરી છે બધા ભેગા થાઓ એટલે સ્રીકથા, ભક્તકથા, દેશકથા અથવા રાજકથા કરો છો. સંકલ્પની હારમાળા કેવી ચાલે છે? મનમાં પણ કઇ કથા ચાલે છે? દીકરા–દીકરી પરણાવવાની, વેપારની, પોતે, પોતાના હાથે દુઃખ ઊભું કરે છે. નવા બંધ પાડે છે. જ્ઞાની કહે છે, પુરાંતમાં પાપ કેટલાં ઊભાં છે? જુનાં પાપને તો જુઓ કે ચોપડામાં કેટલાં છે? અને હવે નવાં કેટલાં બાંધો છો? હવે શું કરવાનું છે?

સાધક કહે છે કે હે નાથ! હવે થાકયો, હવે આવા બંધનમાં સપડાવું નથી. પરની પચ્રાતમાં માથું મારવું ગમતું નથી. નાગપાશ બાણ નાખે અને ચારે બાજુથી બંધાઇ જાય તેની નસેનસો તૂટી જાય છે. તમે કયા પાશથી બંધાયા છો? સુખ બહાર શોધો છો? જયાં છે ત્યાં જોયુ નથી અને નથી, ત્યાં ઝાવાં મારો છો. મોટર, બાગ, બગીચામા સુખ માનો છો. એને માટે દગા, પ્રપંચ, ચોરી, અપ્રામાણિકતા કરો છો સગાભાઇનો પણ વિશ્વાસઘાત કરો છો. પણ આ બધું ભેગું કર્યા પછી શું? બે લાખની ઇચ્છા કરી. મળ્યા, પણ પછી શું?

એક તત્ત્વચિંતક, શેઠને ત્યાં જમવા આવ્યા છે શેઠનો દીકરો M. A માં ભણે છે. તે નાસ્તિક છે. ધર્મને 'હંબગ' માને છે, ધર્મની હાંસી મશ્કરી કરે છે. ધર્મ તો એદીનો, પ્રમાદીનો, નવરાનો, નિર્બળનો છે. કોઈ પૂછે તો 'હું ધર્મમાં નથી માનતો' તેમ કહેવામાં બહાદૂરી માને છે. શેઠે તત્ત્વચિંતકને કહ્યુ કે આપ મારા દીકરાને સમજાવો ધર્મ ઉપર લાગણી–શ્રદ્ધા થાય તેમ કરો ત્રણે જણ જમીને બેઠા છે તત્ત્વચિંતકે પૂછયું,–' ભાઇ શું

ભણો છો?' M A માં છું તત્ત્વચિંતક કહે—M. A. માં પાસ થયા પછી શુ કરશો?' નોકરી કરીશું' છોકરાએ જવાબ આપ્યો. પછી? પરણીશુ પછી શુ? પછી બંગલા બનાવીશુ અને બાળકોમાં આનંદ માણીશું તત્ત્વચિંતકે કહ્યુ, પછી શુ? છોકરો કહે—" પછી મરી જવાનુ " સરવાળે મીંડુ M. A. નો ડિગ્રીએ ગુલામ બનાવ્યા. સ્વતંત્ર ધંધો તો નહીં ને? બે પાંચ લાખ કમાયા તોય શું? બધા મૂકીને જ જવાના ને! અને મૂકીને જવાનું તેની પાછળ આટલાં પાપ? થોડી જીંદગી માટે કેટલા પ્રપચ ઊભા કરો છો? મરી જશો ત્યારે બધુ અહીં રહી જશે અને આત્મા ઊપડી જશે. છતા પાપ કરવામાં બાકી રાખતા નથી. દુનિયા મને વાદે—પૂજે—ખુરશીએ બેસાડે પણ મળી મળીને કેટલું મળશે? અને મળ્યા પછી પણ શુ? અંતે બધુ નશ્વર—ક્ષણિક જ છે

આત્મા અજર—અમર છે તેને માટે શુ કર્યું? તારી પાસે બુદ્ધિ છે, વિદ્યા છે, વિજ્ઞાન છે, સમજણ છે છતા તે આત્માની ઓળખાણ નથી કરી. જે શાશ્વત સુખ છે તે મેળવવા માટે દૃષ્ટિ સ્વમાં વાળી દીઓ અને તેને માટે સત્સંગની જરૂર ખરી કે નહિ? સત્સગ કર્યો નથી માટે જ કોઇ એક તુંકારો કહે તો ગરમાગરમ થઇ જાઓ છો મનને થાય કે કઇ ઘડીએ બદલો વાળુ આ શરીરને ઓળખ્યુ એટલે શરીરની ચિંતા કરી, પણ આત્માની ચિંતા ખરી? આત્માને જાણ્યો-પિછાણ્યો નથી. તેને ઓળખવા માટે ભગીરથ પુરુષાર્થ જોઇએ હૈયામાં હોળી હોય તો તેની પીડાના પોટલા તેનેજ ભોગવવા પડશે. જ્યાંસુધી વીતરાગની આજ્ઞાનું આરાધન નહિ કરો ત્યાસુધી નહિ તરો. દુ:ખનો અંત

નહિ આવે. આ સળગતા સંસારમાં ધર્મરુપી પાણીનું ઝરણું નહિ હોય તો શું કામનું ? યુવાનીમાં જે સાધના થાય છે તે ઘડપણમાં નથી થતી. માટે યુવાનીનો સદુપયોગ કરો. ઘડપણમાં સ્મરણશકિત ઓછી થાય છે. શું વાંચ્યુ તે ભૂલી જવાય છે. કલાક સુધી સ્થિર આસને બેસાતું નથી તો રળ્યુ કયારે કામનું ?

"યુવાનીનું નાણું અને શિયાળાનુ છાણું" વૃદ્ધાવસ્થામાં ઉપયોગી નીવડે, માટે પૈસો વર્તમાનમાં કમાઇ લીઓ છો ને ! પ્રારબ્ધ વિના કોઇ વસ્તુ મળતી નથી. તારા પ્રારબ્ધમાં હશે તો બધું મળી રહેશે. દુકાન ગમે ત્યારે ઉઘાડો પણ મળવાનુ હોય તેટલું જ મળે છે. હવે તો આત્મા માટે પુરુષાર્થ કરવાનો છે. ભાગ્યનો સીતારો ચઢિયાતો હોય તો ભોંય ખોદતાં પણ ચરુ નીકળે અને પાપનો ઉદય હોય તો ચરુ દાટયો હોય તોપણ કાંકરા થઇ જાય.

**अहो य राओ परितप्पमाणे, कालाकाल समुट्ठाइ संजोगट्ठी। अट्ठालोभी आलुंपे सहस्सकारे विणिविट्ठचित्ते एत्थ सत्थे पुणो पुणा ॥** આચારાંગ અધ્ય. ૨. ઉ. ૨

અર્થ—અજ્ઞાની જીવો રાત દિવસ દુઃખી થતા થકા, કાળ અકાળની દરકાર નહિ ધરતાં, સ્ત્રી અને ધનના લોભી બની વગર વિચારે વારંવાર અનેક આરંભ કરતા રહે છે.

આવું જાણે, છતાં અજ્ઞાની જીવ ભમ્યા જ કરે છે. અર્થનો લોભી, સંયોગ મેળવવા ચારે બાજુ રખડે છે. મળવું ન મળવું ભાગ્યાધીન છે. એકીસાથે ચોપડા પૂજન કર્યાં હોય, છતાં બધાનાં વર્ષ સરખાં જાય છે? એક માતાના બે પુત્રો હોય પણ

એક ઘોડે ચઢે અને બીજો એના પગરખાં ઉપાડે. એક અમીર એક રંક. એક રડતો હોય ત્યારે બીજો આનંદ માણતો હોય આવું જાણી તમારે તમારા આત્માનુ હિત સાધવું હોય તો આરાધના કરવા ઊભા થાઓ, વિરાધનાથી વિરમો. સુખ સ્વમાં–આત્મામા છે. પરમાં નથી પરમા માન્યું છે તે જ ભ્રાન્તિ છે અને ભ્રાન્તિ જ દુઃખનુ મૂળ તથા અઢારમું મિથ્યાદર્શનશલ્ય પાપ છે અને તે જ મિથ્યાત્વ.

**अच्चंत कालस्स समूलगस्स ।** અનાદિ કાળનુ મૂળિયુ ઊભુ છે ત્યા સુધી સુખ નથી જે પ્રારબ્ધથી મળે છે તેને પુરુષાર્થ માને છે અને પુરુષાર્થથી મળે છે તેને પ્રારબ્ધ ઉપર છોડે છે. આખો સંસાર પ્રારબ્ધ ઉપર ઊભો છે, છતાં તેમા તનતોડ મહેનત કરે છે. રાત દિવસની પરવા કર્યા વિના કમાવામા મશગૂલ રહે છે. કોર્ટનો ટાઇમ થઇ ગયો હોય અને કોઇ સગાં મળવા આવે તો ઉભા રહો ખરા? ન જ રહો મહેમાનને પણ કહી દીઓ કે હું અત્યારે નહિ રોકાઇ શકુ કોર્ટનો ટાઇમ થઇ ગયો છે. વ્યાખ્યાન માટે આવો નિયમ–આટલી તમન્ના ખરી? જે પ્રારબ્ધે છે તેને પુરુષાર્થે મૂકી તેમાં બરોબર ટાઇમ સાચવે છે કમાવા માટે માબાપ – પત્નીને મૂકી, દેશ મૂકી પરદેશ જાય છે. માબાપ પણ તેને શ્રીફળ આપી ચાદલો કરી આશિષ આપે છે કે ઝાઝું કમાઇને આવજે, પણ તેમને ખબર છે કે તે આવશે ત્યા સુધી તેઓ હશે? દીકરો જો વૈરાગ્યના પથે જતો હોય, વીતરાગની ગાદીએ બેસતો હોય, સંસાર કટ કરતો હોય તેને જવા માટે રજા ન આપે ઊલટા ગુરુને માટે બોલે કે કયા ગુરુએ તને ભભૂતી નાખી? તમને રસ શેમા છે? સંસારમાર્ગમા કે

વીતરાગ માર્ગમાં ? જે રસ પરમાં આવે છે તે રસ નીરસ ક્યારેક દેખાશે. આજ જેને સુખ માનો છો તે ભડકા દેખાશે. પણ તમારા હૈયામાં એની જ ધૂન લાગી છે પણ એ પરિભ્રમણ હેતુ છે. તેમાં રાચશો તો ભવિષ્ય કેવું ઘડાશે? વર્તમાન પુરુષાર્થ ભવિષ્યના પ્રારબ્ધને ઘડે છે ભૂતકાળની આરાધનાનુ ફળ અત્યારે ભોગવો છો. પૂર્વે પુણ્ય કર્યાં છે તેથી ટાઢે છાંયે રોટલો મળે છે. પણ કદી એમ વિચાર આવે છે – હું હુકમ કરૂં અને આ મજૂર પાંચ મણનો કોથળો ઉપાડે, આટલો બધો ફેર શા માટે ? એય માણસ અને હું ય માણસ.

કૂતરો પૂંછડી પટપટાવે. પગમાં આળોટી પડે, કેટલી કાકલૂદી કરે ત્યારે રોટલો મેળવે છે અને અહીં તો એક કાગળ પર સહી થાય અને લાખો રૂપિયા મળી જાય છે. એકને હજારો માણસ સાંભળે છે અને બીજો બોલવા ઊભો થાય તો તેને બેસાડી દીએ છે આ ફેર શા માટે ? તે કદી વિચાર્યું છે ? તે બધાં પુણ્યના અને પાપના યોગથી મળે છે. પુણ્ય ખલાસ થાય એટલે છ ખંડનો સાહેબો પણ નરકમાં ચાલ્યો જશે અત્યારે પુણ્યનો સીતારો છે તો ધર્મ આરાધી લીઓ. અનાદિકાળની રખડપટ્ટી ટાળવા આત્મામાં નિરીક્ષણ કરો સ્વ સામે જોયું નથી. જોયું હોત તો આ દશા ન હોત. આવા ઝઘડા–રગડાથી, માયાના બંધનથી, ક્યારે છૂટું ?

ત્રણ મનોરથ શ્રાવક હમેશાં ચિંતવે છે તેમાં (૧) હે પ્રભુ ! હું મહા આરંભ, મહા પરિગ્રહથી ક્યારે વિરમું ? (૨) બધું છોડી "**आगाराओ अणगारियं**" મુનિ ક્યારે બનું ? વીત-રાગનો સાચો વારસદાર ક્યારે બનું ? અને (૩) અંતિમ વખતે

મમત્વ મૂકી, દેહનો અધ્યાસ છોડી, અકષાય–ભાવે સમાધિમરણે ક્યારે મરૂં ? તેમ ચિંતવે છે

હવે તમારે શું કરવું છે ? તમે કેવા મનોરથ ઘડો છો ? કાગડા–કૂતરા બધા મરે છે. દરેકને માટે મોત ચોક્કસ છે પણ મરતાં શિખો. શુદ્ધ–ચિદાનંદ ભગવાનને પામી જાય તો ભવિષ્યમાં ભવ ઊભા ન રહે. તમને શુ ગમે છે ? અમે તો અમારી દુકાનનો માલ બતાવીએ છીએ. તેમાથી જોઇએ તો લીઓ વૈરાગ્યનો માલ લેશો તો ભવ સુધરી જશે સટ્ટાના આંકડા, વિષયભોગના સાધનો માગવા આવતા હો તો માનજો કે દુકાન ભૂલ્યા છો આંકડા, સાધુ ન બતાવે. અમે તો તમને સાચું સુખ બતાવીએ છીએ. ફીચરના આંકડા આપવા તે તો પાપવિદ્યા છે. એ વિદ્યા પાપની જ કમાણી કરાવે છે.

સમ્યક્ત્વ દુર્લભ થઇ પડે છે અને ઘણા કર્મથી લેપાય છે આત્મહિત ચિંતવણા કરવી હોય તો મોક્ષમાર્ગે પ્રવર્તવાની જરૂર છે. સંસારમા ક્લેશની હોળી સળગે છે. તેમા તમે સુખ શુ ભાળો છો ? પરણ્યા એટલે સ્રીની ખટપટ–પંચાત વધી, ઉપાધિ વધી અને તેમાંથી છૂટી મુંબઇ કમાવા જાઓ તોપણ ફરફરીયા તો ચાલુ જ હોય કે હુ અહીં નહિ રહી શકુ. શાંતિ સમાધિ વધી કે ઘટી ? હે માનવી ! પગલું મૂકતા વિચાર કર કે આ પગલુ પ્રશસ્ત છે કે અપ્રશસ્ત ? તે પગલું ભવિષ્યનુ સુખ સર્જે છે કે દુઃખ ? પગલે પગલે જે પ્રતિકૂળતા આવે છે તે પૂર્વે વાવેલા ઝેરનાં બીજ છે અને તે કરેલા કર્મના વિપાક ભોગવી રહ્યો છે. ભોગવ્યા વિના છૂટકો નથી. હસતાં ભોગવવાં અને રડતાંય ભોગવવાં કર્મે તમારા ઘેર ઉતારા કર્યા છે. હવે એનું દેણું હસ્તે ચહેરે ચૂકવી દીઓ તો

નવું પાપ નહિ બધાય. ધર્મનું શરણું લીઓ તો સાચી શાન્તિ મળશે ધર્મ પણ કહે છે કે ભાઈ! મારૂં શરણું લીઓ તો દુઃખ વખતે મુંઝવણ નહિ થાય. વર્તમાનમાં શાન્તિ અને ભવિષ્યની પણ શાન્તિ. સંસાર કલેશનું કેન્દ્રસ્થાન છે.

**સંસાર કલેશનું કેન્દ્રસ્થાન છે રે!**
**ચાલતા રગડા ઝઘડા થાય (૨)....સંસાર**

**હોળી હૈયામાં ભડભડતી બળે રે,**
**આખું ગૃહજીવન હોમાય (૨)....સંસાર**

સંસારમાં હાલતા ને ચાલતા એકસીડેન્ટ થાય હૈયામાં હોળી તો સળગતી જ હોય. પેલી હોળી તો બાર મહિને એક વાર આવે પણ આ હોળી તો રોજે રોજ. સાસુ-વહુના રોજ ટંટા ચાલતા હોય. એજ સાસુ ગાણા ગાઇ ગાઇને વહુને લાવી છે હવે શા માટે માથાં કૂટે છે? હવે દીઠીએ શા માટે નથી ગમતી? દીકરાને પરણાવ્યો ત્યારે ઊલળી ઊલળીને ગાતી હતી- 'સૂરજ ઉગ્યો રે કેવડીઆની ફડશ કે વેણલાં ભલે વાયાં રે' પછી તો વાણું વાયા વિના રહે કે ઝઘડો થયા વિના રહે. બૈરી કહે, મારાથી આ ઘરમાં નહિ રહેવાય. મને કોઈ કહે કેમ?

જો બૈરીનું ઉપરાણું લઈને બોલે તો મા કહે કે, બાયલો છે અને માતાનું ઉપરાણું લે તો બૈરી કહે, માવડીઆ છો. એટલે બિચારા પુરુષના તો ભોગ. તેની સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી સહનશીલતાના અભાવે આ બધું થાય છે. ધાર્યું ન થાય તો કાંતો છાંટે ચ્યાસ્તેલ, કાં કૂવે પડે. આમ મા-દીકરા વચ્ચે, સાસુ-વહુ વચ્ચે, સ્ત્રી-પુરુષ વચ્ચે, બાપ-બેટા વચ્ચે કલહની હોળી

સળગતી હોય છે. તેવા ધગધગતામાં કૂદકા મારીને પડો છો! અહીં ખરી શાંતિનું સ્થળ છે છતાં ત્યાં આવતા પગ ભારે થઈ જાય છે. સંઘમાં જમણવાર હોય ત્યારે તો હજારો માણસોની મેદનીમાં થાળી–વાટકો લઈને જતાં શરમ ન થાય, પણ ઉપાશ્રયે જતા જ બધાં બાનાં સૂઝે.

**ઉપાશ્રયે જાતાં તારા પગ પાછા થાય;**
**જમવાનું હોય ત્યાં તો દોડયો દોડયો જાય.**

**મૂરખા મનમાં વિચાર, દીવામાં દીવેલ ખૂટયું થોડી છે વાટ, માથા ઉપર મરણ ભમે, કોપી રહ્યો કાળ. મૂરખ મનમાં વિચાર...**

હે મૂરખ! જરા વિચાર કર ઉપાશ્રયમાં આવતાં પગ ભારે કેમ થઈ જાય છે? આવે અને ગુરુરાજ બાધા લેવાનું કહે તો કહે કે 'ના' એ મારાથી નહિ થાય. ડૉકટર ના કહે તો ન ખાય. તમે દર્દથી ઘેરાઈ ગયા છો તેથી અમે તમને ડોઝ આપીએ છીએ, તો તમને કડવો કેમ લાગે છે? મોત માથે ભમી રહ્યું છે. મોત કયારે આવશે તે કહી ન શકાય. દીવામાં દીવેલ ખૂટી ગયું છે માટે હવે ચેતવા માંડો. સમજવા માડો. મરવું તો ચોકકસ છે તો પછી પાછળ સૌ યાદ કરે એવું જીવન જીવીને મરોને! તમે જગતને આધારભૂત છો કે ભારભૂત?

શિવાનંદા, આનંદને પરમેશ્વરતુલ્ય માને છે. તેની આજ્ઞામાં અનુરકત છે. જે માણસ આજ્ઞાંકિત હોય તેને પૂછવુ નથી પડતું કે તમને મારા પર પ્રેમ છે? પાત્રતા હોય તો પ્રેમ હોય જ. જે '**इंगियागार संपन्ने**' હોય તેના પર પ્રેમ હોય જ. લાયકાત

કેળવો તો આખું જગત તમને ચાહનારૂ બનશે. ગાંધીજી કેટલાના સગા હતા? તેમના મૃત્યુના સમાચાર સાંભળતાં કેટલાયને મૂર્છા આવી ગઇ. કોઇ હિંદી માણસ પરદેશ ગયો હોય તો પરદેશી પૂછે, તમે ગાંધીજીના દેશમાંથી આવ્યા છો? તમે ગાંધીજીને જોયા છે? ધન્ય છે તમને!!!

સૌની સાથે પ્રેમ રાખતા શીખો. એકબીજા વચ્ચે ઝેરી બીજ ન વવાય, તેને માટે બન્નેએ સાવચેત રહેવું. એક પરિણિત સ્રી સિવાય દુનિયાભરની તમામ સ્રીઓને માતા માનો. સ્રીને પણ વિષય ભોગનુ સાધન નહિ પણ ધર્મપત્ની સુખદુઃખમાં ભાગ લેનારી, સદા પતિનું હિત ચિંતવનારી, સવળે માર્ગે લઇ જનારી, પરમ પવિત્ર દેવી માનો. આમ હોય ત્યાં શાંતિ–સમાધિ હોય છે. આજે તો જગતમાં દેખાદેખી વધી ગઇ છે. પતિની ગમે તે સ્થિતિ હોય તો પણ મારે ઘરચોળું જોઇશે જ આજે તો કૃત્રિમતા અને દેખાદેખીનો આરો વારો નથી. સહજતા, સ્વભાવિકતા ઊડી ગઈ છે અને ફંદમાં ફસાઈ ગયા છો.

પાચ ઇન્દ્રિયના કામભોગ મળે છે તે પુણ્યોદય છે પણ તેમા આસક્ત રહે તે પાપ છે. અનાસકત ભાવે રહેવું તે • ઉત્તમ છે. વિશ્વપ્રેમ કેળવતા શીખો. તારૂં તે તારૂં અને મારૂં તે મારૂ, એમ રાખશો તો અંતર વધી જશે. ફાટેલો સાડલો તરત નહિ સાંધો તો તે વધુ ફાટતો જશે એક બીજા, એક બીજાનું ખરાબ બોલે પણ આ બધું સંસારવર્ધક છે. રાગદ્વેષ, સ્વચ્છંદને છોડી, વીતરાગને પંથે પડો. વીતરાગે માર્ગ બતાવ્યો છે પણ તે માર્ગના મર્મ તો ગુરુના હૈયામાં છે. મર્મ સમજાય

સમજાય તો ત્રિપુટીનાં તાળાં ઊઘડી જાય. માટે સત્સગ કરો, કુસંગ છોડો, કષાય ન થાય તેવું વર્તન રાખો, સહનશીલતા રાખતાં શીખો. મોક્ષ જોઇતો હશે તો તેને આ કાર્ય કરવું પડશે.

વિશેષ અધિકાર અવસરે

---

## વ્યાખ્યાન ૧૨ મું.

### સવત ૨૦૧૪ના અષાડ વદ ૯ ને બુધવાર તા. ૯-૭-૫૮

અહી ઉપાસકદશાગ સૂત્રનો અધિકાર ચાલે છે. આનંદ શ્રાવકને શિવાનદા નામની ભાર્યા છે. **तस्सणं आणंदस्स गाहावइस्स सिवानंदा नाम भारिया होत्था। अहीण जाव सुरूवा। आणंदस्स गाहावइस्स इट्ठा। आणंदेण गाहावइणा सद्धिं अणुरत्ता अविरत्ता इट्ठे सद्दे जाव पञ्चविहे माणुस्सए कामभोए पच्चणुभावेमाणे विहरइ।**

શિવાનદા સ્વરૂપવંતી, પતિની વિચારધારાને અનુલક્ષીને ચાલનારી છે. એનુ મન હોય ત્યા આનુ તન વળે છે કોઈ દિવસ ખટખટાટ નહિ રથના બે પૈડાં ચાલવા જોઇએ તેમ ચાલે છે. પાંચે ઇન્દ્રિયના કામભોગ મળ્યા છે.

કામભોગ ત્રણ પ્રકારના છે. દેવના, મનુષ્યના અને તિર્યંચના. દેવની દેવાગના, મનુષ્યની મનુષ્યાણી અને તિર્યંચની તિર્યંચાણી. પહેલા, બીજા દેવલોક સુધી જોડકાં છે. ઉપર એકલા દેવ છે જગતના જીવો કામભોગમા આસકત થઇ કર્મ બાંધે છે,

કેળવો તો આખું જગત તમને ચાહનારૂં બનશે ગાંધીજી કેટલાના સગા હતા ? તેમના મૃત્યુના સમાચાર સાંભળતાં કેટલાયને મૂર્છા આવી ગઇ. કોઇ હિંદી માણસ પરદેશ ગયો હોય તો પરદેશી પૂછે, તમે ગાધીજીના દેશમાંથી આવ્યા છો ? તમે ગાંધીજીને જોયા છે ? ધન્ય છે તમને ! ! !

સૌની સાથે પ્રેમ રાખતા શીખો. એકબીજા વચ્ચે ઝેરી બીજ ન વવાય, તેને માટે બન્નેએ સાવચેત રહેવું. એક પરિણિત સ્રી સિવાય દુનિયાભરની તમામ સ્રીઓને માતા માનો. સ્રીને પણ વિષય ભોગનુ સાધન નહિ પણ ધર્મપત્ની સુખદુઃખમાં ભાગ લેનારી, સદા પતિનુ હિત ચિંતવનારી, સવળે માર્ગે લઇ જનારી, પરમ પવિત્ર દેવી માનો. આમ હોય ત્યાં શાતિ–સમાધિ હોય છે. આજે તો જગતમાં દેખાદેખી વધી ગઇ છે. પતિની ગમે તે સ્થિતિ હોય તો પણ મારે ઘરચોળું જોઇશે જ આજે તો કૃત્રિમતા અને દેખાદેખીનો આરો વારો નથી. સહજતા, સ્વભાવિકતા ઊડી ગઈ છે અને ફંદમાં ફસાઈ ગયા છો.

પાંચ ઇન્દ્રિયના કામભોગ મળે છે તે પુણ્યોદય છે પણ તેમાં આસક્ત રહે તે પાપ છે. અનાસક્ત ભાવે રહેવું તે ઉત્તમ છે. વિશ્વપ્રેમ કેળવતા શીખો. તારૂં તે તારૂં અને મારૂં તે મારૂ, એમ રાખશો તો અંતર વધી જશે. ફાટેલો સાડલો તરત નહિ સાંધો તો તે વધુ ફાટતો જશે. એક બીજા, એક બીજાનું ખરાબ બોલે પણ આ બધું સંસારવર્ધક છે. રાગદ્વેષ, સ્વચ્છંદને છોડી, વીતરાગને પંથે પડો. વીતરાગે માર્ગ બતાવ્યો છે પણ તે માર્ગના મર્મ તો ગુરુના હૈયામાં છે. મર્મ સમજાય

આચારાંગ અધ્ય ૧ ઉ. ૫ મા ભગવાન કહે છે, " **उड्ढं अहं तिरीयं पाईणं पासमाणे रूवाइं पासइ, सुणमाणे सद्दाइं सुणेइ, उड्ढं अहं तिरीयं पाईणं मुच्छमाणे रूवेसु मुच्छति ।** " ઊંચી, નીચી, તિરછી દિશામાં જુઓ તો રૂપ દેખાય છે, સુણો તો શબ્દ સુણાય છે. મૂર્છાય તો રૂપમાં મૂર્છા પામે છે રૂપાદિ જ્ઞેય પદાર્થ છે. જ્ઞાતા આત્મા છે, જ્ઞાનવડે જ્ઞાતા જ્ઞેયને જુએ છે સ્વચ્છ અરીસામાં ઘડાનુ પ્રતિબિંબ દેખાય છે અને ઘડો ફૂટી જાય તો ટુકડા પણ અરીસામાં દેખાય છે પણ તેથી એટલે જ્ઞેયના ટુકડે, જ્ઞાનના ટુકડા થતા નથી. ઘડો ફૂટતા અરીસાના ટુકડા થવાના નથી. જ્ઞેય પદાર્થ સમયે સમયે પલટાય છે. હે ચેતનરાજ ! દૃશ્યમાન પદાર્થને તુ તારા જ્ઞાન વડે જો છ દ્રવ્યમા જ્ઞાન ચેતનમાં જ છે. રાગદ્વેષ કરીશ નહિ. જેટલા રાગ, દ્વેષ, મોહ, તેટલા નિવિડબંધ થાય છે.

સમ પરિણામ રાખે તે જ વીતરાગ. વીતરાગ જ સુખી છે. પ્રકૃતિ અને પ્રદેશ બંધ તે યોગના ઘરના છે, સ્થિતિબંધ અને અનુભાગબંધ તે કષાયના ઘરના છે લોટ, ગોળ જેવો યોગ છે ઘી જેવું ચિકાશવાળુ કષાયનુ કાર્ય છે. જેટલો તીવ્ર કષાય તેટલો વધારે બંધ પડે છે ભગદર થયું હોય તેનુ ક્ષેત્રફળ નાનુ પણ વેદના ઘણી તીવ્ર હોય છે તે રસ કષાયમાંથી પડે છે. પોતાના જ કર્યા કર્મ, હસી હસીને બાંધ્યા, તે રોતાં પણ છૂટે તેમ નથી

સનતકુમાર ચક્રીને ૭૦૦ વર્ષ સુધી રોગનો તીવ્ર ઉદય રહ્યો. પણ તે રોગે તેને ચેતવ્યો ૮૪ લાખ હાથી, ૮૪ લાખ

ઘોડા, ૯૬ ક્રોડ પાયદળ, ૮૪ લાખ રથો, ૧૬ હજાર દેવો અને ૩૨ હજાર દેશોના સ્વામી ઊંઘમાંથી જાગૃત થયા. દેહનુ અભિમાન ટાળી સંયમ પંથે પડયા. દવાનાં સાધનો મોજુદ હતાં, છતાં કદી ઉપયોગ કર્યો નથી. લબ્ધિ, રોગ ટાળવાની પેદા થઇ છે, છતાં તે રોગ દૂર કરતા નથી. આજે કેટલાય માણસોને પોતાના દેહનાં અભિમાન હોય છે. "મને તો પથરાય પચી જાય, અમારે હોસ્પિટલનું બારણું જોવું ન પડે." પણ **धिज्जं, विसासियं** માન્યું છે ને! દેહ ક્ષણિક છે. તે કયારે પલટાશે તે કહી શકાતું નથી. સારો સાજો હોય ને લકવા, પક્ષઘાત થાય છે. તે રોગ કયાંથી આવ્યો? દર્દીઓને જોઈ કાંઇ દિલમાં થાય છે? એવાં કર્મો તારી પાસે છે કે નહિ?

દેહની અગવડતા ઊભી થઇ તે કરનાર કોણ? અને તે વખતે કોઈ સેવાનો કરનાર ન મળે અથવા પાસે રહેનારા માણસો કહે, કે હવે આ કયારે મરે ને કયારે એ અને અમે બેય છૂટીએ? આવા શબ્દો જ્યારે કાનોકાન સંભળાતા હોય ત્યારે કેવો સમભાવ રહે? સમભાવ રહેવો ઘણો દુષ્કર છે. ક્રોધ, માન, માયા, લોભ, આસક્તિ અને અણછાજતી અદેખાઇ, પરસ્પર કંકાસ, ઝઘડા, ખોટી બદનામી, બીજાને છેતરવાની ભાષા, એવી તારી કાર્યવાહીથી તેં ઘણાં પાપ બાંધ્યાં છે. હવે સમજણ કર. સમજણના ઘરમાં આવ્યા સિવાય છૂટકો નથી. જેટલે અંશે રાગ-દ્વેષ ન થાય તેટલે અંશે વીતરાગતા પ્રગટે. વીતરાગ જેવું દુનિયામાં કોઈ સુખી નથી. વીતરાગીને જે સુખ છે તે સુખ ચક્રી, ઈન્દ્ર કે અહમિન્દ્રને નથી. જ્યારે જીવ સમજણના ઘરમાં આવશે, પોતાના દોષ પોતે જોશે અને કાઢશે, ત્યારે જ અનંતા કર્મની નિર્જરા થઈ

જશે અને સત્તામાં પડેલાં કર્મ નાશ પામશે. કર્મ નાશ પામશે એટલે રોગ તો નાશ પામેલા જ છે. કમાણી પોતાને કરવાની છે. આ મનુષ્યપણું કાયમ તો રહેવાનુ નથી તો થોડા ટાઈમમાં ઘણો પાક લઈ લીઓ જેટલો પરમાથી હટી સ્વમાં આવે તેટલો મોક્ષ નજીક.

ઇંદ્રિયોના આશ્રયથી બધાયેલા કર્મ, પાંચે ઇન્દ્રિયોના સંવરથી, મન–વચન–કાયાના યોગ કબજે કરવાથી, તે કર્મનો નિકાલ થઈ જાય છે. તું જ્ઞાતા છો સામો પદાર્થ જ્ઞેય છે. જ્ઞેય પદાર્થની કિંમત કરે છે પણ જ્ઞાતાની તો કિંમત કર. આપણા જ્ઞાન દ્વારા ચારે ગતિનુ ભ્રમણ શી રીતે થાય છે તે જણાય છે. આવા કિંમતી જ્ઞાન સ્વભાવને છોડી કષાયમા શા માટે જાઓ છો ? આત્મા જ્ઞેયને પોતાનુ સ્વરૂપ માને છે તે જ અજ્ઞાનતા છે ઇંદ્રિયો બંધનું કારણ નથી. રાગદ્વષ બંધનું કારણ છે.

> "ભાવકર્મ નિજ કલ્પના. માટે ચેતનરૂપ;
> જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડ ધૂપ"
>
> –આત્મસિદ્ધિ

ઇષ્ટ–અનિષ્ટ બુદ્ધિ કરે છે, તેથી જ રાગદ્વેષને ભાવ કર્મ કહેલ છે. ભાવકર્મ અરૂપી છે તેનાથી દ્રવ્યકર્મ બંધાય છે. નિમિત્તો ગમે તેવાં હોય, પણ સહન કરવું તે તારો ધર્મ છે અણગમતાં આવી પડે, ગમતા નાશ થાય એવું આખી જીંદગીમા અનેકવાર આવી પડે, છતાં "**खन्ति खमे**" ક્ષમાથી સહન કરી લેવું તે જ તારો ધર્મ છે તું એમ માન કે આ મારાં પૂર્વે કરેલાં કર્મ છે કર્મની શક્તિ કરતાં તારી શકિત અનંતગણી છે ઇન્દ્રિયોમાં સુખ માનીને ઊંધો ચાલ્યો ઇન્દ્રિયાધીન સુખ માન્યું પણ તે સાચુ સુખ નથી.

તારી માન્યતાથી સોનું કાંઈ પિત્તળ ન થઈ જાય. સોનું સોનાના ભાવે વેચાશે, પિત્તળ કદિ સોનાના ભાવે નહિ વેચાય હલકો હલકાના ભાવે ને સારો સારાના ભાવે જગતમા ખપાય સારા જ હોય અને ખરાબ ન હોય એવું ન બને પણ સારાની સામે ખરાબ હોય ત્યારે જ સારાની કિંમત થાય છે.

ભગવાન મહાવીરની સામે ગોશાળો હતો. ગોશાળાએ ભગવાન મહાવીરની આશાતના કરી. પહેલેથી એનો ઇરાદો ભગવાનને ખોટા પાડવાનો હતો પ્રભુની દીક્ષા પછી બીજે વર્ષે તે ભેગો થયો. છ વર્ષ સુધી સાથે રહ્યો. વિહાર કરતા ચાલ્યા જાય છે; ત્યાં એક તલનો છોડ જુએ છે. તે કહે છે હે ભગવાન! આ તલના તણસલામા કેટલા તલ થશે? પ્રભુ કહે છે – સાત જીવ. ફૂલના ચવીને તલપણે ઉત્પન્ન થશે. પ્રભુ આગળ ચાલ્યા જાય છે ગોશાળે પાછળથી છોડવો ઊખેડી નાખ્યો. એટલામાં વાદળી ચડી આવી. વરસાદ થયો અને ગાયના પગની ખરીથી તે છોડ પાછો જમીનમાં રોપાઇ ગયો. થોડા વખત પછી જ્યારે પાછા વળે છે ત્યારે તે છોડને જોઇને ગોશાળો પૂછે છે આમાં તલ કેટલા થયા છે? પ્રભુ કહે, સાત દાણા છે. તેજ છોડના સાત દાણા તેણે જોયા ત્યારે આશ્ચર્યચકિત થઇ ગયો. ભગવાનનાં વચનને ખોટાં પાડવા પ્રયત્ન કર્યા છતાં તે વચનો ખોટાં પડયાં નહિ, તે વખતે એવા તીર્થંકર દેવ અને તેમના અતિશયો હતા. આજે તો તીર્થંકરના અંશ માત્રનુ ય પુણ્ય નથી તેવું સુખ જોઇએ છે તો કયાંથી મળે? તીર્થંકર એટલે તો –

यः शान्तरागरुचिभिः परमाणुभिस्त्वं,
निर्मापितस्त्रिभुवनैकललाम भूत ।

**तावन्त एव खलु तेऽप्यणवः पृथिव्याम्,**
**यत्ते समानमपरं नहि रूपमस्ति ॥**

ભક્તામર. ૧૨

હે ભગવાન! તમારૂ શરીર કેવું છે? શાંતરાગ રુચિના પરમાણુઓથી ભરેલું છે. શાંતિનુ જ વાતાવરણુ છે પણ શાંતિ ન લીએ તેમાં અપરાધ કોનો? આવા ભગવાનના નિમિત્તે ઘણા જીવો કલ્યાણુ સાધી ગયા. ૧૪ હજાર સાધુ, છત્રીસ હજાર સાધ્વી, પ્રભુના સાનિધ્યમાં રહી સમ્યગ્દર્શનની આરાધના કરી કોઇ તે જ ભવે, કોઇ ત્રીજે કે પંદર ભવે મોક્ષ જશે. હે નાથ! તમારામા આ પરમાણુ એકઠાં થયાં છે. હુ માનું છું કે ત્રણ ભુવનમાં શણુગાર રૂપ તમારૂં શરીર છે. શાંત પરમાણુ પૃથ્વી પર હતાં તે બધા તમારામાં નિર્માણ થયા છે. એટલે આપના જેવું રૂપ બીજે કયાંય જોવામાં આવતું નથી આવા શાત વાતાવરણમા વસવા છતાં, સુધરવું કે ન સુધરવું તે પોતાના હાથની વાત છે કષાય વધારે એટલો બધ વધારે ગમે તેવા સંયોગો આવે તો-પણ ખમી ખાતાં શીખો. જેટલી સમાધિ તેટલી શાંતિ. અસમાધિથી દુઃખ ઊભાં થાય છે. સસાર વહાલો છે તેનાથી મોક્ષ કયાય દૂર રહી જશે. સંસારમાં ખડભડાટ છે તેમાં રહી, સાધના થવી મુશ્કેલ છે. પણ સમ્યગ્જ્ઞાનનો દીવો ઝગતો હશે તો અજ્ઞાનનો અંધકાર ઊડી જશે પુરુષાર્થ પોતાનો જોઇશે. મહાન્ પુરુષોએ આ માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલશે તેનું કલ્યાણ છે કલ્યાણ માટે સહનશીલતા કેળવવી પડશે

આનંદ ગાથાપતિની સ્રી શાંત છે. ખડભડાટ ન થાય તેમ તેના આત્માને જાળવે છે. દરેક સંયોગમા સમતોલપણું

જાળવી રાખે છે. પરિણામને બગડવા દીએ તેવું વાતાવરણ ઊભું નથી કરતાં, શિવાનંદા શીલવંતી છે પોતાનો આત્મા પતિને અર્પણ કરી દીધો છે તેના સુખે સુખી અને દુ:ખે દુ:ખી છે. આનંદ પણ માને છે કે આ મને સન્માર્ગે ચડાવશે ખરી સ્ત્રી મરણ વખતે પણ આત્માનુ ન બગાડે. મરણ વખતે પણ બોધ આપે કે શરીર નાશવંત છે. આ બધું ક્ષણભંગુર છે માટે પરમાં જશો નહિ, આ સબંધ એક ભવ પૂરતો છે આવું સમજાવી સ્થિર કરે ઘણા પુણ્યના ઉદય હોય તો આવી સ્ત્રી મળે શિવાનંદા શીલવતી છે. **नारी सोहंती सुशीलवंती** પરપુરુષને સ્વપ્ને પણ ન ઇચ્છે જેના ગુણ એકદમ ઊઘડયા છે, ફૂલ્યા ફાલ્યા છે તેને સ્વરૂપના દર્શનની ઝંખના જાગી છે. આજે તો પુરુષ કહેશે કે મારી સ્ત્રી ઘરમાં શા માટે રહે? પુરુષને સ્ત્રી મિત્ર અને સ્ત્રીને પુરુષમિત્ર જોવામા આવે છે. આજના સહ શિક્ષણનું પરિણામ કયારેક ભયંકર આવે છે. જીવન બરબાદ થઈ જાય છે. હાલવા, ચાલવા કે બેસવાનો પણ સયમ નથી

**'नो इत्थीपसुपंडग संसत्ताइं सयणासणाइं सेवित्ता'**

બ્રહ્મચારીએ તો એકાતમાં રહેવાય નહિ. તમે માનો છો કે બાળકને કેળવણી આપીએ છીએ પણ કેળવણી નહિ, કોળવણી અપાય છે.

અમર્યાદિત વ્યવહાર ન હોવો જોઇએ. સગાભાઈ સાથે વાત કરતા હોય તો પણ દૃષ્ટિ તો પગના અંગૂઠા પર હોવી જોઇએ. પ્રેમની ગલ્લી સાંકડી છે તેમા એકને સ્થાન હોય, બેને નહિ. પતિવ્રતા સ્ત્રીને એકજ પતિ હોય તેનું મન બીજે ભમતું ન હોય. સતી સ્ત્રીઓએ શિયળ ખાતર પ્રાણના બલિદાન આપ્યા છે.

કોઈ એક નગરમાં જાદવજીભાઈ નામના શેઠ છે, તે રાજાને મોદીખાનુ પૂરૂં પાડે છે. શેઠ સદાચારી, ન્યાયવાળો છે કાળા બજાર કરતો નથી. આવી સત્યપ્રિયતાથી તેનો ધંધો ફાલ્યો–ફૂલ્યો છે. આ જોઈ બીજા વેપારીઓને ઈર્ષ્યા થવા લાગી. એક સારાની પાછળ નબળાઓ તો સદાને માટે હોય જ ગાંધીજીએ જ્યારે દેશને ગુલામીમાથી મુકત કરવા તનતોડ મહેનત કરી અને દેશ સર કરવાનો ટાઇમ આવ્યો ત્યારે 'ઝીણો' પાકયો અને પાકિસ્તાન લીધું અને દેશના ભાગલા પડાવ્યા. ભગવાન મહાવીર સામે ગોશાળો અને ગજસુકુમાર સામે સોમિલ. આવા ઉગ્ર નિમિત્તો મળવા છતાં પણ પોતાની સ્વરૂપસ્થિત દશા છોડીને રાગદ્વેષ કર્યા નહિ તો જ મોક્ષને પામી શકયા.

**'સજ્જન તજે નહિ સજ્જનતા, દુર્જન તજે ન વેર;**
**સાકર તજે નહિ મધુરતા, સોમલ તજે ન ઝેર.'**

સજ્જન, સજ્જનતા છોડે નહિ, દુર્જન, દુર્જનતા ન છોડે શેરડી કહે છે, તમે મને પીલશો તોય હું તો તમને રસના ઘૂટડા જ આપીશ. ચંદન કહે છે, મને કુહાડેથી કાપો, પથ્થર સાથે ઘસો કે અગ્નિથી બાળો તોપણ હુ સુગંધ જ આપીશ. અગરબત્તી, દેહનુ બલિદાન આપી વાતાવરણ સુગંધમય કરી મૂકે છે. સજ્જનને, ભૂલથી પણ છેડશો તોય એના તરફથી તમને સુવાસ જ મળે છે. આપણામાંથી શું નીકળશે ? એકેન્દ્રિય જેવા ગુણો આપણામાંથી નીકળશે ખરા ? જ્યારે દુર્જન માણસોની આડા ઊતરશો તોય તે હેરાન કરશે.

આવા દુર્જન માણસોએ જાદવજીભાઇને હેરાન કરવા માટે રસ્તો પકડયો પણ કોઇ રીતે ફાવતા નથી. કેટલાક માણસો

મનના એવા મેલા હોય છે કે કોઈનું સુખ જોઇ શકવા જેટલી પણ તેની તૈયારી હોતી નથી. ઈર્ષ્યાની આગ ભભકતી હોય છે. વગર અગ્નિએ બળી રહ્યા છે. જ્યારે વરસાદ પડે છે અને આખી ધરતી પર હરિયાળાં લીલાંછમ ખેતરો છવાઇ જાય છે ત્યારે આ લીલી ધરતી જોઈને જવાસો બળી જાય છે. તેમ જાદવજીભાઇનું સુખ જોઇને ઘણાને ઇર્ષ્યા થતી

**'सुखायते तीर्थंकरस्य वाणी, भव्यस्य जीवस्य न चेतरस्य,**
**सुखायते सर्ववनस्य मेघो, जवासा कस्येव सुखायते न.**

પ્રભુની વાણી દુઃખનો નાશ કરનારી, વિઘ્નની હરનારી, શાન્તિની કરનારી, અવ્યાબાધ પરમસુખને આપનારી એવી અપૂર્વ વાણી અભવ્ય જીવોને કે દુર્ભવ્ય જીવોને નહિ સોહાય, ગળે નહિ ઉતરે. નાટક, ચેટક, સિનેમા, ગાનતાન, બધું ગમશે પણ સુધારસ સમાન, શીતળતાની કરનારી, તન–મનના તાપને હરનારી, ભવસાગર તારનારી, એવી વાણી એમના હૈયામાં સ્થાન લઇ શકતી નથી, તેમ જાદવજીભાઇના ગુણો, ઇર્ષ્યાળુના હૃદયમાં સ્થાન લઇ શકયા નહિ. છેવટે તેને દુઃખી કરવા માટે રાજા પાસે તેની સ્રીનાં ભારોભાર વખાણ કર્યાં.

**“ કમળા તણા રોગથી જેનાં, નેત્ર પ્રભુ ! પીળાં રહે;**
**તે સાફ ધોળા શંખને શું, પીત–વરણો નહિ કહે ? ”**

સફેદ, ઊજળો શંખ પણ કમળાના રોગવાળાને પીળો જ દેખાશે તેમ સદ્‌ગુણી સુશીલા કે જે જાદવજીભાઇનાં પત્ની હતાં, તેના ગુણો ઇર્ષ્યાળુ જોઇ શકયા નહિ. ઈર્ષ્યાની આગ જ એવી છે કે તે કોઇના ગુણો નજરે પડવા દેતી જ નથી. રાજાને તો

દુર્જનોના કહેવાથી આંચકી ઉપડી. મોહને વશ થઈ પરસ્રીને પોતાની કરવા અનેક સંકલ્પ-વિકલ્પની હારમાળાઓ ચાલી. પરસ્રીના ચારોને ક્યાંય ધર્મમાં દિલ ચોટતું નથી. રાત્રિ-દિવસ ઊંડા નિસાસા મૂકે છે. રાજાની દાનત બગડી. ફરજ ચૂકે છે. કોઇની બેન-બેટીની લાજ લૂંટાતી હોય તો રાજાએ પ્રાણના ભોગે તેનું રક્ષણ કરવું જોઇએ. તે કર્તવ્ય ચૂકી જઇને પરસ્રીમાં લંપટ બન્યો અને વિચારે છે કે જાદવજીભાઇ હશે ત્યા સુધી કાંઈ નહિ થાય અને જો બહારગામ માલ લેવા મોકલું તો સુશીલા મારે હાથ આવે. બીજે દિવસે જાદવજીભાઇને બોલાવ્યા અને કહે કે તમારે માલ લેવા બહારગામ જવાનુ છે. તે સાંભળી શેઠ વિમાસણમાં પડ્યા કે માલ તો સારો આવે છે, છતાં મને મોકલવાની શી જરૂર ? રાજા કહે "ના, તમારે પોતાને જ જવાનું છે." શેઠને થયું કે રાજાની વાણી આવી કદી ન હોય, આમાં કંઇક ભેદ લાગે છે, છતાં તેણે ગામ જવાનુ સ્વીકાર્યું. ઘેર આવી સુશીલાને વાત કરી. સુશીલા કહે, તમે જરાય ચિંતા કરશો નહિ પ્રાણના ભોગે પણ હું મારા શિયળનું રક્ષણ કરીશ. આ નારીરત્ન છે. બીકણ નથી. શેઠને કહે, તમે તમારે ખુશીથી જાઓ શેઠ રવાના થયા. દિલમા સંપૂર્ણ વિશ્વાસ છે. આજના જેવી નથી, કે ન બન્યું એટલે છૂટાછેડા.

રાત થઈ એટલે રાજા આવ્યો. સુશીલાને તો ખબર જ હતી એણે બારણું ખોલ્યું. રાજાએ આકર્ષક વસ્રો પહેર્યાં છે. ઇન્દ્રિય સુખમાં બેફામ બન્યો છે. આત્મભાન ભુલાઇ ગયું છે પરસ્રીની લગની લાગી છે.

સુશીલાએ તો એનું આદરપૂર્વક સન્માન કર્યું. બેસવાનો

ઢોલિયો ઢાળી દીધો. કહે છે, ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય, કે આપ આજ મારા આંગણે પધાર્યા. સ્ત્રી, રાજાએ કલ્પના કરી હતી તેથી પણ અધિક સુંદર છે. તેને મનમાં થયું કે આ સ્ત્રી મળી તેને તો ધન્ય છે. અજ્ઞાની જીવો એમ માને છે કે– હાથમાં આવેલા કામભોગો ભોગવી લેવા, ભવિષ્યની કોને ખબર છે? અજ્ઞાનીની દૃષ્ટિમાં એક વર્તમાનકાળ જ દેખાય છે. જ્ઞાનીની દૃષ્ટિમાં ત્રણેકાળ. અન્ય ધર્મીઓ પણ કહે છે કે પરસ્ત્રીના સંકલ્પ કરે ત્યાં ડગલે–ડગલે પાપ છે અને કરેલાં કર્મનુ ફળ ભોગવવું પડશે.

સુશીલા કહે છે :– રાજાજી! બેસો રાજાએ પોતાની ક્લિષ્ટ ભાવના વ્યક્ત કરી. બાઇ વિચારે છે કે આની સાન ઠેકાણે લાવવી જોઇએ. એણે કહ્યું– રાજાજી! આપ બેસો. હું દૂધ બનાવીને પછી આવું છું. રાજાને તો મનમાં હતું કે સુશીલા પ્રથમ તો બારણું જ નહિ ખોલે, એના બદલે આટલો સત્કાર જોઇને એ મનમાં આનંદ અનુભવતો હતો કે આ સ્ત્રી હવે જલદી મારે તાબે થઇ જશે

સુશીલા દૂધ બનાવીને જુદા જુદા રંગના પાંચ પ્યાલામાં લાવી દૂધ એક જ ગ્લાસમાં સમાય તેમ છે, છતાં આને જુદા જુદા ગ્લાસમાં કેમ ભર્યું હશે, એમ રાજાને પ્રશ્ન થયો તેણે વારાફરતી ગ્લાસનું દૂધ પીધું. દૂધનો સ્વાદ તો સરખો જ છે. સુશીલા કહે :– રાજાજી! સ્વાદમા કાંઇ ફેર પડયો? રાજા કહે, ના, પ્યાલાના રંગમાં જ ફેર છે. તો રાજાજી તમે અહીં આવ્યા છો, પણ જરા વિચાર કરો કાળા–ધોળા, એ ઉપરના રંગમાં ફેરફાર હોય એથી શું? પણ સાત ધાતુ તો બધાની સરખી જ હોય. તમે તો અમારા રક્ષક કહેવાઓ, પરદુઃખભંજન છો અને તમને આ ભાવના

થઇ? રાજા તો સ્થિર થઇ ગયો! મનમાં પશ્ચાત્તાપ થયો અને ઊભા થઇ સુશીલાની માફી માગી અને ઘર તરફ રવાના થયો. બીજે દિવસે જાદવજીભાઇને બોલાવી લીધા રાજાએ પોતાની ભૂલ, શેઠ પાસે કબૂલ કરી અને સુશીલાને ધન્યવાદ આપ્યો. શેઠને કહ્યું, ધન્ય છે! તમને, કે આવું નારીરત્ન સાંપડયું છે.

શિવાનંદા પતિવ્રતા હતી તેનામાં સહજતાથી ઘણા ગુણો પ્રગટેલા હતા. આવાં નારીરત્નો ભારતભૂમિમાં ઘણાં થઇ ગયાં છે. પ્રભાતમાં પણ આવી સતીઓનાં નામ લેવાય છે. શા માટે? એના સતીત્વગુણને લીધેજને? આ શિવાનંદા સમાજમાં સ્થંભરૂપ છે. આવી સતી સ્ત્રીઓ બાળકોમાં પણ સુસંસ્કાર રેડી તેને આદર્શ બનાવે છે.

---

## વ્યાખ્યાન ૧૩ મું

### અષાડ વદ ૧૦ ગુરૂવાર તા. ૧૦-૭-૫૮

અહી ઉપાસકદશાગ સૂત્રના પહેલા અધ્યયનમા આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. તે આનંદ શ્રાવકની શિવાનદા નામની સ્વરૂપવંતી ભાર્યા છે. સંસાર સંબંધીનાં વૈભવસુખ ભોગવતાં કાળ પસાર કરે છે.

**तस्सणं वाणियगामस्स वहिया उत्तरपुरच्छिमे दिसीभाए एत्थ णं कोल्लाए नामं सन्निवेसे होत्था, रिद्ध-त्थिमिय जाव पासादीए ॥४॥**

તે વાણિજ્ય ગામમાં ઇશાન ખૂણામાં કોલ્લાક નામનો સન્નિવેશ હતો. તે ઋદ્ધિ, સમૃદ્ધિથી ભરપૂર હતો. માણુસો પણ

ઘણા ઊંચા વિચારના હતા. ત્યાં આનંદ ગાથાપતિના ઘણા મિત્રો, જ્ઞાતિલાઓ, સ્વજનો અને સંબંધીઓ રહેતા હતા. એક આનંદ જ નહિ પણ બધા ઋદ્ધિવાન, પુણ્યશાળી છે કોઇથી પરાભવ્યા જાય તેવા નથી. પુણ્યોદયથી સામગ્રી મળે છે.

**खेत्तं वत्थुं हिरण्णं च, पसवो दासपोरुसं ।**
**चत्तारि काम खन्धाणि, तत्थ से उववज्जई ॥१७॥**
**मित्तवं नायवं होइ, उच्चगोए य वण्णवं ।**
**अप्पायंके महापन्ने, अभिजाए जसो बले ॥१८॥**

ઉત્ત૦ અ. ૩

ઉઘાડી જમીન એટલે ખેતરો, ગામ, ગરાસ, ઢાંકી જમીન એટલે હાટ, હવેલી, મહેલાતો; હિરણ્ય; (સોનુ) પશુવર્ગ; દાસ-દાસીઓનો સમૂહ; આ ચાર કામ સ્કન્ધો કહેવાય છે, ત્યાં આવીને ઊપજે. પુણ્યશાળી, પુણ્યના પથારા ઉપર જન્મે છે. પોતે કમાય તો ખાય એવું તેને નથી હોતું. તેને તો સળી ભાંગીને બે ટુકડા ય ન કરવાના હોય. કોઈના એવાં વચન કે 'તારા બાપે દેવાળું કાઢ્યું હતુ. આટલા પૈસા લેણા છે' તે તેને સાંભળવાં ન પડે. પૂર્વજોએ પણ હજારોનાં દુઃખ ભાંગ્યાં હોય, કઇકનાં આંસુ લૂછ્યાં હોય. પોતાના ભોગે બીજાનાં દુઃખ ટાળ્યાં હોય-તેવા આદર્શ કુટુંબમાં જન્મે. મિત્રો-જ્ઞાતિલા આદર્શ હોય. ગોત્ર પણ જાતિવિશિષ્ટ, કુલવિશિષ્ટ, બળવિશિષ્ટ, રૂપવિશિષ્ટ, તપવિશિષ્ટ, લાભવિશિષ્ટ, સૂત્રવિશિષ્ટ અને ઐશ્વર્યવિશિષ્ટ એવું હોય. આવા કુળમાં, પૂર્વે મદ ન કર્યો હોય તો જન્મે અને જે જીવોએ જ્ઞાની પુરુષોને, પંચપરમેષ્ઠીને સેવ્યા હોય, તેના ચરણોમાં ઢળી પડ્યા હોય,

તેના ગુણુ પ્રત્યે ઉલ્લાસભાવ પ્રગટયો હોય તે ઉચ્ચગોત્ર બાંધે.

**वंदणएणं भंते ! जीवे किं जणयइ ? वंदणएणं नीयागोयं कम्मं खवेइ । उच्चागोयं कम्मं निबन्धइ ॥ १० ॥**

ઉત્ત. અ. ૨૯

વંદણા કરવાથી નીચગોત્રકર્મ ખપાવે, ઉચ્ચગોત્ર બાધે. નમ્રતા કેળવો. એક નમ્રતાનો ગુણુ, હજાર ગુણુને લાવશે. અકકડતા હશે કે હું કાંઇક છુ, મારાથીજ આ કામ થશે, તો તેના ગુણુમાં વધારો નહિ થાય. બાપ, દીકરાને કહે છે, હે દીકરા ! હું આવળગોવળ (આડીવાડી), બધું મૂકીને જાઉં છુ, પણ મને એક ચિંતા થાય છે કે હું મરી જઇશ પછી તારૂં શું થશે ?

દીકરો કહે છે, બાપા ! તમે બગલો-પૈસા બધું મૂકીને જાઓ છો તેથી હુ તો ખાઇ પીને લહેર કરીશ પણ મરી ગયા પછી તમારૂં શું થશે ? તેની મને ચિંતા થાય છે. આખ મિચાણા પછી તમારૂં કોણ ? માટે જ્ઞાનીને આરાધો, એના ચરણુમાં ઢળો નમ્ર બનો. સોનું ઢીલું બને તો તેમાં નંગ જડાય તેમ ગુરુના ચરણુમા ઢળનારને ગુરુ તેના હ્રદયના ભાવ ઠાલવી દીએ. '**वित्ते अत्चोइए निच्चं-खिप्पं हवइ सुचोइए**' દરેક કાર્ય પ્રેરણા વિના કરી લીએ અને પ્રેરણા કરે-કામ બતાવે તો શીઘ્રપણે કરે અને જેવું કહ્યું હોય તેવું કામ કરે કે જેનાથી ગુરુ પ્રસન્ન થાય તો લાભ મળે. જેણે ગુરુને પ્રસન્ન નથી કર્યા તેને મળેલો લાભ પણ ચાલ્યો જાય છે. માટે ગુરુના ચરણોને સેવવાથી ઉચ્ચ ગોત્ર પ્રાપ્ત થાય છે. '**सोहग्गं च णं अप्पडिहयं आणाफलं निव्वत्तइ**' એટલું સૌભાગ્યપણું મળે કે જ્યાં જાય ત્યા

ખમ્માખમ્મા થાય. બીજાને પણ એમ થાય કે આણે મને બોલાવ્યો, એટલે હું ન્યાલ થઇ ગયો. એ માણસની બોલવાની સૌ રાહ જુએ. બોલે તો મુખમાંથી ફૂલડાં ખર્યા જેવું લાગે. તેના મધુર સ્વર સૌને પ્રિય લાગે. **'दाहिणभाव च णं जणयइ'** દાક્ષિણ્યભાવ પ્રાપ્ત થાય. નમ્રતાથી પૂર્વે કોઇ એવું પુણ્ય ઉપાર્જન કર્યું છે, એવા કોઇ સંતને સેવ્યા છે કે દરેકને પ્રિય, પ્રિય થઇ પડે. લોકપ્રિય થઇ પડે. બીજાનું કામ પણ પોતાના કામથી અધિક કાળજીથી કરે સ્વાર્થ ન સાધે.

આ આનંદને એવું પુણ્ય ઉપાર્જન થયું છે કે જ્યાં જાય ત્યા ખમ્માખમ્મા થાય છે. વર્ણ પણ દેદિપ્યમાન-લાવણ્યતા પણ એવી હોય. **अप्पायंके** એટલે રાતી રાણ જેવું શરીર છે. રોગનું નામ નથી. પાપનો ઉદય હોય ત્યારે સોમવાર સાજો અને મંગળવાર માંદો રહે આ આનંદ શ્રાવક તો મહાન્ પ્રજ્ઞાવંત-મહાન્ બુદ્ધિશાળી છે ભેજું તો એવું કામ કરે છે કે બૅરીસ્ટર પણ ન ઉકેલી શકે - તેવા કોયડા ઉકેલે છે. સાથે સાથે વિનય પણ છે.

**"ધન, યૌવનને ઠાકુરાઇ, સાથે મળે અવિવેક,**
**ચારે મળી સંગે રહે, અનર્થ કરે અનેક."**

ધન, યૌવન અને સત્તા આ ત્રણ મલ્યાં, પછી સાથે જો અવિવેકપણું મળ્યું તો એ અજ્ઞાનતાથી એવું ઊંધું વાળશે કે ન પૂછો વાત અને જો વિવેક ભળ્યો તો તેનો સદુપયોગ થશે

**विद्या विवादाय धनं मदाय, शक्तिः परेषां परपीडनाय;**
**खलस्य साधो विपरीत मेतत्, ज्ञानाय दानाय च रक्षणाय.**

લુચ્ચા મનુષ્ય અને સાધુ પુરુષ બેના લક્ષણુમાં ઘણો ફેર છે, એક સદુપયોગ કરે, બીજો દુરુપયોગ કરે. જ્ઞાનીને જ્ઞાન મળ્યું છે તે બીજાને દીએ, બીજાને ઊંચે લાવે, મુશ્કેલીઓમાંથી ઉગારી લીએ. તેની સંપત્તિ દાન દેવા માટે અને શકિત બીજાના રક્ષણુ માટે હોય છે અને ખલ પુરુષ વિદ્યા ભણ્યો પણુ વાદ માટે જ. બીજાને વાદમાં હરાવવા, પાછા પાડવા "વિદ્યા ભણ્યો હું વાદ માટે, કેટલી કથની કહું" હે ભગવાન! મારી કથની કહી જાય તેમ નથી. પૈસો વધ્યો એટલે મદ વધ્યો. પગ તો ધરતી ઉપર છબે નહિ. છાતી કાઢીને ચાલે.

**"मर्कटस्य सुरापानं, तत्र वृश्चिक दंशनम्।**
**तन्मध्ये भूत संचारो, यद्वा तद्वा भविष्यति॥"**

માંકડાએ દારૂ પીધો, તેમાં વીંછીએ ડંખ માર્યો અને તેમાં ભૂતનો સંચાર થયો પછી કૂદકામા શું ખામી રહે? મોટરમાં ધનિકો જાતા હોય; ખૂબ સ્પીડમા મૂકી હોય અને છોકરાઓ રસ્તામાં રમતા હોય ત્યારે જોઇને ચલાવે નહિ. વચ્ચે ઘામાં, કોઇને લેતો જાય. ઉપરથી, મદાંધ થયેલાઓ એમ કહે કે તેનાં માવતર પર કેઇસ કરવો જોશે, કારણુ કે છોકરાઓને રખડતા મૂકે છે. પણુ મોટર ચલાવનારે ઉપયોગ રાખવો જોઇએ ને! ધનવાનોના પૈસાનો દુરૂપયોગ થાય છે. તે લોકો પરસ્ત્રી, નાટક, સિનેમા, હૉટેલોમાં એવી એને સોનેરી ટોળીઓ મળી જાય છે, તેની સાથે રખડે છે.

ધન મળે અને જો તે આસુરી સંપત્તિ હોય તેને ધર્મ ગમે જ નહિ. પહેલાંના શ્રાવકોને કરોડો સોનૈયા હતા, દૈવી

સંપત્તિની સાથે ન્યાય, નીતિ ને સદાચાર હતાં. તમને કપડું સુંવાળું ગમે છે ને! મુલાયમ કાપડને બહુવાર હાથ ફેરવો છો, તો સ્વભાવ સુંવાળો છે! સ્વભાવ સુંવાળો રાખવાની જરૂર છે. તને નમ્ર અને સરલ પ્રકૃતિનાં માણુસો ગમે છે તો તારે પણ તેવું બનવું જોઈએ તું ક્રોધ કરે છે, તે બીજાને પોસાતું નથી માટે સ્વ–પર હિત માટે પણ તારે ક્રોધ ન કરવો જોઇએ. આપણે બીજાને નિંદવા, સતાવવા, દૂષિત ઠરાવવા છે તો કોણે આપણને ન્યાયાધીશ બનાવ્યા છે! જીભને પણ સારૂ સારૂં, મીઠું મધુરૂં, તીખું તમતમતું ભાવે છે અને કડવું મળે તો મોઢું બગડી જાય. તો પછી તમે કડવું કેમ કાઢો છો? જે તારે જોઇએ છે તે તું બીજાને દે. સુભાષિત વચનથી મોઢું શોભે છે! પાન ખાવાથી, બીડી પીવાથી શોભતું નથી. શ્રી જિનેશ્વર કહે છે કે કાયાના કબાટમાં વચન રૂપી રત્નો છે. હોઠરૂપી બારણું છે. તારૂં બારણું છે ત્યાં તાળુ વાસી દે. રત્નો જ્યાં ત્યાં વેડફી નાખવાં નહિ. બહુ જરૂર છે તેને સાચવવાની. રત્નો ખરા ખપે જ વટાવાય. જ્યાં ત્યાં ઝાઝું બોલવાથી જ બગડે છે. એકેક શબ્દથી એવી ગેરસમજ ઊભી થાય છે કે એકવાર જીવનમા તડ પડયા પછી સાંધવી મુશ્કેલ બને છે શબ્દના યોગમાં થયેલી ગેરસમજે પવનજીને અંજનાનું દૃષ્ટાન્ત છે.

પવનજી અને તેના મિત્ર બન્ને કુંવારા અંતઃપુરમાં છૂપી રીતે અંજનાને જોવા આવ્યા છે. સહિયરો સાથે બેઠેલી અંજનાએ થોડી જીંદગીમાં સંયમને અંગીકાર કરવા તૈયાર થએલા રાજ-કુમારને ખૂબ વખાણ્યા અને પવનજીની વાતમાં મૌન સેવ્યું તેથી તેને એમ લાગ્યું કે હું આટલી બધી લાગણી ધરાવું છું પણ

આ સ્ત્રીને તો મારા વિષે કાંઈ છે જ નહિ. પતિનાં વખાણુ ન કરવાં એવો ઇરાદો અંજનાનો હતો જ નહિ પણ સાંસારિક મર્યાદા જાળવવા માટે બોલ્યા નહિ તેથી પવનકુમારે તેનો બદલો લેવા પરણીને તે જ દિવસથી પરહરી. પતિની નિષ્ઠુરતા છતાં તેનો દોષ જોતી નથી. પણ મારો જ કાંઈ દોષ હશે એમ આત્મનિરીક્ષણ આદર્યું. ગમે તેટલા દાગીના, કપડાં, કરિયાવર હોય, વળી સાસુ–સસરા હાથે છાંયા કરતા હોય પણ પતિનું સુખ ન હોય તો તેના ચિત્તને ક્યાંય ચેન પડતુ નથી. અંજનાનું શરીર લેવાતું જાય છે, પણ કોઇના મોઢે પતિના દોષ ગાતી નથી. આને જ કુલીનતા કહેવાય.

આજે તો પતિનાં, સાસુનાં, ઘરનાના વગોણાં બીજા અનેકના મોઢે ગાએ રાખે છે પણ તે લોકો તારૂં દુઃખ ટાળશે નહિ, કેવળ ફજેતો થશે. માટે શાણી બહેનોએ સહનશીલતા રાખવી સતીના હૃદયમાં પરપુરુષની ઝંખના ન હોય. પતિના અવગુણ બીજાને કહેવા તે પોતાની જ હલકાઇ માને કોઇએ ઉપરથી પોતા પર પાણી ફેંક્યું હોય તો તેની સાથે કજિયો કરે, પણ ઉપરથી વરસાદ પડે ને આખો ભિંજાય જાય તો કોને દોષ દીએ? તેમ વરસાદના પલળ્યા અને પતિના સંતાપ્યા, કોઇની પાસે તેની રાવ, ફરિયાદ હોય જ નહિ

પવનજી પરદેશ જાય છે. અંજનાને દર્શન કરવાની ભાવના થઈ છે. તે જ્યારે દર્શન કરવા ઊભી છે ત્યારે તેનો પતિ તેને ઓળખી શકતો નથી જ્યારે સાવ નજીક આવે છે ત્યારે અંજના પગમાં પડે છે ત્યારે ખેદયુકત બની પવનજી તેને ઠેબું મારીને ચાલ્યા જાય છે, છતાં અંજના કહે છે–યુદ્ધમાં તમારો વિજય થશે આટઆટલું કરવા છતાં સતી તેનું હિત ઇચ્છી રહી છે.

તો પછી સદ્‌ગુરુએ જેણે કારાગ્રહ રૂપી સંસારથી તારી, બહાર કાઢયા, હાથઝાલી સમુદ્રમાંથી તાર્યા તો તેના દોષો, નિંદા, ટીકા કે છિદ્રગવેષીપણુ કેમ અદરાય ! સ્વાર્થ હોય ત્યાં સુધી ગુરુજી અને પછી સામા મળ્યાની ઓળખાણુ પણુ નહિ ! આવા જીવો કયાંથી કલ્યાણુ કરશે ? હમેશાં મારા ગુરુ મારા લાભનું જ કરી રહ્યા છે તે બુદ્ધિ દરેક શિષ્યની હોવી જોઇએ.

અંજના માથે આટલું સંકટ હોવા છતાં પવનજીનો દોષ જોતી નથી; પરંતુ રાતદિવસ પોતાના જ દોષનું અન્વેષણુ કરે છે. આજે તો તદ્દન વિપરીત દેખાય છે. એક માગે ને ૨૫ વાના લાવી દીએ તો રાજી, નહિતર પાજી. સ્વાર્થ ન સરે અને છ મહિના મંદવાડ રહે તો એમ કહે કે આની ટાઢી માટી થાય તો સારૂં. સગી સ્ત્રીના આ ઉદ્‌ગાર નીકળે. 'હવે આ દર્દ જોયું જાતું નથી.' અહીં આ શિવાનંદા તેવી નથી. પુણ્યોદયે આદર્શ નારીરત્ન મળ્યુ છે. મિત્રો પણુ માથું આપે તેવા મળ્યા હતા જમવામાં તો સૌ મિત્રો ભેગા થાય પણુ ખરાકામે તો માથું દેવાવાળો કોઇક જ હોય છે. એક ભાઇ તેના મિત્રની પત્નીને પૂછે છે – તમે હાલ કેમ દેખાતાં નથી ? ત્યારે તે કહે છે– જ્યારે ચૂટણીના જંગ ચાલતા હોય, વોટીંગ થતું હોય અને ઉમેદવાર, મારા મિત્ર એક કે બે જ વોટ માટે ઊડી ગયા હોય ત્યારે તેને આશ્વાસન આપવા મલમ લઈ ખરે ટાઇમે તેનો ઘા રૂઝવવા આવીને ઊભી રહીશ. અત્યારે આવનાર ઘણા મિત્રો છે, ઢાલ જેવા મિત્રો હોય. "સુખમાં પીછેહઠ કરે અને દુઃખમાં આડા ઘા ઝીલી બારણાૂં દુઃખ કાઢે "

મિત્ર એસા કીજિયે, ઢાલ સરીખા હોય,
સુખમેં પીછે પડ રહે, દુઃખમેં આગે હોય॥

પવનજીને પ્રસંગ પરથી – ચકલા ચકલીના દૃશ્યથી અને મિત્રના ખુલાસાથી તેની સાન ઠેકાણે આવી ગઈ. એને એમ થયું કે સંસાર ત્યાગી જનારનાં વખાણ કરે છે. તેને કંઈ મારા પ્રત્યે અણગમો નથી. અંતરાય તૂટે છે, પોતાની ભૂલ સમજાય છે રાતો-રાત બન્ને મિત્રો અંજનાને મહેલે આવે છે. અજના તેમનાં માબાપ પાસે જવા સમજાવે છે પણ તે વીટી ને રૂમાલની નિશાની આપી સમય નહિ હોવાથી જતા રહે છે. છેવટે અજનાને કર્મો નવા દુઃખમાં હોમે છે. શ્વસુર અને પિયર, બન્ને પક્ષમાં હલકા પગની ગણી તેને કાઢી મૂકે છે; છતાં વસંતમાલિકા, એક જ તેની સખી દરેક ટાઇમમાં સાથે મદદગાર બને છે પણ છોડીને ચાલી જતી નથી અંજનાને જંગલમા પુત્રનો પ્રસવ થાય છે તેનુ નામ હનુમાન. આવા બળવાન પુત્રને જન્મ દેનારી માતાએ આખી જીંદગીમાં એક જ વારના સંયોગે સિંહ જેવો બાળક પેદા કર્યો. છેવટે પવનજી આવે છે, ખબર મળે છે કે તેનો તિરસ્કાર કર્યો છે. તેને પિયર હશે ત્યાં પૂછતા પણ સૌ ભાઈ, મા, બાપ બધાએ જાકારો આપ્યો હતો કે તે કુલખપણુને કોણ રાખે ? આદિ ઘણા શબ્દો કહેલા.

પવનજીને આ જોઈ ઘણું દુઃખ થયું. અંજના ન મળે ત્યાં સુધી પોતાના ગામનું પાણી હરામ કર્યું છે, છેવટે મોસાળ માંથી મળી. અજનાએ તેના પુત્રને સોંપી દીધો અને કહ્યું, હવે મારે આ સંસારમા પલ પણ રહેવું નથી. આવતાં સુખને જતું કરી સંયમ અંગીકાર કર્યો. તેવી સતીઓના નામ આજે પણ પ્રાતઃકાળે ગવાય છે તેવી સતી શિવાનંદા, આનંદને ત્યાં છે. પુણ્યોદયથી–

**जे य बुद्धा महाभागा, वीरा सम्मत्तदंसिणो।**
**सुद्धं तेसिं परिकंतं, अफलं होइ सव्वसो॥**

સૂય. અ. ૮ ગા. ૨૩

જેને પુણ્યાઈથી જોગ સારા મળ્યા, બુદ્ધિ ઘણી, પરાક્રમી અને સમ્યક્‌પૂર્વક હોય તો તેનું પરાક્રમ નિર્જરામાં જાય છે. તે સંસારને અફળ કરતો જાય છે.

જેણે તત્ત્વને જાણ્યા છે, તત્ત્વને યથાર્થ સમજી શ્રદ્ધા-પ્રતીતિ કરે છે, તેમાં ઓતપ્રોત થઈ ગયા છે તેની જીંદગી લેખે છે. જ્ઞાન, શ્રદ્ધા અને વર્તન એ ત્રિપુટીનો યોગ વર્તે છે અને પરાક્રમ એવું ફેરવે છે કે નિર્જરાજ થાય છે. સંસારનાં ફળ ન બેસવા દીએ. જ્ઞાનીઓ કોઇના સાંસારિક ભલાબૂરામાં પડતા નથી

"ભલાભૂંડાની ભાવના, એ ભૂંડું કરનાર,
અંતરગત ઊતર્યો નહિ; રહ્યો બહારનો બહાર,
ભલાભૂંડાની ભાવના, એ છે જે તજનાર;
અંતરગત ઊતરી ગયો, હો ગયો બેડો પાર."

અંતરંગમાં ઉતારવાની જરૂર છે, મેં આટલું કર્યું ને સમાજમાં આવા કામ કર્યા પણ એ બધામા ધર્મ થયો? ધર્મથી તો નિર્જરા થાય. સમ્યગ્દર્શન, સાચી શ્રદ્ધાથી જીવો કર્મની ભેખડો તોડી શકે છે, જેના હૈયામાં ભોગની ઇચ્છા છે, તે રાગનાં રમકડાં સ્વાર્થી જ છે, સ્વાર્થ મટી જશે એટલે હું કોણ ને તું કોણ? એક સ્ત્રી પંદર પંદર વર્ષ ઘરમા રહી, પતિ પરદેશ ગયો હોય તોય લખે કે જીવ મારો ત્યાં છે ને

ખોળિયું મારૂં અહીં છે, પણ એ પત્ની મરણ પામે ત્યારે એક બાજુ હજુ મડદું પડયું હોય અને બીજી બાજુ ચાંદલા કરવાની વાતો થતી હોય. કયાં ગયો તમારો પ્રેમ ? એ વખતે વિચાર થાય છે કે હુ મરી ગયો હોત તો એ કાંઇ બીજે પરણુત ! ત્યારે એના પંદર વર્ષના બદલામાં હું ૧૫ દિવસની તો ધીરજ રાખું. આવા સ્વાર્થી સંબંધ છે, એમાં કઈ રીતે ઊભા છો ?

આ આનંદ અને શિવાનંદાનો પ્રેમ આવો સ્વાર્થમય નથી. એક બીજાનાં હ્રદય મળી ગયાં છે એના મિત્રો પણ સજ્જન છે, પણ વૈરાગ્યના રંગે રંગાયો છે, તે પાણીમા કમળની પેઠે સંસારથી અલિપ્ત રહે છે

જીંદગી ગઇ, હવે તો પૂછડા રહ્યાં છતાં મોહ કેમ છૂટતો નથી ? વિષયમાં ગૃદ્ધ બનેલા જીવો સમયે સમયે કેટલાં કર્મ બાંધે છે ? છતાં વિષય ભોગવવાથી તૃપ્તિ તો નથી જ થતી. વિષયને અગ્નિની ઉપમા આપી છે, કારણ કે એકવાર વિષય ભોગવ્યા પછી તેની લાલસા વધે છે. માટે હવે ચેતી જાઓ, ત્યાથી પાછા વળી ધર્મના માર્ગે આવી જાઓ

ભોગમાં ભૂલેલા મૂઢ જીવોને ઉપદેશ આપવા, વીતરાગ-પંથે વાળવા, પ્રભુ મહાવીર ગ્રામાનુગ્રામ વિચરતા, વાણિજય ગામમાં દ્યુતિપલાસ નામના ઉદ્યાનમા પધાર્યા છે. તીર્થંકરદેવનું આગમન થાય તે ગામને ધન્ય છે, તે પ્રજાને પણ ધન્ય છે, તે વાણી સાંભળનારને પણ ધન્ય છે, સાંભળીને અણગાર થનાર ને પણ ધન્ય છે. પ્રભુ બગીચામાં પધાર્યા છે. હવે શુ કહેશે તેના અધિકાર અવસરે.

## વ્યાખ્યાન ૧૪ મું.

### અષાડ વદ ૧૧ શુક્રવાર તા. ૧૧-૭-૫૮

અહીં ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. વાણિજ્યનગર ઋદ્ધિ-સમૃદ્ધિથી ભરપૂર છે. તે નગરના દ્યુતિપલાસ નામના ઉદ્યાનમાં પ્રભુ મહાવીર પધાર્યા છે. પુણ્યશાળી હોય ત્યાંજ આવા તીર્થંકરદેવની પધરામણી થાય. સંતનો જોગ, સંતની છાયા-સંતના સમાગમ, મહાન પુણ્યોદય હોય ત્યારે થાય છે. સત્‌ને અનાદિકાળથી જાણ્યું નથી- શોધ્યું નથી. આરાધ્યું નથી-પિછાણ્યું નથી. સત્‌ની વાતજ ઉડાડી નાખી છે ધર્મનું સિંચન કરનારની સામે આંખોજ કાઢી છે.

પ્રભુ મહાવીર ચોવીશમા તીર્થંકરદેવ, શાસનપતિ, ત્રિલોકના નાથ-ચોસઠ ઇન્દ્રના પૂજનિક, જેણે સાડાબાર વર્ષને પંદર દિવસ સુધી દુષ્કર કરણી-કમાણી કરી, કર્મના ભૂકા ઉડાડી, કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રાપ્ત કર્યું છે ક્ષાયકના ઘરનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું છે. ચાર જ્ઞાન ક્ષયોપશમથી થાય, જ્યારે કેવળજ્ઞાન ક્ષાયકના ઘરનું છે. એ એકમા ચારે જ્ઞાન સમાઇ જાય છે. જેમ કિટસન લાઇટ (પેટ્રોમૅક્ષ)માં કોડિયાના તેજ સમાઇ જાય છે, તેમ એક કેવળજ્ઞાનમાં ચારે જ્ઞાન સમાઇ જાય છે. પ્રભુને એક જ્ઞાન હતું અને ગૌતમને ચાર જ્ઞાન હતા તેમાં વધુ જ્ઞાન કોનું? કેવળજ્ઞાન લોકાલોકપ્રકાશક છે, કેવળજ્ઞાનનો પાયો સમકિત છે. સમકિતનુ ભાજન જીવ છે.

શ્રદ્ધા કયારે થાય? સત્સંગ થાય, તેની વાત હૈયે બેસી જાય, સમજાઇ જાઈ જાય અને પછી તેની શ્રદ્ધા થાય. તે શ્રદ્ધા

જીવ જ કરી શકે. અજીવનુ તો લક્ષણ જડ છે જીવનું લક્ષણ ચેતના છે. ચેતના એટલે જાણવું. તે જાણે છે કયાં સુધી? છેક નિગોદના જીવ હોય, તેનું ૨૫૬ આવલિકાનું આયુષ્ય હોય તેમાં પણ અક્ષરના અનંતમે ભાગે દરેક જીવને જ્ઞાન ઉઘાડું હોય છે, તે પણ જાણે સૂર્ય આડાં ગમે તેવાં વાદળા આવે છતા દિવસ, દિવસ મટીને રાત ન થઈ જાય. તેમ આત્મા ઉપર કર્મનાં એટલા વાદળાં આડાં આવ્યા કે આત્માનું ભાન પણ ન રહ્યું ગમે તેટલો માર પડે છતા બોલવાની શકિત નથી એવી ગતિમાં જાય છતાં ચૈતન્ય મટી જડ થતો નથી. જડ તે જડ જ છે અને ચૈતન્ય તે ચૈતન્ય જ છે. ચૈતન્ય ત્રણે કાળે જડ થાય જ નહિ અને જડ ચૈતન્ય ન થાય. જડનાં લક્ષણ જુદાં– વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, તે જડનાં લક્ષણ છે. ચૈતન્યનુ લક્ષણ જ્ઞાતા–દૃષ્ટા, જાણવું–જોવું છે

આજે વિજ્ઞાન પૂરજોશમાં આગળ વધી રહ્યું છે. ઍટમ-બૉમ્બ, હાઇડ્રોજન–બૉમ્બ જેવી વસ્તુઓ શોધાય છે પણ તમને માહાત્મ્ય કોનું આવે? ઍટમબૉમ્બનુ કે તે બનાવનારનુ? દૃષ્ટાનું બહુમાન કે દૃશ્ય પદાર્થનુ? દૃષ્ટાનું બહુમાન લાવો. મોઢામાં પદાર્થ મૂકયો તે જડ છે. મૂકતાં મૂકતા તેમાંથી અનંતા પરમાણુ નીકળી ગયાં. મોઢામાં મૂકયાં તેમાંય બધાનો સ્વાદ આવતો નથી છતાં એ સ્વાદ મેળવવાનુ સાધન જીભ છે. પણ સ્વાદને ઓળખ્યો કોણે? ચૈતન્યે. તો પછી માહાત્મ્ય સ્વાદનું, સાધનનુ કે ચૈતન્યનુ? જો જાણનારને તું માનતો નથી તો તે તારૂ જ્ઞાન કેવુ? તું તને જ નથી ઓળખી શકતો KNOW THYSELF તુ તારી જાતને ઓળખ.

કયાંથી આવ્યો? કયાં જવાનો? તારૂં ખરૂં સ્વરૂપ શું?

આત્મા કોણ? સત્તાગતે તો આત્મા દરેક જીવનો સરખો છે. અસંખ્યાત પ્રદેશી અને અનંતગુણનો ધણી છે, પણ મલિનતા, પર્યાયની છે. મેલા થયેલા કપડામાં મેલ દેખાય અને મેલ જુદો પડે તેમ શ્રદ્ધા હોય તો મેલ કાઢવાનો પ્રયાસ કરોને! કપડું તો મૂળ શુદ્ધ છે. મેલું દેખાય છે તે તેની મલિન પર્યાય છે. તેમ આત્મા નિશ્ચયથી સત્તાએ શુદ્ધ છે. કર્મથી મલિન થએલ છે તે તેની સંયોગી અવસ્થા છે, કર્મ અને આત્મા ક્ષીરનીરની પેરે મળીને રહ્યા છે, છતાં કર્મ, કર્મના ક્ષેત્રે અને આત્મા, આત્માના ક્ષેત્રે, બન્ને જુદા છે.

જ્ઞાન અને આત્માનો તાદાત્મ્ય સંબધ છે. '**जे आया से विन्नाया, जे विन्नाया से आया।**' **जेणविजाणइ से आया।** જે જ્ઞાન છે તે જાણવાવાળો આત્મા છે. આત્મા જ જ્ઞાન છે, મધુરતા અને સાકર, ગોળ ને ગળપણ, તે જેમ જુદાં ન પડે તેમ જ્ઞાન અને આત્મા જુદાં ન પડે. સોનાની ખાણમાં સોનું અને માટી અનાદિનાં છે

**કનકોપલવત્ પયડી પુરુષતણી રે,**
**જોડી અનાદિ સ્વભાવ, અન્ય સંજોગી હો।**
**જયાંલગી આતમા રે સંસારી કહેવાય,**
**પદ્મ પ્રભુ જિન, તુજ મુજ આંતરૂં રે ॥**

તેમ જીવ અનાદિનો છે, કર્મ પણ અનાદિનાં છે અને સંસાર પણ અનાદિનો છે, પૂર્વે આત્મા હતો અને કર્મ ન હતાં તેમ નથી. સોનું અને માટી અનાદિનાં સાથે છે પણ સોની પાસે સોનું આવે એટલે તપાવીને માટીને તથા સોનાને જુદાં પાડે છે.

શુદ્ધ થયેલો સોનાનો ઢાળિયો માટીમાં નાખો તોપણ મલિન બનતો નથી. તેમ આત્મા પુરુષાર્થથી કર્મરહિત એટલે કે મલિનતા રહિત શુદ્ધ થઇ શકે છે. એકવાર શુદ્ધ થયા પછી મલિન બનતો નથી. દૂધમાં ઘી છે તે માળા જપવાથી, પુરુષાર્થ વિના, ઘી થઇ શકતું નથી તેમ આત્માને કર્મરહિત કરવા સતત પ્રયત્નો જોશે

**સર્વે જીવો છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;**
**સદ્‌ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય।**

સત્તાગતે બધા આત્મા સિદ્ધ સમ છે પણ સદ્‌ગુરુ આધ્યાત્મિક વિકાસમાં સહાયરુપ છે. આત્મ–વિકાસમા અનન્ય નિમિત્ત કારણ છે. ગુરુની આજ્ઞા વડે આત્માની મલિનતા નીકળી કુંદન સમ શુદ્ધ બને છે. પણ અનાદિકાળથી જીવે આજ્ઞા આરાધી નથી. આજ્ઞા પર પગ મૂકયો છે. પૈસાના ઉપાસક બન્યા છો. ભૌતિક પદાર્થના ઉપાસક મટી હવે શ્રમણોપાસક બનો. તમારા આત્માનું હિત કરવું હોય તો સદ્‌ગુરુને શોધી તેનું શરણુ સ્વીકારવું પડશે. જેમકે ઘઉંના લોટની બાવન ચીજો બને પણ તે કેમ બને તે શીખવનાર જોઇએ. શીખ્યા વિનાનો શીરો બનાવવા જાય તો લોપરી થઇ જાય તેવી રીતે ગુરુ પાસે રહી, વિનય કરીને જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રમી, સદ્‌ગુણો કેમ પ્રગટાવવા તે શીખી લેવું જોઇએ. અનંતકાળથી જીવે સ્વરૂપ સમજવાની કોશીશ કરી નથી.

**લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું મત અભિમાન;**
**ગ્રહે નહિ પરમાર્થને, લેવા લૌકિક માન.**

સ્વરૂપની સાધનાની ગતિને જોઇ નહિ અને અભિમાનને

જ પોષ્યું. પરમાર્થને જાણ્યો નહિ ને સદ્‌ગુણને પ્રગટાવ્યા નહિ, તો પછી અહીં આવવાનો, સાંભળવાનો કે સત્સમાગમ કરવાનો હેતુ શું? સ્કૂલમાં જઇને વિદ્યાર્થીઓ વાંચવાની–લખવાની આદિ વિવિધ કળાઓ શીખે છે. 'જેટલા રૂપિયાનું મણ, તેટલા આનાનું અઢી શેર' એવી કૂંચીઓ શીખેને! ગૃહસ્થાશ્રમમાં ડગલે ને પગલે સદ્‌ગુણો સહાયભૂત નીવડે છે. ત્યાંનું ભણતર ત્યાં રાખતા નથી પણ દરેક પ્રસંગે તેનો ઉપયોગ કરે છે તેમ આ શાળામાં માનસિક વૃત્તિના દુરાગ્રહો–કદાગ્રહો, હઠાગ્રહો અને ઊંધી માન્યતાઓને બદલાવી અને મન–વાણી દેહને સંયમના વિકટ પંથે વાળીને મોક્ષને નજીક કરવો.

જેટલું સાંભળો છો તેટલું જીવનમાં ઉતારતાં શીખો. પરીક્ષક પરીક્ષા લેવા આવ્યા છે. પાંડવો, કૌરવો, દુર્યોધન બધા બેઠા છે. તેમાં વાકય બનાવવાનુ આવ્યું કે 'ક્રોધ ન કરવો' દરેક વિદ્યાર્થીએ તરતોતરત "**कोपं मा कुरु**" તેમ લખી નાખ્યું પણ હજુ યુધિષ્ઠિરનો જવાબ મળ્યો ન હતો. તેથી પૂછવામાં આવ્યું કે કેમ તમને વાકય બનાવતાં નથી આવડતું? ત્યારે તેણે કહ્યું કે હું શીખુ છું. બરાબર આવડતું નથી. બે ત્રણ વાર આમ જવાબ મળ્યો તેથી કોપાયમાન થયેલા ગુરુએ બે ત્રણ લાફા લગાવી દીધા. ત્રીજે લાફે જવાબ આપ્યો કે હાં, હા, હવે મને આવડી ગયું. 'સોટી વાગે ચમચમ, વિદ્યા આવે રમઝમ' એમ ગુરુજીએ કહ્યું ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે: મને પહેલા તમાચે જરા ક્રોધ થયો હતો. બીજા બે વખતે ક્રોધ થયો ન હતો. આ વાકય હૃદયમા ઉતારતો હતો. અનુભવ સિવાય આવડયું કે નહિ તેનુ જ્ઞાન ન થાય. પણ પ્રસંગ પડે અને ક્રોધ ન થાય ત્યારે જ એ વાકય આવડયું કહેવાય. આ સાંભળીને પરીક્ષક આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા અને વિચારવા લાગ્યા જે

આપણે તો લખવામાં અને બોલવામાં જ રહી ગયા આણે તો જીવનમાં ઉતાર્યું. તેનો પહેલો નંબર આવ્યો.

આજે જીવનમા ઉતારનારા કેટલા? ઠેરઠેર છાપામા, કથામાં તત્ત્વજ્ઞાનની વાતો આવે છે. આજે શ્રોતા કરતા વકતા વધ્યા છે. બોલતા આવડયું પણ જીવનમાં ન ઊતરે તો નથી આવડયું. જીવનમા સદ્દગુણો જોડાય ત્યારે આવડયું કહેવાય.

જિનેશ્વરોની આજ્ઞાને તમે આરાધો છો કે અવરોધો છો? કષાયનાં નિમિત્તો બને ત્યારે એવું વિચારવું કે જીવે પરવશપણે અનંતીવાર સહન કર્યું છે ક્ષમા તો મારો ધર્મ છે. આટલુંય જતું નહિ કરી શકું તો આખો સંસાર જતો કેમ થશે? અનંતા સિદ્ધો થયા તે બધાએ પર્યાયમાંથી સંસાર જતો કર્યો, અંતર દૃષ્ટિ પ્રગટાવી ઉપયોગને આત્મામાં જોડયો.

તમે પણ ઉપયોગને પરમાંથી ઉપાડી સ્વમાં જોડો તો તમારો વહેલો મોક્ષ થશે. હવે હૃદયમાં ઉમળકો લાવી એક વખત તો નક્કી કરો કે મારે હવે તો ભવ કરવા જ નથી. હું રાજા છું, ભિખારી નથી. રાજા થઈને ભીખ માગવી, મને ન શોભે. સ્વતંત્ર રાજ્ય મારા હાથમાં છે. હવે ઇન્દ્રિય અને મનનો ગુલામ હું ન બનું હે જીવ! હવે તું પુરુષાર્થ કર. તારી વારે, વાર છે. તારી તૈયારીએ આખા લોકની તૈયારી છે.

**કોમળ કાયા તારીનો મોહ છોડી, ચિત્ત, પ્રભુ ચરણુમાં જોડો;**
**શીદ મોહમાંહિ માથાં ફોડો રે,**
**જાગ જીવડા, પ્રભુને મળવા જાઉ.**
**સાધન સજીને (૨) તૈયાર થાઉ.**
**જાગ જીવડા, પ્રભુને મળવા જાઉ!**

ભોગની વાસનામાંથી તીવ્રતા મટી જઇને તે ઇચ્છાનો વેગ મંદ પડે તેનું જ નામ વૈરાગ્ય. જ્યારે જીવને વૈરાગ્ય આવે છે, ત્યારે તેને પોતાના સ્વભાવની લહેજત એવી આવે છે કે કાયાનો, માયાનો, સંસારનો કોઇ વસ્તુનો મોહ રહેતો નથી. એ ચાર દિવસનુ ચાદરડું છે. જોતજોતામાં યુવાની આવીને ચાલી જાય છે. વૃદ્ધાવસ્થા આવે છે. હાડકાં ખખડે છે. યાદશકિત મંદ પડે છે. એવી આ કાયાનો મોહ છોડીને પ્રભુના ચરણમાં ચિત્ત જોડી દીઓ. ચરણ એટલે ચારિત્ર. જે ચારિત્ર પ્રભુએ જીવનમાં ઉતાર્યું તે જ ચારિત્ર આપણે જીવનમાં ઉતારવાનું છે. તો ઉપયોગને શ્રુત-ધર્મ અને ચારિત્રધર્મમા જોડવાથી સમયે, સમયે કર્મની નિર્જરા થાય છે અને બંધનો તૂટી મોક્ષપદ મળે છે. માટે ઉપયોગની સાવધાની રાખો.

કેવળજ્ઞાન અને કેવળદર્શનનો ઉપયોગ જેને પ્રગટી ચૂકયો છે તેવા પ્રભુ મહાવીર વાણિજયનગરની બહાર ઉદ્યાનમાં પધાર્યા છે, તે વાત આખા ગામમાં વાયુવેગે ફેલાય છે. જિતશત્રુ રાજાને વનપાળો વધામણી આપે છે. તે વધામણી સાંભળી જિતશત્રુ રાજા **जीवियारिहं पीइदाणं दलयई।** જીવે ત્યાંસુધી ચાલે તેટલું પ્રીતિદાન આપ્યું.

આગળના રાજાઓને વધામણી સાંભળતાં કેટલો ઉમળકો આવતો ? તમને ઉમળકો આવે છે ? દીકરાને ઘરે દીકરો આવ્યો હોય અથવા છોકરો પરીક્ષામાં પાસ થયો હોય તો વધામણી દેવા આવનારને કાંઇ આપોને ? વધામણી દેનારને રાજા, દાસત્વ-પણાથી મુકત કરે છે. અત્યારે તમારી તો શું વાત કરવાની હોય ?

**દેશપતિ જબ રીઝત હૈ તો આપત ગામ કરત નિહાલી,**
**ગામપતિ જબ રીઝત હૈ તો આપત ખેત દો ખેત ખુશાલી;**
**ખેતપતિ જબ રીઝત હૈ તો આપત ધાન પાશી દો પાલી,**
**વાણિયાભાઈ જબ રીઝત હૈ તબ કાઢત દાંત, બજાવત તાલી.**

દેશપતિ જ્યારે રીઝે છે ત્યારે માણસને બે ત્રણ ગામ આપી દીએ છે. ગામનો પતિ રીઝે છે ત્યારે બે ત્રણ ખેતર આપે છે અને ખેડૂત જ્યારે રીઝે છે ત્યારે પાલી-બેપાલી અનાજ આપે છે પણ જ્યારે વાણિયાભાઈ રીઝે છે ત્યારે હસીને તાલીઓ બજાવે છે

તમારા સદ્‌ગુરુદેવ પધાર્યા હોય અને વધામણી આપે ત્યારે તમને થાય કે મારા તરણતારણ, ભવસમુદ્રમાં સફરી જહાજ સમાન, સંસારના કામભોગના કીચડમાંથી બાહુ ઝાલી બહાર કાઢનાર, મારા ભવના બંધન તોડનાર, સાચાપંથે ચડાવનાર, સત્યપંથ દેખાડનાર એવા પરમપૂજ્ય ગુરુદેવ પધારે છે. આજનો મારો દિવસ ધન્ય છે. માટે વધામણી આપનારને કાંઈક આપું એમ થાય છે? માતા તો હાલરડા ગાઈને બાળકને ઊંઘાડી દીએ છે પણ ગુરુ તો બોધ આપીને અનંત નિદ્રામાંથી જગાડે છે. ભગવાન મહાવીર સ્વામીને ખરા હૃદયના ઉમળકાથી, ભક્તિ-ભાવથી સેવ્યા હોય તો શું દુઃખના ડુંગરો અને ભવના બંધન ઊભાં રહે ખરાં?

**आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि,**
**नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या ॥**
**जातोऽस्मि तेन जनबान्धव ! दुःखपात्रं,**
**यस्मात्क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ॥**

કલ્યાણ મંદિર-ગા. ૩૮

હે ભગવાન ! તમને મેં જોયા, નીરખ્યા. તમારૂં દર્શન કર્યું. આપના પગની રજ મસ્તકે ચડાવી પણ પ્રીતિપૂર્વક ભક્તિથી મેં મારા હૃદયમાં આપને ધારણ કર્યા નથી. તેથી જ હે જનબાંધવ ! આ સંસારમાં હું દુઃખનું પાત્ર બન્યો છું, કારણ કે ભાવશૂન્ય ક્રિયાઓ ફલવંતી થતી નથી. દરેક ક્રિયાઓમાં રસ ભળવો જોઈએ. તીર્થંકરદેવના મુખારવિંદમાંથી નીકળેલો દિવ્ય-ધ્વનિ સાંભળતા જ ભવ્યજીવોના હૃદયમાં કોઇ અપૂર્વ વીર્યોલ્લાસ ઉત્પન્ન થાય છે. નાટયારંભ મૂકીને દેવલોકમાંથી દેવ–દેવીઓ, ઇન્દ્રો, પ્રભુની વાણી સાંભળવા હાજર થાય છે. વાણી સાંભળવા બાર જાતની પરિષદ ભેગી થાય છે. સૌ, એક રસથી સાંભળે છે. પાંત્રીસ વચનાતિશય છે. સૌ સૌની ભાષામાં સમજી જાય છે. પ્રભુ મહાવીર પધાર્યા છે. કોઇ હાથી પર, કોઇ ઘોડાપર, કોઇ પગે ચાલીને પ્રભુને વંદન કરવા જઇ રહ્યા છે. શુ પ્રભુને કહેવ-ડાવવું પડયું છે કે તમે આવજો.

**गुणाः करन्ति दूतत्वं, दूरेपि वसतां सताम् ।**
**केतकिगंधमाघ्रम्य, स्वयं गच्छन्ति षट्पदाः ॥**

ગુણ છે તે દૂતનું કામ કરે છે. સજ્જન પુરુષો દૂર વસવા છતાં ગુણ એને દૂર સુધી જાહેર કરી દીએ છે. કેતકીની સુગંધ દૂર સુધી પહોંચી જાય છે. કમળનુ ફૂલ કહેતું નથી કે ભમરાઓ! તમે મારી પાસે આવો, પણ ભમરાઓ સ્વયં એની સુગંધથી આકર્ષાઇને તેની પાસે આવે છે. તેવી રીતે જે માણસમાં સદ્-ગુણો છે ત્યાં હજારો માણસો આકર્ષાય છે.

પ્રભુ પધારવાથી આજે ગામમાં આનંદ, આનંદ વર્તાઈ રહ્યો છે. ચારે બાજુથી કચરા વાળીને સાફ થઇ ગયા છે બૅન્ડ

વાજાં વાગી રહ્યા છે. રાજા મોટા મંડાણે દર્શન કરવા આવે છે. રાજા પ્રભુને આકાશમાંના ચિન્હોથી જુએ છે

પ્રભુના એવા અતિશય છે કે પ્રભુ જ્યા સમોસરે ત્યાં પ્રભુથી ૧૨ ગણો ઊંચો દશબોલ સહિત અશોકવૃક્ષ થઇ આવે. પ્રભુની ઉપર ત્રણ છત્ર ઉપરાઉપરી થઇ જાય છે. "**प्रख्यापयत् त्रिजगतः परमेश्वरत्वम्**" આ ત્રણ જગતના સ્વામી છે તેમ ત્રણ છત્ર કહે છે. વળી દુંદુભિ કહે છે કે–

**રે રે પ્રમાદ તજો અને આવી ભજો આ નાથને,**
**જે મોક્ષપુરી પ્રત્યે જતાં વ્યાપારી પારસનાથને!**
**સુર દુદુભીનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહ્યો,**
**હુ માનુ છુ હે દેવ! તે ત્રૈલોકને એમજ કહો**

(કલ્યાણમંદિર ગા. ૨૫ અનુવાદ)

આ નિવૃત્તિપુરીના સાર્થવાહ નીકળ્યા છે માટે પ્રમાદ તજો અને આ નાથને આવીને ભજો. પ્રભુની છાયામા આવો. આ વ્યાપારમાં ખોટ છે જ નહિ. ભૌતિક સંપત્તિ મેળવવા, રળી રળીને રળો છતા એક રત્ન જેટલું ભેગું કરી શકશો નહિ. અહીં તો એક, બ્રહ્મચર્ય પાળો તો દેવલોક મળે અને ત્યા તો રત્નનો પાર નહિ, પણ પુણ્યના પથારામા શું લલચાઈ ગયા છો? કૂતરાં પણ શુભ અધ્યવસાય કરીને આઠમા દેવલોક સુધી જાય છે. બધીજ ક્રિયા નિર્જરાને માટે કરો. સત્તાના સ્વામી તો ઘણીવાર થયા પરંતુ મહાપુરુષો તો કીર્તિને (મહયં પલિગોવ) કાદવ જાણે છે.

તમારી સામે દેવતા ઊભો રાખે તો ભૌતિક સુખમાં એ વધે પણ એ દેવની સામે સાધુને ઊભો રાખો તો મહત્તા કોની? વિરતિની ને! તમે શેના ભિખારી છો? વિરતિના કે કીર્તિના? સાચું સમજો. ભવની રાશિ તોડાવી મોક્ષ અપાવે એવો આ માર્ગ છે.

પંડ રળે તો પેટ ભરાય પણ જો ભાગ્ય રળે તો ભાગ્યશાળી થવાય. ભાગ્ય પણ પૂર્વના પુરુષાર્થ પર જ આધાર રાખે છે ને! ધર્મની પાછળ પુણ્યના ઢગલા છે. ચક્રવર્તી, તીર્થંકર, બળદેવ, વાસુદેવ આદિ ઉત્તમ પદવીઓ પણ શાથી પામ્યા? આ ધર્મની આરાધનાથી ને! માટે ધર્મને આરાધો.

એ ધર્મને પ્રરૂપનાર પ્રભુ મહાવીર દ્યુતિપલાસ ઉદ્યાનમા પધાર્યા છે. તે હવે શું કહેશે? તેના અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૧૫ મું.

### અષાડ વદ ૧૨ શનિવાર તા. ૧૨–૭–૫૮

ઉપાસકદશાંગના પ્રથમ અધ્યયનમાં આનંદ શ્રાવકની વાત ચાલે છે. વાણિજ્યગામ નગરમાં ત્રિલોકના નાથ, ભવ્યજીવોના તારણહાર, તીર્થંકરદેવ, પ્રભુ મહાવીર સ્વામી બિરાજે છે. તીર્થંકરનો યોગ મળવો તે ઘણા પુણ્યના પુંજ એકઠા થયા હોય ત્યારે સંભવિત બને છે. પ્રભુની વાણી સાંભળતાં, જીવનમાં ઉતારતાં કલ્યાણ થઇ જાય છે.

**" પ્રભુજીના મુખની મીઠી વાણુ, સુણતાં પામે ક્રોડ કલ્યાણુ,**
**જે શીર ઢાળે તુમ ચરણે, તે તો પામેરે, તે તો પામે**
**પદ નિર્વાણ.**
**પ્રભુજી મારી વિનતિ અવધારો, અવધારો રે અવધારો, મુજ**
**પાર ઉતારો રે ...પ્રભુજી.**

હે ભગવાન! તમારી વાણીમાં એવું સામર્થ્ય છે, એવાં અમૃતભર્યાં છે કે સુણતાં તૃપ્તિ ન થાય. એક માણસ વનમાં ઊંધે રસ્તે ચડી ગયો હોય, દિશામૂઢ બની ગયો હોય, આમતેમ અટવાતો હોય, ભૂરજોશમાં આંધી આવી હોય, હૃદયમાં મૂંઝવણ થતી હોય, તેવામાં કોઇ માર્ગદર્શક આવી રસ્તો બતાવે તો તેનો કેટલો ઉપકાર માને? તેમ આ જીવ ચાર ગતિ, ચોવીસ દંડક, ૮૪ લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરતા જીવરૂપ મુસાફરને મિથ્યાત્વના જોરથી ભ્રમણા થઇ ગઇ છે પરમાં સુખબુદ્ધિની કલ્પના કરતા, મોહનીયની આંધીમા અટવાએલા મુસાફરને તીર્થંકરદેવરૂપ માર્ગદર્શક મળે તો તે તેમનો કેટલો ઉપકાર માને? જીવે, ચારે ગતિમાં જીવરૂપી દડો અને કર્મરૂપી ગેડીએ કરી માર જ ખાધો છે. ક્રિકેટરો મેદાનમા ક્રિકેટ રમતા હોય તો દડાને કેટલા જોશથી બૅટવડે ઉછાળે છે? ચારે બાજુ ઊભેલા ક્રિકેટરો વચ્ચે દડાની કેવી કમબખ્તી થાય છે! તેવી જ રીતે આ જીવને જન્મથી મૃત્યુ અને મૃત્યુથી જન્મ. જન્મતાં અનંતી વેદના અને મરતાં પણ અનંતી વેદના થાય છે.

**"जम्मदुक्खं जरादुक्खं, रोगा य मर मरणाणिय।**
**अहो दुक्खो हु संसारो, जत्थ कीसंति जन्तवो॥**

ઉત્ત. અ ૧૯ ગા. ૧૬

આ કાંઠો જન્મનો અને સામો કાઠો મરણનો એ બે કાંઠા વચ્ચે **"जीविए बहुपच्चवाइए"** વિઘ્નો ઘણાં છે. જીવનમાં અનેક દર્દોથી પસાર થવું પડે છે. ઓરી નીકળે, તેમાંથી બચ્યા ને ટાઇફૉઇડ થયો, તેમાં તેણે પછાડ ખાધી. ઘણાં માણસો કહે છે કે અમને નવો અવતાર મળ્યો. પણ નવીન જીવન કેટલું જીવતાં આવડ્યું ?

જીવન ધર્મમય જીવવું જોઇએ. કર્મ પ્રમાણે કોઇ ઊંચ, કોઈ નીચ કુળમાં, કોઈ રાજા, કોઈ રંકમાં ઉત્પન્ન થાય છે. જ્યારે રાજા બને છે ત્યારે " ખમ્મા અન્નદાતા ખમ્મા " થાય છે. ઘણાનો મહેરબાન થઇ જાય છે. ઘણા ખુશામત કરે છે અને તે રાજા એક વખત પાપના ઉદયથી રંક બની જાય છે ત્યારે અનેકની ખુશામત કરવાનો ટાઇમ આવે છે. જે એકવાર અનેક ઉપર સત્તા ચલાવતો હતો તેને તેની સત્તા નીચે આવવું પડ્યું.

રંગભૂમિના અખાડામા નાટયકાર જુદાં જુદા પાત્રો ભજવે છે. કોઇવાર રાજાનો, કોઇવાર પ્રધાનનો, તો કોઇવાર ભિખારીનો એમ જુદા જુદા સ્વાંગ સજે છે; પરંતુ અંદરમાં તેને ભાન છે કે આ પાત્ર ભજવું છું, તે મારૂં ખરૂં સ્વરુપ નથી. આ બધા ક્ષણિક છે. અંતે તો હું છું તે જ છું. નાટયકારને સાંભળનાર કરુણ પ્રસંગમાં રુદન કરે છે, હાસ્યના પ્રસંગમાં હસે છે. શૃંગારના પ્રસંગમાં શૃગારના ચિન્હરૂપ ચિચિયારીઓ વગાડે છે પણ તેની અસર તે નાટકિયાને થતી નથી. તે અંતરમાં તો સમજે છે કે હું જે પાત્ર ભજવી રહ્યો છું તે રૂપ બની ગયો નથી. તેમ માણસને જ્યારે આવા વિચારો આવે કે હું આત્મા

છું. એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય, પંચેન્દ્રિય, તે હું નથી. હું તો ચિદાનદ આત્મભગવાન છું. ત્યારે તેની દષ્ટિ પલટાઇ જાય છે પરતરફથી દષ્ટિ ઊડી સ્વતરફ ઝોંક લીએ છે. આ બધા સંબંધી સ્વાર્થી છે. સ્રી–પુત્રાદિ પૂર્વે એક ગતિમાંથી આવ્યા નથી.

**કોઇ કયાંથી કોઈ કયાંથી એક વૃક્ષની ડાળે,**
**પંખીડાં આવીને બેઠાં કોઇ ડાળે કોઈ માળે,**
**પ્રભાતના પંચરંગી રંગે જાતાં સૌ વિખરાઇ ...(૨)....**
**આ જગ પંખીનો મેળો કેમ રહેશે સદૈવ ભેળો,**
**આ જગ....**

એક ઝાડ ઉપર બધાં પક્ષીઓ સાજ પડે ત્યારે ડાળે–માળે સૌને ફાવે ત્યાં આવી બેસે છે અને નવ-પ્રભાત પ્રગટ થતાં સૌ ઊડી જાય છે. વિખરાઇ જાય છે. કોઇ કયાંય અને કોઇ કયાંય, તેવી જ રીતે આ પંખીના મેળા સમાન માનવીઓ કાયમ રહેવાના નથી. ઘેરથી સાજા સારા ગયા હોય અને રસ્તામા એકસીડન્ટ થઈ જાય છે. કેટલાયને ચા પીતા પીતાં હાર્ટ બેસી જાય છે. આવા અનેકને મરતા જુઓ છો, છતા તમારી છાતી કેવી વજ્ર જેવી કઠણ છે કે કાંઈ અસર થતી નથી? મમત્વની જાળ કેટલી પાથરી છે એક દિશાએ જવાનો લોટો અથવા પગનાં પગરખાં ખોવાઈ જાય તોપણ ત્રણ દિવસ શોધ ચલાવો છો, પણ યાદ રાખજો કે આ બધું મૂકીને ચાલ્યા જવાના છો.

જેમ આખી રાત સ્વપ્નમાં ડોળાણી હોય, અનેક સ્વપ્નો ચાલતા હોય પરંતુ આંખ ઊઘડે એટલે સર્વ વિલય થઇ જાય

છે, તેમ તમારી પણ આંખ મીંચાતાં કોઇ તમારૂં રહેવાનું નથી. છતાં જીવને મમત્વ કેટલું છે? કમળાવતી દેવી, ઈક્ષુકાર રાજાને કહે છે કેઃ—

**सव्वं जगं जइ तुहं, सव्वं वावि धणं भवे ।**
**सव्वं पि ते अपज्जत्तं, नेव ताणाय तं तव ॥**

ઉત્ત. અ. ૧૪ ગા. ૩૯.

દુનિયામાં જેટલું ધન છે, આખા વિશ્વના પદાર્થો છે, તે પરિમિત છે અને ઇચ્છા તો આકાશ જેવડી અનંત છે તેથી ઇચ્છાની અનંતતા તેમાં કયાંથી સમાય? ઇચ્છાનો પાર સંસારની વસ્તુઓમાં ક્યાંથી પમાય? તેથી જ્યાં ઇચ્છા, તૃષ્ણા ને વાસના છે, ત્યા અતૃપ્તિ, શોક ને ખેદ છે. ત્યાં તેને વિકલ્પો સમાતા નથી પણ વિશેષ વધતા જાય છે. માટે ઘણું ભેગું કરવાથી તૃપ્તિ, શાન્તિ વળતી નથી તેમ તે ધન પરભવમા ત્રાણ શરણ થતું નથી. ચક્રવર્તીને નરકે ને ઇન્દ્રને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવું પડે છે. દોમ દોમ સાહેબી ભોગવનારને જ્યારે ભાગ્યહીણતા આવે છે, ત્યારે ક્યાંનાં ક્યાંય મુકાઈ જાય છે. તેથી સમરસના પિપાસુઓએ બાહ્ય ઇચ્છાઓને તિલાંજલી આપી દેવી. હે રાજન્! "**नेव ताणाय तं तवं**" તે બાહ્ય પદાર્થ તને ત્રાણરૂપ નથી તો હવે એટલેથી બસ કર.

જગતમાં પણ કોઇ ભાગીદાર ખૂટે છે ને હળવે હળવે બધું ઘરભેગું કરે છે. ઉપરથી ફક્ત દુકાનનું ખોખું રહે છે ત્યારે સામા ભાગીદારને ખબર પડે કે આ આટલો ખૂટલ છે, આણે વિશ્વાસઘાત કર્યો છે, પછી એને વહેલી તકે રજા આપી દીએ છે.

એ માણસ ખૂબ દુઃખી દુઃખી થઇ જાય, હાથે પગે લાગીને દુકાનમાં રહેવા માગે તો ફરી તમે રાખો ખરા ? એકવાર નુકસાન પહોંચાડયું તેને તમે આ જીંદગીમાં ઓળખી લીઓ છો, તેનો સંગ ફરી કરતા નથી, તો જ્ઞાનીઓ કહે છે " अलं बालस्स संगेणं " બાળના સંગથી હવે બસ કર હવે ચેતીજા. અજ્ઞાન, કામ, ક્રોધ, લોભ, મોહે તમને નિચોવી નાખ્યા છે. તમારી ઋદ્ધિ–સિદ્ધિને લૂંટી લીધી છે. તમારું આત્મિક ધન તેણે હરી લીધું છે. ક્રોધે તમારૂં કેટલું બગાડયુ તે તમે કદી વિચાર કર્યો ? ભાગીદારે નુકસાન કર્યું હોય તો દુકાને ચડવા દેતા નથી. તે આવે તો ધક્કો મારો છો. તેમ તમારા આત્માને નુકસાન પહોંચાડનારની ખબર પડે છે ? કર્મે તો તમને જબરજસ્ત ધક્કો પહોંચાડયો છે, તો પછી હજુ તૃષ્ણા શા માટે ? કાળનો પંજો પડશે એટલે ધન, કુટુંબ, બધું મૂકીને ચાલ્યા જવાનું છે બાપના બાપ ગયા, એના બાપ ગયા, એમ અનાદિકાળથી આ ચક્ર ચાલ્યું આવે છે અને એમાં આ જીવ પણ જુદા જુદા રૂપે અનાદિકાળથી રખડે છે. ૮૪ લાખ યોનિમાં જુદી જુદી રીતે અનંતીવાર અવતાર લીધા ને મૂકયા એનો હિસાબ પણ નીકળતો નથી.

એક અંતર્મુહૂર્તમાં ૬૫૫૩૬ વાર જન્મે ને મરે એવા એકેન્દ્રિયના ભવ પણ કર્યા. ભવ કરવામા કાંઈ કમીના રાખી નથી, હવે કાંઇ ખબર પડે છે? ઇન્દ્ર આત્માની કેટલી વિરાધના કરી કે એકેન્દ્રિયમાં મુકાઈ ગયો? કર્મનો ધક્કો કાંઇ ઓછો નથી લાગતો? તમારે પણ આવી હાથેછાયા કાયમ રહેશે? હવે આત્મા માટે કાંઇ મહેનત કરવી છે? દિશા ભૂલ્યા છો, તમે તમને ઓળખવા મહેનત કરો.

કોઇ માણુસ રસ્તે ચાલ્યો જાય છે. પાસે દશ હજારનું જોખમ છે એમાં બહારવટિયા મળ્યા. ચાલાકીથી તેને આડે રસ્તે દોરી ગયા. અર્ધે રસ્તે ગયા પછી બધા ફરી વળ્યા. છરો દેખાડી કહ્યું કે બધો માલ મૂકી દે, નહિતર મારી નાખશુ. એ વખતે શું કરે? મહામહેનતથી મેળવેલું હોય છતાં જતું કરે ને! અને પાછો જીવતો ઘેર પહોંચ્યો તે બદલ સંતોષ માને ને? પણ અહીં કોઇ પાંચના પંદર નોંધાવવાનુ કહે તો આપી શકે? બૈરી-છોકરાનાં પાલન-પોષણમાં, ખાવાપીવામાં કેટલા પૈસા જાય છે? કોઇ વેવાઇવેલાં આવે ને નાસ્તા પાણીના સીધા પાંચ રૂપિયા થઇ જાય, ત્યાં વાધો નહિ પણ અહીં હાથ સંકોચાઇ જાય. ખેડૂત કોઠીએ કોઠી ભરી રાખે અને વાવેતર ન કરે તો પછી લણે શું? વાવે તો અનેકગણું ઊગી નીકળે. '**दे गया सो ले गया**' દેશો તો ભવિષ્યમાં મેળવશો.

એક રાજા છે; અઢળક દાન દીએ છે, છતાં એની આંખો શરમથી નીચી રહે છે. કોઈક ગરીબ જતો હોય ને ઉપરથી સોનામહોર નાખી દીએ, છાના કવરમાં પૅક કરીને મોકલે, કોણે મોકલ્યું તેની પણ ખબર ન પડે, આવું ગુપ્તદાન કરે છે. પ્રધાન પૂછે છે-કે રાજાજી! તમે આટલું દાન કરો છો છતાં તમારી આંખો શરમથી નીચી કેમ રહે છે? ત્યારે રાજા કહે છે-"બધા કહે છે કે રાજાજી દાનવીર છે અને હું કાંઇ દાન કરતો નથી પરંતુ સામાનાં પુણ્ય મને દેવરાવે છે. આટલું દાન કરે છે છતાં કેટલી નિરાભિમાનતા? આજે તો કરે થોડું ને ગાજે ઘણું.

દાન દેવાનાં ત્રણ પાત્ર છે-૧ જઘન્ય, ૨ મધ્યમ, ૩ ઉત્કૃષ્ટ. જઘન્ય પાત્રઃ-સમકિતીજીવ-ચોથા ગુણુસ્થાનવાળા અને

મધ્યમ પાત્ર-'દેશવિરતિ શ્રાવક' છે. આંગણે સ્વધર્મીબંધુ આવ્યો હોય તો અહોભાગ્ય માની એને સંતોષે: અને ઉત્કૃષ્ટ પાત્ર: 'સાધુ' છે **एगंतसु निज्जरं जणयइ नत्थि किंचि वि से पावं"** ભગવતી સૂત્રમાં કહ્યુ છે કે સાધુને વહોરાવતાં એકાંત કર્મની નિર્જરા થાય. આ ત્રણ સુપાત્ર સિવાય અન્યજનોને **"अनुकंपणट्ठयाए"** અનુકંપાને અર્થે દાન આપતા આંગણે આવેલું કોઇ પાછું ન જાય એવાં અભંગદ્વાર ઉઘાડાં રહેતાં પણ સાધુને તરણતારણ બુદ્ધિથી વહોરાવતા. મારા ગુરુ, પંચ મહાવ્રતના પાલણહાર, ત્યાગી, વૈરાગી, અનુકપાનો ઝરો, ગમે તેવા ઉપસર્ગ, પરીસહને સમભાવે સહન કરનાર-

**ખંદું તો ધરતી ખમે, તાપ ખમે વનરાઈ;**
**કઠણ વચન મુનિ ખમે, જેમ સાગરમાં નીર સમાય**

ધરણીને કોઇ ખણે, ખોદે, કોઇ વિષ્ટા ઠાલવે, ઉકરડા કરે કે બગીચા બનાવે છતાં પૃથ્વી સમભાવે બધું સહન કરે છે **"पुढविसमे मुणी हवेज्जा"** મુનિને પણ પૃથ્વીની ઉપમા આપી છે. પૃથ્વી, માતા કહેવાય છે. માતા, વાત્સલ્ય ભાવથી બધા બાળકોના ગુણ-અવગુણ સહન કરી લીએ છે, તેમ મુનિ બધું સમભાવે સહન કરે છે જ્ઞાની કહે છે કે આવા સાધુને વહોરાવતાં કર્મનાં બંધનો તૂટી જાય છે

સાગરસમાન ગંભીર થા, વનરાઈઓ પણ તાપ ખમીને બીજાને શીતળ છાયા આપે છે, તેમ મહાન્ પુરુષો કષ્ટ સહીને પણ બીજાને શાન્તિ આપે છે. કોઇને દુઃખ થાય તેમ મારે ન વર્તવું. કોઇને કડવું વચન ન કહેવું. આટલું તમે કરી શકો છો?

એક એક જણ આવી પ્રતિજ્ઞા કરે તો સ્વર્ગ નીચે ઉતરે. પણ અહીં દિવ્યતા પ્રગટાવે નહિ, દિવ્ય સ્વરૂપ થાય નહિ તો દેવની ગતિ ક્યાંથી મળે ? માટે આંટીઘૂંટી કાઢી હૃદયને સ્ફટિક રત્ન જેવું બનાવો.

ગમે તેવાં વાવાઝોડાં, તોફાન, વીજળીમાં હોય તોપણ ઝાડ, સહનશીલતા બતાવે છે; પથ્થરા મારો તોય ફળ આપે છે. તેમ તમને કોઈ કડવાં વચન કહે તોપણ તમારા તરફથી મીઠાં, મધુરાં વચનરૂપી ફળ મળે છે ? ફૂલને તોડી નાખો, કચરી નાખો, મસળી નાખો છતાં તે ફૂલ સદાય સુવાસ જ આપે છે, તેમ તમારા પ્રત્યેથી બીજાને સુવાસ મળવી જોઇએ. **'शठं प्रति शाठ्यम्'** ન બનવું જોઇએ. દરિયામા બધું સમાઇ જાય તેમ સાધુના હૃદયમાં બધું સમાઇ જાય. જ્ઞાનીઓએ ક્ષમાને, મોક્ષનો ભવ્ય દરવાજો કહ્યો છે.

આ દુનિયામાં આવ્યા છો, જીંદગી કેટલી છે, તેની ખબર નથી તો કાંઇક સારૂં કરીને જાઓ. આજે તો ઘેર-ઘેર કલહ, ટંટા, ઝઘડા, અવ્યવસ્થા જોવામાં આવે છે, માટે સમજીને સહન કરતાં શીખો. ધર્મારાધન કરશો તો ભવનાં બંધન છૂટી જશે.

આવો ધર્મનો ઉપદેશ આપનાર પ્રભુ પધાર્યા છે. વાણીનો પ્રવાહ અસ્ખલિત ધારાએ વહી રહ્યો છે.

**જે આપના ગંભીર હૃદયના, સમુદ્રમાંથી ઉપજે.**
**તે વાણીમાં અમૃતપણું, લોકો કહે તે સત્ય છે,**
**કાંકે કરીને પાન પરમાનંદને ભજતાં થકાં,**
**ક્ષવિજન અહો ! એથી કરીને, શીઘ્ર અજરામર થતાં.**

હે પ્રભુ ! તમારી વાણીમાં કોઇ અજબ–અદ્ભુત સામર્થ્ય છે. ભવનાં બંધન છોડાવનારી, સંસાર કટ કરનારી, ભવસમુદ્રથી તારનારી એવી વાણી સાંભળતાં કલ્યાણ થાય અને શિરપર ચડાવે તો નિર્વાણપદને પામી જાય. પ્રભુની વાણીથી રગડા–ઝઘડા મટી જાય, શાંતિ થાય. નિમિત્ત–દૃષ્ટિ મટી સ્વતરફ દૃષ્ટિ વળી જાય. પોતાના તરફ જુઓ. તમારા દુર્ગુણોને કાઢો–ઘઉંમાંથી કાકરા સાફ કરીને દળાવો છો ને ? કાકરા હોય અને રાંધો તો કહે કે કોણ આ ફૂવડે રસોઇ બનાવી છે ? તમારામાં ખરાબ વિચારરૂપી કાંકરા ભરાયા છે. ઘઉંના કાંકરા કરતા વધારે નુકસાન, ખરાબ વિચારો પહોચાડે છે.

એક ગુલાટ ખાવાની જરૂર છે, તો બેડો પાર થઇ જશે. પ્રભુની વાણી અમૃતમય છે, વાણીમાં સુધારસ છે. કેવળજ્ઞાન–કેવળદર્શનનો દરિયો છલોછલ ભર્યો છે. એવી પ્રભુની વાણી સાંભળતાં તૃપ્તિ ન થાય. સાડાત્રણ કલાક થાય તોપણ કોઈ માયનો લાલ ઊભો ન થાય. અહીં તો વ્યાખ્યાનમાં એક કલાક ન થાય ત્યાં તો ઘડિયાળ સામે નજર જાય. પ્રભુની વાણી મહાભાગ્યવાન સાભળી શકે. આપણે તો કેવા કમભાગી કે જ્યાં કેવળી નહિ, તીર્થંકર નહિ, મનઃપર્યવજ્ઞાની નહિ, છતાં દીવા દાંડીરૂપ આ માર્ગ મળ્યો છે તેટલું ભાગ્ય ચડિયાતુ છે. ખારા સમુદ્રમાં મીઠી વીરડી આ એકજ છે. સંસારમાં બળતા ઝળતા જીવોને વિસામારૂપ સંતની વાણી છે હે ભગવાન ! જે આ વાણીનુ પાન કરે છે તે પરમાનંદને પામનારા એવા તીર્થંકરને ભજતાં, ભજતાં ભવ્યજીવો શીઘ્રમેવ અજર–અમર થઇ જાય છે. ફરી જન્મ મરણ ન રહે.

**'त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं'** તમને સમ્યક્ પ્રકારે આરાધે તે મૃત્યુંજય બની જાય. કેટલો ફાયદો છે? આ વાણિજય નગરનાં કેટલાં ભાગ્ય ચડિયાતાં છે કે પ્રભુ પધાર્યા. પ્રભુની વાણી સાંભળવા મહાભાગ્યવાનો જઈ રહ્યાં છે. પાણીના પૂરથી ઊછળતી નદી કિલકિલાટ કરતી વહી રહી હોય તેમ માણુસની મેદની દ્યુતિપલાસ ઉદ્યાન તરફ જઇ રહી છે. તેનો અવાજ સાંભળીને આનંદને એમ થાય છે, કે આજે શું ઇન્દ્રનો મહોત્સવ છે? સ્કંધનો–કાર્તિકસ્વામીનો–નદીનો–દ્રહનો–તળાવનો–પર્વતનો મહોત્સવ છે? કે જેથી લોકો નવાં નવાં વસ્ત્રો પરિધાન કરી કોઇ હાથી ઉપર, ઘોડા ઉપર, કોઈ પાલખીમાં અને પગપાળા એક દિશા તરફ જઇ રહ્યા છે! તેણે પોતાના કૌટુંબિક પુરુષને આ પ્રમાણે પૂછ્યું. હવે તે શું જવાબ આપશે તે સંબંધી અધિકાર અવસરે–

---

## વ્યાખ્યાન ૧૬ મું.

### સવત ૨૦૧૪ અષાડ વદ ૧૧ા રવિવાર

શ્રી દેવાધિદેવ નાથે સિદ્ધાંત પ્રરૂપ્યાં. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ હોય તેનુ નામ તે સિદ્ધાંત.

અહીં ઉપાસકદશાંગનું પહેલું અધ્યયન અને તેમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. પ્રભુ મહાવીર, વાણિજ્ય નગરના દ્યુતિપલાસ ઉદ્યાનમાં પધાર્યા છે. માણસોનાં ટોળે ટોળાં તે તરફ જઇ રહ્યાં છે. આનંદ આ કોલાહલ સાંભળીને તેના કૌટુંબિકોને પૂછે છે કે આજે આ શું છે? તેમણે તપાસ કરી, રસ્તે જતા

લોકોને પૂછ્યું કે તમે કઇ તરફ જાઓ છો! લોકો કહે છે, આજે તો દેવાધિદેવ, જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળને એક સમયમાં જાણે છે–સર્વજ્ઞ છે, સર્વ પદાર્થને દેખનાર, સંપૂર્ણ વીતરાગી એવા તીર્થંકર દેવ, ભગવાન મહાવીર સ્વામી દ્યુતિપલાસ ઉદ્યાનમાં પધાર્યા છે, ત્યાં વાણી સાંભળવા જઇએ છીએ. આ વાણી કાંઇ રંગરાગની નથી તે તો મોક્ષમાર્ગ દેખાડનારી છે. ભકતામરમાં શ્રી માનતુંગાચાર્ય કહે છે.

**स्वर्गापवर्गगममार्गविमार्गणेष्ट :**
**सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्याम् ।**
**दिव्यध्वनिर्भवति ते विशदार्थ सर्व-**
**भाषा स्वभावपरिणाम गुणै: प्रयोज्य: ॥३५॥**

ભકતામર સ્તોત્ર.

માનતુંગાચાર્ય કહે છે કે સ્વર્ગ અને અપવર્ગ એટલે મોક્ષમાં જવાનો માર્ગ બતાવે છે ત્રણ લોકમા આના જેવી વાક્પટુતા કોઈની નથી. નાનામા નાના બાળકથી મોટા સુધી બધા સમજી શકે તેવી વાણી છે, દુનિયામાં આના જેવો માર્ગ બતાવનાર કોઈ નથી.

**नहि नूण पुरा अणुस्सुयं, अदुवा तं तह नो समुट्ठियं ।**
**मुणिणा सामाइ आहियं, नाएणं जगसव्वदंसिणा ॥३१॥**

(સૂય. શ્રુ. ૧ અ ૨. ઉ ૨)

પૂર્વે આવી વાણી સાંભળી નથી. ભગવાનની વાણી અપૂર્વ છે. એમાં કોઇ જાતનો સ્વાર્થ નથી. જગતના જીવો

કેમ આ માર્ગે વળે, કેમ મોક્ષમાર્ગને પામે એ માટે એણે જાણ્યું છે તે જણાવે છે કે ત્રણ લોકમાં જે દુર્લભ વસ્તુ છે, એ ધર્મના પ્રરૂપક, સાચો માર્ગ બતાવનાર, એવા પુરુષ પધાર્યા છે. તે તો અમારાં અહોભાગ્યની વાત છે, અમે તે પ્રભુનાં દર્શને જઇએ છીએ. એનું નામ લેવાથી પણ 'महाफलं' એના દર્શને જવાથી, એની વાણી સાંભળવાથી અને સાંભળીને હૃદયમાં ઉતારવાથી બેડા પાર થઈ જાય છે. આનંદે આ વાત સાંભળી તેને મનમા થયુ કે–

**आस्तां तवस्तवनमस्त समस्त दोषम्,**
**त्वत्संकथाऽपि जगतां दुरितानि हन्ति।**
**दूरे सहस्रकिरणः कुरुते प्रभैव,**
**पद्माकरेषु जलजानि विकाशभाञ्जि॥**

ભક્તામર ૯

હે પ્રભુ! તમારૂ સ્તુતિ–સ્તવન તો દૂર રહો પણ તમારૂં નામ સ્મરણ પણ જગતના જીવોના પાપનો નાશ કરે છે. ભગવાનની વાણી સાંભળવામાં તો કોઇ ઓર ભાવ ભરેલા છે. હૈયામાં ભાવ ભરેલા હોય અને રુચિપૂર્વક સાંભળે તો કોઇ ઓર છાપ પડે.

સ્વાતિ નક્ષત્રનું પાણી, સમુદ્રમાં પડે તો ખારૂં થઇ જાય અને એજ પાણીને સમુદ્રમાં રહેલ છીપ, કૂદકો મારીને ઝીલી લીએ તો તેમાં સાચું મોતી પાકે. જેટલો વધારે ઉછાળો મારીને ઝીલે તેટલું વધારે મૂલ્યવાન મોતી પાકે. તેમ તમને આ વાણી સાંભળવામાં ઉછરંગ–ઉછાળો જોઇએ કે આ મારા લાભ માટે છે. મારે મારો મોક્ષ મેળવવો હોય તો આની જરૂર ચોકકસ છે.

એટલુ નક્કી થઇ જવું જોઇએ આખા જગતને સુધારવા જતા તારૂં બગડી જશે માટે દરેક તરફના વીર્યને સમેટીને, એક ધર્મ તરફ વીર્યને વાળશો તો કલ્યાણ થશે.

પ્રભુની વાણીમા તો કોઈ અદ્ભુત કામણ છે. જે હૃદયના ખરા ઉલ્લાસથી સાભળે તેને ચોટ લાગી જાય. સત્ય સ્વરૂપ સમજાય અને વૈરાગ્ય તરફ વળી જાય. મોક્ષ પ્રાપ્ત કરવાનુ આ મોટામાં મોટુ સાધન છે. ભાગ્યવાન, રસના ઘૂંટડા પી શકે એ અમૃતમય વાણી સાંભળતાં–

**आलोकयन्ति रभसेन नदन्तमुच्चै,**
**श्चामीकराद्रिशिरसीव नवाम्बुवाहम् ॥२३॥**

શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર

નવાં વાદળાં ને જોઇ, વરસાદના ગડગડાટને સાંભળીને મોરલો જેમ નાચી ઊઠે તેમ પ્રભુની વાણી સાભળીને ભવ્ય જીવોના હૈયાં નાચી ઊઠે છે. ધન્ય છે તે આમ–નગરને કે જ્યાં પ્રભુ મહાવીર વિચરે છે! ધન્ય છે તે સાધુ થનાર ને! ધન્ય છે તે શ્રાવકોને અને મને અધન્ય છે.

**અમીભરી મૂરતી રચી રે, ઉપમા ઘટે ન કોય;**
**શાન્ત સુધારસ ઝીલતીજી, નીરખત તૃપ્તિ ન હોય,**
**વિમલજી ન દીઠા લોયને આજ...**

ભગવાનના શરીરના પરમાણુ, શાન્તિ સુધારસમય છે. ૧૦૦૮ ઉત્તમ લક્ષણથી સહિત છે. હસ્ત–પાદમા ઉત્તમ લક્ષણો પડેલા છે કે જોનારને પણ વાહવાહ લાગે. કોઈ જીવે ક્રોધનો

ઉપશમ કર્યો હોય તો તેના મોઢા પરથી દેખાય. તેમ કોઇ ક્રોધી હોય તો તે પણ લક્ષણ પરથી જણાઇ આવે. રાગદ્વેષરહિત ભગવાનની શાન્તમુદ્રા જોતાં તૃપ્તિ થતી નથી. તીર્થંકરને જોઇને જો શુભ પરિણામ થાય છે તો તેનો શુભ ઉદય થાય છે જેમ રૂ ને મીલની અંદર દાખલ કરે, તેમાં તે સાફ થાય, પૂણીઓ થાય, કંતાઇ જાય અને છેવટ કાપડ પણ થઈ જાય છે. મશીનથી જ બધું કાર્ય થઇ જાય છે. તેમ જીવને જ્યારે તીર્થંકરને દેખીને તેના દ્રવ્ય, ગુણ અને પર્યાયની સાથે પોતાની સરખામણી કરે કે હુ સચ્ચિદાનંદ પૂર્ણાનંદ, પૂર્ણબ્રહ્મ સ્વરૂપનો કર્તા અને ભોકતા છું. **नाऽहं** હું કોઇનો નથી, **न मम** મારૂં કોઈ નથી. હે આત્મન્! તું કેવો છે? એક એક વસ્તુનો વિચાર કર. જ્યારે જીવ, સ્વરૂપનો વિચાર કરવા બેસે છે, ત્યારે તાળાં દેવાઇ જાય છે, વિચારમાળા આગળ ચાલતી નથી અને પરના વિચારમાં પાવરધો છે. એના સંકલ્પ વિકલ્પ ખૂટતા નથી. બહારની વસ્તુમાં સંતોષ અનુભવે છે, પણ એ બધું છૂટવાના ભાવે છે.

શરીર, ધન, સગાંવહાલાં, બધાં ચાલ્યાં જશે માટે હવે સવળો થા. જે નથી પામ્યો તે તું પામી જઇશ. આત્મા શાશ્વત છે. તેને પામવા માટે ગુરુ તને રસ્તો બતાવે છે કે સુખ તારામાં છે. અંતરમાં શોધ ચલાવ. સ્વના વિચાર કર. તારૂં તારામાં જ છે પણ વિકથા છૂટે તો સ્વકથા થાય ને?

ઠાણાંગસૂત્રમાં સાત પ્રકારની વિકથા કહી છે. ૧. પુરુષ કથા ૨. ભત્તકથા ૩. દેશકથા ૪. રાજકથા ૫. દર્શનમાં ભેદ પમાડે તેવી કથા ૬. ચારિત્રમાં ભેદ પમાડે તેવી કથા અને ૭. પુત્તસોગ ઝુરણુયાએ.

ગુરણુયાએ. દર્શનભેદની કથા તે સમ્યક્ત્વમાં ભેદ પમાડે, પોતાના સ્વઘરમાં શકા ઉપજાવે પરમા સુણબુદ્ધિ "**नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा**" દર્શન વિના જ્ઞાન નથી. જ્ઞાન વિના ચારિત્ર નથી. ચારિત્ર વિના કેવળ નથી અને કેવળ વિના મોક્ષ નથી પરમ પદની જો પ્રાપ્તિ કરવી હોય તો સમ્યગ્દર્શન જ મૂળ પાયો છે. એવા સમ્યગ્દર્શનમાં ભેદ પડાવવાની કથા "આજે બધા મિથ્યાત્વી જ છે, સમકિતી કોઈ નથી." એવી રીતે બોલે તે સમ્યગ્દર્શનમા ભેદ પડાવવાની કથા.

કોઇ જીવ ચારિત્ર લેવા ઉપસ્થિત થયો હોય, આરંભ અને પરિગ્રહને અનર્થના મૂળ જાણી ત્યાગના વૈરાગ્યની ભાવનાથી વાસિત બનીને ચારિત્ર લેવા તૈયાર થયો હોય તેમને ચારિત્રથી મન પાછું પડાવીને એમ કહે કે ચારિત્ર લઇને શું કરવું છે? ત્યાં તો રજોહરણ ઊડે છે. ઘેર રહીને કયાં ધર્મ થતો નથી? સંયમ માર્ગથી મન પાછું હઠાવે તો તેને મહામોહનીય કર્મ બંધાય.

દશાશ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં ત્રીશ મહામોહનાં સ્થાન કહ્યાં છે તેમા આ પણ એક સ્થાન છે. કોઈ કહે, સાધુ ઊઠીને રાગદ્વેષ કરે છે, પરંતુ સંપૂર્ણ વીતરાગતાનાં ગુણસ્થાનક (૧૧–૧૨ ૧૩–૧૪) ઉપરનાં ચાર હોય છે. છઠ્ઠા ગુણસ્થાનકના સ્ટેઇજે પહેલી ત્રણ ચોકડીનો ઉદય હોતો નથી. એક છેલ્લી ચોકડીનો જ ઉદય છે. તેની સાવધાની ઘણી વધી છે પણ કોઈ કાળે કષાય પ્રકૃષ્ટમત્ત થઈ જાય છે. તેથી કરીને તેનું સાધુપણું ચાલ્યું જતું નથી. શ્રદ્ધાનમાં કષાય ન કરવા તે વાત બરાબર બેઠી છે

ઉપશમ કર્યો હોય તો તેના મોઢા પરથી દેખાય તેમ કોઇ ક્રોધી હોય તો તે પણ લક્ષણ પરથી જણાઇ આવે. રાગદ્વેષરહિત ભગવાનની શાન્તમુદ્રા જોતાં તૃપ્તિ થતી નથી. તીર્થંકરને જોઇને જો શુભ પરિણામ થાય છે તો તેનો શુભ ઉદય થાય છે જેમ રૂ ને મીલની અંદર દાખલ કરે, તેમાં તે સાફ થાય, પૂણીઓ થાય, કંતાઇ જાય અને છેવટ કાપડ પણ થઈ જાય છે. મશીનથી જ બધું કાર્ય થઇ જાય છે. તેમ જીવને જ્યારે તીર્થંકરને દેખીને તેના દ્રવ્ય, ગુણ અને પર્યાયની સાથે પોતાની સરખામણી કરે કે હું સચ્ચિદાનંદ પૂર્ણાનંદ, પૂર્ણબ્રહ્મ સ્વરૂપનો કર્તા અને ભોકતા છું. **नाऽहं** હું કોઇનો નથી, **न मम** મારૂં કોઈ નથી. હે આત્મન્! તું કેવો છે? એક એક વસ્તુનો વિચાર કર. જ્યારે જીવ, સ્વરૂપનો વિચાર કરવા બેસે છે, ત્યારે તાળાં દેવાઇ જાય છે, વિચારમાળા આગળ ચાલતી નથી અને પરના વિચારમાં પાવરધો છે. એના સંકલ્પ વિકલ્પ ખૂટતા નથી. બહારની વસ્તુમાં સંતોષ અનુભવે છે, પણ એ બધું છૂટવાના ભાવે છે.

શરીર, ધન, સગાંવહાલાં, બધાં ચાલ્યાં જશે માટે હવે સવળો થા. જે નથી પામ્યો તે તું પામી જઇશ. આત્મા શાશ્વત છે. તેને પામવા માટે ગુરુ તને રસ્તો બતાવે છે કે સુખ તારામાં છે. અંતરમાં શોધ ચલાવ. સ્વના વિચાર કર. તારૂં તારામાં જ છે પણ વિકથા છૂટે તો સ્વકથા થાય ને?

ઠાણુંગસૂત્રમાં સાત પ્રકારની વિકથા કહી છે. ૧. પુરુષ કથા ૨. ભત્તકથા ૩. દેશકથા ૪. રાજકથા ૫. દર્શનમાં ભેદ પમાડે તેવી કથા ૬. ચારિત્રમાં ભેદ પમાડે તેવી કથા અને ૭. પુત્તસોગ ઝુરણુયાએ.

ગુરણુયાએ. દર્શનભેદની કથા તે સમ્યક્ત્વમા ભેદ પમાડે, પોતાના સ્વઘરમાં શકા ઉપજાવે પરમાં સુખબુદ્ધિ "**नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा**" દર્શન વિના જ્ઞાન નથી. જ્ઞાન વિના ચારિત્ર નથી. ચારિત્ર વિના કેવળ નથી અને કેવળ વિના મોક્ષ નથી પરમ પદની જો પ્રાપ્તિ કરવી હોય તો સમ્યગ્દર્શન જ મૂળ પાયો છે. એવા સમ્યગ્દર્શનમાં ભેદ પડાવવાની કથા "આજે બધા મિથ્યાત્વી જ છે, સમકિતી કોઈ નથી." એવી રીતે બોલે તે સમ્યગ્દર્શનમા ભેદ પડાવવાની કથા.

કોઇ જીવ ચારિત્ર લેવા ઉપસ્થિત થયો હોય, આરંભ અને પરિગ્રહને અનર્થના મૂળ જાણી ત્યાગના વૈરાગ્યની ભાવનાથી વાસિત બનીને ચારિત્ર લેવા તૈયાર થયો હોય તેમને ચારિત્રથી મન પાછું પડાવીને એમ કહે કે ચારિત્ર લઇને શું કરવું છે? ત્યાં તો રજોહરણુ ઊડે છે. ઘેર રહીને કયાં ધર્મ થતો નથી? સંયમ માર્ગથી મન પાછું હઠાવે તો તેને મહામોહનીય કર્મ બંધાય.

દશાશ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં ત્રીશ મહામોહનાં સ્થાન કહ્યાં છે તેમા આ પણ એક સ્થાન છે. કોઈ કહે, સાધુ ઊઠીને રાગદ્વેષ કરે છે, પરંતુ સંપૂર્ણ વીતરાગતાના ગુણસ્થાનક (૧૧–૧૨ ૧૩–૧૪) ઉપરનાં ચાર હોય છે. છઠ્ઠા ગુણસ્થાનકના સ્ટેઇજે પહેલી ત્રણ ચોકડીનો ઉદય હોતો નથી. એક છેલ્લી ચોકડીનો જ ઉદય છે. તેની સાવધાની ઘણી વધી છે પણ કોઈ કાળે કષાય પ્રકૃષ્ટમત્ત થઈ જાય છે. તેથી કરીને તેનું સાધુપણું ચાલ્યુ જતું નથી શ્રદ્ધાનમાં કષાય ન કરવા તે વાત બરાબર બેઠી છે

પણ કોઇવાર વૃત્તિ ડાકિયાં મારી જાય છે અને એટલી અધૂરાઈ છે તો જ ઉપદેશની જરૂર છે.

" **उद्देसो पासगस्स नत्थि** " કેવળીને માટે ઉપદેશની જરૂર નથી કારણ કે એનામાં રાગદ્વેષ છે જ નહિ. પરંતુ આપણામાં તો રાગદ્વેષ છે એટલે ઉપદેશની જરૂર છે. આ પંચમ કાળમાં વધુમાં વધુ સાતમા ગુણસ્થાનક સુધી જઇ શકાય. શ્રેણિએ ચડવાની તાકાત નથી. એ તો વજ્રઋષભનારાચ સંઘયણવાળો કરી શકે અને એ મોક્ષમાં જઈ શકે. આપણાં સંઘયણ તો સાવ નબળાં–ઉપરથી પડે ને હાડકાંના ચૂરા થઇ જાય. જ્યારે વજ્રઋષભ-નારાચ સંઘયણવાળા ઉપર તો ગાડાં ચાલ્યાં જાય તોય એને કંઇ ન થાય.

સરસમા સરસ ધ્યાનની લીનતા પણ ઉત્તમ સંઘયણ હોય તો થાય. એકાગ્રચિત્ત પણ તે કરી શકે અને આસપાસનું વાતા-વરણ સમાધિવાળું હોય તો ચિત્તની વધુ એકાગ્રતા ટકે. પણ હેઠે ઊંબાડિયું મૂકેલુ હોય તો પાણી ફદફદ થયાં જ કરશે તેમ ક્રોધના ઊંબાડા મુકાતા હોય ત્યાં ચિત્તની એકાગ્રતા ન થાય. ચિત્તની એકાગ્રતા માટે એકાંતવાસ જોઇએ. આવી સાધક દશા છે. પણ વિકથામાં પડેલો આત્મા પોતે સમાધિસ્થ ન થઇ શકે અને આજુબાજુમાં વસનારને પણ સમાધિસ્થ થવા ન દીએ.

સાતમી વિકથા, 'વિયોગની ઝૂરણા' તે આર્તધ્યાન છે. રળી રળીને ખૂબ મહેનત કરી દીકરાને ભણાવ્યો હોય, દીકરો ભણી ગણીને તૈયાર થઇ ગયો. સાતસોના પગારે નોકરી પણ થઇ ગઇ છે. બાપને એમ થયું કે હવે મને નિરાંત મળશે મારો બધો

આધાર આના ઉપર છે. એવામાં તાર આવે કે છોકરાને 'હાર્ટ ફેઈલ' થઈ ગયું તો એ બાપને કેટલું દુઃખ થાય? જેટલો રાગ એટલું જ દુઃખ. ગામમાં ઘણા દુઃખી હોય છે છતાં એનુ દુઃખ આપણને થતું નથી, કારણ કે એને આપણે મારા માન્યા નથી. મારાપણું છે ત્યાજ દુઃખ છે, અને સગા-સબંધીઓ ખોટા રિવાજને આધીન થઇ ખૂબ દાગીના તથા લેસ તથા થપ્પા તથા ઘરચોળાં, મધરાશીયા, તે વખતે તે બાઇનુ મન ન હોય છતાં પહેરાવે આ કેટલું અજુગતું છે? આ રિવાજ હોય તો કાઢી નાખવો. ઝૂરણા, કૂટણાં, ટીપણાં, પીટણાં કરતા જીવ રસ લીએ છે તેમાં આનંદ માને છે પણ તેનું કટુ પરિણામ આઠ પ્રકારે ભોગવે છે તેમ પન્નવણાસૂત્રમા કહ્યું છે. અમણુન્ના સદ્દા, રૂવા, ગંધા, રસા, ફાસા, મણદુહિયા, વયદુહિયા, કાયદુહિયા, આવા પરિણામ ન ભોગવવાં હોય તો આશ્વાસન રૂપ બનવું પણ કોઇને રોવરાવવા ન જવું. આવી વિયોગની ઝૂરણા કરતા ૭ મી વિકથા થાય છે

તે વિકથા કરવાથી શુ થાય? તે ગૌતમ પૂછે છે, ત્યારે પ્રભુ વીર કહે છે કે કેવળજ્ઞાનને કેવળદર્શન આવતું અટકે છે આટલું ભયંકર નુકસાન પહોંચે છે, માટે પારકી પંચાતમાં ન પડવું. પગે બળતાં જુઓ, તેને ઠારવા પયત્ન કરો. વિકથામા હોય ત્યારે સ્વકથામાં ન હોય માટે સ્વની કથા માડો આ કરવા જેવું છે. ભગવાનની ધર્મકથા સાંભળવા માનવમેદની ઉભરાય છે. આનંદ આ કથા સાંભળી ત્યાં જવા ભાવ કરે છે. હવે કેવા રીતે જશે તે સંબંધી અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૧૭ મું.

### અષાડ વદ ૧૪ સોમવાર

અહીં ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકના અધિકાર ચાલે છે. પ્રભુ દ્યુતિપલાશ ઉદ્યાનમાં પધાર્યા છે. એ વાત કૌટુંબિક પુરુષો પાસેથી સાંભળી આનંદ શ્રાવકના હૈયામાં અનેરો આનંદ જાગ્યો. અહો ! જ્ઞાનમૂર્તિ પ્રભુ પધાર્યા છે. જેનું નામ સાંભળતાં પણ મહાફળ થાય.

**तं गच्छामि णं जाव पज्जुवासामि एवं संपेहेइ, संपेहित्ता** – હું એ પ્રભુજીનાં દર્શને જાઉં અને તેમની વાણી સાંભળું એમ વિચાર કરે છે.

સત્સંગ એ તો મોક્ષમા જવાની નિસરણી છે. સંત વિના તંતની વાતનો અંત આવતો નથી. તંત મુકાવે તે સંત, શાંતિ પમાડે તે સંત. સંત જ્યાં જાય ત્યાં શાંતિ, શાંતિ પ્રસરી જાય.

**तीव्रातपोपहतपान्थजनान्निदाघे ।**
**प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि ॥७॥**

શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

ગ્રીષ્મઋતુના તાપથી તપ્ત થયેલો મુસાફર ઘણા માઇલની મુસાફરી કરી આવતો હોય, તૃષા ખૂબ લાગી હોય, પગ પાણી પાણી થતા હોય, જીભ તાળવે ચોટી હોય તેવા ઉપહત થએલા મુસાફરને સરોવર દૂર હોવા છતાં સરોવરને સ્પર્શીને આવતી

પવનની લહેર પણ શાતા ઉપજાવે છે. તેવી જ રીતે સંતને જોયા નથી છતાં તેનું નામ સાંભળતાં અત્યંત આનંદ થાય. તે આનંદ વાણીમાં કથાય તેમ નથી. જેના પ્રત્યે રુચિ હોય, ઝંખના હોય અને તે મળે ત્યારે તેનો આનંદ અવર્ણનીય હોય છે.

**ઘડી ઘડી અંતરમાં આવે ઉમળકા,**
**આવીને ચાલ્યા જાયરે....**
**આરે અવતારમાં ક્યારે મને.**
**શ્રી મહાવીરનાં દર્શન થાય....**

આનંદ શ્રાવકના હૈયામાં અનેરો આનંદ આવે છે. સંતની વાણી – સંતનાં દર્શન – સંતનો જોગ ક્યાંથી? સંતને સ્પર્શીને આવતા વાયરાથી ગામમાં ગરકીનો રોગ હતો તે પણ મટી ગયો. આવા પ્રભુનાં પગલાં થાય તે મહાન્ ભાગ્ય છે. સ્ત્રી–માતા–પિતા બહેન–પૈસો, બધું મળે છે. પરંતુ સંતનો સમાગમ મળવો મહાન દુર્લભ છે. એ તને માખણ, નહિ ચોપડે. તે તને ૫૫૫ ના ડબ્બા નહિ આપે. એ તો તારા દોષ ગોતીને હાથમાં દેશે કે મમતા મૂક, અભિમાન છોડ, તારા દુશ્મનનું પણ તું કલ્યાણ ઇચ્છ. પ્રેમથી સિંહ જેવાં હિંસક પ્રાણીઓ પણ વશ થાય છે. તો તું શા માટે ક્રોધ કરે છે? કોઇ તારા દુશ્મન છે જ નહિ. આમ સંતો તને ઉપદેશ આપે છે. તેને તું અંતરથી સ્વીકારી લે.

**समया सव्वभूएसु, सत्तु-मित्तेसु वा जगे।**
**पाणाइ-वाय-विरई, जावज्जीवाए दुक्करं ॥२५॥**

ઉત્ત. અ. ૧૯

સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખો. જો વિષમભાવ થાય તો પહેલા વ્રતમાં દોષ લાગે. આત્માનું ખૂન થાય છે. ક્ષણેક્ષણે જીવ ભાવમરણે મરી રહ્યો છે. કોઇએ બે શબ્દો કહ્યા તો તે તો બે શબ્દો કહીને ખસી ગયો પણ એની પાછળ તેં સંકલ્પ-વિકલ્પની કેટલી ઇમારતો ઊભી કરી અને એથી તું તને પોતાને જ છેતરે છે. તારૂં જ તું બગાડે છે. હવે એ દૃષ્ટિ છોડીને સંતના ચરણે જા, તો કલ્યાણ થશે પ્રભુને કેટલાયના દોષો નજરે ચડે છે છતાં એ કદી કલેશ કરે છે? સમુદ્ર કદી માઝા મૂકે છે? નદી પૂર જોશમાં આવે ને ખાલી પણ તુરત થઈ જાય. તેમ સંસારમાં ઘડીક પ્રેમનાં પૂર વહેતાં હોય અને ઘડીકમાં ભારોભાર ઝેરરૂપ થઈ જાય પણ મહાન્ ભાગ્યવાન્ છે તે ગંભીર છે. માટે સંત કહે છે કે હવે જગતના તંતને મૂક મૂર્ખ અને ચપળ એવા વાદરાઓનું પણ રામે પ્રેમથી જીતીને સૈન્ય બનાવી દીધું

**अमंत्रमक्षरो नास्ति, नास्ति मूलमनौषधम्;**
**अयोग्यः पुरुषो नास्ति, योजकस्तत्र दुर्लभः ॥**

કોઈપણ અક્ષર મંત્રવિનાનો નથી. સ્વરને વ્યંજનમાંથી જ બધા શબ્દો નીકળે છે. દરેક વનસ્પતિનાં મૂળિયામાં ઔષધ છે. કોઇ અયોગ્ય પુરુષતો છેજ નહિ પરંતુ તેને યોગ્ય ઠેકાણે જોડનાર દુર્લભ છે.

આગળના માણસોને વનસ્પતિની ઓળખાણ વધારે હતી. સ્પિરિટની જરૂર પડતી નહિ. ઘા-રૂઝણી વનસ્પતિ મૂકે તો તરત ગમે તેટલું લોહી નીકળતું હોય તોય બંધ થઇ જાય. કલૉરોફૉર્મની જરૂર ન પડતી. એક વનસ્પતિ બેશુદ્ધ કરી નાખે અને સૂંઘે તો શુદ્ધિમાં આવી જાય, પણ જાણનાર જોઇએ.

તારો વિકારભાવ ટાળ,' તો તારો ઉદ્ધાર થશે. સત્સંગમાં જવાથી આત્માની પરિણતિ બદલાય જાય છે. બહેનો પાણી ભરવા જાય છે ત્યારે ઘડો ખાલી હોય છે. પણ નમાડે તો પાણી ભરાય છે.

અક્કડ રહેવાથી જ્ઞાન મળતું નથી. નમ્ર બને તો જ્ઞાન મળે. માન ગળે તો જ્ઞાન મળે. હું કાંઈક જાણુ છું, એવો પોતાનો ફાંકો હોય તો તેની ઉપર મીંડુ મૂકવું જોઈએ. નમ્ર બનો. સંતનાં ચરણોમા ઢળી પડો. સત તો તમારા હિતમાં જ ઊભા છે અહિતની એક વાત પણ નહિ કરે. હૈયામાં રુચિ પ્રગટાવી, તેના પ્રત્યે સંપૂર્ણ વિશ્વાસ લાવી સાંભળો દુકાનદારને માલ લેનાર પ્રત્યે વિશ્વાસ રાખવો પડે છે વિશ્વાસ વિના આગળ વધાતું નથી. વિશ્વાસે વહાણ ચાલે, તેમ દેવ–ગુરુ–ધર્મ પ્રત્યે વિશ્વાસ જોઈએ. તે જે કહે છે તે **मम लाभोत्ति पेहाए** ' મારા લાભને માટેજ છે. એ જે કહે છે તેમા કોઇ દિવસ મારૂં અકલ્યાણ થાય જ નહિ. ગુરુની વાણી તે જ વીતરાગની વાણી અને વીતરાગની વાણી તે જ ગુરુની વાણી. ' **अवितह मक्सिंधि सव्वदुक्खपहीणमग्गं** ।' સર્વદુઃખથી મુકત થવાનો સાચો માર્ગ તીર્થંકરદેવ બતાવે છે. પાચ મહાવ્રત, જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપરૂપ ધર્મ અનતકાળથી જીવે પ્રાપ્ત કર્યો નથી તે પ્રાપ્ત કરવાનુ કહે છે. અનંતકાળથી જીવે દૃષ્ટિ બદલી નથી, દૃષ્ટિ બદલાય તો દિશા બદલાય. સંસારના સ્વાર્થી સંબંધને છોડવા અને અસંગદશા કરવા માટે સત્સગની જરૂર છે.

સુખ કહ્યું ન જાય સત્સંગનુ રે,
અગ આઠે તે શીતળ થાય ...સુખ...
જેને આશા તૃષ્ણાને ઘણી ઈર્ષ્યા રે,
સત્સંગ તેને ના સોહાય....સુખ....

**સુખ ઇન્દ્રલોકથી અધિક છે રે,**
**જેની શાસ્ત્રા પૂરે છે સાખ....સુખ...**

સત્સંગનું સુખ સ્વાર્થવગરનું છે તેને કોઇ પણ જાતનો સ્વાર્થ નથી. બાકી સંસારી સંબધમાં સ્વાર્થ રહેલો છે. સત્સંગ તો માણસના જીવનનો પલટો કરાવે છે દુનિયાનાં બધાં સુખો કરતાં સત્સગનું સુખ તે મહાન્ સુખ છે. ક્ષણવારનો પણ સત્પુરુષનો સમાગમ સંસારરૂપી સમુદ્રને તરવાને નૌકારૂપ થાય છે. લાખો પાપીઓ સત્સંગના યોગે ક્ષણવારમાં તરી ગયા. જેઓ અધર્મથી જ ખ્યાતિ પામેલા હતા, લોહીથી હાથપગ ખરડાએલા હતા તેવા જીવો પણ સત્સગથી તરી ગયા. પરમેશ્વરમય બની ગયા. પોતે જ પરમેશ્વર બની ગયા.

સત્પુરુષનાં ચારિત્ર તે દર્પણરૂપ છે. એક વખત એક શેઠને સંતપુરુષનો સમાગમ થયો. સંતપુરુષે તેને ધર્મસંબંધી જ્ઞાનમય ઉપદેશ આપવા માંડયો. શેઠને થયું કે મારે નકામી ધર્મની વેવલી વાતો સાંભળવી નથી. ધર્મથી તો ભૂખ આવે છે. માટે એવી સિદ્ધિ બતાવો કે મને સોનુ-પૈસા મળે કારણ કે જેની પાસે સુવર્ણ હોય તેના જ સૌ ભાવ પૂછતા આવે છે તે નર જ કુલીન ગણાય છે દરેક પાર્ટી-જલસામાં તેને સ્થાન મળે છે. ઉપાશ્રયમાં પણ તેને આગળ બેસાડવામાં આવે છે ગુણનું મહત્ત્વ હોવું જોઇએ. પ્રમુખ-સેક્રેટરી હોય તેને નવતત્ત્વ-છકાયના બોલ પણ ન આવડતા હોય પણ પૈસાદાર થયા એટલે આગળ સ્થાન અપાય છે. આજે ધર્મસ્થાનકમાં પણ જ્ઞાન વિના ઝઘડા વધતા જાય છે.

સંસારમાં પણ શેઠમાં ખોણી ન હોય તો મેનેજર રાખે છે ને! અને તે સર્વ કાર્ય કરે છે ને! તેમ તમે નામના પ્રમુખ હો, તોપણ ગુણવાનને આગળ કરો. અહીં ગુણવાનનું કામ. જે કામ જેને આવડતું હોય તે કામ તે કરી શકે. તેમ જેને ધર્મની ધગશ હોય તે જ ધર્મને ઊંચો લાવી શકે. દરેક સ્થળોમાં શ્રીમંતોને આગળ સ્થાન અપાય છે. તેથી શેઠે કહ્યુ, મારે શ્રીમંત બનવું છે. માટે મને એવી લબ્ધિ આપો કે હું જેને અડકું તે સોનાનું થઈ જાય. ગુરુ કહે છે–હે ભાઇ! તે તને શ્રેયનુ કારણુ નથી એથી ભવિષ્યમાં તારે પસ્તાવાનો વખત આવશે. માટે કહું છું કે તું ધર્મને સેવીશ તો તારો ઉદ્ધાર થશે. પણ શેઠે તો પોતાની જીદ મૂકી નહિ. ગુરુ કહે, 'તથાસ્તુ!' તું ઇચ્છે તેમ થશે.

શેઠે તો ઘેર જઇને બધી વસ્તુને હાથ લગાડ્યો અને તે જ ક્ષણે સ્પર્શાએલી વસ્તુ સુવર્ણમાં પલટાવા લાગી તે જોઇને શેઠ તો રાજી રાજી થઇ ગયા હૈયું નાચી ઊઠયું મનમાં કુલાવા લાગ્યા–કેવું સરસ થયું! સમય થયો, શેઠને ભૂખ લાગી. શેઠ જમવા બેઠા, પણ ભોજનના કોઇ પણ પદાર્થ અથવા પાણીને અડે છે ત્યાં તે વસ્તુ સુવર્ણની બની જાય છે. શેઠ મૂઝાય છે. હવે શુ કરવું તેનો વિચાર કરવા લાગે છે. વિચારમાં મગ્ન બની બેઠો છે. ત્યાં તેની પાંચ વર્ષની પુત્રી આવે છે. તે પુત્રી આવીને એકદમ તેના પિતાને ભેટી પડે છે તે જ ક્ષણે પુત્રી સુવર્ણમાં પલટાય જાય છે અને મૃત્યુવશ બની, પડી જાય છે. હવે તો શેઠની મૂંઝવણુનો પાર રહેતો નથી

જે સુવર્ણ મનને આનદી બનાવતું તે જ હવે દુઃખકર થઇ પડયુ. તેની સ્ત્રી પાસે આવે છે શેઠને ઉદાસીન જોઇ પૂછે છે, તમને શું થયું છે? ત્યારે શેઠ દુઃખિત વદને કહે છે, કે

મહેરબાની કરી તું આઘી રહેજે, નહિ તો આ છોકરી જો, તેના જેવી તારી દશા બની જશે. જે ભોગ ભોગવવા અને એશઆરામ માટે સુવર્ણ ચાહતો હતો તે ભોગ ભોગવી શકતો નથી કે જીંદગીનો આનંદ અનુભવી શકતો નથી. છ છ દિવસ આમને આમ વીતી ગયા. પાણી પીધું નથી તે તો ત્રાસી ઊઠયો. મનમાં વિચારવા લાગ્યો કે મેં મોટામાં મોટી ભૂલ કરી છે. સંત મહાત્મા મને સત્ય વસ્તુ આપવા આવ્યા, પરંતુ તેનો ઇન્કાર કર્યો અને તુચ્છ વસ્તુની માગણી કરી, અંતે પસ્તાયો.

શેઠે નોકરોને બોલાવ્યા અને કહ્યું કે જાઓ, જ્યાં હોય ત્યાંથી એ સંત મહાત્માને બોલાવી લાવો. તેના વિના આ સ્થિતિમાં હવે હું જીવી શકું તેમ નથી બધું સોનું થઇ જાય છે પણ જે ભોગવવાના કામમાં ન આવે તે શું કામનું ?

તમે પણ કમાણા–ખૂબ પૈસા એકઠા કર્યા પણ તે સાથે આવશે ખરા ?

**तेणावि जं कयं कम्मं, सुहं वा जइ वा दुहं ।**
**कम्मुणा तेण संजुत्तो, गच्छइ उ परं भवं ॥**

ઉત્ત. અ. ૧૮ ગા. ૧૭.

જે સ્ત્રીઓનું–બાળકોનું તમે રક્ષણ કર્યું, જે ધન એકઠું કર્યું, બંગલા વિ. બધું બનાવ્યું પણ તે અહીં રહી જશે અને તમે ચાલ્યા જશો. એના માટે જે શુભાશુભ કર્મ કર્યાં હશે તે ભોગવવાં જ પડશે. તે કર્મોની સાથે જીવને પરભવમાં જવું પડશે. તમને કાંઇ ખ્યાલ આવે છે ? તું સમજીને પગલાં ભરીશ

તો તારૂં હિત એમાં સમાએલું છે. નહિ સમજે તો કર્મ તને ક્યાંય મૂકી દેશે. સમજશે તો કલ્યાણ થશે. તમારા કર્મની કિતાબ તો વાંચો કે મારી કાર્યવાહી કેવી છે? આ ભવ કરતાં ઊંચે જાઓ તેવા કર્મ કર્યાં છે કે નીચે પછડાઓ તેવાં કર્મ કર્યાં છે? હવે સાચી ભૂખ જાગી હોય તો સતને શોધજો.

શેઠ પણ સંતની તપાસ કરવા માણસોને ચારે દિશાએ રવાના કરે છે. તેને પારાવાર પસ્તાવો થાય છે કે મને રત્નદેવ સમાન સત મળ્યા પણ મેં સદુપયોગ ન કર્યો. તુચ્છ વસ્તુમાં જીંદગી ગુમાવી. હવે મરવાનો ડર લાગ્યો. સતના વચનો યાદ આવ્યા. ધર્મજ તરણતારણ છે તે સમજાયું. અંતરમાં રુંવાડે રુંવાડે નક્કી થઇ ગયું કે હવે મારે સુવર્ણ નથી જોઇતું.

અપચાવાળો માંદો માણસ વૈદ્ય પાસે જાય તો વૈદ્ય, પહેલાં તેને લાંઘણ કરાવે. રેચ આપે અને પછી જ્યારે જઠરાગ્નિ ઊઘડે ત્યારે થોડું થોડું ખાવાની છૂટ આપે. એમ સંતપુરુષ પણ પ્રથમ ભૂખ ઉઘાડે છે. શેઠને પણ હવે ધર્મ માટેની ખરેખરી ભૂખ ઊઘડી છે. નવમે દિવસે ગુરુ આવ્યા. આવીને શેઠના ખબર પૂછ્યા. શેઠ, ગુરુના ચરણોમાં નમી પડયા અને પસ્તાવો કરવા લાગ્યા કે ગુરુ મહારાજ! મેં બહુ ભૂલ કરી. હું આપને સાચી રીતે ઓળખી શક્યો નહિ. આપની હિત શિખામણ મેં માની નહિ હવે મારા ઉપર મહેરબાની કરી આ લબ્ધિ તમે પાછી ખેંચી લીઓ. જ્ઞાની ગુરુ સમજી જાય છે, હવે આને સાચી ધર્મની ભૂખ ઊઘડી ધર્મનું મહત્ત્વ સમજાયું છે. તમને શેની ભૂખ ઊઘડી છે?

હીરા મોતીને અમે પ્રભુગણી પૂજિયા,
પથરા થઇને એ તો પથ્થે નડયા
અમે ભવના મુસાફર ભૂલા રે પડયા....

જ્ઞાની કહે છે કે જે વસ્તુ ક્ષણિક–કાયમ રહેનાર નથી, સાથે આવનાર નથી, આત્માનું હિત કરનાર નથી એવી વસ્તુનો સંગ્રહ કરો છો. પટારામાં પેટી, એમાંય ડાબલી, એમાય ચીંથરાં લપેટી, હીરાને મૂકશે. તેને સાચવવા માટે કેટલી ચિંતા કરવી પડે છે ! ઉપાશ્રયે સામાયિક કરવા આવ્યા હોય અને દુકાનના ઓટલા ઉપર પૈસાનું પાકીટ પડી રહ્યુ હોય; જો સામાયિક લીધા પછી યાદ આવે તો સામાયિકમાં કેટલી વિહ્‌વળતા થાય ? કયારે સામાયિક પૂરી થાય અને કયારે પાકીટ લઈ આવું ? એ તો પથરા છે. એકેન્દ્રિય માટે પંચેન્દ્રિય વેચાઇ જાઓ છો. એમાં મારૂં કલ્યાણ નથી એમ લાગે છે? ગુરુ મળ્યા હોય તો એમ લાગે છે, કે ભવસાગરમાંથી હાથ ઝાલીને બહાર કાઢનાર, મારા તરણ-તારણ, મહાઉપકારી ગુરુદેવ મળ્યા છે તો મારે અર્પાઇ જવું જોઇએ. એમાંજ મારૂં કલ્યાણ રહેલું છે. પૈસા, બંગલા, કોઈ મારૂં ત્રાણ શરણ નથી. આત્મા અનંતકાળ રખડયો તે માત્ર તેના નિરુપમ ધર્મના અભાવે. પણ આજે તો પ્રભુને શોધવા પાલિતાણા મથુરા, દ્વારકા વગેરેની રખડપટ્ટી કરે છે.

**જગદીશને જોવા કાજે દશે દિશા આથડયા રે,**
**જાગીને જોયુ તો એ તો ઘટમાં જડયા. અમે ભવના.**
**મુસાફિર ભૂલા રે પડયા....**

જ્ઞાની કહે છે, જેને તમે શોધવા નીકળ્યા છો તે પ્રભુ કયાં મળશે ? આમ બહાર જોવા જાઓ છો પણ બહારમાં પ્રભુ નહિ મળે. દશે દિશામાં ભટકતા મનને એક આત્મામાં સ્થાપી બહારના બધા દરવાજા બંધ કરી, એકમાં જો. જીવનમાં જાગૃતિ અને સાવધાનીની જરૂર છે. જે વાટેથી આત્મતત્ત્વ પ્રાપ્ત થાય તે

માટે શોધ. અંતે તમારી વસ્તુ તમારાથી જ મળશે. બહાર મોક્ષ છે જ નહિ. તું તારામાં શોધ ચલાવ.

"બોલે તે બીજો નહિ પરમેશ્વર છે પોતે.
પણ અજ્ઞાની આંધળો અળગો રહીને ગોતે!"

બહારની દૃષ્ટિ બંધ કરી અંદર જોઈ લીઓ. અંદર શોધ નહિ ચલાવો, આંતરદૃષ્ટિ નહિ કરો ત્યાં સુધી કલ્યાણ છેટું છે. આ ક્ષણભંગુર દુનિયામાં સત્પુરુષોનો સમાગમ અમૂલ્ય અને અનુપમ લાભ છે બીજું કાંઈ શોધમા. માત્ર એક, સત્પુરુષોને શોધીને તેના ચરણકમળમાં સર્વભાવ અર્પણ કરી દે, પછી ચોક્કસ મોક્ષ મળશે. આવો અવસર ફરી નહિ મળે માટે જીવન સુધારવાની કાંઈ જરૂર છે, એમ લાગે છે?

શેઠ કહે છે–ગુરુદેવ! મને દિવ્ય દૃષ્ટિ આપો સદ્ગુરુએ રાહ બતાવ્યો છે કે અનાદિ કાળના મહા શત્રુરૂપ રાગદ્વેષ અને મોહના બંધનમાં પોતે પોતા સબંધી વિચાર કરી શક્યો નથી. હવે બાહ્યદૃષ્ટિ છોડી સ્વમા જો તું કોણ છે તે પહેલાં ઓળખી લે. શરીર, મન, વાણી, એ તું નથી. અનંતકાળથી જીવને અસત્ વાસનાનો અભ્યાસ છે, તે છોડીને સત્ સંબંધીના સંસ્કારને હૃદયમાં સ્થિર કરી દે. હવે ઝાઝું રહેવાનું નથી. જન્મ્યા તેને અવશ્ય જવાનું જ છે. તેવો સદ્ગુરુનો અમૂલ્ય બોધ સાભળી શેઠ બુઝયા. સંસાર છોડી સંયમપંથે પડયા. ચારિત્ર એજ ઉમદા જીવન છે. દેહ તો ક્ષણિક છે તે છોડયા વિના છૂટકો નથી.

ધ્રુજાવતા ધમધમ ધ્રુરા, પડતા જેના પાય;
એવા નર ઊપડી ગયા, જે જન્મ્યો તે જરૂર જાય,
જાય ને જાય....

જેના પગથી ધરતી ધ્રૂજતી હોય – એની જ હાક વાગતી હોય એવાઓને પણ એક દિવસ જવું પડ્યું છે. શરીર નાશવંત છે. આત્મા શાશ્વત છે એ શાશ્વતને ઓળખો. માયાનો પ્રપંચ ક્ષણે ક્ષણે બાધકર્તા છે, માટે મમત્વ, માયાને છોડી દૃષ્ટિને સ્વતરફ વાળો. દોષદૃષ્ટિને ટાળી દઈ ગુણદૃષ્ટિ પ્રગટાવો. દૃષ્ટિ પલટાશે તો દિશા પલટાશે અને દિશા પલટાશે તો દશા પલટાશે જ.

પ્રભુ અંતરાત્મદશામાં વિચરે છે. એમના સંગમાં જવાથી જીવ અનાદિકાળનો ઊલટો હોય તે સૂલટો થાય. પરમાત્માને ધ્યાવાથી પરમાત્મા થવાય છે

આનંદ શ્રાવક પ્રભુને વાંદવા જવાનો વિચાર કરે છે એ પ્રભુનાં દર્શને કેવી રીતે જશે એના અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૧૮ મું

### અષાડ વદ ૦)) મંગળવાર

અહીં ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે આનંદ શ્રાવકે, ભગવાન પધાર્યા છે એ વાત સાંભળી, સાંભળીને એના હૈયામાં થયું, કે હું દર્શન કરવા જાઉં અને સેવાભક્તિ કરૂં. તીર્થંકરનુ નામ સાંભળવામાં પણ મહાફળ પ્રાપ્ત થાય છે.

**आस्तामचिन्त्यमहिमा जिन! संस्तवस्ते;**
**नामापि पाति भवतो, भवतो जगन्ति.**

કલ્યાણમંદિર સ્તોત્ર ગા. ૭

હે ભગવાન્! તમારો અચિન્ત્ય મહિમા તો દૂર રહો પણ તમારૂં નામસ્મરણ કરવાથી પણ ભવોભવની પરિપાટીથી સંચય કરેલાં કર્મો ક્ષય થઈ જાય છે. ભવોભવનાં બંધનો તૂટી જાય છે. એ એમના જીવનમાં કાંઇક કરી ગયા છે, તો આજે સૌ કોઇ સંભારે છે.

ઘણાનું નામ વર્ધમાન શેઠ હોય પણ કામ, શઠ જેવા કરતા હોય તો એમ થાયકે સવારના પહોરમાં કયાં એમનું નામ લીધું? એકલા નામ–નિક્ષેપ ઉપર આધાર નથી રહેતો. નામ પ્રમાણે ગુણ હોય તો પૂજાય. નામ શાન્તિલાલ હોય, પણ એની વાણીમાં, વર્તનમાં, જીવનમાં, કયાંય શાન્તિ ન હોય. નામ પરમાનંદ હોય પણ આનંદ ન લઇ શકતો હોય. નામ હોય સીતા ને કામ કુલટાનાં કરતી હોય. નામ હોય ઇન્દ્રવદન ને મોઢું હોય કદરૂપું. તો એ બધાં, નામને લજવે છેને! નામ એકલુ શુ કામનું?

નિક્ષેપા ચાર કહ્યા છે. તેમાં ત્રણ 'વસ્તુ' અને ચોથો 'અવસ્તુ' કહ્યો છે. ગુણ ન હોય ને ખાલી નામ હોય તે નામ-નિક્ષેપ. એના નામનુ બોર્ડ લખ્યું, ચિત્ર ચિતર્યું, કોઇ પથર કે ધાતુનુ પૂતળું બનાવ્યું તે સ્થાપના નિક્ષેપ. દ્રવ્યનિક્ષેપ તે કોઇ સાધુ કાળ કરે તો એણે આ દેહથી સંયમ પાળ્યો છે, તેમ જાણવા મળ્યું અથવા આ યુવરાજ ભવિષ્યનો રાજા થવાનો છે. પ્રભુ મહાવીરમાં વીર થવાની તાકાત છે, પણ વીર્યને ફોરવ્યું નથી ત્યાંસુધી દ્રવ્યનિક્ષેપ અને જ્યારે પુરુષાર્થ ખેડી કર્મના ભૂકેભૂકા ઉડાડી અધ્યાત્મયુદ્ધમાં વિજય મેળવે તે ભાવ મહાવીર. આનંદ-ઘનજી મહારાજ અગિયારમા શ્રેયાંસનાથ ભગવાનની સ્તુતિમાં કહે છે કે—

**નામ અધ્યાત્મ, ઠવણ અધ્યાત્મ, દ્રવ્ય અધ્યાત્મ છાંડોરે;**
**ભાવ અધ્યાત્મ નિજગુણ સાધે, તો તેહશું રઢ માંડોરે.**
**શ્રી શ્રેયાંસજિન અંતરજામી, આતમરામી નામી રે.**

કેટલાક નામના અધ્યાત્મ છે. કોઇ એક પુરુષ છે. એને થયું કે બધા મને પંડિતજી કહીને બોલાવે તો કેવું સારૂં ? છે મૂર્ખનો સરદાર પણ નામનો બહુ શોખ છે. ગુરુ પાસે ગયો. જઇને કહેઃ- ગુરુજી ! મને પંડિત નામનો બહુ શોખ છે. ગુરુ કહે, તો મહેનત કરવા માંડ. આ કહે, મહેનત નથી કરવી પણ ખાલી નામ જોઇએ છે. ગુરુ કહે, હું કહું તેમ કર. તુ છોકરાના ટોળા પાસેથી નીકળ. હું તને પંડિતજી કહીને બોલાવીશ એટલે છોકરાઓ પણ પંડિતજી કહેશે એટલે તું જરા ખીજાઈશને. એટલે છોકરાઓ વધુ ચીડવશે અને આમ કરતાં કરતાં ધીરેધીરે તારૂં નામ પંડિતજી પડી જશે. પણ આવા પંડિતો સભામાં શોભે છે ક્યાં સુધી ? નથી બોલતા ત્યાં સુધી. '**विभूषणं मौनमपंडितानाम्**' અપંડિતોનું ભૂષણ મૌન રહેવું તે છે.

મૂર્ખાઓ સુંદર વસ્ત્રોથી શોભે છે પણ નથી બોલ્યા ત્યાં સુધીની જ શોભા નામથી પંડિતજી થયા પણ એમાં શું વળ્યું ? ગુણ પ્રગટે તો માણસાઇ પ્રગટી કહેવાય. ત્યાં સુધી બધું નકામું છે. આજે તો બધાને (ડિગ્રી) ઉપાધિ બહુ ગમે છે. "શાસન સમ્રાટ" પણ શાસન સમ્રાટ તો તીર્થંકરને જ કહેવાય. 'જૈનરત્ન દિવાકર' અને 'ભારત ભૂષણ' આવી આવી અછતી ઉપમાઓ અપાય છે અને માણસ એથી મનમાં ફૂલાય છે પણ કહી દેતા નથી કે મારામાં એ ગુણ છે જ નહિ.

જે ગુણવાન હોય તે તો પ્રશંસાને ઇચ્છે જ નહિ. તપસ્વી કોને કહેવાય? ઝાઝા ઉપવાસ ને થોડા દિવસ આહાર કરતો હોય તેને તપસ્વી કહેવાય. એક માસખમણ કર્યું અને તપસ્વી કહે· વાઇ ગયા. પછી તો રાતના ચોવિહારેય ન થતો હોય તો એ સાચા તપસ્વી નથી. પ્રભુ મહાવીરે થોડા દિવસ ખાધું ને ઝાઝા ઉપવાસ કર્યા તો એમને તપસ્વી કહેવાય. તપસ્યાથી ઇચ્છાનો રોધ થવો જોઇએ. તપથી આકુળતા ટળી જાય. એ હોય તો તપ ન કહેવાય. પોષો કરીને સવારે ઘેર જાઓ, વહુ મોડી ઊઠી હોય, પારણાની તૈયારી ન થઇ હોય તો એ વખતે લગામ કાબૂમાં રહે છે? ક્રોધ કરીને શાન્તિ ઉડાડી મૂકે એને એમ ન થાય કે ચોવીસ કલાક ઉપાશ્રયમાં રહીને આવ્યા છીએ તો શાન્તિ રાખીએ. ભલે મોડું થયું, કાંઈ વાંધો નહિ, મારે થોડો વધારે તપ થશે. આવું બોલનાર કેટલા? તપશ્ચર્યા પાછળનું ધ્યેય ભુલાઇ ગયું છે. તેને તાજુ કરવાની જરૂર લાગે છે!

તપથી સમાધિ વધે તો તે તપ, પણ જો ક્રોધ વધે તો તે તપનું અજીર્ણ. આપણે અનાજ ખાઇએ છીએ તો તેનું લોહી થાય છે પણ જો સગ્રહણી દર્દવાળા ખાય તો એમને એ ન પચે; ઝાડા થઇ જાય બેય જણાએ ખાધુ. એકને પચ્યુ ને બીજાને અજીર્ણ થઇ ગયું. એમ તપ બેય જણાએ કર્યું. એકને પચ્યું અને બીજાએ નિયાણુ કર્યું કે મારા તપ સંયમનું ફળ હોય તો હું આનો વેર વાળનાર થાઉ.

“આચારે અભિમાન વધ્યું, તપથી વધ્યો કલેશ,
જ્ઞાને ગર્વ વધ્યો ઘણો, અવળો ભજવ્યો વેશ.”

આચાર પાળે કાંઇ કોઇને માટે? આજે તો બધા અધૂરા જ છે. વીતરાગ ચારિત્ર–યથાખ્યાત ચારિત્ર આવ્યું નથી ત્યાંસુધી અધૂરા જ છે. યથાખ્યાત ચારિત્રમાં તો કષાયનો કણિયો પણ ન હોય. દુનિયા ગમે તે કહે. તમે ચોથા આરાના નમૂના–મોક્ષના મોતી–પાંચમા આરામાં દર્શન કરવા લાયક, આવું સાભળીને શું ફુલાઈ જવું? એકડીઆવાળા, મેટ્રિકનું સર્ટિફિકેટ શું આપી શકે? તેમ તમે અમારૂં શું સર્ટિફિકેટ આપી શકો? કેવળીનું સર્ટિફિકેટ મળે ત્યારે કામનું.

આજે તો અછતી ઉપમાઓ આપીને જ બાજી બગાડી છે. તમે ઉપનામ આપો ને સાધુને અજીર્ણ થાય પણ જેટલુ અજીર્ણ તેટલા મોક્ષથી વેગળા રહી ગયા જાણવા. આજે પક્ષાપક્ષી, ક્ષેત્રા-ક્ષેત્ર વધી ગયાં અને મોક્ષનું મૂળ ધ્યેય ભુલાઇ ગયું. માબાપ-ભાઈ–બહેન, સપત્તિ એ બધો બાહ્ય સંસાર છોડી વીતરાગના પંથે પડયા પણ આભ્યતર સંસાર વેર–ઝેર–નિંદા–ક્રોધ ન છૂટે ત્યાંસુધી મોક્ષ કેમ મળે? નાળિયેરના ઉપલા છોતરાને ચપ્પુથી છોલી છોલીને કાઢયા પણ જ્યાંસુધી કાચલી ન તોડી ત્યાં સુધી કોપરૂં ક્યાંથી મળે? તેમ બાહ્ય સંસારના વેશ છોડયા પણ અંદરની કાચલી ન તૂટે. એકલા ઔદારિકનાં છોલાં કાઢયાં પણ કાર્મણની કાચલી ન તોડી ત્યાંસુધી આત્મસ્વાદ ચાખવા ન મળે. માન માટે તો માસખમણને પારણે માસખમણ કર્યાં. પૌદ્ગલિક સુખને માટે જીવ ઘણું ઘણું કરે છે પણ જેને આત્મહિત–સાધના કરવી હોય તેને કાર્મણ કાચલી તોડવી પડશે. કાચલી તે કોપરૂં નહિ અને કોપરૂં તે કાચલી નહિ. વાસ્તવિક રીતે બન્ને જુદા છે તેમ આત્મા અને કાર્મણ શરીર બન્ને જુદાં છે. અનંતા સિદ્ધ થયા તેમણે કાર્મણ શરીર છોડયું.

**तओ ओरालियतेयकम्माइं सव्वाहिं विप्पजहणाहिं विप्पजहित्ता उज्जुसेढिपत्ते अफुसमाणगई उड्ढं एगसमएणं अविग्गहेणं तत्थ गन्ता सागारोवउत्ते सिज्झइ, बुज्झइ, जाव अन्तं करेइ ।७३।**

ઉત્તરાધ્યયન અધ્ય. ૨૯

ઔદારિક, તેજસ અને કાર્માણ શરીરને સર્વથા છોડી બીજા પ્રદેશોને અણુસ્પર્શતો થકો અવિગ્રહ ગતિએ – સાકાર ઉપયોગે ત્યાં સિદ્ધ થાય અહીં આઠ કર્મથી સંપૂર્ણ મુકત થાય તે સિદ્ધ દશા. સંપૂર્ણ શુદ્ધિ તે સિદ્ધ. સિદ્ધદશા એટલે સંપૂર્ણ કર્મનો વિયોગ. કાર્માણ છોડયા સિવાય આત્માનો અભેદ ગોળો છૂટો પડે તેમ નથી. પણ એ છૂટો પડે પણ કેવી રીતે? પાણી શોષાય તો ને! તેમા રાગદ્વેષ રૂપી પાણી ભર્યું છે તે શોષાઇ જાય તો ગોળો છૂટો પડે; પરંતુ જ્યાં સુધી આયુષ્ય હોય ત્યાં સુધી સંપૂર્ણ વીતરાગ થયા હોય તોપણ રહેવું પડે. ઘનઘાતી કરતાં અઘાતીનું જોર અપેક્ષાએ વધ્યું. ઘનઘાતીને તોડવાં તે તારા હાથની વાત છે. પણ અઘાતી, જ્યારે સ્થિતિ પાકે ત્યારે જ જાય છે અને કાર્માણની કાચલી તૂટે એટલે અખંડ–અભેદ ત્રણે કાળે ધ્રુવ એવો આત્મા છૂટો પડી જાય. '**એરંડબીજબંધનમુકતવત્**' '**નિર્લેપતુંબીવત**' '**ઇંધનવહિનધુમ્રવત્**' અને '**કોદંડમુકતબાણવત્**' ભગવતીમાં ચાર ઉપમા કહી છે. 'એરંડ બીજ બંધનમુકતવત્' એટલે એરંડને ફોડે તો જરાય ફોતરૂં ચોટયું ન રહે તેમ આત્મા પર જરાય કર્મનુ ફોતરૂં ન રહે. (૨) તુંબડીને આઠ આઠ લેપથી ભારે બનાવી અને પાણીમા મૂકી કે સીધી તળિયે પહોંચે. તુંબડીનો સ્વભાવ તરવાનો છે. પણ લેપના

ભારથી નીચે ગઇ. જ્ઞાતાજીના સાતમા અધ્યયનમાં તુંબીનો અધિકાર છે. આત્મા તે તુંબી અને કર્મ તે લેપ છે. જેમ જેમ લેપ વધે તેમ આત્મા અધોગતિએ જાય છે. આપણુને કોઇ બંધન કર્તા નથી પણ કારણો જેવાં આપો તેવું થવાય છે.

**कम्मुणा बंभणो होइ, कम्मुणा होइ खत्तिओ।**
**वईसो कम्मुणा होइ, सुद्दो हवइ कम्मुणा॥**

ઉત્ત. અ. ૨૫ ગા. ૩૩

કર્મથી જ બ્રાહ્મણુ અને કર્મથી જ ક્ષત્રિય થવાય છે. તમે કેવાં કારણો આપો છો ? "ઉચ્ચ–નીચ કોને કહું ? ઊંચ-નીચ હું ને હું" પોતાની ભાવનાથી જ પોતે ઉચ્ચ કે નીચ-ગતિમાં જાય છે. કોઇને નીચ એવી ગાળ દેવાથી તે નીચ થતો નથી પણ ગાળ દેનારની હલકાઇ તો જણાઇ ગઇ ને ?

તુંબડી ડૂબી, તળિયે પહોંચી. એ પડી પડી પાણીથી પલળી. આગળ પાછળ ધક્કા લાગવાથી તેનાં બંધન તૂટતાં ગયાં. જેમ જેમ લેપ છૂટતા ગયા તેમ તેમ તે ઉપર આવતી ગઇ. તુંબડીનો સ્વભાવ તરવાનો તેમ આત્માનો સ્વભાવ ઊર્ધ્વગતિનો છે પણ તમારૂં જીવન તો જુઓ ! આત્માને કયાં ફેંકી દીધો છે ? હવે તો ઉદ્ધાર કરો ઉચ્ચ ભાવનાથી, ઉચ્ચ કાર્યથી ઉચ્ચગતિ મળશે. માટે કષાય કેમ ઓછા થાય, વેરઝેર કેમ ઘટે ? એ વિચારવાનું છે. અંધારાં ટાળીને પ્રકાશ લાવવો છેને ? સાધુ ન થવાય તો, દેશવિરતિ થવાય. દેશ વિરતિ ન થવાય તો શ્રદ્ધા લાવો. માર્ગાનુસારીના ગુણ કેળવો. ન્યાય, નીતિ અને પ્રામાણિકતા લાવો. ગુણ પ્રગટાવવાની જરૂર છે. જો મોક્ષ જોઇતો હોય તો

સાધના કરવી પડશે સંસારના પદાર્થોને મારા માનો છો પણ તે તમારા છેય નહિ ને થશે પણ નહિ.

એક વિધવા બાઇ છે. એને એકનો એક પુત્ર છે. ધણી ચાલ્યો જતાં, છોકરામા એણે સર્વસ્વ માન્યું છે. છોકરાનું ખૂબ લાલન પાલન કરે છે. ઘણાં તો છોકરાનું આંખ–માથું દુઃખે તો માથેથી મીઠું ઉતારીને સગડીમાં નાખે. છોકરો એના કર્મે માંદો પડયો, એમાં મીઠાનો શું વાંક ? એક જારના દાણા જેટલા મીઠામાં પણ કેટલા જીવ છે ? એમાંથી એક એક જીવ નીકળીને પારેવા જેવડી કાયા કરે તો આખા જંબૂદ્વીપમાં સમાય નહિ, એટલા જીવો છે. વિના કારણે પણ કેટલી હિંસા કરો છો ? તમે પૂર્વે કોઇ જીવને શાતા ન ઉપજાવી હોય, દુઃખ દીધું હોય તેના પડઘા આ જીવનમાં પડે છે, એટલે દુઃખી થવાય. એમાં મીઠું શું કરે ? જૈનધર્મના સિદ્ધાન્તો સાંભળવા છતાં હૈયામાં કેટલી મિથ્યા વાસનાઓ ભરી છે ? કોઇક કહે કે અહીં તો માતાજી હાજરાહજુર છે અને થોડો લાભ મળે તેમ છે તો ત્યાં તરત શ્રદ્ધા કરી લીઓ, પરંતુ અહીં શ્રદ્ધા નથી. કોઈ તને કાંઇ નહિ દઇ દીએ. તારૂં ભાગ્ય જ તને દેશે પણ અજ્ઞાની આત્મા સમજતા નથી. આ માતા, આશાએ બાળકને ઉછેરે છે. કોઇ એને તુંકારોય ન કહે. જરા મોડું થાય તો તરત નિશાળે દોડે. માનું હેત અસીમ છે. તેને સમાવવા માટે પૃથ્વીનો પટ પણ ટૂંકો પડે છે. મા એને હૈયાનો હાર, કાળજાની કોર માને છે.

લાખો લડાવ્યા લાડ તમને, કોડ સૌ પૂરા કર્યા;
એ કોડના પૂરનારના,, કોડ પૂરવા ભૂલશો નહિ.
ભૂલો ભલે બીજું બધું, માબાપને ભૂલશો નહિ.

**કાઢી મુખેથી કોળિયા, મોંમાં દઈ મોટા કર્યા;**
**એ અમૃતના દેનાર સામે, ઝેર ઊગળશો નહિ.–ભૂલો**

જ્ઞાની કહે છે – જેણે મોઢામાંથી કોળિયા કાઢીને દીધા, પોતે લૂખું ખાઇ લીએ અને છોકરા માટે ઘી, દૂધ રાખી મૂકે છે, એવા ઉપકારીનો બદલો વાળવો ભૂલશો નહિ. માતા, પારકાં કામ કરીને છોકરાને ભણાવે છે. છોકરો મેટ્રિકમાં આવ્યો, માતા હંમેશાં પ્રાર્થના કરે છે કે છોકરો પાસ થઇ જાય. મેટ્રિકમાં પાસ થયો. આગળ વધતાં ડૉકટરની ડિગ્રી મેળવી. સારાં સારા કહેણ આવવા માંડયાં. એનું, મંજુલા નામની છોકરી સાથે સગપણ કર્યું. માતાના આનંદનો પાર નથી. હોંશથી દીકરાને પરણાવ્યો એને આશા છે કે સારા ઘરની વહુ આવી છે, હવે મારા માથેથી ભાર ઉતરશે. હું નિરાંતે પ્રભુનું નામ લઈશ. દીકરાને પરણાવ્યો. વહુ ઘેર આવી. એણે તો પગરણ માંડયાં. એ કહે, બેમાં ત્રીજાનું પોષણ નહિ થાય. હૈયામાં ઘરડા પ્રત્યેની જે ભાવના જોઇએ તે નથી. જે માએ મોટી આશાથી દીકરાને મોટો કર્યો છે, તેનો આ ઘરમાં તિરસ્કાર થવા લાગ્યો.

**" આશાના મિનારા એને બાંધ્યા તા આભ ઊંચા,**
**સોનાનાં શિખરો એનાં તૂટીરે પડયાં..........**
**અમે ભવના મુસાફિર ભૂલા રે પડયા.**

દીકરાને ભણાવ્યો ત્યારે કેવા મિનારા બાંધ્યા હતા, તે બધા તૂટી ગયા. વહુનો રુઆબ ઓર છે. અંદરનો કચકચાટ હોય ત્યાં મેળ રહે જ નહિ. સાસુ કહે છે, વહુ ! મેં દીકરો દઇને દીકરી લીધી છે. તમારા આનંદમાં મારો આનંદ છે. સુખે ખાઇ-

પીને મજા કરો ને! પણ વહુને તો વાતવાતમાં વાંધો પડે. ડોશી અકારી લાગે. નોકરડી માફક કામકાજ કરાવે ને ખાવામાં ટાઢાં–ટૂકડાં આપે. દીકરાના પણ કાન ભંભેરવા માંડયા. ડોશી ચૂપચાપ બધું સહન કરે છે. ડોશીને થયું કે મેં કરિયાવર જોયો, રૂપ જોયું પણ ગુણ ન જોયા. મેં જાત પર ભાત પાડી. દુઃખ ખમીને સુખ મળશે એ આશાએ બધું કર્યું પણ સુખ ન મળ્યું. એક દિવસ તો સાસુ, વહુ વચ્ચે ખૂબ ઝઘડો થયો. બાઈ તો રીસાઇને બેસી ગયાં. દીકરો ઘેર આવ્યો. બાઈ રીસાણાં છે એટલે એને તો જાણે આભ તુટી પડયો. મનાવવા માંડયાં. કહે કે– તમને શું થયું છે? તો કહે – હવે મારે આ ઘરમાં રહેવું નથી કાં તો તમારી મા નહિ ને કાં તો હું નહિ. બીજી હોત તો કયારનોય કૂવો અવાડો પૂર્યો હોત. એ તો હું સારી કે મેં આટલું સહન કર્યું હવે મારાથી સહન નહિ થાય મારે આ કકળાટ ન જોઇએ.

**ભીને સૂઇ પોતે અને, સૂકે સુવાડયા આપને;**
**એ અમીમય આંખને, ભૂલીને ભીંજવશો નહિ.**

બાળક નાનું હોય, મા જમવા બેઠી હોય ને છોકરું ખોળો ખદણદાવી મૂકે તોપણ મા એના ઉપર જરાય રોષ ન કરે પોતે ભીનામાં સૂઈને પણ બાળકને સૂકામાં સુવાડે. માબાપે કેટલા ઉપકાર કર્યા છે, એના સામે તો જરા નજર કરો, તો તમારા ખ્યાલમાં આવે. સુવાવડ વખતે એનો એક પગ ચેહમાં ને એક પગ ખાટલામાં, એ વખતની પીડા તો એજ જાણે.

**પ્રસૂતિ કેરી પીડ, પ્રસૂતા નારી પિછાણે,**
**વિગત વાંઝણીને શું, જેને વીતી હોય તે જાણે.**

કેટકેટલાં દુઃખ સહન કરે છે ત્યારે છોકરા મોટા થાય છે કજિયાળા છોકરા હોય તો રાત આખીના ઉજાગરા કરવા પડે. એની માવજત એ કેટલી કરે છે? આવા માબાપના ઉપકારનો બદલો તો શરીરની છાલ ઉતારી એના જોડા સિવડાવીને પહેરાવો, તોપણ વળી શકે તેમ નથી અને છોકરાઓને તો એના કરેલા ઉપકાર પર ઉપકાર કરવાનો છે. આવી મહાન ઉપકારી માતાની સામે ન જોયું ને છોકરાએ બૈરીના શબ્દો ઉપર વિશ્વાસ રાખી માને કહી દીધું 'તું આ ઘરમાંથી નીકળી જા.' મારે તારૂં કામ નથી. મા કહે છે, બેટા! મારે આ ઉંમરે કયા જવું? તેને થાય છે કે મારૂં તો ઠીક પણ છોકરાનું આમાં ખરાબ દેખાશે લોકો એને કહેશે કે ભાઇ-બહેન કોઇ ન હતું, પણ એક માને ય નથી સાચવી શકતો? દીકરાના તિરસ્કાર સહે છે છતાં માતાનું હૃદય કેટલુ કોમળ અને નિખાલસ છે? તે કહે છે, દીકરા! તું કહીશ તેમ કરીશ પણ મને આ ઘરમાં રહેવા દે. હવે હું તારી વહુને કાંઇજ નહિ કહું. છોકરો માતાના હૃદયને સમજી ન શકયો. અંતે માતાને તિરસ્કારી કાઢી મૂકી. ગામમાં એક નાની ઝુંપડી રાખી રહેવા લાગી. દીકરાને ખ્યાલ પણ નથી કે મારી માતા કયાં રહે છે? કે કેમ જીવે છે? માનસિક પીડાથી, શારીરિક પીડા વધે છે. મનની પીડા વધે એટલે શરીર બગડેજ. માતાએ એટલી ઉંમરે પારકાં કામ કરવાં શરૂ કર્યાં, પછી બહુ ઉંમરને કારણે શરીરને ખૂબ ઘસારો પહોંચ્યો. તબિયત એકદમ બગડવા લાગી. અંતે જ્વર ખૂબ વધતાં બેભાન બની ગઇ. પાડોશીએ ડોશીની સેવા કરી અને તેના પુત્રને દવાખાને જ તેને લઇ ગયા. પુત્ર ડૉકટર હતો. ખૂબ હોશિયાર હતો અને ધીકતી કમાણી પણ હતી. છોકરાએ માને દવાખાનામાં જોઇ પણ તેણે માતાને પૂછ્યું નહિ.

કે બા! કેમ આવ્યાં છો? જાણે કાંઈ સગપણ છે જ નહિ. જેવી રીતે સામાન્ય દર્દીનો કેસ ક્રમવાર લીએ તેમ માતાનો પણ કેસ લીધો. દવા આપી.

માતાનાં આંતરડાં બાળી, તેના કાળજામાં આગ લગાવી, જો કોઈ સુખી થવા ઇચ્છતો હોય તો એ આશા રાખવી વ્યર્થ છે. તે કદી સુખી થઇ શકતો નથી.

**અડસઠ તીરથ ઘર આંગણીએ,**
**કહો તીરથ કરવા કયાં જઇએ;**
**એ ચરણોના ચરણામૃતથી, ગંગાજળનાં કાંઈ મૂલ્ય નથી,**
**માતાપિતા અમૃત છાયા, જેનું અવનિમાં મૂલ્ય નથી.**

અન્ય દર્શનીઓમાં અડસઠ તીર્થ કહ્યાં છે તેનું પુણ્ય એક પલ્લામાં મૂકો અને એક પલ્લામાં માબાપની સેવાનુ ફળ મૂકો તો સેવાનું પલ્લું નમી જશે. માતા પિતાની સેવાનો બદલો કોઇ પદાર્થથી વળી શકે તેમ નથી. એનાં ચરણોનાં ચરણામૃત પાસે ગંગાજળની કોઈ કિંમત નથી. તેને ધર્મ પમાડે તો તેના ઉપકારનો બદલો વાળી શકે બાકી ભૌતિક સંપત્તિના ઢગલા કરે તોપણ એ બદલો વળે તેમ નથી.

માબાપને ઊઠીને હમેશાં પગે લાગવું જોઇએ. તેના આશીર્વાદ લેવા જોઇએ. તેના મૂંગા આશીર્વાદ ઓર કામ કરે છે. પણ આજે તો પગે અડી ચરણરજ લેતાં શરમ આવે છે. તીર્થંકર, જે કોઇને વંદે નહિ, છતાં પણ તેઓ હમેશાં માબાપને પગે લાગી સર્વ કાર્યની શરૂઆત કરતા. માબાપની સેવા કરવાથી તેનું હૈયું ઠરે છે પંદરેક દિવસમાં માતાની તબિયત સુધરી ગઇ. દવા

બંધ કરી એટલે દીકરાએ બિલ બનાવી માતાના હાથમાં મૂક્યું. મા તો આ જોઇને આભી જ બની ગઇ. શું મારો દીકરો મારૂં બિલ માગે છે?

તેણીએ ઘેર જઈ એક કાગળ ઉપર બિલ બનાવ્યું, કે નવમાસ સુધી પેટમાં રાખ્યો તેના દશહજાર, જન્મ વખતના પાંચ હજાર. તને ઉછેરીને મોટો કર્યો તેના પાંચ હજાર, ભણાવ્યો, ગણાવ્યો ને પરણાવ્યો તેના પાચ હજાર, કુલ પચીસ હજાર થયા. આટલામાંથી તારૂં જે બિલ થયું હોય તે લઈ બાકીના પૈસા આપી જજે આ કાગળ ટેબલ ઉપર મૂકી, માતા ઘેર આવતી રહી.

પુત્રે એ કાગળ વાંચ્યો અને તેનું હૃદય પીગળવા લાગ્યું. તે ગળગળો થઇ ગયો. તેને પશ્ચાત્તાપ થયો અરર! મારી માતા જેણે મને પાળી, પોષી – આખી જિંદગી ખર્ચી મોટો કર્યો. મારા ઉપર સ્નેહની છોળ ઉછળાવી અને તેનો બદલો મેં આ રીતે વાળ્યો? તેને મે ધક્કો માર્યો? તેની ભક્તિ કરવાને બદલે અભક્તિ કરી? સુખની આશાને બદલે દુઃખ દીધું. આ વિચારે તરત ઊભો થયો. એકદમ માતાની ઝૂંપડીએ ગયો. જઇને માતાના પગમાં ઢળી પડયો. 'મા! મને માફ કર' મે તારો ઘણો અપરાધ કર્યો છે. ચાલ, હવે ઊઠ, હવે તારે અહીં નથી રહેવું.

મા કહે છે – દીકરા! રહેવા દે. હું છું ત્યાં જ સારી છું. એ વહુએ આપણા વચ્ચે દીવાલ ઊભી કરી. એ દીવાલને ભેદી તું મારા હૃદય સુધી પહોંચી શકયો, પણ એ હજુ નથી પહોંચી શકી. દીકરો કહે છે – માતા! તું તારે ચાલ. હું એને પહોંચીશ. દીકરાની આંખમાંથી ચોધારા આંસુ વહી રહ્યાં હતાં.

તે જોઇ માતાને થયું કે આને ખરા દિલથી પશ્ચાત્તાપ થયો છે. માટે હવે મારે જવું જોઇએ. માને લઇને દીકરો ઘેર આવ્યો. એને જોઇ વહુ બોલી કે આ કકળાટ વળી કયાં આવ્યો. દીકરો કહે, ખબરદાર! જો કાંઇ બોલી છે તો! તારા મોહમાં મેં મારાં સ્વજનો ગુમાવ્યાં. માને પણ ભૂલી ગયો! એની આંતરડી કકળાવી છે હવે હું એના વગર નહિ રહી શકું. તારે પોષાય તો આ ઘરમા રહે, નહિતર પિયેર ચાલી જા હું મારા માની સેવા કરીશ. બાઇને થયુ કે હવે મારૂં કાંઇ ચાલે તેમ નથી. પોતાની ભૂલ પણ સમજાણી એટલે તે પણ સાસુના ચરણમા નમી પડી

જીવનમાં નમ્રતાની જરૂર છે, વિનય અને વિવેક હોય છે ત્યાં જ ધર્મ ટકે છે અને વિનય, વિવેક ન હોય ત્યાં સુધી ધર્મ પામવાને લાયક નથી

એવી જ રીતે પ્રભુ પાસે વાણી રૂપી પાણી લેવા જવું હોય તો નમ્રતા, પહેલી કેળવવી પડશે. પ્રભુએ છેલ્લી દેશના દીધી તેમાં ઉત્તરાધ્યયન સૂત્ર પ્રરૂપ્યું. તેનાં છત્રીસ અધ્યયનમાં પહેલું અધ્યયન, વિનયનું મૂકયું છે. વિનય તો ધર્મનુ મૂળ છે. આનંદ શ્રાવકના હૈયામા ભાવ જાગ્યો છે કે હું પ્રભુના દર્શન કરવા જાઉં અને તેમની સેવાભકિત કરૂં. હવે એ પ્રભુ પાસે કેમ જશે તેના અધિકાર અવસરે –

---

## વ્યાખ્યાન ૧૯ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૧ બુધવાર

અહીં ઉપાસકદસાંગ સૂત્રના પહેલા અધ્યયનમા આનંદ

શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ શ્રાવક પ્રભુનાં દર્શન કરવા જાય છે. સ્નાનમંજન કરી વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં જેમાં ભાર થોડો ને મૂલ્ય ઘણુ, એવા અલંકાર પહેરીને તૈયાર થયા. આગળના વખતમાં સંપત્તિ પ્રમાણે દાગીના પહેરવાનો રિવાજ હતો કોરંટવૃક્ષના ફૂલની માળા ધારણ કરીને છત્ર ધારણ કર્યું. ઘણા માણસોના પરિવારથી વીંટળાઈને જાય છે. પોતે વચમાં ચાલે છે. એનું ઓજસ કોઇ ઓર પડે છે. સાધારણ માણસોમાં એ વિશેષ રીતે તરી આવે છે.

જેને ત્યાં બાર કરોડ સોનૈયા હતા, તેને ત્યાં કોઇ વાહનનો તોટો ન હતો છતાં તે "પાયવિહાર ચારિણી" પગે ચાલીને દર્શન કરવા જાય છે. જેટલો માણસ પર ઉપર આધાર રાખે છે તેટલો પરાવલંબી થઇ જાય છે. મોટા શહેરમાં બસ-ટ્રામનાં સાધનો થઇ ગયાં. એટલે એક બસ ઊપડી જાય તો કલાક ખોટી થાય પણ ચાલવા ન માંડે. જેમ જેમ સાધનો વધતાં ગયાં તેમ તેમ ચાલવાની શકિત ક્ષીણ થઈ. ચાલવું, તે ય એક જાતની કસરત છે. પણ જેટલાં સાધનો વધતાં ગયાં તેટલી આળસ વધતી ગઇ.

ઘાટી ન આવ્યો હોય તો એઠવાડ બણબણે. એ આવે તો જ થાય, પણ સમૂર્ચ્છિમ જીવોની કેટલી ઉત્પત્તિ, ત્રસ જીવોના પણ ઘાણ વળી જાય છે, તેની પરવા નહિ. શ્રમથી-જે પોતાની જાતે જ કામ કરે તે જતના પણ પાળી શકે.

ભગવાન મહાવીરે શ્રમણોને સ્વાવલંબી બનાવી દીધા છે. શ્રમજીવી એટલે શ્રમણ. એને પોતાનું દરેક કામ જાતે જ કરવાનું. માસ-

ખમણનું પારણું હોય છતાં પોતે જ વહોરવા જાય. ગમે તેવું મળે તો ખેદ ન કરે સારૂં, નરસું કે ઇષ્ટ, અનિષ્ટ બુદ્ધિ ન કરે. એ તો એમ સમજે છે કે એંજિનમાં કોલસા ભરવા પડે છે તેમ શરીરરૂપી બૉઇલરમાં કોલસાની જરૂર છે. આહાર વિના કેટલા દિવસ રહી શકે? બે દિવસ, ચાર દિવસ, છેવટ માસખમણ, છતાં માસખમણના પારણેય ખાવાની ઇચ્છા તો થાય છે. ભાવના, અનાહારક બનવાની હોય કે હે ભગવાન! હું કયારે અનાહારક બનું? તપશ્ચર્યાનો ઉદ્દેશ પણ અનાહારક બનવા માટે છે. આહાર વિના જીવ તો સદાય જીવે છે. અનંતા સિદ્ધો અનાહારક છે. એવા અનાહારક બનવાનું ધ્યેય વર્તે છે. શરીર તો મેં મારી ભૂલથી ઊભું કર્યું છે. મેં રાગદ્વેષાદિ વિકારથી ભાવકર્મ કરી, આઠે દ્રવ્ય-કર્મને બાંધ્યાં છે ને એના ફળરૂપે આ શરીર મળ્યું છે. એ શરીરની અવસ્થા એકસરખી નથી. ક્ષણેક્ષણે પલટાય છે. માટે ક્ષણભંગુર છે. અધ્રુવ, અનિત્ય, અશાશ્વત, ક્ષણે ક્ષણે પલટાવાના સ્વભાવવાળું એવું શરીર તે હું નથી. હું તો અખંડ અભેદ, અવિનાશી, આત્મા છું. જેની આત્મા તરફ દૃષ્ટિ જાય છે તે તપશ્ચર્યાને નિર્જરારૂપ બનાવી દીએ છે.

**'ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહિ,**
**સરસ અન્ને નહિ મનને પ્રસન્ન ભાવજો!'**

ઘોર તપશ્ચર્યા કરે પણ અભિમાન નહિ. જે સ્વાવલંબી મુનિઓ હોય છે તે પારકાની આશા રાખતા નથી. એને એમ પણ ન થાય કે કોઇ મારી સેવા નથી કરતું. એ તો એમ વિચારે કે કોઇને ભારભૂત થવા માટે મારી તપશ્ચર્યા નથી.

"तपसा निज्जरा च" આકરી તપશ્ચર્યા કર્યા વગર આકરાં કર્મ છૂટે તેમ નથી અજ્ઞાનતાથી મેં પોતે જ કર્મને ઊભાં કર્યાં છે તો સમ્યગ્જ્ઞાનપૂર્વક તપશ્ચર્યા કરીને મારે જ તે કર્મને બાળવાનાં છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, તે મોક્ષનો માર્ગ છે. તપશ્ચર્યા તે આ લોક, પરલોક કે માન-પૂજા-શ્લાઘા માટે કરવી નહિ પરંતુ એકાંત નિર્જરાને માટે કરવી. એવી તપશ્ચર્યા કરવી, કરાવવી ને અનુમોદવી એ ત્રણેથી લાભ થાય છે.

ચૌદ હજારના સ્વામી ગૌતમ ગણધર જેવા પણ પોતે જ વહોરવા જતા. પહેલી પોરિસીએ સ્વાધ્યાય, બીજી પોરિસીએ ધ્યાન કરે, સૂત્રના અર્થનું ધ્યાન ધરે. ઉપયોગને ધ્યાનરૂપી કોઠામાં સ્થિર કરે. મનને એકાગ્ર કરે. ધ્યાન છે તે આભ્યંતર તપ છે ઉપવાસ કરે તે બાહ્ય તપ છે. એથી નિવૃત્તિ મળે એટલે આત્મ-ધ્યાનમાં સ્થિર થવાય. ઉણોદરી-અર્ધું મૂકી દે. ઉણોદરીના પણ બે પ્રકાર છે. ૧ દ્રવ્ય ૨ ભાવ. કપડાં, ખાવાપીવાનુ ઓછુ કરે તે દ્રવ્ય ઉણોદરી અને કષાય ઓછા કરે તે ભાવ ઉણોદરી. કષાય ટાળવાની જરૂર છે. દૂધ, દહીં આદિ છોડે તે દ્રવ્ય રસ-પરિત્યાગ અને અંદરની રસલોલુપતાનો ત્યાગ કરવો તે ભાવ રસપરિત્યાગ છે અમુક જ દ્રવ્ય ખાવા, અમુક જ વસ્તુ ખાવી તે વૃત્તિસંક્ષેપ છે. વૃત્તિસંક્ષેપ થાય તો ખર્ચા પણ ઓછા થાય.

પહેલાંના માણસો સાત્વિક ખોરાક ખાતા, પણ આજે તો ખાવામાં પણ ફંદ વધી ગયા, એટલે પહોંચાય નહિ. એને પહોચી વળવા પૈસા જોઇએ અને એ પૈસા મેળવવા માટે દગા,

પ્રપંચ, કેટલી માથાકૂટ કરવી પડે છે! પણ વૃત્તિસંક્ષેપ કર. એટલે બધુ ઘટી જશે. આ બધા બાહ્ય તપ છે.

ધ્યાન તે આભ્યંતર તપ છે. સિદ્ધાસન, પદ્માસન વગેરે આસન વાળે, તડકો હોય તો તડકે જઇને ઊભા રહે. ઠંડી હોય તો જે બાજુથી પવન આવતો હોય તે બાજુ ઊભો રહે. આ શા માટે? આથી શાતાશીળીઆપણું ન આવે. પણ સહનશીલતા કેળવાય. જે ઇન્દ્રયો માગે તે ન આપવું. મન છટકવા જાય પણ એને તપરૂપી લગામથી ખેંચી રાખવું. જ્યાં જાય ત્યાં ન જવા દેવું. એકનો એક છોકરો હોય, છતાં જ્યાં ફાવે ત્યાં રખડવા દીઓ ખરા? એના ઉપર કાબૂ રાખો ને!

જો દાબ ન હોય તો આ દુનિયા બેફામ બની જાય. જેમ જેને ફાવે તેમ વર્તે તો ચાલે? સરકારના કાયદા પ્રમાણે ન ચાલે તો દંડ થાય, એમ આચારાંગમાં જે આચાર કહ્યો છે તે પ્રમાણે ન પાળે તો નિશીથસૂત્રમાં તેનુ પ્રાયશ્ચિત્ત કહ્યું છે. ઇન્દ્રિયોને વશ તમે ન થાઓ પણ ઇન્દ્રિયોને તમારે વશ કરી લીઓ. જે ઇન્દ્રિયને જીતે છે તે ભગવાનની સ્તુતિ કરવાને લાયક છે. પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનને વશ કરે તે જ શૂરવીર છે. લશ્કરમાં વિજય મેળવે તે સાચો વિજેતા નથી પણ ઇન્દ્રિયોને જીતે તે ખરો વિજેતા છે અને એ વિજય મેળવવા જ બાર પ્રકારનો તપ છે.

બાહ્યતપ, આભ્યંતરતપમાં લઈ જવાનું નિમિત્ત છે અને ધ્યાનમાં એકાગ્રચિત્ત કરી વિચારો કે હે જીવ! સિદ્ધ જેવો તું આત્મા, છતા આ દશા કેમ છે? અનાદિકાળથી જીવ અવળે માર્ગે ચાલ્યો છે અને કારણમાં સર્વથી પ્રધાન એવું કારણ,

સ્વચ્છંદ છે. પોતાની અજ્ઞાનતાને કારણે જીવે સુખદુઃખ ઊભુ કર્યું છે સુખ શાથી થાય? પૈસાથી? બબ્બે મણની તળાઈમાં સૂનારા શેઠને ઉંઘ માટે ઇન્જેક્શન લેવાં પડે છે. જ્યારે મજૂર, ઓટલા ઉપર હાથનું ઓશીકું બનાવી ઘસઘસાટ ઊંઘે છે. ટેલિફોનમાં મંદીના ભાવ સાંભળતાં કઈકનાં હાર્ટ બેસી જાય છે. શાન્તિ કયાં છે?

**નેણે માઠી નીંદ ન આવે, પાવે નહિ વિશ્રામ જી,**
**તબિયત એની રહે ન તાજી, રાજી રહે નહિ રામ;**
**જીવ! તું છાનાં કરીશ નહિ કામ જી.**

જે ધનવાન કહેવાય છે, આબરૂવાળા કહેવાય છે, પણ તેમને ઊંઘ ન આવે. ત્યાં બજારની ઊથલપાથલ ને અહીં હૈયામાં ઊથલપાથલ થાય. થોડાવાળાને થોડી અને ઝાઝાવાળાને ઝાઝી ઉપાધિ, સુખ કયાં છે? જાવું છે ઊગમણું ને દોટ મૂકી છે આથમણી. જ્ઞાની સમજાવે છે કે સમજણ કરીને છોડો. જીવને જરાય શાન્તિ નથી. સંકલ્પ–વિકલ્પની હારમાળાઓ લાગી જ હોય છે. આવી ચિંતામાં ઊંઘ કયાંથી આવે? એ તારૂં છે જ નહિ માટે મમત્વ છોડ.

ઇચ્છાવગરનું કોઇ પ્રાણી નથી. વિવિધ આશાથી જગત આખું ઘેરાએલુંછે ઇચ્છા આશા, જ્યાસુધી અતૃપ્ત છે ત્યાં સુધી તે પ્રાણી અધોગામી છે ઇચ્છાજયવાળા જ ઊર્ધ્વગામી બને છે માટે ઇચ્છા, તૃષ્ણા ઉપર વિજય મેળવો.

ચોરી કરવી નહિ, વિશ્વાસઘાત કરવો નહિ, છળકપટ કરવું નહિ, એવા સદાચારો જીવનમાં ઉતારો તો સાચા જૈન

કહેવાશો ગમે તેવું નુકસાન થાય પણ મારૂં સત્યવ્રત નહિ જવા દઉં, એવો નિશ્ચય રાખો. પાપ કરીને ગમે તેટલો ઢાંકપિછેડો કરશો તોપણ અનંત કેવળીઓ તો જોઈ જ રહ્યા છે અને ગમે તે ગતિમાં જશો પણ પાપ તમારો પીછો નહિ મૂકે, માટે કર્મ બાંધતાં વિચાર કરો. દુનિયાપરથી દૃષ્ટિ ઉઠાવી લીઓ. દુનિયા સુધરે કે ન સુધરે, પણ તુ સુધરી જા. આ ઉત્તમ માર્ગ મળ્યો છે. જિંદગી ક્ષણિક છે માટે સત્સંગ કરી લે. સત્સંગ એજ મોક્ષનું પરમ સાધન છે. એના જેવું હિતકર સાધન આ જગતમાં બીજું કોઈ નથી. આયુષ્યનું પ્રમાણ આપણે જાણ્યુ નથી. બાલ્યાવસ્થા, અણસમજમા વ્યતીત થઈ અને વૃદ્ધાવસ્થામાં શિથિલતા આવી જાય છે. હવે માત્ર એક યુવાવસ્થા રહી. તેસાંય જો મોહનીયનું બળ ન ઘટયું તો સુખે નિદ્રા આવશે નહિ. પૈસા કમાવાની ચિંતા, સ્ત્રી ન હોય તો મેળવવાની ચિંતા, હોય તો સ્ત્રીને રાજી રાખવાની ચિંતા, ધન મળ્યું તો સાચવવાની ચિંતા, દેણું હશે તો દેણું ભરવાની ચિંતા, દીકરો નહિ હોય તો મેળવવાની ચિંતા, હશે તો તેના ભરણપોષણની ચિંતા, આમાં સુખનો સમય કયો કહેવો? સુખ કયાં છે? સંસાર સળગતો છે. જન્મ, જરા, મરણથી બળી-ઝળી રહ્યો છે. કષાયનું નિમિત્ત છે એમાં શાન્તિ આપનાર એક પ્રભુનો માર્ગ છે એ માર્ગે કોઈક ભાગ્યશાળી જ આવી શકે. જેને જિજ્ઞાસા જાગી છે કે મારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તેને પામવા શું કરવું? ઘણા સાંભળવા આવે તો ખંખેરીને ઊઠે.

"વ્યાખ્યાન સાંભળવા પાટ પાસે બેસવું રે,
જયારે ઊઠે ખંખેરીને ઊઠવું રે;
બીજે દ્વારેથી લઈને પ્રભાવના રે,
કજિયા મૂકો તો ધર્મ બધાં કામનાં રે!

વ્યાખ્યાંન સાંભળવા ગયા. પાસે બેસી જીકારા દીધા પરંતુ બહાર નીકળ્યા ત્યાં એવાને એવા. જીવનમાં થોડું ઉતારો તો સાંભળ્યાનું સાર્થક કહેવાય.

ધર્મ શું ચીજ છે? ધર્મ કોને કહેવાય તે ઓળખો. ધર્મ વસ્તુ અનોખી છે. જેને ધર્મ પરિણમ્યો તેને ઠાઠમાઠ ને ઠઠારા ન ગમે. જેની પાસે ધર્મ નથી તે આ ભવ ખાવા-પીવામાં, એશઆરામમાં કાઢે છે અને ભવિષ્યનો અનંત સંસાર ઊભો કરે છે. માટે સમજો, સમજીને અમલમાં મૂકો.

શ્રમણો શ્રમજીવી છે. પહેલે પહોરે સ્વાધ્યાય, બીજે પહોરે ધ્યાન કરે, ત્રીજે પહોરે પાત્રાં પૂંજીને પ્રભુ પાસે આવે. આવીને કહે, હે પ્રભુ! મારે છઠ્ઠનુ પારણું છે. તો હે પૂજ્ય! તમારી આજ્ઞા હોય તો હું આહારાદિ લેવા જાઉં. પ્રભુ કહે છે, '**अहासुहं**' જેમ તમને સુખ ઊપજે તેમ કરો. ગોચરી લેવા જાય ત્યાં કોઇ સત્કારે કે તિરસ્કારે છતાં દરેક પ્રત્યે સમભાવ રાખે. ગૂમડું થયું હોય ને મલમપટ્ટી કરવી પડે, તેમ ક્ષુધા-વેદનીય ટાળવા માટે આહાર કરે અને આહાર કરીને પાછું એની પાસેથી વળતર વાળવાનુ. નોકર રાખ્યો હોય, પગાર આપતા હો તો એ પગાર જેટલું કામ તો કરાવી લીઓ ને! કે બેઠાડુ રાખો? તેમ આ માનવભવ મળ્યો છે તે મળ્યા પછી જ્યાં સુધી નાવા ચાલે ત્યાં સુધી એની પાસેથી કામ લઈ લીઓ શરીર-રૂપી નાવ છે. જીવરૂપી નાવિક છે અને સમુદ્રરૂપી સંસાર છે તેમાં મહર્ષિઓ તરી જાય છે. હવે તમારે શું કરવું છે? સાંભળવાથી પેટ નહિ ભરાય. જીવનમા ઉતારશો તો સુધરશો. શ્રમ કરો.

ગાંધીજીએ પણ શ્રમજીવી જીવન જીવી બતાવ્યું. બેઠાડુ ન થાઓ. પારકા ઉપર તાગડધિન્ના ન કરો અને જે અવસર પ્રાપ્ત થયો છે તેને લેખે લગાડો.

આનંદ શ્રાવક પગે ચાલી પ્રભુને વાંદવા ઘરમાંથી નીકળ્યા છે. વાણીજ્યગામની મધ્યમાંથી ચાલ્યા જાય છે. હવે તે પ્રભુ પાસે પહોંચી શું કરશે તેના અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૨૦ મું.

### સવત ૨૦૧૪ના શ્રાવણ સુદ ૨ ગુરુવાર

અહીં ઉપાસકદશાંગના પહેલા અધ્યયનમાં આનંદ શ્રાવકનો અધિકાર ચાલે છે. આનંદ શ્રાવક, પ્રભુનાં દર્શન કરવા માટે નીકળ્યા છે. વાણિજ્યનગરની વચ્ચોવચ્ચ થઈને દ્યુતિપલાશ બાગમાં જ્યા પ્રભુ બિરાજે છે ત્યાં આવે છે. ઘેરથી નીકળે છે ત્યારે તેણે ધ્યેય નક્કી કરી લીધું છે ધ્યેય નક્કી કરવુ તે નિશ્ચય અને તેને પહોંચી વળવા જેટલા પગલા ભરાય તે વ્યવહાર. નિશ્ચયના લક્ષ વગરનો વ્યવહાર ખોટો છે અને વ્યવહાર વિના નિશ્ચયે પહોંચી શકાતું નથી. લક્ષ વગરની સાધના ફળીભૂત થતી નથી. ઘેરથી નીકળો છો ત્યારે કયાં જવું છે? તે ધ્યેયને લક્ષમાં રાખો છો ને? એટલે લક્ષ્યને લક્ષમાં રાખીને બેસી રહે ને પ્રયત્ન ન કરે તો કદી સફળતા મળે નહિ.

બે પૈડાં વિના રથ ગતિમાન બનતો નથી તેમ 'નિશ્ચય ને વ્યવહાર' બે વિના સંસારનો માર્ગ કપાતો નથી. બે પાખ વિના પક્ષી ઊડી શકતું નથી તેમ 'જ્ઞાન અને ક્રિયા' બે કારણુ વિના મોક્ષ મળતો નથી.

એકદા એક આંધળો અને એક પાંગળો જંગલમાં આમતેમ ભટકે છે. બન્નેને ભૂખ લાગી છે, પણ ઝાડ પરથી ફળ લઇ કોઈ ખાઇ શકતા નથી. છતે ફળે ભૂખે મરવું પડે છે. પછી પાંગળો સાદ કરી આંધળાને બોલાવી તેના ખભા પર ચડી જાય છે અને ઝાડેથી ફળો તોડી બન્નેની ભૂખો ભાંગે છે પરંતુ એકલાથી કશું થતું નથી, બન્ને મળવા જોઇએ. એમ જ્ઞાન અને ચારિત્ર, નિશ્ચય અને વ્યવહાર બન્ને સાથે રહેવા જોઇએ. કોઈ પણ એકથી કામ સરતું નથી.

સામાયિકનો લક્ષ્યાર્થ પણ નક્કી કરવો જોઇએ. સામાયિક સમ+આય+ઇક સમભાવનો એકી સાથે લાભ થવો તેનું નામ સામાયિક, અથવા સમ=એકી સાથે જ્ઞાન અને પરિણમનની ક્રિયા તેનું નામ સામાયિક. સામાયિક કરનારને રત્નત્રયની પ્રાપ્તિ થાય છે. આ વસ્તુનો અપચો કે સૂગ ન હોવી જોઇએ.

જ્ઞાન–પરિણમનની ક્રિયા એક જ જીવદ્રવ્યમાં છે. બીજાં પાંચ દ્રવ્યો જડ છે. તે સ્વપરને જાણતાં નથી પણ પરિણમન-શીલ છે. જેમકે અફીણને કડવાશની કે સાકરને ગળપણની ખબર નથી પણ ખાય તેને લાભહાનિનો સંભવ ખરો. તેમ તમે શું છો, તે નકકી કરો કે હું ચેતન છું. 'આત્મા અને જડ' બન્નેનાં લક્ષણ અને પ્રદેશભેદે ભેદ છે. વર્ણાદિ જડમાં છે હું તો તેને જાણનાર છું. સોનાનો ને રૂપાંના ઢાળીઓ ભેગો કર્યો હોય તોપણ હજાર વર્ષે પણ સોનું સોનામાં ને રૂપું રૂપામાં જ પરિણમે, તેમ ખીર-નીરની પેઠે કર્મ સાથે રહેલાં હોવા છતાં શરીર તે આત્મા થઇ ગયું નથી. છતાં જીવ શરીરની ટાપટીપમાં ઘણો વખત ગુમાવે છે. આત્માની દરકાર કરતો નથી. સ્વને ભૂલી પરમાં રમતો આત્મા

ભાન ભૂલી ગયો છે. શરીર માંદું પડે તો ડૅાકટર પાસે દોડ્યા જાઓ છો પણુ આત્મા માંદો પડી ગયો છે તેનું ભાન છે? આત્મા અનાદિકાળથી માંદો છે. કયો રોગ લાગુ પડ્યો છે?

**"આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;**
**ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર, ધ્યાન!**

આત્મભ્રાંતિ છે. એટલે જ ભ્રમણ છે. ભ્રાંતિટળે તો ભ્રમણ ટળે અને ભ્રમણ ટળે તો જ જન્મ મરણના ફેરા મટે. હરણ, ઝાંઝવાના નીરને જોઇ સાચા પાણીની ભ્રાંતિથી તૃષા મટાડવા દોડે છે. જેમ જેમ દોડે છે તેમ તેમ તૃષા વધતી જાય છે, પણ પાણી મેળવી શકતો નથી તેમ સંસારમાં, શાંતિ નથી, સુખ નથી, પુત્ર, શરીર, બંગલા, પૈસા વગેરેમાં સુખ માનીએ છીએ પણ તેમાં સાચું સુખ નથી. સંસારમાં સુખ માનવું તે પાણી વલોવી માખણની ઇચ્છા રાખવા જેવું છે. વાસ્તવિક રીતે પાણી વલોવવાથી માખણ મળે જ નહિ તો પછી આ બધી અધિયારી કોના માટે વહોરવી છે? આ સંસારમાં જેને તમે મારૂં માનો છો તે તમારૂં છે જ નહિ તો 'WHY DO MY MY' મારૂં મારૂં શા માટે કરો છો?

જડથી સુખ મળતુંજ નથી અને ભવિષ્યમાં પણ ક્યારેય મળશે નહિ. જો જડમાં સુખ હોત તો તીર્થંકરદેવ, જડ-પુદ્‌ગળને છોડીને મોક્ષમાર્ગને શામાટે સ્વીકારત? માયાનો પ્રપંચ ક્ષણે ક્ષણે બાધકર્તા છે. તે પ્રપંચના તાપની નિવૃત્તિ કોઈ કલ્પદ્રુમની છાયા હોય તો તે કેવલદશા છે. તે સિવાય એ તાપની નિવૃત્તિ નથી માટે જ મોક્ષ મેળવવા સર્વ પરપદાર્થો ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લઈ સ્વ તરફ દૃષ્ટિને વાળો. મોક્ષ એટલે મુકાવવું, સર્વ કર્મથી

રહિત થવું. સર્વ પ્રકારે મુકાવવું તેનું નામ મોક્ષ અને પરિગ્રહ એટલે ચારે બાજુથી ગ્રહણ કરવું, ઘેરાવું. તમને ગ્રહણ કરવામાં મજા આવે છે કે છોડવામાં ? હવે તારો ખજાનો ખોલ. તારામાં અનંતશકિત રહેલી છે. તું ચૈતન્યમય શુદ્ધ જ્ઞાનનો પિંડ છે. આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું, પરવસ્તુના ત્યાગી થવું.

હે જીવ ! તું સમજ ! અંતરમાં સુખ છે બહાર શોધવાથી મળશે નહિ. અંતરનું સુખ, અંતરની સમશ્રેણીમા છે. આ જીવ અનંતકાળથી રખડી રહ્યો છે. માર્ગ જડતો નથી તેનુ શું કારણ ? માર્ગ સરળ છે પણ પ્રાપ્તિ દુર્લભ છે. હે પ્રભુ ! હવે તારા દરવાજા ઉપર આવ્યો છું. અહીં દરવાજો સમકિતનો લેવાનો છે. સમકિતમાં આવ્યો એટલે યથાપ્રવૃત્તિકરણમાં આવ્યો.

**આયુ વરજીને સાત કરમની જી, સાગર કોડાકોડી હેણુજી,**
**સ્થિતિ પઢમ કરણે કરીજી વીરજી !**
**અપૂરવ મોધર લેણુજી. સમકિત દ્વારગભારે પેસતાં–જી.**

નદીમાં રહેલા પથરા જેમ ધીમે ધીમે ઘસાતાં, ઘસાતાં લીસા થઇ જાય છે તેમ જીવ અકામ નિર્જરા કરતો, કરનો મંદકષાયને લીધે મનુષ્ય જન્મ પામે છે. સ્થિતિઘાત, રસઘાત કરે છે, ગુણશ્રેણીમાં પ્રવેશ કરે છે. અપૂર્વકરણ એટલે પૂર્વે કોઇવાર પ્રાપ્ત નથી કર્યું તેવું પ્રાપ્ત કરવું. અપૂર્વકરણ સમકિતી જ કરી શકે. મિથ્યાત્વી ન કરી શકે.

તમને તમારાં કર્મ ઉપર ઘૃણા ઉપજે છે ? મેં કેવાં કેવાં પાપ કર્યાં છે તેનો વિચાર કોઇ વાર આવ્યો છે ? તમને શેની

ઇચ્છા છે? મોક્ષની કે સ્વર્ગની? સ્વર્ગ પણ સંસાર જ છે. ત્યાં પણ સ્ત્રી, શચ્યા, ઇન્દ્ર, અગ્રમહિષી, પ્રજાપતિ, અભિસારિકા, કિલ્વિષી, લોકપાળ, પુરોહિત હોય છે. જેમ અહીં સંસારનું કાર્ય ચાલે છે તેમ ત્યાં પણ ચાલે છે. અહીં રાજા જેમ સર્વ સત્તાધીશ છે તેમ ત્યાં ઇન્દ્ર સર્વ સત્તાધીશ છે. પુરોહિત જેમ અહીં મુહૂર્ત કાઢે, રાજાને સલાહ આપે, રાજા તેને સત્કાર સન્માન આપે, નમસ્કાર કરે, તેમ ત્યાં ત્રાયત્રિંશક ઇન્દ્રના ગુરુ કહેવાય છે અને લોકપાળ કોટવાળનું કામ કરે છે

લોકપાળ ચાર પ્રકારના છે. સોમ, જમ, વરુણ અને વેશ્રમણ. સોમનો વારો પૂર્વ દિશે, જમનો વારો દક્ષિણ દિશે, વરુણનો વારો પશ્ચિમ દિશે, અને વેશ્રમણનો વારો ઉત્તર દિશે હોય છે. સોમને વારે સુખશાંતિ હોય છે. જમને વારે માર, મરકી અને મેઘ ઘણાં હોય છે વરુણને વારે ગડ, ગૂમડ ને રોગ ઘણા હોય છે. વેશ્રમણને વારે સુકાળ, સુભિક્ષને લાભ ઘણા હોય છે અને આથી જ આપણે ધર્મક્રિયા કરતાં ઉત્તર અને પૂર્વ દિશાએ બેસીએ છીએ. અનીકા સૈનિકનું કામ કરે છે. હાથી, ઘોડા, સૈન્ય સાચવવાનું કામ સૈન્યના અધિપતિ કરે છે. દેવાંગનાઓ પણ ચૂંટાયેલી હોય છે. સમીચા, ચંડા, જાયા. સમીચા તેડી આવે અને મોકલી જાય. તેની સાથે ગુપ્ત વાત થાય છે. ચંડા તેડી આવે અને અણમોકલી જાય. તેની સાથે ગુપ્ત વાત ન કરે પણ સામાન્ય વાતચીત થાય. જાયા અણતેડી આવે અને અણમોકલી જાય. તેને કામકાજ જ કરવાનું હોય છે. દેવતાની રક્ષા કરવા આત્મરક્ષક ઉઘાડી તલવારે ઊભા હોય છે. જો કે દેવતાનું આયુષ્ય નિકાચિત છે એટલે કોઈ તેને મારી શકે

નહિ. પણ વ્યવહાર ખાતર અંગરક્ષક રાખવામાં આવે છે ત્રણ પ્રકારના કિલ્વિષી અને પંદર પ્રકારના પરમાધામી દેવતા છે. તેઓ એકાંત મિથ્યાત્વી છે તેઓએ પૂર્વે ઘણા અપરાધ કર્યા છે તેથી તેમને કાંઈ હક્ક મળ્યા નથી. ભરી સભામાં બોલવા ઊભા થાય તો તેઓને કોઇ બોલવા દેતા નથી આ બધુ બતાવે છે કે દેવલોક પણ એક સંસાર જ છે, માટે હૈયામાં દેવ થવાની ઇચ્છા હોય તો ફગાવી દેજો.

મનુષ્યના એક ભવ ઉપર નરકના અસંખ્યાતા ભવ થાય છે અને નરકના ભવ ઉપર દેવતાના અસંખ્યાતા ભવ થાય છે. દેવતાના એક ભવ ઉપર તિર્યંચના અસંખ્યાતા ભવ થાય છે. આટલું ચક્ર ફરે ત્યારે મનુષ્ય થાય છે. દેવની સંખ્યા અસંખ્યાતગણી છે. તમને દેવ થવું ગમે છે ?

પ્રથમ ધ્યેય નક્કી કરો. જે ગામ જવું હોય ત્યાંની જ ટિકિટ લેવી જોઇએ ને ! અને તે તરફ જતી ટ્રેનમાં જ જવું જોઇએને ? મોક્ષ જોઇતો હોય તો રાગદ્વેષ ઓછા કરો. ૧૮ પાપસ્થાનકથી મુક્ત થાઓ તો મોક્ષ મળશે. ૧૮ પાપસ્થાનકો જે સેવે છે તે ગુરુત્વપણાને પામે છે અને જે છોડે છે તે લઘુપણાને પામે છે અર્થાત્ કર્મથી હળવા થાય છે. બેમાંથી કયો રસ્તો તમને ગમે છે ? જો હળવા થવું હોય તો સાચો રસ્તો પકડો. અસત્યને મૂકી, સત્યના પંથે જવામાં શું મુહૂર્ત જોવાનું છે ? આજથી જ શરૂઆત કરો. અનાદિકાળનો ઊંધો ઢાળ હોવાથી શરૂઆતમાં જરા મહેનત પડશે.

બાળક જ્યારે એકડો શીખે છે ત્યારે પ્રથમ આકરૂં લાગે છે. માતાનો મોહ મૂકી, નિશાળે જવું ગમતું નથી છતાં પણ

માતા તેને પરાણે મોકલે છે, પણ જ્યારે ભણવાનો રસ લાગે છે ત્યારે તો સ્કૂલના ટાઇમ કરતાં પણ એક કલાક વહેલો જઇને બેસે છે. ભણવાની એવી રઢ લાગે છે કે સ્કૂલ અને સ્કૂલનું કામ છોડી ઘેર જવું પણ ગમતું નથી. તેવીજ રીતે અનાદિકાળથી ધર્મ કર્યો નથી તેથી પ્રથમ આકરૂં લાગશે પરંતુ પુરુષાર્થ ઉપાડ એટલે માર્ગ સહેલો બનશે. દરેક બાબતમાં વિવેકની જરૂર છે. આત્મહિત અતિ દુર્લભ છે, એમ જાણી વિચારવાન પુરુષો અપ્રમત્તપણે તેની ઉપાસના કરે છે, માટે હવે જાગૃત થા. તારી વારે વાર છે. તું સમજી જા. આયુષ્યનું પ્રમાણ આપણે જાણતા નથી. બાલ્ય-અવસ્થા અણુસમજમાં વ્યતીત થાય છે અને વૃદ્ધાવસ્થા પણ શિથિલતામા જાય છે. ધર્મકરણી માટે યુવાવસ્થા જ છે. તો હવે સમજો કે જડ તે હું નહિ, તો પછી મળે કે ટળે તેમાં મારે શું? રહે તો એ એના ભાવે શરીર પણ મારી ઈચ્છાએ વધી કે ઘટી ન શકે. સ્નેહીજનનો સંયોગ થવો એ પણ તારા હાથમા નથી. વળી સંયોગ સાથે વિયોગ લખાયેલો જ છે. ભૌતિક પદાર્થોમાં ઘેલા બન્યા છો પણ તેની હયાતિમાં કાં તો તમે ચાલ્યા જશો, કાં તો તે તમોને છોડીને ચાલ્યા જશે.

હું તો સ્વતંત્ર નિજાવલંબી છું. પરાવલંબી થવું તે મારા માટે કલંક છે ઉદય, ઉદયનું કામ કરી ચાલ્યા જાય છે. કર્મથી હું જીવી શકતો પણ નથી અને મરી પણ શકતો નથી. કર્મથી હું સ્વતંત્ર છું, જુદોછું. પરાધીનતામાં સ્વપ્ને પણ સુખ નથી. સંસારમાં પણ પરાધીનતા નથી ગમતી, તો આમાં તો કેમ ગમે? માટે આપણે શું કરવાનુ છે તે લક્ષ્ય નક્કી કરો

હું વ્રત, પચ્ચક્ખાણ, ઉપવાસાદિ કરૂં છું. ઉપાશ્રયે જાઉં

છું, સામાયિક કરું છું પણ એ બધું શા માટે? દરેક કાર્ય, ધ્યેય નક્કી થયા પછી જ કરવું જોઇએ. ચોથા ગુણસ્થાનકવાળાનું ધ્યેય પાંચમે જવાનું હોય છે અને પાંચમાવાળાનુ છટ્ઠે જવાનું હોય છે. પણ શ્રેણિએ ચડેલાનું મૂળ ધ્યેય હું ચૈતન્ય, પારકાની આશે જીવનાર નહિ, સંયોગ સાથે મારે કાંઇ સંબંધ નહિ, હું તો મારા સ્વભાવમાં મસ્ત છું. આ દૃષ્ટિ આવી જાય તો આણે આમ કર્યું અને આણે આમ ન કર્યું, આ જોઇતું હતું છતાં ન મળ્યું તે વૃત્તિ ન રહે. પરથી મારો મોક્ષ ન જ થાય. મારી ભ્રાંતિના કારણે પરમાં મારાપણું માન્યું છે તેથી જ દુઃખ ઉદ્‌ભવે છે પરાશ્રય પણ તજી દીએ તો બધું છૂટી જાય. આજે તો જરા જેટલી પ્રતિકૂળતા થતાં રોદણાં રોવા બેસે છે પરના ગાણાં ગાય છે.

આથી મુકત થવા, વિચાર અને ધ્યાન ઔષધિસમાન છે અને ગુરુની આજ્ઞા પથ્ય છે. પથ્ય એટલે ચરી પાળવી. ડૉકટર કહે કે ખાંડ વગેરે ખાઇશ નહિ, જીભ ઉપર કાબૂ રાખજે, નહિતર મારી દવા વગોવાશે. ડૉકટર કહે તે ચરી બરાબર પાળો છો. ઘરનાં માણસો પણ દર્દી કાંઇ ખાઈ ન જાય, તેના માટે સાવચેત રહે છે. આ ડૉકટર શું કહે છે? તેનો ખ્યાલ છે? તેની ચરી પાળો છો? ચરી ન પાળી શકતા હોય તો ઘરના માણસોને કહો છો કે ક્રોધ કરું તો મને ચેતવજો. એક માણસ ક્ષણે ક્ષણે ક્રોધ કરે છે. ક્રોધ કર્યા પછી તેને પસ્તાવો થાય છે અને થાય છે કે હું કેવો છું? મને ક્ષણે ક્ષણે ક્રોધ થાય છે! ક્રોધને ટાળવા તેણે એક કવર ઉપર લખ્યું કે ક્રોધ કરનારનું મુખ ગધેડા જેવું હોય છે. આ કવર તેણે પોતાના નોકરને આપ્યું અને કહ્યું કે હું ક્રોધ કરૂ ત્યારે આ કવર મને બતાવજે. વારંવાર આમ

કવર જોવાથી તે માણુસ ક્રોધ કરવો ભૂલી ગયો. ખરેખર ! ક્રોધ બહુ ભયંકર વસ્તુ છે. માણુસે જેટલું તારૂં નથી બગાડયું તેટલું ક્રોધે બગાડયું છે. હવે જીવનમા એકાદ ગુણુ કેળવો. જેને ક્રોધ નથી કરવો તે તો ગમે તેવા આકરા સંયોગોમાં મૂકાય છતાં ક્રોધ નથી કરતો અને જેને ક્રોધ કરવો છે તે જો જંગલમાં જઈને બેસશે તો પણુ પાંદડાં ખખડશે ને તેના પર ક્રોધ કરશે. ક્રોધ કરવાથી શું મળે છે ? ક્રોધ આવે ત્યારે મૌન ધારણુ કરવું. તેને માટે જાગૃતિ જોઈએ. જે માણુસ ઊંઘી જાય તેને ભય રહે કે કોઈ ચોર લૂટી જશે પણુ જે જાગૃત છે તેને આ ભય રહેતો નથી. ક્રોધ કરે તેની સામે મૌન ધારણુ કરે તો અંતે સામાને શાંત થઈ જવું પડે છે પણુ જો સામસામા બંને બોલવાનું ચાલુ રાખે તો કજિયો વધતો જાય.

**રજનુ ગજ થાતાં નહિ વાર છે રે, ડગલે પગલે ઘર્ષણુ થાય,**
**સંસાર કલેશનું કેન્દ્રસ્થાન છે રે !**

સંસાર કલેશનું કેન્દ્રસ્થાન છે ડગલે ને પગલે કલેશ ઉત્પન્ન થાય છે સિકંદરના પિતા ફિલિપ કહેતા કે હું બાદશાહ છું તેનું અભિમાન મને ન આવવું જોઈએ. તેણે એક માણુસ રાખ્યો હતો કે જ્યારે રાજ્યસિંહાસન ઉપર બેસે ત્યારે તેને કહે કે – ‘કાળ તારા ઉપર ડોકિયા કરે છે’ દરેક વખતે માથે મોત છે તેમ યાદ કરો તો કુકર્મ કરતાં પગલાં પાછાં ભરશો. અહીં આવ્યા છો પણુ કેટલુ રહેવાના ? ‘ચાર દિન કી ચાંદની ફિર અંધેરી રાત’ તો શા માટે પાપ બાંધો છો ? પાંચ મણુ કોઠીમાં અનાજ ભર્યું હોય પણુ તે ખૂટશે ત્યાં સુધી તમે રહેશો કે કેમ તેની તમને ખબર છે ? પાંચ જોડ કપડા શીવડાવ્યાં હોય તો તે ફાટે ત્યા સુધી તમે જીવશો ખરા ?

**ડગલાં નીચે મોત છે, ચેતી ચેતીને ચાલ,**
**કાલ કરવાનું આજ કર, કોણે દીઠી કાલ.**

ક્યારે મોત આવશે તે કહેવાતું નથી. આવો અવસર મળવો દુર્લભ છે માટે મળ્યું છે તે પામી જા. ડગલે ને પગલે સંસારમાં ઘર્ષણ છે. સાસુ-વહુ, દેરાણી-જેઠાણી વચ્ચે ઘર્ષણ થયાં જ કરે છે. પણ મૌન ધારણ કર. આવેશ આવે ને પાંચ મિનિટ ન બોલો તો ગુસ્સો ઘણો ઉતરી જશે.

આનંદ શ્રાવક પ્રભુનાં દર્શને જાય છે. પ્રભુ ત્રણ લોકના નાથ છે. સાચો રાહ બતાવનાર છે, તેમ નિશ્ચય કરો. તમે કોઈની સલાહ લેવા જાઓ તો સલાહકાર ઉપર પૂરતો વિશ્વાસ હોય કે એ સાચી સલાહ આપશે. એમ અહીં ભગવાન ઉપર અને ગુરુ ઉપર વિશ્વાસ જોઈએ. તે **लोगहियाणं** લોકના હિત કરનાર છે, **लोगपइवाणं** લોકના પ્રકાશનાર છે. આત્મહિતનો સાચો રસ્તો બતાવનાર છે. લોકના નાથ ક્યારે થવાય?

**પુદ્ગલ કેરા રાંકા એ તો જગ મે રાંક કહાવે;**
**પુદ્ગલ રાગ નિવારત તિન દિન અજર અમર હોજાવે ।**
**સંતો! દેખિયે, એ પ્રગટ પુદ્ગલ જાલ તમાસા.**

પુદ્ગલના રાંકા તે જગતના રાંકા છે. તમારે જગતપતિ થવું છે કે જગતના રાંકા? શબ્દાદિ પુદ્ગલોમાં ઇષ્ટાનિષ્ટ બુદ્ધિ થવી, આ ભાવે, આ ન ભાવે, આ ગમે, આ ન ગમે તે બધી ઇન્દ્રિયોની ગુલામી છે. જો મોહરાગાદિ નીકળી જાય તો ત્રણ જગતનો નાથ થાય. પ્રભુની પાસે કાંઈ ગાડી, વાડી કે લાડી

ભૌતિક પદાર્થો નહિ હોવા છતાં ત્રિભુવનપતિ કહેવાણા. અહીં તો આંતરિક ઋદ્ધિ પ્રગટ કરવાની વાત છે. અન્તર્મુખ દૃષ્ટિ થવાથી જ્ઞાનનો પાતાળકૂવો પ્રગટ થાય છે. સાત સાત કોસ જોડી પાણી એકી સાથે ઉલેચાતું હોવા છતાં અંદરથી આવ્યાં જ કરે, ખૂટે જ નહિ. દુષ્કાળના ટાઈમમાં પણ તેની આવક બંધ હોય જ નહિ, તેમ આત્મા એ પાતાળી કૂવો છે તેમાંથી સુખરૂપ જળ મેળવવા જેઓ અંતર પ્રયત્ન સેવે છે તેમને અનત જ્ઞાન અને સુખ મળે છે. આત્માનું સત્ય સુખ કદાપિ આવ્યું જાય તેવું નથી માટે ઊંડા ઊત્તર, સ્વમાં શોધ ચલાવ. સ્વાધ્યાય કરવાથી કર્મોનાં ભૂક્કા ઊડી જાય છે.

ઋષભદેવ પ્રભુના પુત્ર ભરત ચક્રવર્તીએ એક પગારદાર માણસ રાખ્યો હતો. જ્યારે સભા ભરાય અને રાજા સિંહાસન ઉપર બિરાજમાન થાય ત્યારે બિરૂદાવળી બોલાઇ ગયા પછી એક માણસ એમ બોલે – "ચેત ચેત ભરતેશ્વર નરરાયા, કાળ ઝપાટા દેત હૈ" એવા ચક્રીને માણસ રાખવો પડયો પણ આપને તો વગર પગારે કહેનારા સદ્‌ગુરુદેવ મળ્યા છે. તો ચેતવણીથી સાવધાન બનો. મહાપુણ્યોદયે મનુષ્યજન્મની પ્રાપ્તિ થાય છે તો તેમાં સત્યધર્મ શ્રવણ કરી લીઓ. ધર્મ વિનાનુ જીવન સહરાના રણ જેવું છે. ધર્મ વિનાનું જીવન મરણતુલ્ય છે.

કોઈ પથિકને બહારવટિયા મળ્યા. જેટલું ધન હતું તેટલું લીધું. ઉપરથી ખૂબ માર મારી આંખે પાટા બાંધી, ઝાડ સાથે સુસ્કેટાટ બાંધી અને ચોરો તેને ધમકી આપવા લાગ્યા એવામાં કોઇ રાજા. પ્રધાન સહિત નીકળે છે. તેઓના ઘોડાના ડાબલા સાંભળતાં તેઓ ચમકયા. પકડાઇ જવાના ભયથી

ભાગી છૂટયા. પણ દયાનિધિ રાજાએ છેક ઝાડ સુધી આવીને જોયું તો કફોડી સ્થિતિમાં માણસને બાંધેલો જોયો પણ પેલો પથિક તો, ચોર પાછા આવ્યા એમ જાણી બૂમો પાડતો હતો. મને મારશો નહિ, માબાપ! હું મરી ગયો. રાજા કહે છે, ભાઇ! ભડકો નહિ. અમે તમારા રક્ષક છીએ, પણ ભક્ષક નથી એમ કહી આંખેથી પાટો છોડી નાખ્યો પેલા પથિકને ઠંડક વળી અને અભય મળવાથી રાજી થયો પછી ચક્ષુદાતા બન્યા પછી તે પથિકને કહે છે, ભાઇ! ચાલ તને સીધો રસ્તો બતાવું છું જેથી તારે હવે પછી લૂંટાવું ન પડે પણ પથિકને હજી ડર લાગે છે માટે તે રાજા તેને, શરણરૂપ સુભટો સાથે મોકલે છે. આ મારા સુભટના શરણમાં રહેજે. જરાય સંગ છોડીશ નહિ જેથી તારો વાળ વાંકો નહિ થાય. તેમ પ્રભુ પોતે જગતના જીવોને અભય· દાનના દાતાર **अभयंकरे, वीरे, अणंतचक्खु** ” છે. સુખ આપવાથી સુખ પ્રાપ્ત થાય છે માટે કોઇને દુઃખ દેવું નહિ, લાગણી દુભવવી નહિ. તારા આત્મા સમાન સર્વ જીવો છે. એવું જ્ઞાન કરાવ્યું.

‘ **मग्गदयाणं** ’ સાવદ્યયોગની નિવૃત્તિરૂપ માર્ગ, ધર્મમાં ઝેર, વેર, ઇર્ષ્યા, કલહ હોતાં નથી. ત્રણ કરણ અને ત્રણ યોગથી પાપ ન કરવાના પચ્ચક્ખાણની જરૂર છે. ઘણીવાર માણસો ભાગીદારથી છૂટા થવાની ફક્ત વાતો જ કરે છે તેથી તે છૂટા થઇ જતા નથી પણ તેને નોટિસ આપી દીએ છે કે હવે પછી જે ધંધો કરો તેમાં મારે કાંઇ લેવાદેવા નથી. હું તમારા ભાગમાંથી છૂટો છું ત્યારે જ તે છૂટી શકે છે, તેમ પચ્ચક્ખાણની નોટિસ ન આપો ત્યાંસુધી તમને આશ્રવ અટકશે નહિ માટે વિરતિમાં આવો. એક સામાયિક કરી એટલે બીજી ન થાય તેવો

અણુગમો લાવો નહિ. એકવાર ખાધું હોય તો બીજીવાર ખાવું પડે છે? કપડાં શા માટે પહેરવાં પડે છે? કપડાં પહેરતાં શરમ થાય છે?

લગ્ન વખતે ગોર કહે, ઊભો થા તો ઊભો થાય. બેસી જા કહે તો બેસી જાય. ખેતરપાળના પાણાને પગ અડાડવાનું કહે તો પગ અડાડે. જેમ પઢાવે તેમ પઢે. ગળામાં સૂતરનો ફાળકો નાખે તો એય સ્વીકારીલે. ત્યાં બધું થાય છે. પણ અહીં શું વાંધો આવે છે?

દરેકને સામાયિક કરવાની જરૂર છે. મન છટકી જાય તો એને અભ્યાસબળથી સ્થિર કરવા પ્રયત્ન કરો. સામાયિક એ મોક્ષમાર્ગનું અંગ છે. ભગવાને દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ધર્મ કહ્યો છે માટે 'મગ્ગદયાણું'–મોક્ષમાર્ગના દાતા.

ભગવાન **सरणदयाणं**–શરણદાતા છે. જેમ રાજાએ સુભટને ભેગા મોકલ્યા તેમ ભગવાને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ધર્મરાજાના સુભટો ભેગા મોકલ્યા છે. એનું શરણ છોડીને કયાય આઘા પાછા જશો નહિ. વળી સચ્ચિદાનંદ આત્માનું સ્વરૂપ સમજાવ્યુ માટે **जीवदयाणं.** વળી ફરી વખત બહારવટિયાના સંગમાં સપડાઇ ન જાઓ માટે સાવધાન કર્યા તે **बोहिदयाणं** (બોધિદાતા) અને પોતાની પાત્રતા પૂર્ણપણે પ્રગટે તો ધર્મરૂપી તમારા રથના ભગવાન સારથી બને. અર્જુનમાં એટલી અર્પણતા હતી તો શ્રીકૃષ્ણ પોતે સારથી બન્યા અને એક તરફ આખું સૈન્ય હતું છતાં 'એકે હજારા' થઇને જીત મેળવી. હૈયામાં ભગવાનને સ્થાન આપો તો તમારો નિશ્ચય વિજય છે.

સંસારના ભૌતિક પદાર્થો જોતજોતામાં વિલય થઇ જશે. ભગવાનની દુકાનમાં ત્યાગનો માલ છે. તે લેવા આનંદ શ્રાવક જઇ રહ્યા છે. તે પ્રભુપાસે પહોંચી શું કરશે તેના અધિકાર અવસરે.

## વ્યાખ્યાન ૨૧ મું.

### સવત ૨૦૧૪ના શ્રાવણ સુદ ૩ શુક્રવાર.

આનંદ શ્રાવક પ્રભુનાં દર્શન કરવા આવ્યા છે. પ્રભુ ચોત્રીસ અતિશયે કરી બિરાજમાન છે. પાંત્રીસ પ્રકારની સત્યવચન વાણીના ગુણે કરી સહિત છે.

**" अशोकवृक्षः सुरपुष्पवृष्टि, र्दिव्यध्वनिश्चामरमासनं च,**
**भामंडले दुंदुभिरातपत्रे सत्प्रातिहार्याणि जिनेश्वराणाम्.**

તે જિનેશ્વરદેવોથી બારગણો ઊંચો અશોકવૃક્ષ થઈ આવે, દેવતાઓ અચેત ફૂલોની વૃષ્ટિ કરે. તેના ઢીંચણ પ્રમાણે ઢગલા થાય. યોજનગામીની વાણી હોય. અહીં બેઠેલો જેવું સાંભળે તેવું જ ચાર ગાઉ દૂર બેઠેલો સાંભળી શકે તેમાં લાઉડસ્પીકરની જરૂર ન પડે. કોઈ દેવતા સૂર પૂરે છે એમ પણ નહિ એના અતિશયો જ એવા છે. આકાશમાં ચામર વીંઝાય છે તે શું કહે છે?

**દેવો વીંઝે જે પવિત્ર ચામર સ્વામી આપ સમીપ જે,**
**હું ધારૂં છું નીચા નમી ઊંચા જતા એમ જ કહે;**
**મુનિશ્રેષ્ઠ એવા પાર્શ્વને જે નમન કરશે ભાવથી,**
**તે શુદ્ધભાવી ઊર્ધ્વગતિને પામશે નિશ્ચય થકી.**

નીચેથી ઉપર જતાં ચામરો એમ કહે છે કે ચાર ગતિમાં રખડતા જીવો જે શુદ્ધભાવથી પ્રભુના ચરણમાં નમન કરશે, તે ઊર્ધ્વગતિને પામશે. આકાશમાં પાદપીઠસહિત સિંહાસનનો દેખાવ થાય છે. પ્રભુના અંબોડાના ઠેકાણે તેજરાંડળ બિરાજે તેથી

દશેદિશાનો અંધકાર નાશ પામી પ્રકાશમય બની જાય છે. દુનિયા-ભરની પ્રકાશિત વસ્તુઓ ભેગી કરો, છતાં તેના પ્રકાશને ઝાંખું પાડે તેવું તેનુ તેજ છે. આવા અતિશયો બીજા કોઇના નથી.

**इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र ।**
**धर्मोपदेश न विधौ न तथा परस्य;**
**यादृक् प्रभा दिनकृत: प्रहृतान्धकारा,**
**तादृक् कुतो ग्रहगणस्य विकासिनोऽपि.**

ભક્તામર—શ્લોક ૩૭.

તિમિરને હરનાર સૂર્યની પ્રભા નીકળે છે, તે પ્રભા ગ્રહના સમુદાયની નીકળે ખરી? હે પ્રભુ! આપ સૂર્યસમાન છો. ધર્મો-પદેશના સમયે આવો દેખાવ થાય છે.

આનંદનું હૃદય આનંદમય બની ગયું છે. મહાપુણ્યના યોગે મહાપુરુષોનો સમાગમ થાય છે. તીર્થંકરનો સમાગમ તો કોઇ અગાધ પુણ્ય ભેગું થાય ત્યારે જ થાય છે. તમને જવાહરલાલજી (વડા પ્રધાન) સાથે પા કલાક વાત કરવાનો ટાઇમ મળે તો મહાભાગ્ય માનો. ભૌતિક સુખમાં નેતાને અગ્રગણ્ય માનો છો, પણ એ નેતા સૌને પ્રિય હોય છે એવું ય નથી. દુનિયાનું સારૂં કરનારનો આટલો ઊંચો નંબર આવે તો આત્માની ખાતર ત્યાગ કરનારનો નંબર ક્યાં આવે?

જેણે ઘરબાર, માલ મિલકત બધું છોડ્યું, "**वोसट्टकाये सुइचत्त देहा**" જેને દેહની મમતા પણ છોડી દીધી છે. જે મનથી, વચનથી કે કાયાથી કોઇનું બૂરું ઇચ્છે નહિ તે

કર્મોથી લેપાતા નથી. અનાદિકાળથી જીવ રખડયો છે. તેને કોઇએ રખડાવ્યો નથી. કર્મે કોઇને હેરાન પરેશાન કર્યા નથી. આપણે આપણી ભૂલે જ હેરાન થયા છીએ. તેનાથી છૂટવા માટે ધર્મ તો કરવો જ પડશે. જવાહરલાલજીએ દેશની શાન્તિ માટે કાર્યો કર્યાં છે. મહાવીરે તો જગતના તમામ જીવોની શાન્તિ માટે સંદેશો આપ્યો છે. એમણે આખા જગતના જીવોની શાન્તિ માટે કેટલા પ્રયત્નો કર્યા હશે?

તે પ્રભુનું શીલ કેવું હતું? તે પ્રશ્નના જવાબમાં શ્રી સુધર્માસ્વામી કહે છેઃ-

**खेयन्ने से कुसलासुपन्ने, अणंतनाणी य अणंतदंसी। जसंसिणो चक्खुपहे ठियस्स, जाणाहि धम्मं च धिइं च पेहि ॥३॥**

સૂયગડાંગ સૂત્ર અ-૬

મહાવીર કુશળ, ખેદજ્ઞ હતા; જગતનાં દુઃખોને જાણનાર હતા. દુઃખ કેમ થાય છે? કર્મ શાથી બંધાણાં છે? વિભાવી ભાવથી. વિભાવભાવ શાથી આવ્યો? અજ્ઞાનતાથી. આ બધું જાણી અજ્ઞાનનો નાશ કરી પ્રકાશમાં જવા માટે પ્રભુએ માર્ગ દેખાડયો છે. અજ્ઞાનનું અંધારૂં ટાળનાર જ્યોતિસમાન વીતરાગી પ્રભુને મૂકી સરાગીને ભજવા શા માટે જાઓ છો? હાથ જોઇને કહેનારા જ્યોતિષીઓ, છાયાશાસ્ત્રીઓ, તેમનું કેટલુંક સાચું પડે ને કેટલુંક ખોટું પડે. પણ તીર્થંકરદેવનું કદી ખોટું જ ન પડે, સંપૂર્ણજ્ઞાની છે. એમણે કેટલી જબ્બર સાધના કરી છે? આસનવાળી, પ્રમાદ ટાળી, નિદ્રા ગાળી, ઘોર તપશ્ચર્યા કરી, ત્યારે તે પામ્યા છે.

એવા પ્રભુજીનાં દર્શન કરવા આનંદ શ્રાવક આવ્યા છે.

પ્રભુના સમવસરણમાં દાખલ થતા પહેલાં સચેત વસ્તુઓનો ત્યાગ કરે. ગળામાં ફૂલહાર વગેરે હોય તો તેને ઉતારી નાખે, અચેત વસ્તુ રાખે. એક વસ્ત્રનું ઉત્તરાસંગ કરે. પ્રભુજી ત્રિવિધે ત્રિવિધે પચ્ચક્ખાણવાળા છે. તેમની પાસે જવામાં પણ વિવેક જોઈએને ! સાધુ સાથે ઉઘાડા મોઢે ન બોલાય. પરંતુ આજે એ વિવેક ચાલ્યો ગયો છે પન્નવણાજીમાં કહ્યું છે કે ઇન્દ્ર, પ્રભુની ગમે તેવી સ્તુતિ કરતો હોય, ગમે તેવા ભાવ ભરેલી ભાષા હોય છતાં તે સાવદ્યભાષા છે, કારણ કે ઇન્દ્ર ઉઘાડા મોઢે બોલે છે. મુનિ વહોરવા આવે ત્યારે પણ

**"आसणाउ अब्भुट्ठेइ (२) त्ता पायपीठाउ पच्चोरुहइ (२) त्ता पाउपाउ उमुयइ (२) त्ता एगसाडिय उत्तरासंगं करेइ (२) त्ता सत्तट्ठपयाइं अणुगच्छइ (२) त्ता वंदइ नमंसइ (२) त्ता"**

આસન ઉપરથી ઊભો થઈ પાદપીઠને છોડી દઈ પાદુકા એકબાજુ મૂકી એક વસ્ત્રનું ઉત્તરાસંગ કરી સાત આઠ પગલાં સામા જઈ ત્રણવાર વંદન કરે. સિદ્ધાંતમાં ઉત્તરાસંગનું વર્ણન ઘણી જગ્યાએ આવેલું છે. ગામડાંના લોકોને એકવાર કહીએ કે ઉઘાડે મોઢે ન બોલાય તો તેઓ ખૂબજ ઉપયોગવંત રહે છે. ખુલ્લે મુખે ન બોલવાની પાછળ પણ રહસ્ય રહેલું છે. મોઢામાંથી થૂંક ન ઊડે તેટલા માટે જ મુહપત્તિ નથી પણ અહિંસાના સિદ્ધાંતને અનુલક્ષીને મુહપત્તિ રાખવામાં આવેલ છે. આ પૃથ્વીપર રહેલા ચોવીસ જાતિના ધાન્યને એક દિવસમાં દળી નાખે અને એમાં જેટલા જીવોની ઘાત થાય છે તેના કરતાં વધારે જીવોની ઘાત

એકવાર ઉઘાડે મોઢે બોલવામાં થાય છે. વાયરાની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની છે. એકવાર ઉઘાડે મોઢે બોલતાં વાયરાના અસંખ્યાતા જીવની ઘાત થાય છે. તેમાંથી એકેક જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો જંબૂદ્વીપમાં સમાય નહિ. માટેજ મુહપત્તિ રાખવામાં આવે છે. મુહપત્તિ પગે રાખી મૂકવા માટે નથી પણ મુખે બાંધવા માટે છે.

કોઇ કહે છે કે સિદ્ધાંતમાં મુહપત્તિનું વર્ણન છે પણ દોરાનું વર્ણન ક્યાં છે? દોરાનું વર્ણન નથી માટે મોઢે કેવી રીતે બંધાય? પણ ચશ્મા લેવા જાઓ તો ચશ્માને તેના ડાંડલા બેય જુદા માગવા ન પડે. ચશ્મા માગો એટલે કાચ, ડાંડલા બધું આવી જાય. તેમ મુહપત્તિના વર્ણનમાં દોરાનું વર્ણન આવી જ ગયું

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૬ મા અધ્યયનમાં પણ મુહપત્તિનું વર્ણન છેઃ-

**मुहपोत्तिं पडिलेहित्ता पडिलेहिज्ज गोच्छगं ।**
**गोच्छगलइयंगुलिओ, वत्थाइं पडिलेहए ॥२३॥**

ઉત્ત. અ. ૨૬

પહેલાં મુહપત્તિનું પડિલેહણ કરે, પછી ગુચ્છાનું પડિલેહણ કરે, પછી વસ્ત્રનું પડિલેહણ કરે અને પછી ગુરુને વંદન કરી બેહાથ જોડી પૂછે કે-

**"पुच्छिज्ज पंजलिउडो किं कायव्वं मए इहं"**

હે ગુરુદેવ! આપની શી આજ્ઞા છે? હું વૈયાવચ્ચ કરૂં કે સજઝાય કરૂં? વૈયાવચ્ચ અને સ્વાધ્યાય બન્ને આભ્યંતર તપ

છે. વૈયાવચ્ચ કરવાથી તીર્થંકર નામ ગોત્ર બંધાય છે. સેવા કરવી એ પરમ ધર્મ છે પરંતુ અગ્લાનભાવે કરતાં ખૂબ લાભ થાય છે, ઘણું વાંચો છો અને સાંભળો છો પણ એ વાંચ્યું અને સાંભળ્યું ક્યારે કહેવાય ? અમલમાં મૂકો ત્યારે.

પ્રભુના સમવસરણમાં કેવળી, સાધુ, સાધ્વી આદિ બાર જાતની પરિષદ બેઠી છે તે જોઇને એનું હૃદય નાચી ઊઠ્યું. હૈયામાં કોઇ અપૂર્વ ઉલ્લાસ જાગ્યો કે ધન્ય છે મને કે, આજે પ્રભુનાં દર્શન થયાં. મારા પુણ્યની કોઇ અવધિ નથી.

**અહાહા ! કેવું ભાગ્ય જાગ્યું, વીરનાં ચરણો મળ્યાં ?**
**રોગ શોક દારિદ્ર સઘળા, જેહથી દૂરે થયાં;**
**કામધેનુ કલ્પતરુ ચિંતામણિ સમ તું મળ્યો,**
**આજ મારે આંગણે શ્રી વીર કલ્પતરુ ફળ્યો ...અહાહા !**

મહાન પુરુષોનાં ચરણ મળવાં તે તો કોઈ મહાન ભાગ્યોદયની વાત છે. આનંદ શ્રાવક મનને એકાગ્ર કરી આંખને સ્થિર રાખી "**चक्खुफासे अंजलीकरणे**" પ્રભુ સામે અનિમેષ દૃષ્ટિએ જોઇ રહ્યા. બે હાથની અંજલી જોડી એટલે કે બે હાથને માથા સુધી લઈ જઇ વંદન કર્યા. મન આડું અવળું ક્યાંય જાય જ નહિ અને પ્રભુની વાણી એકાગ્રચિત્તથી સાંભળે છે. એ વાણી સાભળતાં આનંદ માને છે કે મારૂં દારિદ્ર ફીટી ગયું. આ વાણી મારા ભવના રોગ ટાળનાર, સુષુપ્ત ચેતનાને જાગૃત કરનાર છે. પ્રભુની દિવ્ય ધ્વનિ સાંભળતાં અંદરમાં ભાવ ફરતા જાય છે એ માને છે કે આજે મારે આંગણે કામધેનુ

આવી. છે. દુનિયામાં જે સર્વોત્કૃષ્ટ ધન કહેવાતું હોય તે મને મળ્યું છે.

કામધેનુ જેને હોય તેને ત્યાં બધી વસ્તુની વૃદ્ધિ જ થતી જાય છે. ચિંતામણિ હોય તેને બીજે માંગવા જવું ન પડે. કામકુંભ હોય તેને માગે તે મળે. કલ્પવૃક્ષ, ભવની ભૂખ તોડી નાખે. પ્રભુ જેવા કલ્પવૃક્ષ મળવાથી ભવનાં બંધન તૂટી જાય છે. આનંદ શ્રાવક ઉલ્લાસથી સાંભળે છે. સાંભળવા, સાંભળવામાં પણ ફેર હોય છે. સાંભળીને જીવન પલટો થતો જાય તો સાંભળ્યું લેખે કહેવાય. સાંભળે તો જ્ઞાન થાય, જ્ઞાનથી વિજ્ઞાન થાય, વિજ્ઞાનથી પચ્ચક્ખાણ થાય, પચ્ચક્ખાણથી અનાશ્રવ થાય. અનાશ્રવથી તપ થાય, તપથી કર્મ બોદાં થાય અને કર્મ બોદાં થાય તો અક્રિયદશા પ્રાપ્ત થાય અને પછી સર્વ દુઃખનો અંત કરી સિદ્ધદશાને પામે. મૂળ શ્રવણ જોઈએ.

ભગવતી સૂત્રમાં કહ્યું છે – **सवणे नाणे य विन्नाणे पच्चक्खाणे य संजमे। अणण्हवे तवे चेव वोदाणे अकिरियासिद्धि ॥**

શતક ૨ ઉ. ૫

આ બધી એક પછી એક પગથિયાની વાત કહી. છેક સિદ્ધદશાએ મૂકી દીધા. બહાર જતા મનને રોકી રુચિપૂર્વક સાંભળે તો ઉદ્ધાર થાય.

એક ભાઈની ગરીબ સ્થિતિ હોવાને લીધે પોતાના ગામમાં કાંઈ મેળવી શકતો નહિ તેથી તેને પરદેશ જવાની જરૂર પડી. તેની પત્નીને દેશમાં મૂકી તે પરદેશ ગયો. તે કહેતો ગયો કે

હું છ મહિને પાછો આવીશ. તું થોડું ઘણું કામ કરીને તારો નિર્વાહ ચલાવજે બાઈ આજીવિકા પૂરતું મેળવી દિવસો પસાર કરવા લાગી. છ મહિના તો વીતી ગયા પણ પછી રોજ આતુરતાથી દિવસો ગણવા લાગી. બે વર્ષ, ચાર વર્ષ એમ કરતાં કરતાં અગિયાર વર્ષ વીતી ગયાં. હજુ કાંઈ સમાચાર આવ્યા નથી બાઈને ખૂબ દુઃખ થાય છે અને વિચારે છે કે મારા ઉપર એને અત્યંત પ્રેમ હતો પણ કાંઈ સમાચાર નથી, તેથી તે જીવતા નહિ હોય. દરરોજ ટપાલના ટાઈમે પત્રની પ્રતીક્ષા કરે છે. ટપાલીને જુએ કે તરત પૂછે કે મારી ટપાલ છે? ટપાલી હમેશાં ના કહે છે. હવે તો બાઈ નિશ્ચય કરે છે કે પતિવિહોણું જીવન જીવીને શું કામ છે? એના કરતાં મૃત્યુ વધારે શ્રેષ્ઠ છે અને એક દિવસ તો નિશ્ચય પર આવી ગઈ કે જો કાલે કાગળ ન આવે તો ગળે ફાંસો ખાઈને મરી જવું. ત્યાં બીજે જ દિવસે જ ટપાલીએ પત્ર આપ્યો. પત્ર મળતાં જ એને કોઈ અવર્ણનીય આનંદ થયો. પત્ર ફોડયો પણ કાગળના અક્ષરો ઉકેલી ન શકી માટે તે બાજુમાં એક ભાઈને વંચાવવા ગઈ. હવે કાગળમાં શું લખ્યું છે, એ સાંભળવાની બાઈને કેટલી તમન્ના હોય? તેટલી તમન્ના જો જિનવાણીમાં જાગે તો કામ થઈ જાય. બાર બાર વર્ષે, મરવાની તૈયારી કરી, તે વખતે પત્ર આવે છે. તે પત્ર સાંભળી કોઈ અનેરો આનંદ અનુભવે છે કોઈ છોકરા અવાજ કરે તો તેને પણ શાંત કરે છે તેમ જિનેશ્વરના લખેલ અક્ષરો આપણને નથી ઉકલતા. તે નાથનો સંદેશો સદ્ગુરુઓ આપણને સંભળાવે છે. તે સૂત્ર સિદ્ધાંત વાંચી દીએ છે. એ પાનાં જોતાં તમને ઉમળકો આવવો જોઈએ અને સાંભળતી વખતે સાંસારિક કોઈ

પણ બાબતમાં ચિત્ત ન હોવું જોઇએ. જિનવાણી સાંભળવાનો આ અમૂલ્ય અવસર મળ્યો છે.

શ્રોતાના ચૌદ પ્રકાર નંદીસૂત્રમાં શ્રી જિનેશ્વરે કહ્યા છે.-

**सेल-घण, कुडग, चालणि,**
**परिपूणग, हंस, महिस, मेसेय ।४४।**

પહેલા શ્રોતા સેલઘણ જેવા. તે સેલઘણ એટલે મુંગશેલિયો પથ્થર. તેના ઉપર મહાન પુષ્કરાવર્ત મેઘ સાતદિવસને સાતરાત ધોધમાર વરસે છતાં મુંગશેલિયો પલળે નહિ, તેમ સદ્‌ગુરુરૂપી મેઘ, વાણીરૂપી પાણી, ધોધમાર વરસે છતાં પથ્થર જેવા કુશિષ્યો પલળે નહિ ને ગુરુને શરમાવે.

**જેમ પથ્થર પાણી નવિ ફરસે, એને ટાંકે તો અગ્નિ વરસે.**
**એવા શઠને બ્રહ્મજ્ઞાન કેમ ઠરશે રે, અજ્ઞાની જીવ**
**સંગ કર્યો સાચો પણ રંગ ચઢયો નહિ."**

જ્યાં શઠતા છે ત્યાં સરળતા નથી. સરળતા નથી તેને ધર્મ સ્પર્શી શકતો નથી. અન્યધર્મી હોય છતાં જો સરળ હૃદયી હોય તો તે તરત જ પકડી લેશે. બાકી તો બધાને થશે કે એવું તો ઘણુંય સાંભળ્યું પણ ભાઇ! જીવનમાં ઉતાર્યા વિના તારો છૂટકો નથી. આગમ તો અરીસો છે. આપણા અવગુણ જોવા માટે એ આરીસા સામે જઇ ઊભા રહેવું. સ્વદોષોનું નિરીક્ષણ કરવું. અરીસા સામે જોઇને ઊભા રહેનારને કોઇને પૂછવું નથી પડતું કે મારા મોઢે કાળો ડાઘ છે? તેમ આગમ સામે ઊભા રહેતાં તમામ દોષોનું દર્શન થઇ જશે અને વીરની વાણી સાંભળશો ત્યાં

તમને જણાઇ જશે કે તમે ક્યાં અટકો છો? તમારી પ્રગતિ ક્યાં રૂંધાય છે?

કોઈ કહે કે હું તો એક અવતાર કરીને મોક્ષે જઇશ, એમ બોલ્યે શું વળ્યું? એકાવતારી થવું કાંઈ સહેલું નથી. એકાવતારી થનારનું જીવન તો કેવું હોય? એનામાં સરળતા હોય, મારા–તારાપણું ન હોય. દ્રવ્યપર દૃષ્ટિ હોય, સ્વ–આત્મ શોધક હોય. મોક્ષે કોઇ લઇ જનાર નથી. મોક્ષ પોતાના પુરુષાર્થથી જ થવાનો છે. પરંતુ ભાવમોક્ષ વિના દ્રવ્યમોક્ષ ન મળે.

બીજા શ્રોતા જેમ કાળી ભૂમિને વિષે વરસાદ પડે તો તે બ્રહી રાખે અને વાવણી કરતાં તરત બીજ ઊગી નીકળે, તેમ મહાપુરુષની મેઘરૂપ વાણીનો પ્રવાહ કાળીભૂમિની માટી જેવા શ્રાવકો તરત ઝીલે છે. પણ જે મૂઢ જેવા છે તે તો એમ જ માને છે કે આ તો અમને કટાક્ષમાં કહેવાય છે. અમારા માટેજ વંચાય છે. એમ થવું જોઈએ કે અમારાં મહાભાગ્ય છે કે અમારા માટે કહેવાય છે

સિદ્ધાંતવાણી તદ્દન નકકર સોનાના દાગીના જેવી છે અને અન્ય વાણી લાખના દાગીના જેવી છે. ઉપરથી ભભકો ઘણો પણ અંદર પોલંપોલ હોય છે. આજે દુનિયા, ગ્રંથમાં અને છદ્મસ્થની કથિત વાણીમાં બહુ રાચે છે. પણ તે તો."

**બાહ્ય ભભકો ઉપલો, ભોળા જન ભરમાય.**
**દેખી ખાખર ખીલતાં, પંખીજનો ઠગાય**

અહીં ખાખરાનાં ઝાડો ઘણાં છે તે ઝાડ ઉપર કેશુડાંનાં ફૂલો થાય છે. તેના દેખાવના મખમલ જેવા સ્પર્શ, મારા વર્ણ

જોઈને પરદેશી પંખીઓને વિચાર થયો કે આનાં ફૂલ આવા સુંદર છે તો ફળ કેવાં હશે? તેઓએ તેનાં ફળ ચાખ્યાં ત્યાં તો પિત્તપાપડો, કડવો ઝેર જેવો લાગ્યો, તેમ તમે ઉપલા વેશ જોઈને ભરમાશો નહિ. વાણી, વર્તન અને વિચાર આ ત્રણેની એકતા જેના જીવનમાં છે એવા યથાખ્યાત ચારિત્રવાનની આ વાણી સાંભળવા આ 'આનંદ' આવેલ છે જિજ્ઞાસા ઘણી છે તૃષાતુર ને અત્તરની શીશી આપો તેથી કાંઇ તેનું જીવન ટકતું નથી પણ કુંડીમાં પડેલું પાણી હોય તો તે માટે પ્રયત્ન કરશે. પાણી અને વાણી બન્નેની જીવનમાં ઘણી જ જરૂર છે પણ પાણી વિધિપૂર્વક પીએ તો જીવી જાય અને અવિધિએ પીએ તો પાણી પી ગયો કહેવાય તેથી તેને ઊંધે લટકાવવો પડે છે અને તે પાણી કાઢી નાખવું પડે છે. તેમ સિદ્ધાંત વાણી, વિનય અને વિધિપૂર્વક આરાધવી જોઇએ, નહિતર શાસ્ત્ર. શસ્ત્ર થઇ જાય છે.

---

## વ્યાખ્યાન ૨૨ મું.

### સવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૪ શનીવાર

આનંદ શ્રાવક પ્રભુના સમવસરણમાં આવ્યા. આવીને પ્રભુને "તિક્ખુત્તો, આયાહિણં, પયાહિણં, વંદામિ જાવ પજ્જુવાસામિ". તિક્ખુત્તો એટલે ત્રણવાર, આયાહિણં= બે હાથ જોડી ડાબા કાનથી જમણા કાન સુધી, પયાહિણં= પ્રદક્ષિણા કરીને, વંદામિ= હે પ્રભુ! હું આપને વાંદું છું. પાઠ કયાંથી બોલાય? વંદામિથી પજ્જુવાસામિ સુધી બોલાય.

વંદામિ= હે પ્રભુ! આપના ગુણોનું સ્તવન કરૂં છું, ગુણોનું બહુમાન કરૂં છુ અને તે ગુણ મારામાં ઉતરે તે માટે-

નમંસ્સામિ= પાંચ અંગ નમાવી નમસ્કાર કરૂં છું. બે હાથ-પગ અને મસ્તક ધરતીએ અડાડીને નમસ્કાર કરે, તે પાંચ અંગ નમાવ્યા કહેવાય, ત્યા નમ્રતા આવી.

શેઠ પાસે પણ કેટલી નમ્રતા વાપરવી પડે છે? જેની પાસેથી લેવું હોય તેની પાસેથી બાપ થઇને ન લેવાય, દીકરો થઇને લેવાય નમ્રતા એ ઉત્તમમાં ઉત્તમ ગુણ છે. નમ્રતા મોક્ષનું પ્રથમ પગથિયું છે ફળ આવે તેમ તેમ આંબો નમતો જાય. પાણી ભરાય તેમ વાદળાં નીચે આવે. તેવી જ રીતે જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ નમ્રના વધે માલ લેવા જાઓ, તોય ત્રાજવું જરા નમતું જોખાવોને! બધાને નમતું ગમે છે

અહીં સંસારને જતો કરવો છે તો પછી પરની ઉપેક્ષા કરવી પડશે. પરની ઉપેક્ષા કરી ગુણને સાપેક્ષ કરી તમારા વેશ કે શરીરને નહિ પણ તમારા ઉત્તમ ગુણો મારે પ્રગટાવવા છે માટે તમારા ગુણને નમંસ્સામિ= હુ પંચ અગ નમાવી નમસ્કાર કરૂં છું. પછી સક્કારેમિ= સત્કાર કરૂં છું. સત્કાર એટલે પધારો! પધારો સ્વામી, મારા આંગણે પધારો.

ગુરુ પધારે ત્યારે સાત આઠ પગલા સામે જવું અને બોલવું કે હે સ્વામી! મારા ઉપર અનુગ્રહ કરી આહાર-પાણી વહોરો. તે વહોરાવવાનુ કોઇ ભૌતિક સુખની લાલસા માટે નહિ કે-મારે ઘેર પારણું બંધાય, સંપત્તિમાં વૃદ્ધિ થાય. એ માટે નહિ પરંતુ મારા આ આહારનો કણિયો આપના પેટમાં જાય અને આપના

જ્ઞાન, દર્શન, ચારિત્રની વૃદ્ધિ થાય તેમાં અમારાં જ્ઞાન, દર્શન, ચારિત્રની વૃદ્ધિ રહેલી છે. આવા ઉત્કૃષ્ટ ભાવથી વહોરાવે તે સત્કાર સન્માન. સાધુ સાધ્વીને સૂઝતો નિર્દોષ આહારાદિ ૧૪ પ્રકારનું દાન વહોરાવવાથી સંસાર કટ થાય છે. પણ સામે આણીને ન વહોરાવાય. ઉપાશ્રયે તેડવા ન જવાય. ભાણે બેસી ભાવના ભાવવાની, પણ રાંધતી વખતે વધારે રાંધી સારૂં જમણાદિ કરીને જલદી તેડી આવું, તો તેમાં લેનાર-દેનાર બન્ને દોષિત થાય છે.

આધાકર્મી આહાર વહોરાવતાં ગર્ભમા ગળી જવું પડે. રાખમાં ગમે તેટલું ઘી નાખો તોપણ હાથમાં ન આવે તેમ આધાકર્મી આદિ દોષ લગાડીને ગમે તેટલું દાન આપો તો તે દાન નથીપણ આવું દાન દેનારા સાધુના સંયમના લૂંટારા થાય છે. આધાકર્મી આહાર લેનારા સાધુને શું દોષ લાગે ? તેનો ભગવતી સૂત્રમાં પાઠ છે.

**आहाकम्मं भुंजमाणे किं वंधइ किं पकरेइ ?**

જવાબ- **आहाकम्मं भुंजमाणे आउयवज्जाओ सत्त कम्म पयडिओ सिढिलवंधण बद्धाओ घणियबंधणबद्धाओ पकरेइ, अप्पकालट्ठियाओ दीहकालट्ठियाओ पकरेइ, मंदाणुभावाओ तिव्वाणुभावाओ पकरेइ, अप्पपएसाओ बहुप्पएसाओ पकरेइ, आउयं च णं कम्मं सिया बंधइ, सिया नो बंधइ, असायावेयणिज्जं कम्मं भुज्जो भुज्जो उवचिणाई ! अणाइयं अणवदग्गं दीहमद्धं चाउरंतं संसारकंतारं अणुपरियट्टइ ॥"**

આધાકર્મી આહાર કરનારને પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ – ચારે રીતે કર્મબંધ વધે છે. અશાતા વેદનીય ઘણી બાંધી, અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે. માટે કોઇ સાધુએ આધાકર્મી આહાર લેવો નહિ અને રાગમાં તણાઇને શ્રાવકોએ વહોરાવવો નહિ. ૪૨, ૪૭ તથા ૯૬ દોષરહિત શુદ્ધ આહાર પાણી સાધુએ વહોરવાં જોઇએ. શ્રાવકો રત્નત્રયની આરાધનામાં સહાયક નીવડે. સાધુઓ કોઇ પણ જાતની ભૂલ કરતા હોય તો તેને એકાતમાં બોલાવી તેની ભૂલ સમજાવી ઠેકાણે લાવવા તે શ્રાવકોનો ધર્મ છે. પણ સમાજ વચ્ચે કે સંઘો વચ્ચે હલકા પાડવા કે ફજેતો કરવો કે કોઇની કીર્તિ ઉપર કુહાડો મૂકવો એવું કર્મ કરવાથી "વણુવઝાઇ" વર્ણવધ કર્મ બંધાય અને એના પરિણામે ગર્ભમાં આડો આવે. એના ટૂકડા કરીને કાઢે કોઇ એની દયા ખાનાર ન મળે.

સાધુના અમ્માપિયા જેવા બનજો. નિર્દોષ આહારાદિ આપવા તે સત્કાર, સન્માન. આપના ગુણ મને બહુ જ ગમે છે. આપ કલ્યાણકારી છો, સ્વપરનું કલ્યાણ કરી રહ્યા છો. જન્મ, જરા, મરણના ક્લેશ ટાળી રહ્યા છો અને બીજાને તે પ્રેરણા આપી રહ્યા છો. ભવ માત્રનો નાશ થાય એના જેવું અનુપમ કલ્યાણ બીજું કયું હોઇ શકે ? વળી આપ મહા કલ્યાણકારી છો, સદા આપ મંગલ સ્વરૂપ છો.

કોઈ બે ખેડૂતો છે. વાવણીનો વખત થઈ ગયો છે એટલે વાવણી કરવા જાય છે. બેય નીકળે સાથે. પહેલવહેલાં એક સાધુ મળ્યા. એકને થયું કે આ મુડિયો સામો મળ્યો એટલે હવે મારા ખેતરમાં સારો પાક નહિ થાય ને મારૂં વરસ બગડશે.

બીજાને એમ થયું કે– '**साधुनाम् दर्शनम् पुण्यम्**' મારૂં ધન્ય ભાગ્ય કે મને આજે સાધુનું દર્શન થયું. આમની ઝોળીમાં ત્રણ ભુવનનું રાજ્ય છે. રાશ મૂકીને હૃદયથી નમન કર્યું. એની ભાવના ઉત્તમ હતી તો એને ઉત્તમ ફળ મળ્યું. બન્નેને એક જ શુકન હતાં છતાં ભાવનાએ કેટલું કામ કર્યું? સાધુનાં દર્શન તો મંગલરૂપ છે તો પ્રભુનાં દર્શન તો મહામંગલકારી હોય જ. હે પ્રભુ! આપનું સ્વરૂપ અદ્વિતીય છે. આપનું નામ લઇએ તો અમારાં પાપ નાશ થાય.

"त्वत्संस्तवेन भवसंततिसन्निबद्धं,
पापम् क्षणात्क्षयमुपैति शरीरभाजाम्।
आक्रांतलोकमलिनीलमशेषमाशु,
सूर्यांशुभिन्नमिव शार्वरमन्धकारम्॥

ભકતામર શ્લો. ૭

હે નાથ! તમારી સ્તુતિ કરવાથી ફાયદો શું? જે શરીરધારી આત્મા તમારી સ્તુતિ કરે છે તે અનંતકાળથી ભવની પરંપરા કરી સંચય કરેલ કર્મોને એક ક્ષણમાં ક્ષય કરે છે જેમ કાળું ભ્રમર જેવું, આક્રમણ કરતું અંધારૂં, પાણી સહિત કાળા મેઘ જેવું, અરીઠાનાં કાળાં બીજ જેવું, ગાડાંનાં ખંજન જેવું, એવું કાળું અંધારૂં સર્વત્ર છવાયેલું હોય છે છતાં સૂર્યનું એક કિરણ આવે એટલે તમામ અંધકારનો નાશ થઇ જાય છે. તેમ આપના પ્રત્યે આહ્‌લાદભાવ આવ્યો કે તરત સંચય કરેલાં કર્મનો નાશ થાય છે. માટે હે પ્રભુ! આપ મંગલકારી છો.

**મહામંગલિક ભજો આપરૂપે,**
**મહાસુખ સૌભાગ્ય આનંદ આપે.**
**કરી એક મને ધરો નિત્ય ધ્યાન,**
**નમો વીતરાગ શ્રી વર્ધમાન.**

વર્ધમાન સ્વામીની સ્તુતિ કરતાં કહે છે કે આપ મંગલકારી છો. આપે અનાદિકાળનાં કર્મનાં દળિયાંને ઉડાડી ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં છે. આપ દેવના દેવ છો, ઇન્દ્રના ઇન્દ્ર છો, બાદશાહના બાદશાહ છો. આપની કોઈ ઉપમા નથી હે દેવાધિદેવ! આપ ધર્મદેવ છો જ્ઞાનગુણે કરી સંપન્ન છો. માટે હે પ્રભુ! હું આપની સેવાભક્તિ કરૂં છું. આમ વંદન કરી પ્રભુની દેશના સાંભળવામાં ચિત્તને એકાગ્ર કર્યું.

ભગવાને એને એમ ન પૂછયું કે- કેમ આનંદ, કેમ છો? શું ચાલે છે કામકાજ! કારણ કે ચાર પ્રકારની કથા કરવાની તો સામાયિકમાં પણ ના કહી છે, તો પછી જાવજીવની સામાયિકવાળાને તો શેની કરાય! તેને તો આત્મકથા સિવાય બીજી કોઇપણ જાતની કથા કરવાની ન હોય. માત્ર સ્વતરફ જ લક્ષ હોય.

**'एगओ वा, परिसागओ वा, सुते वा, जागरमाणे वा, गामे वा, नगरे वा, दिआ वा, राओ वा'**

તે એકલો હોય કે પરિષદ વચ્ચે હોય, સૂતો હોય કે જાગતો હોય, રાત્રિ હોય કે દિવસ હોય પણ તે પોતાના ધ્યાનમા જ લીન હોય. મારો આત્મા કર્મથી કેમ છોડો થાય, હું કર્મથી કેમ હળવો બનું? મારી કોઇ એવી પ્રવૃત્તિ તો નથી ને કે જેમાં

મને કોઇપણ જાતનું પાપ લાગતું હોય. હું કોઇને દુઃખરૂપ તો થતો નથીને? મારી એક પણ ક્રિયા કોઇના દુઃખમાં નિમિત્ત ન હોવી જોઇએ. આવી જાગૃતિ આત્માર્થીને સદંતર હોવી જોઇએ કારણ કે –

**सव्वतो पमत्तस्स अत्थि भयं, सव्वओ अपमत्तस्स नत्थि भयं॥ सू. ३॥**

આચારાંગ અ. ૩ ઉ. ૪

પ્રમાદીને સર્વત્ર ભય છે. અપ્રમાદીને ક્યાંય ભય નથી. ભયરહિત દશા અપ્રમાદીની જ છે તેને સંયોગનો વિયોગ થવાનો ભય નથી. તમને દુનિયાનો કેટલો ભય છે? કોઈ આમ કહેશે ને કોઈ આમ કહેશે તો? પણ ભાઇ! તું કોઇના માટે જીવે છે? આ તો દુનિયા છે. જેના બે ન્યાય, તે દુનિયા. તીર્થંકર જેવાને પણ ગાળો દેનાર હતા તો અત્યારે શું વાત કરવી? પણ સૌ સૌના ભાવે. દુનિયા છે. કોઇ ઉત્કર્ષ જોઇ રાજી થાય તો કોઈ ઈર્ષા પણ કરે. તારે જો બંધનને તોડવાં હોય તો તું કોઇના સામે જોઇશ નહિ. તું તારા સ્વતત્ત્વમાં રક્ત બન. જગત તો એમ જ રહેવાનું છે. અનંત તીર્થંકર થઇ ગયા છતાં જગત તો એનું એજ છે. જગતમાં જુદાં જુદાં માણસોના અવનવા અનુભવ થાય છે. પણ જો તારે નીકળવું હોય તો અત્યારે જોગ સારો છે.

**धर्मस्य अकालो नास्ति**' જીવન ચંચળ છે. માટે ધર્મને અકાળ નથી. મૃત્યુ ક્યારે આવીને ડોકિયું કરશે તે નક્કી નથી માટે ધર્મને અત્યારે જ આરાધી લીઓ.

**गब्भाइ मिज्जन्ति बुयाबुयाणा, नरा परे पंच सिहा कुमारा,**
**जुवाणगा मज्झिम थेरगा य, चयंति ते आउखए पलीणा॥**

સૂયગડાંગ અધ્ય. ૭ ગા. ૧૦

આ મનુષ્યજન્મ પામવા છતાં કેટલાક ગર્ભમા આવીને જ ગળી જાય છે. કેટલાક જન્મતા જ મૃત્યુ પામે છે પણ આ બધું શા માટે થાય છે? પૂર્વે કોઇની કીર્તિ સાંખી શકયો નથી. કોઇની સારી વાત થતી હોય તો તરત બોલી ઊઠે કે ભાગ્યો હવે. ફૂટ દઇને વાત તોડી નાખે. કોઈનુ સારૂં સાભળવાની ઉદારતા નથી તો કોઇનું સારૂં કરવાની તો વાત કયાં? તે પૂર્વે ગમે તેવો હોય, પણ તેનુ વર્તમાન સારૂં કાર્ય જોઇને એમ તો કહેતાં શીખો કે અત્યારે તે સારૂં કરે છે. પાચસો પાડાને મારનારને પણ એમ ન કહેવાય કે આ અભવી છે, કારણ કે એના પરિણામ કયારે ફરશે તે કોઇને ખબર નથી

સિલાતીપુત્રચોર કે જેના એક હાથમાં લોહી નીતરતું મસ્તક છે, બીજા હાથમાં તલવાર છે. તે ફરતો ફરતો સાધુ પાસે આવીને કહે છે, હે મુડિયા! મને રસ્તો બતાવ. નહિતર આવી હાલત તારી થશે. કેટલી ભયંકર ક્રૂરતા વર્તી રહી છે? ભાવમાં ને દષ્ટિમાં ચોતરફ ક્રૂરતા ફરી વળે છે. સાધુ શમ, દમ ને ખમ બોલી અદૃશ્ય થઈ જાય છે. તેને થયું કે મને સાધુએ રસ્તો બતાવ્યો પણ શમ, દમને ખમનો શો અર્થ હશે? વિચારવા લાગ્યો. વિચાર કરે તો કાંઇક પામે. દરેક સુકૃત્ય કરતાં વિચાર કરવો જોઇએ. ખરાબ વિચારો લાંબો ટાઇમ ટકી રહે છે. સારા વિચારો શા માટે આવતા નથી? ખાળમા કાદવ ભરાણો હોય

અને પાણી બહાર જતું ન હોય તો લાકડી લઈને એ કૂચા કાઢો ને ? તેમ દુર્ગુણ રૂપી કાદવ ભરાણો હોય તો બહાર કાઢો.

**"વિષમભાવથી વિષમ બન્યા પર્યાયથી,**
**જન્મ-મરણ કરીએ તજી ધ્રુવ સ્વભાવ જો;**
**દ્રવ્ય સ્વભાવમાં રમતાં અમ-તમમાં કશો,**
**ભેદ રહે નહિ મટે ભ્રમણનો દાવ જો,**
**શ્રવણ કરો સહજાતમ સુંદર બોધ આ."**

તમને આ પર્યાય મળી છે, કયા ભાવથી! ભાવમાં વિષમતા આવે તો પર્યાયમાં વિષમતા આવે સિદ્ધમાં વિષમતા નથી. સમપણું હોય ત્યાં વિષમતા નહિ, વિષમતા હોય ત્યાં સમપણું નહિ. મહાન પુરુષો કહે છે,-જન્મ-મરણ કરવાં તે વિષમતા છે. વિષમભાવને ટાળવા સમભાવમા આવવું પડશે. વિષમ ભાવ કરતો જાય અને પછી કહે કે મેં તો કાંઈ નથી કર્યું, ફક્ત ઊંબાડું નાખ્યું છે. પણ ગંજી ઉપર ફક્ત એક બીડીનો તણખો નાખે અને કહે કે મેં તો કાંઇ જ નથી કર્યું. ફક્ત એક તણખો જ નાખ્યો છે, તો તે એક તણખાથી આખી ગંજીને, ઘરને અને આખા ગામને પણ બાળી નાખે છે. એમ એક વચન એવું નાખે કે અસમાધિ ને અશાંતિ કરી નાખે અજ્ઞાની, બોલવામાં બેફામ બને છે. બોલવા બેસે એટલે કાંઇ વિચાર કર્યા વિના વાણીના પ્રવાહ છોડયે જ રાખે છે અને અનેકના દિલને દુઃખ ઉપજાવે છે. '**मौनेन कलहं नास्ति**' મૌનથી કલહનો નાશ થાય છે. ન બોલ્યામાં નવ ગુણ. મર્મ વચનો હૃદયના મર્મ સ્થાનને ભેદી નાખે છે. સમતા સમાધિને ઉડાડી મૂકે છે. કષાયમાં નિમિત્તરૂપ

બને છે. કટુ શબ્દોથી ઘણો ગેરલાભ થાય છે. ભાઇ ભાઇ વચ્ચે દીવાલ ઉભી થાય છે અને પછી મન વચ્ચે પણ દીવાલ ખડી થાય છે.

**मुहुत्तदुक्खा उ हवंति कंटया, अओमया तेवि तओ सुउद्धरा,**
**वाया-दुरुत्ताणि दुरुद्धराणि, वेराणुबंधीणि महब्भयाणि" ॥**

દશ અ. ૯ ઉ. ૩ ગા. ૭

લોઢાનો કાંટો વાગ્યો હોય તો ક્ષણિક દુઃખ ઉત્પન્ન થાય છે. બહુ ઊંડો ઘા વાગ્યો હોય તો છ મહિનાનો ખાટલો થાય એટલું જ. લોખંડનો, વાડનો, થોરનો કે બોરડીનો કાંટો કાઢવો સહેલો છે, પરંતુ વચનરૂપી કાટા આખા વાતાવરણને કલેશમય બનાવી દીએ છે, માટે સમજીને બોલવું.

" પરિમિત અસંદિગ્ધ સપૂર્ણ વ્યકતને સ્ફૂટ,
પરિચિત અનુદ્વેગી ભાષાને સંયમી વદે"

નાખી દેવાનું ન બોલો, વચન તોલી તોલી ને બોલો. કડવાં વચનથી આત્માનું ધન ચોરાઇ જાય છે સમ = સામ્યપણુ, સમાધિ, સમભાવ. દમ=દમન કરવુ, પણ દમન કેવી રીતે કરવું? આત્મ જાગૃતિ રાખી હમેશાં પ્રતિક્ષણે વિચારવુ કે ઇન્દ્રિયોથી હું દબાયો છું કે ઇન્દ્રિયોને હું દબાવું છું? ઇન્દ્રિય તમારી મરજી પ્રમાણે ચાલે છે કે તમે તેની ઇચ્છા પ્રમાણે ચાલો છો? ઇન્દ્રિયોના ગુલામ થયા છો કે ઇન્દ્રિયોના સ્વામી છો?

શ્રાવક થયા, ઉપાશ્રયે આવતા હોય છતાં કંદમૂળ ખાય, એક કંદમૂળની કણી, સોયના અગ્રભાગ પર રહે તેટલા ભાગમાં

અસંખ્યાતી શ્રેણી છે. એકેકી શ્રેણીમાં અસંખ્યાતા પ્રતર છે. એકેક પ્રતરમાં અસંખ્યાતા ગોળા છે અને એકેક ગોળામાં અસંખ્યાતા શરીર અને એકેક શરીરમાં અનંતાનંત જીવો છે. છતાં બોલે કે બટેટાં તો કૉમન થઈ ગયાં છે. અત્યારે બટેટાં કોણ નથી ખાતુ ? દુનિયામાં વસ્તુ બનાવી છે તે શા માટે ? કોણ બનાવનાર ઈશ્વર છે ? માન્યતા જ ઊંધી છે. ઈશ્વરને લોકનો કર્તા માને છે. અફીણ પણ દુનિયામાં છે તો બટેટાની જેમ કેમ ખાતા નથી ? જે ખાઇશ તેમાં ઉત્પન્ન થવું પડશે. સંસ્કારની જ ખામી છે. તમારાં સંતાનોમાં સુસંસ્કારનાં બીજ નહિ વાવો તો સમાજ આગળ કેમ આવી શકશે ? હવે નાસ્તિકતા છોડી આસ્તિક બનો. પાંચ ઇન્દ્રિયોને વશ પડયો તો એ તને રખડાવશે. પાંચેને વશ પડયો તો એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવું પડશે.

**પાંચે ઇન્દ્રિય વશ ન કરી, તે જીવ એકેન્દ્રિય હોય,**
**હે વત્સ ! ગોયમ ! સાંભળો.**

દમ= ઇંદ્રિયદમન કરો. કોઇનું સારૂં સાંભળી ઇર્ષ્યા ન કરો. મનને દમી નાખો. તેના પુણ્યનો સિતારો હોય તો તેને અનુકૂળતા મળે તેથી તને શું ? તેં જ તારૂં બગાડયું છે. સુધારવું પણ તારા હાથની વાત છે. સહનશીલતા કેળવો. ખમી ખાતાં શીખો. ખમી ખાય તે આગળ વધી શકે. સહનશીલતાનો પારો જબ્બર હોવો જોઇએ. સંસારમાં પણ શાંતિ રાખવા સહનશીલતાને કેળવવી પડે છે, તો અહીં સ્વ માટે તો કેટલું કરવાની જરૂર છે ?

દશ યતિધર્મમાં પ્રથમ ક્ષમા કહી છે. ક્ષમા હોય તેનામાં સહિષ્ણુતા આવે છે. એકબીજાને મદદ કરે છે. એક જણ નબળો હોય તો તેને પાડી ન દીએ પરંતુ ઉત્સાહથી આગળ વધારે.

આ ચોર ખૂબજ વિચારણા ચલાવે છે. શાસ્ત્રો વાંચી જાઓ પણ જીવનમાં ન ઊતરે તો વાંચ્યાનું મહત્ત્વ કંઇ જ નથી. તળિયુ તૂટી ગયું હોય તેવા ઘડામાં પાણી ક્યાંથી ભરાય?

**કહી કહીને થાકયા ગુરુવર કહેલું ન કાન ધરે જો,**
**શિષ્ય હોય ન કહ્યાગરો.**
**ભરી ભરીને રાખે ને ઝરી ઝરી જાય જળો,**
**કોણ ભરે એવી કાણી ગાગરો.**
**ખેડી ખેડી ખૂબ ખેડ્યું તોય,**
**અન્ન ન ઉછેરી આપે લવણના આગરો.**
**દાખે દલપતરામ કોણ કરે ઠાલી માથાફોડ,**
**ઊંઘ વેચીને ઉજાગરો.**

દલપતરામ કહે છે કે ગુરુરાજના, કહી કહીને, જીભના કૂચા નીકળી ગયા. કાનમાં ન ધરે. શિષ્ય કહ્યાગરો ન હોય તો એવા શિષ્યને ફરી કોણ કહે? તમારો છોકરો તમારૂં ન સાંભળે તો તમે કેટલા દિવસ કહો? તમે અમારૂં સાંભળો છો? કાણી ગાગરમાં પાણી કોણ ભરે? વ્યાખ્યાન સાંભળી ધારી રાખવું જોઇએ. જવા દેવું ન જોઇએ. રણમાં ખૂબ ખેડ અને વાવણીઆં કરે તો ક્યાંથી ઊગી નીકળે? ભૂમિ કઇ છે? ખારી ભૂમિમાં કાંઇ ન ઊગે. આવાને બોધ આપવો તેમા ગુરુનો પણ ટાઇમ બગડે છે સમજો, સમજીને જીવનમાં ઉતારો.

**अरोहअच्छे कहीए चिलावो असंपहारे कहीए चिलावो;**
**विक्खित्तचित्ते कहीए चिलावो बहु कुसीसे कहीए चिलावो ॥**

ઘણા દીકરા છે પણ વિનયી ન હોય તો ભારરૂપ જ છે ને! ગર્ગાચાર્યને ૫૦૦ શિષ્ય હતા પણ બધા અવિનીત. આવા શિષ્યો હોય તો વિલાપ જ છે ને! આ ચિલાતીપુત્રચોરને ત્રણ બોલે વિચાર કરતો કરી મૂક્યો. આ ચોર પોતાની તૃષ્ણા ટાળતો જાય છે અને સુધરતો જાય છે. થોડું વાંચો પણ વિચાર કરો અને જીવનમાં ઉતારતા જાઓ. તૃષ્ણાને ટાળો, વીરના માર્ગે આગળ વધો.

---

## વ્યાખ્યાન ૨૩ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૫ રવિવાર.

આનંદ શ્રાવક પ્રભુને વંદન નમસ્કાર કરીને સમવસરણમાં પ્રભુની વાણી સાંભળવા બેઠા, હૈયામાં અત્યંત ઉલ્લાસ છે. એને થાય છે કે આવું તો મેં કદી જોયું નથી ભૂમિકા જેની તૈયાર થઇ ગઇ છે એવા આનંદ, પ્રભુનાં દર્શને આવ્યા છે પણ હૈયામાં કોઈ ભૌતિક સુખની લાલસા નથી. તે સમજે છે કે આ તો લોકોત્તર પુરુષ છે.

અનાદિકાળથી જે આત્માનુ સ્વરૂપ ભૂલાઈ ગયું છે તે જાણવા આવ્યા છે. જે વસ્તુ જોઇતી હોય તે જ્યાં મળતી હોય તે દુકાને જવું જોઇએ. પેટમાં દુઃખતું હોય તો કુંભાર પાસે ન જવાય, ડૉકટર પાસે જ જવું જોઇએ અને માટલી જોઈતી હોય તો કુંભાર પાસે જવું જોઇએ. ડૉકટરની લાઇન લેવી હોય તો એના કલાસ જ્યાં ચાલતા હોય ત્યાં જવું પડે. જે જ્ઞાન મેળવવું છે, તે જેણે મેળવ્યુ હોય તેવાની પાસે ગયા વિના નહિ મળે. અનંતકાળથી જીવની સાથે જે કર્મનાં ભૂત લાગેલાં છે તે ચારગતિ,

ચોવીસ દંડકમાં પરિભ્રમણ કરાવે છે. તે પરિભ્રમણ શા કારણે થઈ રહ્યું છે? શાથી કર્મ બંધાણાં છે તે કેમ છૂટે તે જાણવા માટે જે કર્મથી મૂકાણા છે અથવા મુકત થવાની દશામાં વિચરે છે તેઓની પાસે જવું પડે. આ પ્રભુ કેવા છે?

**आयगुत्त सयादंते, छिन्नसोए अणासवे, ।**
**जे धम्मं सुद्धमक्खाइ, पडिपुण्णमणेलिसं ॥**

સૂય. અ. ૧૧ ગા. ૨૪

જેણે વિભાવભાવને ટાળ્યો છે, જેના આશ્રવ આવતા બંધ થયા છે તે પ્રભુ પૂર્ણ ધર્મને ફરમાવે છે સર્વ દોષોને જેમણે ક્ષય કર્યા છે એવા પ્રભુ, ધર્મ ફરમાવે છે. તે સાંભળવા આનંદ શ્રાવક આવ્યા છે સાથે હજારો માણસો છે, દેવદેવીઓ પણ પોતાના નાટયારંભ છોડી પ્રભુની વાણી સાંભળવા આવ્યા છે. દેવોને પણ તેના નાટયારંભો કરતાં પણ પ્રભુની વાણીનું માહાત્મ્ય વધારે છે. આનંદ શ્રાવકને પણ હૈયામાં થાય છે કે જો મને આ બંધનથી મુકત કરાવનાર હોય તો એક પ્રભુની વાણી જ છે. તમારા હૃદયમાં, અનંતજ્ઞાની જે વાણી કહી ગયા છે તેનું માહાત્મ્ય છે? પ્રભુની વાણી અનંત બંધન તોડાવનારી છે. એ વાણી ઉપશમ ભાવ બતાવે છે. ચકોરી આતુરભર્યા નયને ચંદ્રમાની પ્રતીક્ષા કરે છે તેમ પ્રભુની વાણી સાંભળવા માટે ભવ્ય જીવોનાં હૈયા તલસી રહ્યાં છે. ત્રણ લોકનાં સુખનાં માહાત્મ્ય કરતાં પ્રભુની વાણીનુ માહાત્મ્ય વધારે છે પણ આજે તો એ વાણી કરતાં ચા-પાણીનુ માહાત્મ્ય વધી ગયું હોય એમ લાગે છે સવારમાં ચા-પાણીથી પરવારાય અને ટાઈમ રહે તો આ વાણી

સાંભળવા અવાય, કારણ કે હૈયાનો ઉમળકો નથી. અંદરનો ઉછાળો નથી. સિનેમાનો બહુ શોખ હોય તો નવી ફિલ્મ આવે કે તરત ઊપડે અને એ જોતી વખતે બાજુમાં શું થાય છે તેની પણ ખબર નથી રહેતી, એવું ચિત્ત એકાગ્ર બની જાય છે. એટલી એકાગ્રતા આ વાણી સાંભળવામાં છે? પણ રુચિ હોય તો ને! ભાવ જાગે તો તો જરૂર ગમે, પરંતુ હજુ એ પ્રત્યે ભાવ જાગ્યા નથી અને ભાવ વગરની ક્રિયા જોઇએ તેવું ફળ આપતી નથી.

आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि,
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या;
जातोऽस्मि तेन जन बांधव! दुःखपात्रम्,
यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः ॥

કલ્યાણ મંદિર.–૩૮

હે પ્રભુ! મેં તમારું નામ પણ સાંભળ્યું, વાણી સાંભળી, વંદન પૂજન કર્યું, અનિમેષ નયને તમારું સ્વરૂપ નિહાળ્યું. આ બધું દેહનું નિરીક્ષણ કર્યું પણ હૈયું તેમાં એકતાર થવું જોઇએ તે ન થયું, માટે જ હે જનબાંધવ! હું દુઃખનું ભાજન થયો છું, કારણ કે ભાવ વગરની ક્રિયા ફળ દેતી નથી.

કોઈ ટીપ કરવા આવ્યું હોય, તેમા લાજે પૈસા લખાવો તો તે દાન પણ સાચું દાન નથી, કારણ કે ભાવપૂર્વકનું નથી. ભાવ વગરની ક્રિયા લૂલી છે. ભાવ તે તો દારૂ છે. દારૂ ભરીને ગોળી છોડે તો તે ગાબડું પાડી દીએ તેમ નાનામાં નાની ક્રિયા પણ તેમાં જો ભાવના–દારૂનો પાવર હશે તો તે અનંતકાળના મિથ્યાત્વને ભેદી નાખી કર્મનું ગાબડું પાડી દેશે. તેથી ભવની

રાશિઓ કપાશે. " ન મળી નારી ને સહેજે થયા બ્રહ્મચારી " એવી ક્રિયાથી ફળ નહિ મળે. અઠ્ઠમ કર્યો પણ જો વાટકો લેવાની ભાવના હશે તો તે કાર્યકારી નહિ થાય, માટે ભાવપૂર્વકની ક્રિયા કરો.

આનંદ શ્રાવક વાણી સાંભળવા આવ્યા છે. હૈયામાં અનેરો ઉલ્લાસ છે કે ધન્ય ઘડી – ધન્ય ભાગ્ય કે આજે પ્રભુ પધાર્યા છે. એક આનંદ જ નહિ પણ એવા અનેક માણસો સાંભળવા આવ્યા છે તમને શેની જિજ્ઞાસા છે ? કોઇક ભૌતિક લાભ દેખાડે તો ત્યાં કેટલા માણસો દોડી જાય. સાંસારિક, લૌકિક આશાએ જીવે કરવામાં કંઇ બાકી નથી રાખ્યું. પણ આત્મા માટે એક મિનિટનો પણ ટાઈમ નથી લીધો પોતાને જોયો નથી, અનુભવ્યો નથી, ઊંધે કાંધ નાખી દીધો છે. બહારની જ મહેનત કરી છે, છતાં એનાથી સાચું સુખ મળ્યું નથી, મળવાનુ પણ નથી. સાચું સુખ મેળવવું હોય તો પ્રભુના ચરણમાં ઢળ્યા સિવાય નહિ મળે. અનેક જીવો આવ્યા છે તેને પ્રભુ બધનમાંથી છોડાવવાની વાત કરે છે પણ અજ્ઞાની જીવ સમજતો નથી. એ તો કહે કે મહારાજ ! અમારે બધુ સુખ છે. ફકત એક શેર માટીની જ ખોટ છે. આટલુ અમારૂં દુઃખ તમે ન મટાડો ? પણ ભાઈ ! તુ દુકાન ભૂલ્યો. જેણે બધનથી છૂટી, સાધનાનો માર્ગ લીધો છે તેણે પ્રભુના માર્ગે પ્રયાણ કર્યું છે. ત્યાં તો એ ભૌતિક સુખથી છૂટવાની જ વાત હોય. બંધનની કળા તો બધા શીખવે પણ છૂટવાની કળા જિનેશ્વરના માર્ગ સિવાય ક્યાંય નથી.

મદારી વાંદરાને ખેલ ખેલાવે, સલામ ભરતાં શીખવે, પૈસા ઉઘરાવતાં શીખવે પણ ગળે સાંકળ બાંધી છે તેનો મકોડો

આમ ખૂલે તે વાત નહિ શીખવે. બંધનમાં પડેલો વાંદરો નજર સામે દેખાતાં મીઠાં ફળો નહિ ખાઇ શકે. બંધન છૂટે તો સ્વતંત્રતાની મોજ માણી શકે. એમ આત્મા આઠ કર્મનાં બંધનમાં પડયો છે, એટલે ધાર્યું સુખ મેળવી શકતો નથી. તમે સુખના માનેલાં સાધનોમાંથી પણ કેટલા દુઃખના અંકુરા ફુટે છે ? છોકરાને સુખની આશાએ ઉછેરો છો, છતાં એ દુઃખદાયી નથી નીવડતા ?

કોણિકે શ્રેણિકને માર માર્યો. જ્યારે ઉકરડામાં કોણિકને ફેંકી દીધો હતો, કૂકડાએ આગળી ફોલી ખાધી અને શ્રેણિકે ઉકરડામાંથી લાવી એની આંગળીનુ પરૂ ચૂસી લીધું ત્યારે તેણે આશાના કેવા મિનારા બાંધ્યા હશે ? પણ એ આમ ઢળી જશે અને એજ દીકરો રાજ્યના લોભ ખાતર મને જેલમાં પૂરશે એવી શું શ્રેણિકને ખબર હતી ? આજે ઘરઘરમાં આવું જોવામાં આવે છે, પણ ભાઈ ! તારા માન્યા સુખના મિનારા તો હજુ દૂર છે. બહારમાં કયાય સુખ છેજ નહિ. જો હોત તો તીર્થંકર ચક્રવર્તીઓએ ન છોડયું હોત ત્યાગમાં સુખ છે એમ સત્ય સમજાયું હશે ત્યારે જ એમણે ભૌતિક સુખનો ત્યાગ કર્યો હશે ને ! **" जेण सिया तेण नो सिया "** જે કોઈ પદાર્થ એક વખત સુખરૂપ લાગે તે જ કયારેક દુઃખરૂપ થઈ જાય છે. ધાર્યું હોય કાંઇ ને થાય પણ કાંઈ. મોટી આશાએ દીકરાને તૈયાર કર્યો હોય તે દીકરો બાપ બેઠા ઊપડી જાય છે ને ! ધાર્યું ધૂળમાં મળી જાય છે ને ! માટે અનંતજ્ઞાની જે કહી ગયા છે તે માર્ગે આવો.

જે દૂધપાકમાં આનંદ માન્યો હોય તેમાં લાળ પડે તો તે ઝેરલેણ નીકળે ને ! જે સુખનું સાધન હોય તેમાંથી દુઃખ

થાય જ નહિ. પુણ્ય હોય ત્યાં સુધી સૌ બોલાવશે અને સ્વાર્થ સરી રહેશે એટલે સૂરિકંતા જેવી સ્ત્રી પણ ઝેર દેવા તૈયાર થશે. એટલે અંદર તપાસશો તો જણાશે કે પરિણામે દુઃખજ છે. પિત્તળનાં ઘરેણાંને સોનાનાં છે એવી માન્યતા કરો એટલે શુ તે સોનું થઈ જશે ? તે તો ભ્રમ છે ભ્રમને છોડો તો સાચું સમજાય.

ભ્રમ ટાળવા માટે આનંદ શ્રાવક પ્રભુની સમીપ આવ્યા છે. એ માને છે કે આ અમારો દુઃખનો વિસામો છે તમે દીકરાને વિસામો માનો છો. કેટલાક સિનેમાને વિસામાનું સ્થાન માને છે પણ સાચો વિસામો પ્રભુના સાનિધ્યમાં છે. અનંતકાળનો થાક પ્રભુના ચરણમાં નમવાથી ઊતરે છે અને સૌ માને છે કે હવે અમારાં બંધનનો છૂટકારો થશે પણ જેણે બંધનને બંધન માન્યું હોય તે છૂટવાનો પ્રયત્ન કરે ને ! જેણે જેલને મહેલ માન્યો છે તે છૂટવાનો પ્રયત્ન કરશે ? તમે શું માન્યું છે ? કેદીને પાંચ વર્ષની સજા થઇ હોય તો એ હમેશા દિવસો ગણે કે હવે કયારે છૂટું ? કારણ કે તેણે બધનને બંધન માન્યું છે. તમને બંધન લાગે છે ? બંધન લાગશે તો છૂટવાના પ્રયત્ન જરૂર કરશો જ.

यह गृह केदखाना है, कि औरत पैरों की बेडी;
कुटुंब के लोग चौकीदार, नहीं आझाद होता है।

મહાપુરુષો શું બતાવે છે ? કે ઘર એ કેદખાનું છે, પણ શ્રીમંતો તો એમ માને છે કે અમારે શું ખોટ છે ? જે જોઇએ તે બધું મળે છે. તો જેલ શેની ? પણ ચક્રવર્તીના મહેલ પણ જેલરૂપ જ છે.

એક વખત એક યોગી એક રાજાના મહેલમાં જઇ એન પલંગ ઉપર બેઠો. રાજાએ આવીને જોયું ને તરત ઊઠો, ઊઠો મારા પલંગ પર કેમ બેઠા? નીકળો બહાર, આ તો મારો મહેલ છે. યોગી કહે ભાઈ! આ તો મુસાફરખાનું છે. રાજા કહે આ મહેલ તો ચાર લાખ રૂપિયા ખર્ચીને બંધાવ્યો છે. મુસાફર ખાનું શેનું? યોગી કહે- કોણે બંધાવ્યો છે? તો કહે, માર દાદાએ. યોગી કહે–એ મૂકીને ગયા ત્યાર પછી તમારા પિતાજીને રાજ્ય મળ્યું એ પણ છોડીને ચાલ્યા ગયા. તેમ એક વખત તમારે પણ જવું પડશે. તો પછી શા માટે મારૂં, મારૂં કરે છો? આવ્યાને ગયા, એટલે મુસાફરખાનું જ થયું ને! રાજા સત્ય વાત સમજી ગયો. આયુષ્ય પૂરૂં થાય એટલે જવાનું જ છે. સાથે કાંઈ જ નહિ આવે. મમત્વ તે જેલ છે, મમત્વ તે બંધન છે ને તે ચાર ગતિમાં પરિભ્રમણ કરાવે છે, માટે તેને છોડ. સ્ત્રી છે, તે પગની બેડી છે. જ્યાં જાય ત્યાં એની ચિંતા તો હોય જ. સરકારની નોકરીમાંથી તો પંચાવન વર્ષેય છૂટા કરશે પણ સ્ત્રીની નોકરીમાંથી જિંદગી પર્યંત નહિ છૂટી શકો અને ઘરનાં માણસો ચોકિયાત છે બહારથી આવ્યા એટલે શું લાવ્યા, શું લાવ્યા? ના જ પોકાર થશે. સંતાનોની પરંપરા મધમાખી જેવી છે. મધમાખી જેમ વળગી પડશે. આમાં આઝાદી ક્યાંય લાગે છે? દેશની આઝાદી થઇ ગઇ પણ તમારો આત્મા મનનો ગુલામ, પૈસાનો ગુલામ, ઇન્દ્રિયોનો ગુલામ બની ગયો છે. તેને આઝાદ કરવા માટે જ્ઞાનીઓ માર્ગ બતાવે છે.

આનંદ શ્રાવક સાચો પંથ સમજવા આવ્યા છે. હૈયું જિજ્ઞાસાવાળું છે. રુચિ ઊપડે તો બોધને પકડી શકે. પણ

પહેલાં તૈયારી જોઇએ. મુંબઇ જવું હોય તો બૅગ, બિસ્ત્રો તૈયાર કરો છો, તમે પોતે પણ તૈયાર થઈ જાઓ છો ને! તેમ વ્યાખ્યાનમાં આવો છો ત્યારે ભૂમિકા તૈયાર કરીને આવો છો? ભૂમિકા તૈયાર હોય તો વીતરાગની વાણીરૂપી પાણી પડે કે તરત જ બીજ ઊગી નીકળે. સુખ માટે દરેક જીવ પ્રયત્ન કરી રહ્યા છે. B. A. કે M.A. સુધી ભણવું પણ સુખ માટે. કાળ–અકાળની પરવા કર્યા વગર, ભૂખ–દુઃખ વેઠીને પણ તનતોડ મહેનત કરી રહ્યા છે. કોઇ બે શબ્દો કહી જાય તોપણ સહન કરી લીએ છે. શા માટે? પૈસાની રુચિ જાગી છે માટે ને! એવી ધર્મની રુચિ જાગે તો ને!

સાસુ, વહુનું સહન કરે. શિષ્ય, ગુરુનુ સહન કરી લીએ તો દુઃખનુ વાતાવરણ ન રહે. હૃદય સાફ હોય તો ભૂમિકા તૈયાર થાય એટલે ગ્રહણ તરત થાય. જિજ્ઞાસુ હોય તેને જ ગુરુનો બોધ પરિણમે, પણ જિજ્ઞાસા ન હોય તો યાદ ન રહે.

તમે પાંચ વર્ષ પહેલાં સાગમટે નોતરૂં આપ્યું હોય અને એ કેવળ છોકરાને જમવાનું કહી જાય તો તમને તરત થાય કે અમે તો સાગમટે નોતરૂં દીધું હતું ને આમ કેમ? હું તો પચીસ લાડવા દઇ આવી હતી ને એ કેમ પંદર જ આપી ગયા? આ બધું યાદ રહે છે ને? કારણ કે એના પ્રત્યે લક્ષ છે અને આના પ્રત્યે એવું લક્ષ નથી. આ તો ઘરની વાત થઇ.

સુખ સૌને જોઇએ છે પણ સાચું સુખ ક્યાં છે તે તો ગોતવું જોઇએને? સુખ પરમાં નથી ભૌતિક સુખ મેળવતાં આધ્યાત્મિક સુખ ટળે છે. ભવના ફેરા વધે છે. જેનાથી ભવના

ફેરા ન ટળે, તે તમારો પુરુષાર્થ કહેવાય? પરિષદ ભરાઈ ગઈ છે. પ્રભુએ "**धम्मो कहीओ**"

પ્રભુએ ધર્મ કહ્યો. ધર્મ કોને કહેવાય? વસ્તુનો સ્વભાવ તે ધર્મ. પોતાના સ્વભાવમાં રહે તે ધર્મ. ધર્માસ્તિકાયનો ધર્મ 'ચલણસહાયનો.' અધર્માસ્તિકાયનો ધર્મ 'સ્થિરસહાયનો.' આકાશાસ્તિકાયનો ધર્મ 'અવગાહનદાનનો.' પુદ્‌ગળનો ધર્મ 'ગલન-મિલનનો.' કાળનો ધર્મ 'વર્તનાલક્ષણ' અને જીવાસ્તિકાયનો ધર્મ 'ઉપયોગ.' '**उवओगो लक्खणो जीवो**' જીવનો ધર્મ ઉપયોગ લક્ષણ, જ્ઞાતા, દૃષ્ટા સ્વભાવ છે. વસ્તુ સ્વભાવમાં રહે તે ધર્મ પણ સ્વભાવમાં વિકૃતિ થાય તો ધર્મ નથી. શાક ઊતરી જાય એટલે એનો સ્વભાવ ફરી ગયો. ઋતુ ઋતુનું કામ કરે છે. પુદ્‌ગળ, પુદ્‌ગળનું કામ કરે છે, ફક્ત ચેતન જ એનો પોતાનો ધર્મ બજાવતો નથી. એને પરઘર સારૂં લાગે છે. પણ માની લેજો કે એમાં સુખ નથી. બકરીની ડોકના આંચળ દોહવા જેમ નિરર્થક છે તેમ સંસારમાં સુખ માનવું વ્યર્થ છે. તેમાં કરેલો પુરુષાર્થ ફોગટ છે એમ અનંત તીર્થંકરો કહી ગયા, વર્તમાનમાં પણ એજ કહે છે અને ભવિષ્યમાં પણ અનંત તીર્થંકરો એમ જ કહેશે.

**સુખ જે રહ્યું તપ, ધન તથા ચારિત્રના ગુણપુંજમાં,**
**તેમજ અનંતું સુખ સાચું, વિરતિ કેરી કુંજમાં;**
**તે સુખ ભાગ અનંતમો, ના હોય ભોગ વિલાસમાં,**
**કામાદિમાં જે મોજ માણે, અંધ ને અજ્ઞાનમાં."**

પ્રભુ મહાવીર, આવનાર જીવોને પહેલાં વિવેક શીખવે છે કે તમે કોણ ને પર કોણ? વિવેક ત્યાં ધર્મ છે. વિવેક તે તો

દશમો નિધિ છે. આવો, બેસો, પીઓ પાણી, તે તો વ્યવહાર વિવેક છે પણ જડ ચૈતન્યનું ભેદ–વિજ્ઞાન તે આધ્યાત્મિક વિવેક છે સુખ ચૈતન્યના ઘરમાં છે. ગમે તેટલું કરશો પણ વેળુમાંથી તેલ નહિ જ નીકળે. તેમ સંસારમાં ધન માટે ગમે તેટલુ કરશો તોય પસ્તાવો રહેશે. તનતોડ મહેનત કરીને ભેગુ કર્યું હશે પણ તે જ ધન તને દગો દઇને ચાલ્યું જશે માટે તેનો મમત્વ છોડો અને આ રુચિપૂર્વક સાભળો. રુચિપૂર્વક સાંભળશો તો હૈયામાં ઊતરશે. તીર્થંકરદેવ વાણી પ્રકાશે પણ વાણીપર વિચાર ચલાવવો તે પોતાનુ કામ છે મનન અને નિદિધ્યાસન જોઇએ. આખા દિવસમાં બારબાર કલાક દુકાનના કામકાજમાં જાય, છતાં ત્યા કંટાળો નહિ ઉઘરાણી માટે ગમે તેટલા ધકકા ખાઓ ત્યાં કંટાળો નહિ પણ અહીં કલાક બેસતા કટાળો આવે, કારણ રસ નથી.

પ્રતિક્રમણ પણ રસપૂર્વક થતું નથી. હે નાથ ! તેં મને મોક્ષમાર્ગ બતાવ્યો છે. તે જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરતાં કાઇ ભૂલ થઇ ગઇ હોય તો તે અતિચાર ચિંતવવાને અર્થે પ્રતિક્રમણ કરૂં છું. ભાવ વિનાની ક્રિયા થતી હોય તો તે ફળદાયી નથી નીવડતી માટે રસ ઉત્પન્ન કરો અને રસ ઉત્પન્ન થશે એટલે તો ભાવનો રસ અને ક્ષયોપશમ શકિત એ બન્ને ભેગા થાય ત્યાં કેવું કામ થાય છે તે ઉપર ન્યાય સાભળતાં કોઈ ઓર લહેજત આવશે.

એક શેઠે પોતાના નોકરને બહારગામ રત્નોની ખરીદી કરવા મોકલ્યો. શેઠે શિખામણ આપી કે ભાઇ ! જોજે, ધ્યાન રાખજે. કોઇથી ઠગાઇશ નહિ, સાવચેત રહેજે. ભલે પૈસા વધારે

દેવા પડે તો દેજે પણ દલાલ સારો ગોતજે. જેને વેપારમાં રસ હોય તે ઠેઠ સુધી ભલામણ કર્યા જ કરે છે. નોકર તૈયાર થયો. શેઠ બહુ ભલામણ કરે છે એટલે ગાડીમાં બેસતાં બેસતાં નોકર કહે છે કે શેઠ! તમારી શિખામણ બધી ઝાંપા સુધી. આ સાંભળીને શેઠને એવો તો ક્રોધ ચડયો કે અરરર! આ નોકર મારા સામું બોલે છે? આવું અભિમાન આવે છે પણ ભાઈ, તું કોણ? મૂળાના ભવમાં બે પૈસાનો ૧૧ શેર વેચાણો, કેટલાયના પગ નીચે કચરાણો. '**एगया देवलोएसु, नरएसु वि एगया**' કયારેક દેવતાની દોમદોમ સાહેબીમાં ઉત્પન્ન થયો ને કેટલીવાર પરમાધામીના માર ખાઇને કૂચા નીકળી ગયા, ત્યારે તું કયાં ગયો હતો? ત્યારે તારૂં માન કેટલુંક હતું? પણ જીવ એ બધું ભૂલી જાય છે. શેઠને તો ક્રોધ એવો ચડયો છે કે આનું હવે પૂરું વેર લઉં એમ વિચારી એણે એક પડીકામાં વાળ લીધા. ઉપર સુંદર કપડું કીનખાબનુ મઢયું અને એ પડીકું નોકરના સરનામે મોકલ્યું કે આ ભેટ તમે પોતે જ રાજાને દઇ આવજો. નોકરને પડીકું મળ્યું તે લઇને તે તો ગયો સીધો રાજદરબારમાં, જઇને રાજાજીના ચરણે ભેટ ધરી. રાજાએ તો પડીકું ખોલ્યું. ઉપર પૅકિંગ ખૂબ સુંદર હતું પણ અંદરથી વાળ નીકળેલા જોઇને રાજા તો ક્રોધા-યમાન થઈ ગયો કે આખી સભા વચ્ચે મારૂં આટલું અપમાન! છે કોઇ, લઇ જાઓ આને. એને ફાંસીના લાકડે ચડાવી દીઓ. આને વિચાર થયો કે શેઠે ઠીક વેર વાળ્યું. કાંઇ વાંધો નહિ. છીપર નીચે હાથ આવ્યો હોય ત્યારે સેરવીને કાઢનાં આવડવો જોઇએ.

આ કહે છે–રાજાજી! ગુસ્સે થાઓ મા. તમારે ન જોઇતા

હોય તો આ વાળ મને પાછા આપી દીઓ. આ વાળ તો મારા શેઠ હિમાલયની જાત્રા કરવા ગયા હતા, ત્યાં એક મહાન તપસ્વી યોગી હતા, તેમણે પ્રસન્ન થઇને તે આપ્યા છે. તે વાળ લઇને તેઓ આવ્યા ને એ વાળ એમના ભંડારમાં રાખ્યા તેથી એમનું અભરે ભરાણું અને એ માટે જ આપને આવા સુદર કપડામાં પૅક કરી મોકલ્યા છે, કે જેથી આપ આપના ભંડારમાં રાખો તો ભંડાર અખૂટ રહે પણ તમને એની કિંમત નહિ સમજાય. એ લાવો, હું મારા છોકરાને આપી દઇશ. રાજાને તો વિચાર થયો કે અહો! એવા યોગીના વાળ હોય તો તો બહુ પવિત્ર કહેવાય. હું એની કિંમત કરી શકયો નહિ. રાજાએ તો વાળને માથે અડાડયા અને સોનાની ડબી મંગાવી તેમાં મૂકી દીધા નોકરને મોટું ઇનામ આપ્યું. લાખોની કમાણી કરાવી દીધી. નોકર તો કમાઇને ઘેર આવ્યો. શેઠને થયું, આ શુ ? નોકરે બધી હકીકત કહી સંભળાવી. પોતાની બુદ્ધિ કેમ પહોંચાડવી તે તો પોતાને જ આવડવું જોઇએ.

તમે ડાહ્યા છો ને? તો પછી તમારા કર્મના કોયડાની ગૂંચ ઉકેલો કે મારો આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આ બધાં જુદાં જુદાં રૂપો દેખાય છે તે હું નહિ. મન, વાણી, દેહ, તે તું નહિ એથી નિરાળું આત્મતત્ત્વ તે તું છો. અનાદિકાળથી એ સ્વરૂપ તેં જોયું નથી, નિહાળ્યું નથી, પિછાણ્યું નથી, એવા આત્મતત્ત્વની વાત પ્રભુ કહે છે. જ્ઞાનીઓ રસ્તો દેખાડે, પણ ચાલવાનું તમારે પોતાને છે. પ્રભુ કોઇનો મોક્ષ કરાવી દેતા નથી. જો કરાવી દેતા હોત તો કોઇને બાકી રાખત જ નહિ. પરંતુ તમારી મહેનત જ તમને કામ લાગશે. તમારું સ્વરૂપ નિરાળું

છે. એમ સમજીને જે રસ્તો કાઢે તે પાર થઈ શકે. આ નોકરને તો મરણાંત કષ્ટ આવ્યુ છતા કેવો માર્ગ કાઢ્યો? શેઠની આબરૂ જાળવી રાખી અને મોતના મોઢેથી બચી ગયો.

પથ્થરના ઢગલા નીચે સાકરનો ગાંગડો દટાઇ જાય તો-પણ એનો સ્વાદ ફરે નહિ. તેમ કર્મના ડુંગર નીચે આત્મા દટાઇ ગયો પણ એથી તે જડ ન થઈ જાય માટે હવે કર્મના ડુંગરને દૂર કરો. જેને વિવેક વર્તે છે તે તો ધૂળમાથી પણ સોનું કાઢશે. અજ્ઞાનતા છે તેથી કર્મ અસર કરે છે જો ઉદયમાં ઉપયોગ ન ટકાવતાં જ્ઞાનમા ટકાવે તો કર્મ ખરી જાય ને નવાં કર્મ ન બંધાય માટે પ્રભુ પહેલા વિવેક શીખવે છે. બીજો ઉપશમ ત્રીજો સંવેગ અને ચોથો નિર્વેદ, આ ચાર પ્રકારનો ધર્મ સમ-જાવે છે તેમાં પ્રથમ વિવેક. વિવેક કેળવીને કેટલાય જીવો મહાન કામ કરી ગયા

આનંદ શ્રાવક વિવેકપૂર્વક વાણી સાભળે છે. હંસને દૂધ-પાણી ભેગા કરીને આપ્યા હોય તો તે હંસ દૂધ-પાણીને જુદાં પાડી દૂધ, દૂધ પી જાય અને પાણીને છોડી દે, તેમ કોઇ કોઇ શ્રોતા ગુણ ગ્રહણ કરે અને અવગુણને જવા દીએ, તે શ્રોતા સાચા છે. કોઇ શ્રોતા ચાળણી જેવા છે. ચાળણી પાણીની કોઠીમાં મૂકી હોય ત્યારે ભરેલી દેખાય અને જ્યારે ઉપાડી લે ત્યારે ખાલી દેખાય તેમ કોઇ કોઇ શ્રોતા વ્યાખ્યાનમાં વૈરાગ્ય રૂપ પાણીથી ભરેલા દેખાય, પણ બહાર નીકળે એટલે ખલાસ. તેવા શ્રોતા છાંડવા યોગ્ય છે. વળી ચાળણીના બીજો પ્રકાર એવો છે કે લોટ ચાળે તો લોટ, લોટ નીકળી જાય ને ભૂસા પ્રમુખ કચરો ગ્રહી રાખે.

સુઘરી પક્ષી ઝાડની ડાળે માળો બનાવે. તેમાં બે ઓરડા બનાવે. હીંડોળો બનાવે, ઓસરી બનાવે, બધું બનાવે. એની ગરણી જેવી જાળી હોય છે તેમાથી ઘી ગળે તો ઘી, ઘી નીકળી જાય ને કીટી પ્રમુખ કચરો ગ્રહી રાખે તેમ એકેક શ્રોતા વ્યાખ્યાનાદિ સાંભળતા ગુણગુણ જવા દે અને અવગુણ પ્રમુખ કચરો ગ્રહી રાખે. તે શ્રોતા છાંડવા જેવા છે. હંસ જેવા શ્રોતા આદરવા યોગ્ય છે.

આનંદ શ્રાવક હંસ જેવા છે ભગવાનનો બોધ સાભળતાં હૈયુ એટલું ઉલ્લસિત થાય છે કે શબ્દોમાં વર્ણવી શકાતુ નથી. તેને તો પ્રભુની વાણીમાં ભાવ–આનંદ પ્રગટવા માંડયો.

---

## વ્યાખ્યાન ૨૪ મુ.

## સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૬ સોમવાર.

આનંદ શ્રાવક તીર્થંકરદેવની વાણી સાંભળે છે. ભગવાનની ધર્મદેશના છૂટી તેમાં પહેલો વિવેક બતાવે છે. વિવેક હોય ત્યાં ઉપશમ આવી શકે. જડ અને ચૈતન્યનુ ભેદવિજ્ઞાન કરે તેને વિવેક કહેવાય. જ્યારે આત્માને એમ થાય કે, આ વસ્તુ તે હું નહિ, આ મારી વસ્તુ નહિ, ત્યારે હું કોણ અને મારૂં શુ ? આ વિચાર કરતો થાય તો ઝઘડો બધો મટી જાય.

હું કોણ ? ' **एगोऽहं नत्थि मे कोइ** ' હું એકલો છું, મારૂં કોઇ નથી. હુ એકલો સ્વતંત્ર, પર વસ્તુથી રહિત છું. મારૂં કોઈ નહિ ત્યારે હું કોણ ?

**एगो मे सासओ अप्पा, णाणदंसण संजुओ।**
**सेसा इमे बाहिरा भावा, सव्वे संजोगलक्खणा॥**

મારો આત્મા નિત્ય છે, ધ્રુવ છે. જ્ઞાન, દર્શનયુકત છે. કર્મ તે હું નહિ, વિષયભોગ તે હું નહિ. બહાર દેખાતા પદાર્થ તે હું નહિ

**विजहित्तु पुव्वसंजोयं, न सिणेहं कहिंचि कुव्वेज्जा।**
**असिणेह सिणेहकरेहिं, दोसपओसेहि मुच्चए भिक्खू॥**

ઉત્ત. અ. ૮ ગા. ૨

મોક્ષ કેમ થાય તે કહે છે જે પૂર્વ સંયોગોને છોડે છે તેમાં અસ્નેહ કરે તો તે રાગદ્વેષ રહિત થઈ જાય. જેનામાં વિવેક છે તે જ ઉપશમ કરી શકે છે. શરીર, ઇન્દ્રિય, બધું પર છે. પરના સંગમા અનંત કાળ કાઢયો, છતાં તે તમારૂં થયું નથી.

**કાળ અનંતો ગુમાવ્યો એના સંગમાં જી,**
**તેમાં કાઢયો તેં કેટલોક સાર....**
**ઓ ગમાર મૂકી દે સંગત મહા મોહનીય જો........**

જ્ઞાની કહે છે– જેને તમે મારૂં માની બેઠા છો, તેના સંગમાં અનંતકાળ કાઢયો, એ દરમ્યાન કેટલાય દેહ લીધા અને છોડયા. જન્મવું ને મરવું, દુઃખ, દુ.ખને દુઃખ જ છે અને એમાં ક્ષણિક સુખની પાછળ સારી જિંદગી ગુમાવી પરંતુ તેમાં તેં સાર કેટલો કાઢયો ? હે ચેતન ! તેનો કાંઈક વિચાર કર. સર્વકર્મમાં શિરોમણિ મોહનીયને જો. ઓ ગમાર ! મૂકી દે સંગત મહા-

મોહનીયનો. થોડાં સુખ ભોગવતાં મોહમાં ફસાય છે. મોહ તે જ સંસાર છે.

"जे गुणे से मूलट्ठाणे, जे मूलट्ठाणे से गुणे" (सू०१)

આચા. અ. ૨ ઉ. ૧

જે વિષય તે જ સંસાર છે અને સંસાર તે જ વિષય છે. જે કામભોગથી છૂટયા તે જ શાશ્વત સુખ મેળવી શકયા. જે સુખ પાછળ દુ:ખ હોય તે વાસ્તવિક સુખ કહેવાય નહિ. સાચું સુખ જોઈતું હોય તો સૌથી પ્રથમ વિવેક લાવવો જોઇએ. સંસારના દરેક કામમાં વિવેક જોઇએ. વેપારીઓ કલ્ચર અને સાચાં મોતી, બન્નેની પરખ કરે છે. હીરા ને પોખરાજનું, સોનું ને પિત્તળનું અંતર સમજવું જોઇએ. ન સમજે તો મોટી થાપ ખાઇ બેસે. તેમ વીતરાગના માર્ગે પણ સમજણની પહેલી જરૂર છે. કર્મના કોયડા, આવડત વગર નહિ ઉકેલાય. હે ચેતન ! બે ઘડી તું આ શરીરનો પાડોશી બની જા. ધણીપણુ ઉઠાવી લે, પછી જોઇ લીઓ મજા. મોક્ષ તો હથેળીમાં છે. પાડોશીના ઘરમાં કોઇ મરી જાય, કાંઇ ઢોળાઇ જાય, સળગી જાય તેનુ દુ:ખ આપણને થતું નથી; તેમ શરીરને મારૂ ન માને તો દુ:ખ ટળી જાય. દેહાધ્યાસ છોડવાની જરૂર છે. જ્ઞાનીઓ કહે છે—

કર્યા ઉપાયો સુખશાંતિ સારૂ,
તથાપિ દુ:ખો જગમાં જણાય;
તે દુ:ખનું મેં મૂળ આજ શોધ્યું,
જ્યાં દુ:ખ ત્યાં હું સુખને જ માનું.

આજે સુખ અને શાન્તિને માટે આખું જગત ઉપાયો કરી રહ્યું છે. છતાં સુખ કેમ નથી મળતું? તે પ્રશ્ન મૂંઝવ્યા જ કરે છે પણ આજે ઊંડો વિચાર કરતાં તે દુઃખનું મૂળ મને ખૂબ શોધ કરવાથી જડયું કે જ્યાં દુઃખ જ છે ત્યાં મેં મારી અજ્ઞાનતાથી સુખ જ માની લીધું તે મારી પોતાની અવળાઇ અને ભ્રમ હતો, પરંતુ જેમ નાની છીણી લોઢાને કાપે છે તેમ પ્રજ્ઞારૂપી છીણીથી ભેદજ્ઞાનના બળવડે આત્મા અને કર્મને જુદાં પાડી શકાય છે. કોઇ પ્રત્યે મમત્વ કરવા યોગ્ય નથી. આવો અમૂલ્ય-વાણીનો ધોધ શ્રીમુખેથી વહી રહ્યો છે. મહાભાગ્યવાન જીવો તેને અમૃતરસથી અધિકી માની ઝીલી રહ્યા છે.

**"અહો! વાણી તારી, પ્રશમરસ ભાવે નીતરતી,**
**મુમુક્ષુને પાતી, અમૃતરસ અંજલિ ભરી ભરી,**
**અનાદિની મૂર્છા વિષતણી, ત્વરાથી ઊતરતી,**
**વિભાવેથી સ્થંભી, સ્વરૂપભણી દોડે પરિણતી!**

પ્રભુની વાણી શાન્તરસ દેનારી, શાન્તિની કરનારી છે જિનેશ્વરદેવોએ '**समियाए धम्मे आरिएहिं पवेदिए**' સમતાવડે તીર્થંકરોએ ધર્મ કહ્યો છે એમ આચારાંગ બોલે છે. જગતના જીવો ત્રિવિધ તાપથી સંતાપ પામેલા જીવોને અમૃતના રસની અંજલિ ભરી ભરીને પાઇ રહ્યા છે દુન્યવી જીવોને '**दीवो ताणं**' બેટ રૂપ આધારભૂત છે તેમના શરીરનાં પણ શાંત રાગવાળા મનોહર પરમાણુઓ છે, જે જોતાં દુશ્મનો પણ ઠરી જાય, એવી સૌમ્યતા અને શાન્તિ નીતરી રહી છે મહા-ભાગ્યવાન જીવો તે અમૃતવાણીનું પાન કરવામાં તલ્લીન બને છે

અજર, અમર બનાવે એવી વાણીનું જેણે પાન કર્યું તેની ખુમારી, તેને કદી ઊતરતી નથી. અનાદિકાળની મિથ્યાત્વની મૂર્છાને વશ થયેલા જીવો પોતાના સ્વરૂપને સમજતા નથી એ મૂર્છા તે ઝેરી મૂર્છા છે

કોઇ માણસને રસ્તે જતાં ઝેરી સર્પ કરડે છે. તેનું ઝેર ચડવાથી મૂર્છાવશ બની જાય છે. તેને કાંઇ પણ ભાન રહેતું નથી. રસ્તેથી કોઇ મુસાફરો નીકળે છે તેઓ સેવાભાવી હોવાથી તેને ઉઠાવી સામેના જંગલમાં એક ઋષિની ઝુંપડીએ લઇ જાય છે. પરોપકારી માણસો કોઇ દુઃખી પ્રાણીની ઉપેક્ષા કરતા નથી. પારકાનાં દુઃખને પોતાનું દુઃખ માને છે લાગતું વળગતું હોય તેની જ સેવા કરવી તેમ ધર્મી જીવોને ન હોવું જોઇએ. એ માણસોએ યોગીને વિનંતિ કરી કે આપ આ ભાઇનું ઝેર ઉતારો. યોગીએ તેને તપાસ્યો કે તે સચેતન છે કે અચેતન? ચૈતન્ય ચાલ્યા ગયા પછી દેહમાં લાવવાની કોઇની તાકાત નથી તપાસ કરતાં તેના માથામાં ઊંડે ઊંડે ધબકારા લાગ્યા. તેણે બે ભાઇને કહ્યું, તમે એને પકડી રાખો હું મંત્ર બોલું છું.

> रक्तेक्षणं समदकोकिल कंठ नीलम्,
> क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।
> आक्रामति क्रमयुगेन निरस्तशङ्क
> स्त्वन्नाम नागदमनी हृदि यस्य पुंसः ।
>
> ભક્તામર શ્લોક–૪૧

જેની આંખો રાતીચોળ થઇ ગઇ છે, જે ક્રોધથી ઉદ્ધત થઇ ગયો છે, કાળો ભ્રમર જેવો, સ્રીના ચોટલા જેવો, મશના

ઢગલા જેવો, એવો સર્પ સન્મુખ દોડતો આવે છે, ફેણ પછાડતો આવે છે. પણ હે પ્રભુ! આપના નામરૂપી નાગદમની જેણે હૃદયમાં ધારણ કરી છે તેના બે પગ વચ્ચેથી એવો સર્પ નીકળી જાય તોપણ તેને ન કરડે. તમારા હાથમાં વીતરાગના નામની શ્રદ્ધારૂપી નાગદમની છે કે નહિ? યોગીના વારંવાર આવા મંત્રોચ્ચારથી તરત જ ઝેર ઊતરી ગયું. યોગી મહારાજ શું મંત્ર બોલે છે? તેની વ્યુત્પત્તિ શું છે? તેનો અર્થ, પરમાર્થ, ભાવાર્થ શું છે? તે જેને ઝેર ચડયું છે તે માણસ કાંઇ જાણતો નથી, છતાં શ્રદ્ધાપૂર્વક બોલાયેલા શ્લોકની કેવી સુંદર અસર થાય છે? કહેનારમાં પણ પૂરેપૂરી શ્રદ્ધા જોઇએ.

તમે સિદ્ધાંતના અર્થ, રહસ્ય, પરમાર્થને ન જાણતા હો, છતાં તીર્થંકરની વાણીને શ્રદ્ધાપૂર્વક સાંભળો. એ વાણીનું જાદુ અનુપમ છે. એ વાણી મોટા સદ્‌ભાગ્યે મળી છે. જેનામાં શ્રદ્ધાને ભકિતનું બળ આવે છે તે માણસ નવકારમંત્ર સિવાય બીજા મંત્રમાં રાચતો નથી. આજે તો જરા ભડકો ભાળો ત્યાં હનુમાનની આણ દઇને બેસી જાય અથવા તો તને આડો હનુમાન, એમ કહીને બેસી જાય. પથ્થર ઉપર સિન્દૂરના છાપા મારેલા હનુમાન કયાં? અને કયાં બ્રહ્મચારી હનુમાન? કયાં એની શકિત, કયાં પથ્થરાની શકિત. આજે તો કચરા ને ઉકરડા ન કરે એટલે ઠેર ઠેર હનુમાન કરી બેસાડયા છે.

રામના ભકત હનુમાન. તેનામાં અર્પણુતાનો કોઇ જબ્બર ગુણ હતો. સમુદ્ર કેમ ઉલ્લંઘવો, તેવી વાટાઘાટ થતી હતી ત્યારે દરેકને કહેવામાં આવ્યું કે તમે જઇ શકશો? સૌએ ના પાડી.

હનુમાન એકબાજુ બેસી રામ નામનો મંત્ર જપતા હતા. તેમને પૂછવામાં આવ્યું કે તમે જઇ શકશો? ત્યારે એ કહે, હું તો શક્તિમાન નથી પણ આપની આજ્ઞાના બળવડે હું જઈ શકીશ. અને દરિયો ઉલ્લંઘીને હનુમાન લંકામા પહોંચ્યા. રાક્ષસો અજાયબી પામ્યા રાવણે હનુમાનને પૂછ્યું, 'તું કેવી રીતે દરિયો ઉલ્લંઘીને આવ્યો?' હનુમાન કહે છે કે રામના બળવડે જ હું દરિયો ઊતરી ગયો છું, પરંતુ પોતાની શક્તિનાં વખાણ ક્યાંય તેમણે ક્યારેય કર્યાં નથી. રામની જ આગેવાની રાખે છે. જે પુરુષ સ્વામીની આગેવાની રાખે છે તે ક્યાંય હારતો નથી. રાવણની પાસે હજાર બુદ્ધિ હતી, સૈન્ય ઘણું હતું પણ અભિમાનને રવાડે ચડી બધું ગુમાવ્યું અને પોતાના નાશને નોતર્યો. જો અભિમાનનો અંકુરો ફૂટે તો કરેલુ જ્ઞાન, મેળવેલી વિદ્યા, આપેલું દાન, બધું નાશ પામી જાય છે. જીવન સુદ્ધાં ગુમાવી બેસે છે.

રૂ થી મરી જવાય? એમ કોઈ માને! દુનિયામાં રૂ તો પોચી વસ્તુ છે પણ તેને વળ ચડાવો તો સુતર થાય. સુતરનું શંઢલું થાય, અને તેનાથી ગળેફાંસો ખવાય. તેવી જ રીતે સૂત્ર-સિદ્ધાંત, રૂ જેવાં છે પણ જો અભિમાનના આંબળા આવે, તેવી જ રીતે તપ કરીને અભિમાન આવે તો માણસ હેઠો પડે છે. માટે જેમ બને તેમ નિરભિમાની બનવું. પ્રભુએ બતાવેલા સત્યપંથ પર ચાલવું. આજે એકધારી શ્રદ્ધા રહી નથી. એકધારી શ્રદ્ધા રહેવી કઠણ છે. કાયા ને કુગુરુ એ બે કૃતઘ્ની છે. ગમે તેટલું સારામાં સારૂં ખવડાવ્યું હોય, પીવડાવ્યું હોય તોપણ ક્યારે દગો દેશે તે કલ્પી શકાતું નથી. સાજા સારા ઘેરથી નીકળ્યા હોય અને અર્ધે પહોચો ત્યાં ગાડીમાં હાર્ટફેઈલ થઇ

જાય. આવી કાયાનો શો ભરોસો? કુગુરુ પણ કૃતઘ્ની બનીને સાચા રસ્તે જતાં અટકાવી ખોટે રસ્તે દોરી જાય છે. નાકકટ્ટાની જમાત જ ભેગી મળી છે.

એકને સજા થઇ અને રાજ્ય તરફથી નાક કાપી લેવામાં આવ્યું. તેણે ભગવો વેશ ધારણ કર્યો અને કહ્યું કે ઇશ્વરનું દર્શન આપણને થતું નથી તેનું કારણ કે આ નાક આડું આવે છે. આથી બીજાએ પણ નાક કાપ્યું. હવે બન્નેએ વિચાર કર્યો કે આપણી હરોળમાં બીજા બધાને કરી નાખીએ. આવી રીતે નાકકટ્ટાની જમાત ભેગી થઇ ગઇ.

**"નાકકટ્ટાની જમાતો ભેગી થતી,**
**તેની ઊલટી છે ચાલને ઊલટી ગતિ;**
**સાદા સીધા માનવીઓ મૂંઝાય....દુઃખનાં પગરણ છે,**
**એક પગલું જ્યાં પરમાં મૂકાય...દુઃખનાં પગરણ છે.**

કુગુરુએ કાળો કેર વર્તાવ્યો છે. સિદ્ધાંતને ઉથલાવી પોતાના મતનું સ્થાપન કરવા હળહળતું મિથ્યાત્વ ઊભું કરે છે. માટે વિવેકપૂર્વક ગુરુને ઓળખવા જોઇએ. સાચાં અને કલ્થર મોતી દેખાવમાં સરખાં લાગે પરંતુ વિવેકવાન અથવા તેનો અભ્યાસી ઝવેરી જ તેને સત્યરૂપે ઓળખાવી શકે.

એક રાજાને કુગુરુમાં શ્રદ્ધા બેસી જાય છે. ગુરુ એવો જ આગ્રહ રાખે છે કે તારે મને જ સાંભળવો. મિથ્યાત્વી ગુરુ હોવા છતાં રાજા અંધશ્રદ્ધાપૂર્વક ગુરુની ભકિત કરે છે. ગુરુની વાતને જ સત્ય માની લીએ છે, અને તેની બધી સગવડતા

સાચવે છે. ગુરુ પણ પોતાનું વર્ચસ્વ જમાવવા રાજાના કાનમાં મિથ્યાત્વ ભરે છે.

એક વાર ગુરુને યાત્રા કરવા જવાનું મન થાય છે પણ તેને વિચાર આવે છે કે હું યાત્રાએ જઇશ તો રાજા પાસે બીજા વિદ્વાનો આવશે અને મારે મારૂં સ્થાન ગુમાવવું પડશે. આ વિચાર એક મહિના સુધી ચાલે છે, પછી રાજા પૂછે છે કે ગુરુરાજ! હમણાં હમણાં આપ બહુ વિચારમગ્ન દેખાઓ છો. જે કાંઇ તકલીફ હોય તે મને જણાવો. ગુરુ કહે છે કે હવે મારી જિંદગીના અંતિમ દિવસો આવી રહ્યા છે તેથી મારી ઇચ્છા દરેક યાત્રાનાં સ્થળોએ જઇ પવિત્ર બનવાનો છે રાજા કહે છે–આપની સેવામાં મારાં માણસો હાજર છે અને જે કાંઇ ખર્ચ આવશે તે દેવા હું તૈયાર છું. આપ ખુશીથી પધારો. ગુરુ કહે છે કે તું સાથે આવે તો સારૂં. પણ રાજાને ના પાડવી પડે છે કારણ આટલી લાંબી મુસાફરીએ જાય તો શત્રુઓ જે રાહ જ જોઈ રહ્યા છે તે ચઢાઇ કરી રાજ્ય પચાવી પાડે. અંતે ગુરુ કહે છે કે હું જઇશ પછી અનેક પાખંડી વિદ્વાનો આવી તને ઊંધે રસ્તે ચડાવશે જો તું તેમનું નહિ સાંભળે તો તારી ટીકા થશે એટલે હું એક શ્લોક આપું છું જેનો અર્થ "માળે બેઠી બિલ્લી ચણા ચાવે છે" આમ થાય છે. જે આ પ્રમાણે અર્થ કરે તેનું વ્યાખ્યાન તું સાંભળજે.

રાજા, ગુરુનાં વચનને સ્વીકારી લીએ છે અને ગુરુ યાત્રા કરવા પ્રયાણ કરે છે. શ્લોકનો સાચો અર્થ એ છે કે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મોક્ષ મળે છે. ત્યારબાદ અનેક વિદ્વાનો રાજાની પાસે આવે છે. રાજા પેલા શ્લોકનો અર્થ કરાવે છે પરંતુ દરેક સાચો અર્થ કરી બતાવે છે. આથી રાજા તેઓને કહે છે,

જાય. આવી કાયાનો શો ભરોસો? કુગુરુ પણ કૃતઘ્ની બનીને સાચા રસ્તે જતાં અટકાવી ખોટે રસ્તે દોરી જાય છે. નાકકટ્ટાની જમાત જ ભેગી મળી છે.

એકને સજા થઇ અને રાજ્ય તરફથી નાક કાપી લેવામાં આવ્યું. તેણે ભગવો વેશ ધારણ કર્યો અને કહ્યું કે ઇશ્વરનું દર્શન આપણને થતું નથી તેનું કારણ કે આ નાક આડું આવે છે. આથી બીજાએ પણ નાક કાપ્યું. હવે બન્નેએ વિચાર કર્યો કે આપણી હરોળમાં બીજા બધાને કરી નાખીએ. આવી રીતે નાકકટ્ટાની જમાત ભેગી થઇ ગઇ.

**"નાકકટ્ટાની જમાતો ભેગી થતી,**
**તેની ઊલટી છે ચાલને ઊલટી ગતિ;**
**સાદા સીધા માનવીઓ મૂંઝાય....દુઃખનાં પગરણ છે,**
**એક પગલું જ્યાં પરમાં મૂકાય...દુઃખનાં પગરણ છે.**

કુગુરુએ કાળો કેર વર્તાવ્યો છે. સિદ્ધાંતને ઉથલાવી પોતાના મતનું સ્થાપન કરવા હળહળતું મિથ્યાત્વ ઊભું કરે છે. માટે વિવેકપૂર્વક ગુરુને ઓળખવા જોઇએ. સાચાં અને કલ્ચર મોતી દેખાવમાં સરખાં લાગે પરંતુ વિવેકવાન અથવા તેનો અભ્યાસી ઝવેરી જ તેને સત્યરૂપે ઓળખાવી શકે.

એક રાજાને કુગુરુમાં શ્રદ્ધા બેસી જાય છે. ગુરુ એવો જ આગ્રહ રાખે છે કે તારે મને જ સાંભળવો. મિથ્યાત્વી ગુરુ હોવા છતાં રાજા અંધશ્રદ્ધાપૂર્વક ગુરુની ભકિત કરે છે. ગુરુની વાતને જ સત્ય માની લીએ છે, અને તેની બધી સગવડતા

સાચવે છે. ગુરુ પણ પોતાનું વર્ચસ્વ જમાવવા રાજાના કાનમાં મિથ્યાત્વ ભરે છે.

એક વાર ગુરુને યાત્રા કરવા જવાનું મન થાય છે પણ તેને વિચાર આવે છે કે હું યાત્રાએ જઇશ તો રાજા પાસે બીજા વિદ્વાનો આવશે અને મારે મારૂં સ્થાન ગુમાવવું પડશે. આ વિચાર એક મહિના સુધી ચાલે છે, પછી રાજા પૂછે છે કે ગુરુરાજ! હમણાં હમણાં આપ બહુ વિચારમગ્ન દેખાઓ છો. જે કાંઇ તકલીફ હોય તે મને જણાવો. ગુરુ કહે છે કે હવે મારી જિંદગીના અંતિમ દિવસો આવી રહ્યા છે તેથી મારી ઇચ્છા દરેક યાત્રાનાં સ્થળોએ જઇ પવિત્ર બનવાનો છે રાજા કહે છે—આપની સેવામાં મારાં માણુસો હાજર છે અને જે કાંઇ ખર્ચ આવશે તે દેવા હું તૈયાર છું. આપ ખુશીથી પધારો. ગુરુ કહે છે કે તું સાથે આવે તો સારૂં. પણ રાજાને ના પાડવી પડે છે કારણ આટલી લાંબી મુસાફરીએ જાય તો શત્રુઓ જે રાહ જ જોઈ રહ્યા છે તે ચઢાઇ કરી રાજ્ય પચાવી પાડે. અતે ગુરુ કહે છે કે હું જઇશ પછી અનેક પાખંડી વિદ્વાનો આવી તને ઊંધે રસ્તે ચડાવશે જો તું તેમનુ નહિ સાંભળે તો તારી ટીકા થશે એટલે હું એક શ્લોક આપું છું જેનો અર્થ "માળે બેઠી બિલ્લી ચણા ચાવે છે" આમ થાય છે. જે આ પ્રમાણે અર્થ કરે તેનું વ્યાખ્યાન તુ સાંભળજે.

રાજા, ગુરુનાં વચનને સ્વીકારી લીએ છે અને ગુરુ યાત્રા કરવા પ્રયાણ કરે છે. શ્લોકનો સાચો અર્થ એ છે કે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મોક્ષ મળે છે. ત્યારબાદ અનેક વિદ્વાનો રાજાની પાસે આવે છે. રાજા પેલા શ્લોકનો અર્થ કરાવે છે પરંતુ દરેક સાચો અર્થ કરી બતાવે છે. આથી રાજા તેઓને કહે છે,

કે એક અર્થ પણ તમે સાચો કરી શકતા નથી તો તમને સાંભળું કઇ રીતે ? આવી રીતે દરેક સાક્ષરો પાછા જાય છે. રાજાની સમજણ જ ઊંધી છે કારણ કે પહેલેથી જ કુગુરુને સેવ્યા છે. રાજાને દરરોજ સાંભળવાનું વ્યસન થઇ ગયું હોય છે, પણ કોઇ તેના ગુરુએ કહ્યા પ્રમાણે અર્થ કરી આપતા નથી. આથી સાંભળવાની ઇચ્છાને રોકી રાખે છે. આમ કરતાં છ મહિના વીતી જાય છે. પછી એક જૈન સાધુ પધારે છે. આ સાધુ, ચાર જ્ઞાનના ધણી અને વિદ્વતામાં અજોડ છે. તેમની વાણીનો ધોધ અસ્ખલિત પ્રવાહમાં વહે છે. જે સાંભળે તેને ત્યાંથી ઊઠવાનું મન થાય નહિ. માણસો રાજાને વાત કરે છે પણ રાજા કહે છે. ‘ આ શ્લોકનો અર્થ કરી આપે તેને જ હું સાંભળું છું. ’ બધા કહે છે કે કાંઇ વાંધો નહિ. આપ શ્લોક સાથે લઇ લીઓ રાજા શ્લોક સાથે લઇ મહાત્મા પાસે પહોંચે છે વદન કરી કહે છે કે આ શ્લોકનો અર્થ કરી આપો તો હું આપની વાણી સાંભળી શકું. મુનિમહારાજ તો ચાર જ્ઞાનના ધણી હતા, તેઓને મનઃપર્યવ જ્ઞાન હોવાથી મનના ભાવ પણ જાણી શકે છે. આથી તે રાજાને કહે છે કે તમારા હૃદયમાં શ્લોકનો અર્થ એ છે કે “ માળે બેઠી બિલ્લી ચણા ચાવે છે. ” સાધુ જૂઠું બોલે નહિ તેથી પોતાની ભાષા સાચવીને તેઓ આ પ્રમાણે–તારા હૃદયમાં આ અર્થ છે–કહે છે. આ સાંભળી રાજા ખુશ થઈ જાય છે અને મુનિની વાણીનું પાન કરે છે

હવે તો રાજા રોજ આવવા લાગ્યા. અનાદિથી મિથ્યાત્વ લાગ્યું છે, તે ધીમેધીમે નીકળવા લાગ્યું. સાંભળતાં હૃદયમાં અપૂર્વ ઉલ્લાસ આવે છે. સાચો રણકાર ઊઠે છે અને સત્ય વસ્તુ અક્ષરશઃ સમજાઇ જાય છે. પોતે આજ સુધી ખોટા ભ્રમમાં હતો

તેનું ભાન થાય છે. મુનિરાજ ઉપર ખૂબજ ભકિતભાવ પેદા થાય છે અને દક્ષિણા માગવા કહે છે. સાધુ તો કાંઈ પણ લીધા વગર દેનાર–સત્ય વસ્તુ બતાવનાર છે. અનાસકત હોય છે અને જે અનાસકત હોય તેજ જગદ્વલ્લભ બની શકે છે. રાજાને, મુનિ, દક્ષિણાની ના પાડે છે પરંતુ થોડો અભ્યાસ કરવાની ભલામણ કરે છે. રાજા પંડિત રાખી અભ્યાસ શરૂ કરે છે. થોડા વખતમાં સારો એવો અભ્યાસ કરી નાખે છે હવે બરાબર જમાવટમાં આવ્યો એટલે પેલો શ્લોક હાથમાં લીએ છે. તેને ભાન થાય છે, સાચો અર્થ સમજાઇ જાય છે અને કુગુરુ ઉપરની આંધળી ભકિત ઊડી જાય છે. આ અર્થ ખોટો છે અને આ અર્થ સાચો છે એમ પરીક્ષક શકિત અંદરથી જ આવે છે, કારણ અભ્યાસબળ વધ્યું છે. કુગુરુએ ઊંધો રસ્તો બતાવ્યો, માર્ગથી ભ્રષ્ટ કર્યો, માટે જ્ઞાની કહે છે કે તમે સાચા સંતને સેવો સિદ્ધાંતના અર્થ–રહસ્ય જાણો અને સારાસારની વિવેકબુદ્ધિ ખીલવો. સત્યને ઓળખો, અને સાચા સંતનાં ચરણોમા ઢળી પડો. અનન્યભકિત–ભાવથી તેની સેવામા અર્પાઇ જાઓ. પછી જોઇ લીઓ. અંદરથી કોઇ અદ્વિતીય–અલૌકિક શકિત તમને મદદ કરશે પણ સાચા નંગને શોધવા તમારે ઝવેરી બનવું પડશે, નહિતો ગોટાળો થઇ જશે અને આત્મ–કલ્યાણના પંથે જવું મુશ્કેલ બનશે. જ્ઞાન ગમે તેટલું હોય પણ આચરણમાં ઊંધું હોય તો તે જ્ઞાન નથી. જ્ઞાન પરિણમનશીલ હોય, આચરણ સાથે વણાએલું હોય તો જ જ્ઞાન પોતાનું કરી લીધું કહેવાય. સાંભળો છો તો ઘણું, પણ ઊંડું ઊતરે છે કે બારોબાર ચાલ્યું જાય છે.

રાજાના ગુરુ ફરતા ફરતા પાછા આવે છે. આ વખતે

રાજા સન્માન કરવા ન ગયા. તેને પધારવા આમંત્રણ પણ આપ્યું નહિ. આથી ગુરુ સમજી ગયા કે આને કોઇ સાચાનો સંગ થયો લાગે છે. રાજાને પૂછે છે કે કેમ, તમને શું થયું છે? રાજા, ગુરુનો ઉપકાર માને છે. પછી બધી વાત કરે છે કે મને મનઃપર્યવજ્ઞાની ગુરુ મળ્યા. મારા મનની વાત જાણી લીધી અને મને આપે જે અર્થ કહ્યો હતો તે કહ્યો કે તું આમ માને છે. પછી મેં થોડો અભ્યાસ કર્યો અને તેથી તે શ્લોકનો અર્થ હું મારી જાતેજ સમજી શકયો. હવે બન્નેનો મુકાબલો કરવાની મારામાં વિવેકબુદ્ધિ આવી ગઇ છે. આજસુધી ઊંધે માર્ગે ચડી ગયો હતો. હવે જૈનદર્શનમાં પૂરો શ્રદ્ધાવાન બન્યો છું. પાંચ મહાવ્રતધારી–પાપનો જેણે ત્રિવિધે, ત્રિવિધે ત્યાગ કર્યો છે, એવા પવિત્ર તરણ–તારણ, પરમ ઉપકારી ગુરુદેવ મળ્યા છે. આવા ગુરુનો કદી ભેટો થયો જ ન હતો. હવે હીરા મળ્યા પછી કાચના કટકાની શું કિંમત?

અહીં આનંદ શ્રાવકને પણ હીરા સમાન પ્રભુ મળ્યા છે. પ્રભુની અપૂર્વ દેશના સાંભળવામાં તલ્લીન બની એકાગ્રચિત્તે સાંભળી રહ્યા છે. તે બોધ પોતાના જીવનમાં ઉતારી કેવી રીતે ઓતપ્રોત બનાવશે તે ભાવ અવસરે

---

## વ્યાખ્યાન ૨૫ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૭ મંગળવાર.

આનંદ શ્રાવક પ્રભુની વાણી સાંભળવા આવેલ છે. પ્રભુ, ધર્મ કહે છે. જિનેશ્વરની વાણીમાં અનુપમ સામર્થ્ય સમાયેલું

છે, તે સાંભળતાં જઘન્ય રસ આવે તો કર્મની કોટી ખપે અને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર–નામ–કર્મ ઉપાર્જન કરે.

જીવનમાં ધર્મની અત્યન્ત જરૂર છે. જેનું જીવન ધર્મમય છે તેનું જ જીવન સફળ છે. પ્રભુની વાણી સાંભળતાં, અવાચ્યપદનો મહિમા આવતાં જડ–ચૈતન્યનો વિવેક જાગે છે, પછી તેને સમજાય છે કે હું જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનંત ગુણમય છું. તે મારો સ્વભાવ છે. દેહ તે હું નહિ એમ નિર્ણય થતાં દેહનો અધ્યાસ છૂટી જાય છે. દેહનો અધ્યાસ છૂટતાં બહારના અધ્યાસો સ્વયમેવ છૂટી જાય છે '**पृथक्कृते चर्मणि रोमकूपाः कुतो हि तिष्ठन्ति शरीरमध्ये**' શરીરની ચામડી તૂટતાં રૂંવાડાં ઊભાં રહેતા નથી તેમ દેહાધ્યાસ છૂટયા પછી ગમે તેવા સંયોગો હોય પણ સમભાવ ધારણ કરી શકે. તે સમજે છે કે, "હું આવ્યો ત્યારે એકલો, જઈશ ત્યારે પણ એકલો, વેદના–દુઃખ ભોગવનાર પણ એકલો, તાવ આવતો હોય, સણકા નીકળતા હોય, ત્યારે સ્વજનો ડૉકટરને બોલાવી દવા પાઈ દે, ઇંજેકશન આપે, હજારો રૂપિયાનાં ખર્ચ કરે પણ દર્દ કોઇ લઇ શકે નહિ. પુત્ર કે પુત્રી, આ ભવમાં પણ કોઈ દુઃખ લઇ શકતું નથી તો પરભવમાં કોણ સાથે આવશે ?"

**ના મારાં તન, રૂપ, કાંતિ, યુવતિ ના પુત્ર કે ભ્રાત ના,**
**ના મારાં ભૃત્ય સ્નેહી સ્વજન કે ના ગોત્રકે જ્ઞાત ના;**
**ના મારાં ધન ધામ યૌવન ધરા રે મોહ અજ્ઞાત્વ ના,**
**રે રે જીવ! વિચાર એમ જ સદા અન્યત્વદા ભાવના.**

અન્યત્વ ભાવના ભાવો. જેને મારા માન્યા, તે માન્યતા મોહની આંધીના ઘરની છે તે ભૂલ છે. એક ભૂલ અનેક ભૂલો કરાવશે આ તન પણ તારૂં નથી. જો તારૂં હોય તો યુવાનીમાં વૃદ્ધ–નીરોગીમાંથી રોગી થાય છે તે થવા દીએ ? ના. ચાલતાં પડે ને હાડકાં કેમ ભાંગે છે ? તે સમજ. શરીરમાં તારો અખત્યાર નથી. તે પુદ્ગલ દ્રવ્ય છે અને તું ચૈતન્ય–દ્રવ્ય છે પુદ્ગલનું પરિણમન પુદ્ગલમાં ને તારૂં પરિણમન તારામાં છે. બન્નેનું પરિણમન ભિન્ન છે. રૂપ તે તારૂં નથી, તું અરૂપી છો. રૂપ, લાવણ્યં, કાંતિ, દેખાવડો હોય પણ તે કયાં સુધી ? ક્ષણિક. કાયમ ટકશે નહિ, રૂપ, કદરૂપ બની જશે. પુત્ર, માબાપ, ભાઈ કે ગોત્ર, કોઇ તારાં નથી. દોશી, સંઘવી, દોઢીવાળા, મેતા, ગાંધી તથા દસા–વીસાના ગુમાનમાં માથાં ફોડી નાખ્યાં. પોતાને ઊંચ માની તું બીજાને નિંદે છે. પણ ભાઈ! જેને તું નિંદે છે તે જ્ઞાતિમાં કેટલીવાર ઉપજ્યો ?

**से असइं उच्चागोए वा असइं नीयागोए वा नो हीणे, नो अतिरित्ते, नोऽ पीहए इयपरिसंखाय को गोयावाई, को माणावाई कंसि वा एगे गिज्झे । (सू०१)**

આચારાંગ અ. ૨ ઉ: ૩.

આ જીવ અનેકવાર ઊંચ–નીચ પણે ઉપજ્યો. ઊંચ કરતાં નીચ, સારાં કરતાં માઠાં, શુભ કરતાં અશુભમાં વધારે વખત ગયો છે. એવું જાણી ગર્વ કોણ કરે ? નારકી પણે, **वुक्कसं** = વર્ણશંકર પણે ઉપજ્યો. **'तओ कीडपयंगो य तओ कुन्थु पिपीलिया'**

તેમજ કીડી, કંથવા, પતંગિયાપણે અનેક વાર ઉત્પન્ન થયો માટે ગોત્ર કે જાતિનો મદ ન કરવો

જીવો ધન, ધામ, ધરા માટે શું કરે છે? આ મારો સીમાડો છે તેમાં પથ્થર કેમ મૂક્યો? બાપનો ગરાસ વહ્યો જાય તેમાં મરી જાય. ધરતી મૂકીને કેટલાય ચાલ્યા ગયા પણ કોઇ ધરતીનો ટૂકડો સાથે લઇ ગયા તેવું દેખાય છે? ના છતાં 'મારા ઘરમાં આ ભાઇની ખાળનુ પાણી કેમ આવે? અહીં બારી શા માટે મૂકી? તેના માટે સગાભાઇ કોર્ટે જાય. આ ઘરમાં કેટલા આવ્યા અને કેટલા ચાલ્યા ગયા? વિચાર તો કર. મરી ગયા પછી જમીન કે કોઇની ઓળખાણ કામ નહિ આવે. અહીં મોટાની ઓળખાણ હોય તો ફૂલાય કે મારે મોટાની ઓળખાણ છે. તેના પત્ર પણ મારે આવે છે; પણ યાદ રાખજો કે પરભવમાં તે ઓળખાણ કામ નહિ આવે. પણ જો તીર્થંકર, મહાપુરુષ કે આત્માની ઓળખ કરી હશે તો કામ આવશે.

વર્તમાન ભેગા થયા છો તે બધા મુસાફર છો. જેમાં વસો છો તે ધર્મશાળા છે. તેના ધણી ધોરી શા માટે બનો છો? માલિક નીકળવાનું કહે પછી રહી શકાય નહિ. તેમ કાળનો કોરડો ફરે છે. અવધિ પૂરી થતાં જવું પડશે. આ ઘર ભાડૂતી છે. ભાડૂતી ઘર ઉપર હજારો રૂપિયા ખર્ચો? ના. પણ રહેવા પૂરતું સ્વચ્છ રાખવું પડે. પણ અજ્ઞાનીએ તો દેહને ઘરનું જ માની લીધું છે. ધર્મશાળાને પોતાની માનવી તે નરી મૂર્ખતા છે.

"મનવા વિચાર, દિલમાં કોને ગણે તું તારા?
જેને ગણે તું તારા થાશે પલકમાં ન્યારા, કોને....

તું જેને મારાં માને છે. તે તારાં નથી છતાં તેને પોતાનાં માનવાં તે ભ્રમ છે. ૨૦ વર્ષના પુત્ર પાછળ ઘણી સેવા કરો, પૈસો ખર્ચો પણ ચાલ્યો જાય ત્યારે શું કરો ? જવાનુ તે જાય છે, આપણે પણ ક્યાં બેસી રહેવાનું છે ?

માબાપ કહે કે મારો દીકરો. ભાઇ-બહેન કહે કે મારો ભ્રાત. પત્ની કહે મારો પતિ સહુ ટગર ટગર જોયા કરે પરંતુ કોઇ દુઃખ લઇ શકે ? ના. દુઃખ ઊભું કર્યું કોણે ? અજ્ઞાનતાએ. જન્મ્યો ત્યારે માબાપ, ભાઈ-બહેન, શરીર, કપડાં, દાગીના, કોઇને ઓળખતો નહિ. નહોતો ઓળખતો ત્યાં સુધી જે તેડે તેની પાસે જાય. પણ મોટો થયા પછી ઓળખવા લાગ્યો કે આ મારા બાપા, કાકા, મામા છે. એમ રૂઢ થઇ ગયું. એટલે અજ્ઞાનતાએ મારાપણાનું મમત્વ ઊભું કર્યું. તેને ટાળવા માટે પ્રથમ વિવેક પ્રાપ્ત કરો, તેવી જિનેશ્વરની આજ્ઞા છે. જેનામાં વિવેક હશે તેજ ઉપશમ કરશે. જેને સમજણ-વિવેક નથી તે તો કહેશે કે આણે આમ કર્યું તો હું શા માટે ન કરૂં ? બાળચેષ્ટાવત્ તેણે પથ્થર ફેંકયો તો બીજો બાળક, લાગ જોઇને પથ્થર ફેંકશે. સામાને વાગે તો બાળક રાજી થાય. હાશ ! સારૂં થયું એમમનમાં કહેશે. નહિ વાગે તો દિલમાં બળ્યા કરશે. વિવેક નહિ હોય ત્યાં સુધી વેર વાળ્યા વિના જંપશે નહિ. પાટુ સામે પાટુ, થપ્પડ સામે થપ્પડ, બદલો વાળવાનીજ ભાવના છે.

જેણે પોતાનું નુકસાન કર્યું હોય તેને જો નુકસાન થાય તો પોતે આનંદમાં આવી જાય. હાશ ! ઠીક થયું. બહુ ચડયો હતો તે ઠેકાણે આવ્યો. સામી વ્યકિત પોતાના ઉદયે દુઃખી, હેરાન થાય છે પણ અજ્ઞાની પોતાના માથા ઉપર બંધભાવ ઓઢી લે છે

પણ જો સમજણવાળો હોય તો દુશ્મનનુ પણ કલ્યાણ વાંછે. '**सर्वजगतः शिवमस्तु**' વિશ્વવાત્સલ્ય ભાવનામાં રમે. કોઇ પોતાની કીર્તિ પર કુહાડો મૂકતો હોય, પાછળથી નિંદા કરતો હોય, છતાં તેના ઉપર દ્વેષ ન કરે, બૂરૂં ન વાંછે.

જ્ઞાની હોય તે સમજે છે કે તેના સ્વભાવની ક્રૂરતા, તે વિવેકના અભાવને આભારી છે. મારૂં ખરાબ કરનાર કોઇ નથી. માથાનો વાઢનાર જે બૂરૂં કરે નહિ તે પોતાનોજ આત્મા અવળો પડીને પોતાનું બૂરૂં કરે છે

**न तं अरी कंठछेत्ता करेइ, जं से करे अप्पणिया दुरप्पा।**
**से नाहिइ मच्चुमुहं तु पत्ते, पच्छाणुतावेण दयाविहूणो॥**

ઉત્ત. અ. ૨૦–૪૮

સરકાર શિક્ષા કરે તો બહુમાં બહુ ફાંસીએ લટકાવે. એક વખત ખૂનનો ગુનો કર્યો હોય કે હજાર વખત ખૂન કર્યાં હોય છતાં એક જ વાર ફાંસી મળે છે પણ હજાર ગુનાની હજાર વાર ફાંસી મળતી નથી. પરંતુ કર્મના કાયદા મુજબ નરકે જાય ત્યાં અનેક વાર ફાંસી મળે. છેદે, ભેદે, કાપે, મારે. દાન દેતાં પાછા વાળ્યા છે. ક્યાં આપણી સંસ્થા છે, આપણું ચાતુર્માસ છે? દેનારને દેવું છે, લેનારને લેવું છે, પણ વચમાં બીજાને પેટમાં દુઃખવા આવે. બીજાં ઘણાં ઠેકાણાં દેવાનાં છે ત્યાં દેજો. ધર્મ-સ્થાનકમાં કંઇ દેવાની જરૂર નથી. તેની વૃત્તિ અમુક ઠેકાણે દેવાની હોય, બીજે ભાવના કદાચ ન હોય. તેમાં આડા પગ નાખી, દેતાં વારે. હમણાં દેવું નથી. થોડાક ટાઇમ જાય પછી દેજો; પણ દેનારની દેવાની વૃત્તિ રહેશે કે કેમ? તે તેને ખબર નથી, એટલે

વર્તમાન દાન દેવાની શુભવૃત્તિને રોકવામાં પોતે નિમિત્તભૂત બને, તેને નરક ગતિમાં જીભ કઢાવી મેખું મારે. સમાજના કોઇ પણ શુભ ખાતામાં, ધર્મની સંસ્થામાં મદદગાર થવાને બદલે અવગુણ આગળ કરીને અંતરાયરૂપ બની જાય. નવરો બેઠો અલકમલકની વાતો કાઢે, અનર્થાદંડે દંડાય, સંકલ્પ-વિકલ્પ ઊભા કરી પાપ બાંધી લે છે.

ક્રૂર કર્મ કરનાર ક્રૂર ગતિમાં મુકાય છે. ક્રોધ કરવો તે નરકનું ભેટણું છે. ક્રોધ કરનાર તીવ્ર ચંડકોશી હિંસક વૃત્તિવાળા નરકમાં જાય છે. ત્યાં તેના આંગળાં, હાથ, પગ, નાક, કાન, જીભ ખેંચી લે છે. મોહની આંધીમાં પરસ્ત્રી સામે આંખોના ડોળા તગતગાવી રહ્યો હતો, તેના પ્રતાપે ડોળા ફોડી નાખે છે. તીવ્ર કટાક્ષ બાણે, મર્મભેદક વચને અનેકને દૂભવ્યાં હતાં તેવા ભોગમાં રકત બનેલાઓનાં મર્મસ્થળો ભેદી નાખે તે વેદના કેવી હશે? એવો સંકલ્પ-વિચાર ખડા થતાં ધ્રૂજી જવાય છે તો પ્રત્યક્ષ વેદન કેટલું તીવ્ર હશે? મોહના નશામાં જીવે પાછું વાળી જોયું ન હોઇ દુઃખ ભોગવવું પડે. પરાધીન પણે આ બધું સહન કરે છે પણ સ્વાધીન પણે સહન કરે, સ્વ તરફ દૃષ્ટિ કરે તો કલ્યાણ થઈ જાય. પ્રતિકૂળતા આવે તો પોતાના કર્મથી આવે છે તો વિભાવરૂપ બંધભાવના તિરસ્કારને બદલે વ્યકિત (નિમિત્ત) નો તિરસ્કાર શા માટે?

દીકરાને પાળ્યો, પોષ્યો, ભણાવ્યો, ગણાવ્યો, પરણાવ્યો. હવે મારા સામો થાય છે કે કાં ઘરમાં તું નહિ ને કાં હું નહિ. અરરર! આવું બોલે! કેમ સહન થાય? ત્યાં રડવા બેસે છે. વહુ કખાડી નીકળી, હવે રહેવું કેમ? પણ જ્ઞાની કહે છે, પુત્રને

મારો માન્યો તેજ ભૂલ છે. તે ભૂલ અનેક દુઃખો ઊભાં કરશે. પોતાની પુણ્યાઈની ખામીએ પ્રતિકૂળતા સાંપડે છે, માટે સમતા રાખ. સંયોગ તો જિંદગી સાથે જડયા છે, હૈયે સમતા રાખ. જેને તેને મોઢે રોદણાં રોવે તો દુઃખ ઓછું થાય તેમ નથી. વાત કોને કહેવી ? પાત્ર જોઇને કહેવાય. પુણ્યાઈ હોય તો પાડોશી પણ સેવા કરે. પુણ્યાઈ ન હોય તો પુત્ર પણ પરાયો થઇ જાય છે. નવાં કર્મ ન બાંધવા માટે વર્તમાન ઉદયમાં સમતા રાખ. આ કાંઇ કુંભારના ઘરનું હાંડલું નથી કે તારા પ્રતિકૂળ સંયોગો બદલાવી શકાય.

પોતાની ભૂલ પોતાને ભોગવવાની છે. હું કર્તા થયો તો ભોક્તા પણ હું જ છું હવે જો કર્મના ભોક્તા ન થવું હોય તો વિવેક અને ઉપશમભાવ લાવ. ઉપશમ કોણ કરી શકે ? જેને હૈયે શ્રદ્ધા હોય કે મારૂં કોઈ બગાડી શકેજ નહિ. જડ–ચૈતન્યનું ભેદવિજ્ઞાન હોય તેજ ઉપશમ, વિવેકપૂર્વકનો કરી શકે છે, નહિ તો સાધનાના લેબાશમાં પણ શેતાન ચઢી બેસશે.

એક નદીમાં મોટી શિલા છે. તેના ઉપર એક મહાત્મા બેઠા છે. ત્યાં એક ધોબી આવે છે. તે કિનારા ઉપર એક જ આ શિલા અને તે ઉપર ધોબી કાયમ કપડાં ધોવે તેણે તે શિલા ઉપર મહાત્માને બેઠેલા જોયા. તેને થયું કે હમણાં ઊઠી જશે એટલે તે તો રાહ જોઇને બેઠો. એક કલાક થયો, બે કલાક થયાં છતાં તે મહાત્મા ઊઠયા નહિ, તેથી તેણે મહાત્માને વિનવણી કરી કે મારે કપડાં ધોવાની આ જગ્યા છે માટે અહીંથી ઊભા થવા મહેરબાની કરો. મહાત્મા ત્યાંથી ઊઠી થોડે દૂર જઇને બેઠા. ધોબીએ કપડાં ધોવાં શરૂ કર્યાં. ધોબીની કપડાં ધોવાની સ્ટાઈલ

(પદ્ધતિ) પછાડીને જ ધોવાની હોય એટલે મહાત્મા ઉપર એના છાંટા ઊડવા માંડયા. આથી તે મહાત્માને ક્રોધ ચડયો. તે એટલા બધા આવેશમાં આવી ગયા કે પોતે કઇ અવસ્થામાં છે, તેનું ભાન પણ ભૂલી ગયા અને ધોબીને ગાળો દેવા લાગ્યા. ત્યાંથી ઊઠી ધોબી પાસે જઈ તેનો ધોકો લઇ ધોબીને મારવા મંડયા. સાપ ઉપરથી તો સુંવાળો હોય પણ પૂંછડું દબાય ત્યારે ખબર પડે. મહાત્મા તો ધોબીને મારવા લાગ્યા. ધોબીને થયું કે મારો કંઇક વાંક હશે એટલે તે હાથ જોડીને મહાત્માની સમક્ષ ઊભો રહ્યો અને બોલ્યો કે મહાત્મા! મારો કંઇ ગુનો હોય તો માફ કરો.

આમાં ધોબી કોણ ને મહાત્મા કોણ? ધોબી શાંતિમાં છે. યોગી અશાંતિમાં છે. મહિના મહિનાના ઉપવાસ કરે, મૌન પાળે અને વનવાસમાં રહે પણ અંદરનો ક્રોધ મરવો જોઇએ તે ન મર્યો. જેણે તીર્થંકરનાં દર્શન કરવાં હોય તેને ક્રોધ, માન, માયા, લોભ વિગેરેને વમી નાખવા જોઇએ. અંદરની વૃત્તિ જે ડાકિયાં કરે છે તે ન મરે. ત્યાં સુધી ઉદ્ધાર નથી.

દીવાસળી, બીજાને સળગાવવા જતાં પહેલાં પોતે સળગે છે, તેમ ક્રોધ કરનારનું પોતાનું તો બગડે જ છે. ક્રોધને લીધે કેટલાય માણસો આપઘાત કરે છે. મરવાની તૈયારી કરી શકે પણ કોઇનાં વચન સહન કરવાની શકિત નથી કેળવી શકતો. પ્રતિક્ષણ ક્રોધ કરનારનો કોઇ મિત્ર થતો નથી. જીવનમાં ક્ષમાનો એક ગુણ તો કેળવો. એમાં કયાં ભૂખ્યા રહેવું પડે છે? ફક્ત જાણવા માત્રથી જ સંતોષ ન માનશો પણ જીવનમાં ઉતારો ગમે તેટલું પીરસાય જાય પણ તે જોવા માત્રથી પેટ નહિ ભરાય, તેમ આચરણમાં ઉતાર્યા વગર જીવન નહિ સુધરે સામાને ક્રોધ

થાય તેવી ભાષા પણ ન બોલવી. ભાષા મધુર બોલવી કે જે ભાષા બોલવાથી બીજાને દુ:ખ ન થાય. અકામ મરણ થવાના જે પ્રસંગો ઊભા થાય છે તે પણ ક્રોધના કારણે જ થાય છે.

**सत्थगहणं विसभक्खणं च, जलणं च जलपवेसो य।**
**अणायारभंडसेवी, जम्मणमरणाणि बन्धन्ति ॥**

ઉત્ત. અ. ૩૬. ગા. ૨૬૮

ક્રોધમાં આવી જઇ કેટલાક હાથમાં હથિયાર લઇ ધડ દઇને માથું ઉડાવી દે છે. કેટલાક ઝેર ખાઇને મરે છે. કેટલાક અગ્નિ પ્રવેશ કરીને તો કેટલાક કૂવો પૂરીને, મરે છે પણ આ બધાં મરણથી અનંતા જન્મ–મરણ વધે છે. માટે ક્રોધ ન કરવો. તેમજ અહંકારના ભાવો હોય ત્યારે ક્રોધ વિશેષે આવે છે માટે મોટાઇને તજો.

**'લઘુતા સે પ્રભુતા મિલે, પ્રભુતા સે પ્રભુ દૂર.'**

મોટાઇમાં મજા નથી. સેવક થઇને રહેશો તો તમને સૌ કોઇ બોલાવશે. માટે નમ્રતા કેળવો.

મહાત્મા નદીમાં નાહવા પડયા. ધોબી પણ કપડાં એક બાજુ મૂકીને નાહવા પડયો. મહાત્માએ પૂછ્યું-તું કેમ નાહવા પડયો ? ત્યારે ધોબીએ સામો પ્રશ્ન કર્યો કે તમે કેમ નાહવા પડયા ? મહાત્મા કહે તું ચંડાલ–તને અડયો એટલે અભડાઈ ગયો અને નાહવા પડયો. ત્યારે ધોબી કહે–મહાત્માજી ! તમને તો મારે ચંડાલ ન કહેવાય પણ તમારો ક્રોધરૂપી ચંડાળ મને અડી ગયો તેથી હું નાહવા પડયો. આ સાંભળી યોગીની આંખો ઊઘડી ગઇ અને પોતાની ભૂલ માટે પસ્તાવો થયો.

આજે માબાપોને પણ સંતાન ઉપર કેટલો ક્રોધ આવે છે? બાળક સહેજ વાંકમાં આવ્યો હોય તોપણ ક્રોધાતુર થઇને હાથમાં વેલણ હોય તો વેલણ, વાટકો હોય તો વાટકો, જે મળ્યું તે લગાવી દે, પરંતુ આમ ક્રોધ કરવાથી બાળકો સુધરતાં નથી, તેમને સમજાવીને કામ લો. તેને એમ સમજાવવું જોઇએ કે હું તને મારીશ નહિ પણ તું આ પ્રમાણે કર. તેને મારી તેના ઉપર ક્રોધ કરી કસાઇ જેવા ન બનો. આ કાળમાં ડગલે ને પગલે સહનશીલતાની ખામી દેખાય છે. સાસુ વહુનું, વહુ સાસુનું, દીકરો બાપનું, આમ અરસપરસ કોઇ કોઇનું સહન કરી શકતા નથી. સૌને સ્વતંત્રતા જોઇએ છે પણ એ સ્વતંત્રતાના દાવા નીચે સ્વચ્છંદતા પોષાય છે. આ પાંચમા આરાના માણસો, માણસ મટીને લગભગ સ્વચ્છંદી જેવા બની ગયા છે. જાતિના ચંડાળનો મોક્ષ છે પણ ભાવ–ચંડાળનો મોક્ષ નથી. કષાય તે ઝેર છે અને અકષાય–ભાવ તે અમૃત છે. કષાયથી આત્મા અભડાય છે. ઝેર ખાનાર એક વખત મરણ પામે છે પરંતુ કષાય કરનાર અનંતા ભવો વધારે છે. માટે કષાયને ઉપશમાવવાનો પ્રભુજી બોધ આપે છે. આગળના ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન ૨૬ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૮ બુધવાર

આનંદ શ્રાવક પ્રભુને વંદન નમસ્કાર કરી પ્રભુની દેશના સાંભળે છે. પ્રભુની વાણી કોઈ અપૂર્વ ભાવોથી ભરેલી છે. તેમાં અનંતા ગમા, અનંતા હેતુઓ ભર્યા છે. તેમાં પ્રથમ બોલમાં વિવેકની વાત કરી. હવે બીજો બોલ, ઉપશમનો કહે છે. અનંત-

કાળથી જીવે એ વાણી સાંભળી નથી. કદાચ સાંભળી હોય તોપણ તે સાંભળવાના ભાવે સાંભળી નથી. જો સાંભળવાના ભાવે સાંભળી હોય તો **'जं सोच्चा पडिवज्जन्ति तवं खन्तिमहिंसयं'** જીવનમાં તપ, અહિંસા ને ક્ષમાના ગુણો કેળવાઇ ગયા હોય તેનું નામ સાંભળ્યું કહેવાય. સાંભળ્યાથી આત્માનું માહાત્મ્ય વધે અને પૌદ્ગલિક વસ્તુ દેહાદિનો મોહભાવ ઘટે.

આસકિત ઘટે અને ઇચ્છાનો નિરોધ થાય તે તપ. જ્યારે સ્વતરફ દૃષ્ટિ વળે ત્યારે આ મેળવી લઉં કે તે મેળવી લઉં, આમાંથી મેળવું કે તેમાંથી મેળવું એવી ઇચ્છા ટળી જાય. માત્ર મોક્ષની જ અભિલાષા રહે. કષાયની ઉપશાંતતા થાય એટલે ક્ષમા આવે. ક્ષમા એ તો મોક્ષનો ભવ્ય દરવાજો છે. ક્ષમા આવવાથી અવગુણો નાશ પામે છે કોઇ ગમે તેટલું વાટે, નિંદા કરે, છતાં તે મારૂં કંઇજ બગાડતો નથી, આટલો જેને દૃઢ વિશ્વાસ છે તે સમભાવ રાખી શકે છે.

પૂજે નિંદે કોઇ માનવી રે, તેમાં રાખે સમભાવ; (૨)
પરિષહ સહે અતિ આકરા, છંડે તો ય ના સ્વભાવ (૨)
યોગી રમે સમભાવમાં.
છોડી દુનિયાની-આશ, છોડી દુનિયાના ફંદ,
મુનિ રમે સમભાવમાં.

પ્રભુની વાણી સાંભળતાં સાંભળતાં અંદરથી ઉપશમરસનાં ઝરણાં ઝરે. ક્ષમાનો ગુણ તો એવો કેળવાઇ જાય કે કોઇ ગમે તેમ એને માટે બોલતો હોય છતાં તે એમજ માને કે, દુનિયામાં ઘણા તો પૈસા આપીને લોકોને રાજી કરે છે; ત્યારે આ બિચારો

મારૂં વાંકુ બોલીને રાજી થતો હોય તો ભલે થાય. ક્રોધ કરવાથ નુકસાન જ છે, એવું જેને હૈયે બેસી ગયુ છે તેને ખેદ ન થાય ક્રોધનાં પરમાણુ તો જ્યાં જાય ત્યાં ઘાતક જ નીવડે છે.

ભગવતીજીમાં ચાર પ્રકારનાં ઝેર બતાવ્યાં છે. વીંછીનું સર્પનું, દેડકાનું અને મનુષ્યનું. વીંછીનું ઝેર, અર્ધા ભરત જેટલું, દેડકાનું ઝેર, આખા ભરત જેટલું, સર્પનું ઝેર, જંબૂદ્વીપ જેટલું અને માણસનું ઝેર અઢી દ્વીપ જેટલું. આમાં કોનું ઝેર વધ્યું ? સર્પ વધુમાં વધુ પાંચમી નરકે જાય એથી આગળ નહિ, સિંહ, વાઘ, દીપડા વધુમાં વધુ ચોથી નરકથી આગળ ન જાય. પરંતુ માનવી જો ઊંધો પડે તો સાતમી નરકે જાય. જંગલી જાનવર કરતાં પણ માનવીનું ઝેર વધ્યું. ક્રોધનું ઝેર નહિ ટળે ત્યાં સુધી શાન્તિ નહિ મળે.

**હાં, રે સોનું તાપે તપાવી જોઈ જ્યારે,**
**હાં, રે તેની કિંમત ખરી ઠરે ત્યારે–રે ક્રોધ કાળો રે**
**....ક્રોધ કાળો**

**હાં, રે તેમ માણસને ક્રોધ જ્યારે થાશે,**
**હાં, રે તેની કિંમત તે સમયે જણાશે–રે ક્રોધ કાળો રે**
**.... ક્રોધ કાળો**
**હાં, રે બહુ સમજીને તેનું મૂળ બાળો–રે ક્રોધ કાળો રે**
**... ક્રોધ કાળો**

જ્ઞાનીઓ કહે છે કે સોનાની કસોટી કરે, ઘર્ષણ કરે, અગ્નિમાં નાખે ત્યારે ચળકાટ વધે કે ઘટે? એમ માણસની પરીક્ષા જ્યારે સામે ધમધમાટ ક્રોધનું નિમિત્ત બને ત્યારે જ થાય કે તેની ક્ષમા વધી કે ઘટી? "**वासी चन्दणकप्पो य**

**असणे अणसणे तहा**" કોઇ ચંદન ઘસે, તેના પ્રત્યે રાગ
નહિ અને કોઇ વાંસલેથી છોલે. તેના પ્રત્યે દ્વેષ નહિ. આવો
જેણે સ્વભાવ કેળવ્યો છે તેને ગમે તેવાં નિમિત્તો હાજર હોય
તોપણ તે તેમાં અટવાઇ જતા નથી.

જ્ઞાનીઓ શું જાણીને ગુસ્સો કરતા નથી? જેમ કોઇ
શેઠના ઘરમાં એક ચોરે પ્રવેશ કર્યો. અઢળક ધનસંપત્તિ ઓરડામાં
ખુલ્લી પડી છે, તેના ઉપર ચોર નજર નથી કરતો અને જે વંડી
પડી ગઇ હતી અને જે નાખી દેવાનો કચરો હતો તે ઉપાડી
ગયો. શેઠ તે જોઇને રાજી થાય કે કરાજી? રાજી થાય. તેમ
આત્મામાં ગુણ અનંતા છે પણ નિંદા કરનાર તેમાંથી અવગુણ
રૂપ કચરો લઇ જાય છે, તો તેમાં ખુશ થવાનું કે નાખુશ થવાનું?
અવગુણ બોલનાર પર ખેદ ન કરવો. એમ કદાચ ન બની શકે
તો એમ વિચાર કરવો કે ગામમાં કૂતરાં ઘણાં ભસે છે તેમ આ
એક વધારે, એમાં મને શું? એમ પણ વિચાર કરી શકાય કે
એ ભલે ને બોલે. બોલે છે પાછળ ને! મારા મોઢે તો બોલવા
નથી આવતો ને! પાછળ તો રાજા ભોજની પણ વાતો થાય છે
તો પછી મારી થાય એમાં નવાઇ શી? ભલે ને બિચારો બોલે.

આ બધું સાંભળવા પૂરતુ નથી પણ સાંભળીને જીવનમાં
ઉતારવાનું છે. કદાચ કોઇક એવા હોય ને મોઢે ચોપડાવી જાય
તો પહેલાં અંદર જોવું કે મારામાં તો એ અવગુણ નથી ને!
જો હોય તો માનવું કે મને ગુરુ મળ્યો કે જેણે મારી ભૂલોનું
મને સત્ય-દર્શન કરાવ્યું અને જો એ દોષ ન હોય તો માનવું
કે ભલે ને બિચારો બોલી ગયો. મારામાં એ દોષ નથી પછી
મને શી ચિંતા? આવા વિચારો કરી ક્રોધ ન કરવો. શાન્તિ

અને સમાધિથી જીવન વિતાવો.' આણે આમ કર્યું ને તેણે તેમ કર્યું એવી પંચાત મૂકો, કોઇ મોઢે બોલી જાય ત્યારે એમ વિચારવું કે બિચારો બોલી જ જાય છે પણ મને મારતો તો નથી ને!

**अक्कोसेज्जा परे भिक्खुं, न तेसिं पडिसंजले,**
**सरिसो होइ बालाणं, तम्हा भिक्खू न संजले ॥**

ઉત્ત. અ. ૨ ગા. ૨૪

ગમે તેવા આકરા, કઠોરમાં કઠોર શબ્દો **दारूणा गाम कंटगा**' દારૂણ શબ્દો કહે ત્યારે માનવું કે બિચારો બાળ છે, અજ્ઞાનથી ઘેરાઈ ગયો છે એનો તે શું ઓરતો હોય? '**हम्ममाणे न कुप्पेज्जा**' કદાચ કોઈ મારવા લાગે તો પણ કોપ ન કરવો.

એક રાજાનો કુંવર છે, પણ એ બહુ બગડી ગયો હોવાથી તેનાં માબાપે તેને ઘરમાંથી વિદાય આપી. પણ **जैसे को तेसे** તેને એક એવી ટોળી મળી ગઈ કે જે ચોરી, લૂંટફાટનો ધંધો કરતી હતી. તે તેમાં ભળી ગયો અને ચોરપલ્લીનો નાયક બન્યો. એનું નામ 'દૃઢપ્રહારી.' એને હાથ જે પડે તે જીવતું ન રહે. એની નીચે પાંચસો બીજા ચોરો છે. કેમ બધાને લૂંટવા, કેમ મારી નાખવા, કોણ માલ લઇને નીકળે છે એજ ધ્યાન રાખવું, કેમ પૈસા ભેગા કરવા એજ તેમનું ધ્યેય છે. એટલે આણે તો ગામ ભાંગવાં, રંજાડ કરવા, બહારવટું ખેડવાનું શરૂ કર્યું. રાજાએ પકડવા માટે ઘણીયે મહેનત કરી. પણ આ તો સંતાવામાં ખૂબ હોશિયાર છે. એટલે કેમેય પકડાતો નથી.

એક વખત તે દૃઢપ્રહારી એકલો છે. હાથમાં ખડગ છે, ચાલ્યો જાય છે. એમાં એક બ્રાહ્મણને ત્યાં ધાડ પાડી. બ્રાહ્મણને

ગળેથી પકડયો કે લાવ પૈસા, હોય એટલા કાઢી નાખ. તમને કોઇ મોતનો ભય બતાવે તે વખતે એને એમ કહો ને કે ક્યાં તારા બાપના પૈસા છે? આ તો મેં પરસેવો નિતાર્યો છે. તને દેવાના નથી. આટલી હિંમત ચાલે? કે સીધી તિજોરીની ચાવી જ બતાવી દો? સ્વહસ્તે એટલું દાન થાય? આ દઢપ્રહારીએ- આવા કેટલાયના નિસાસા લીધા છે! બ્રાહ્મણ કરગરે છે કે ભાઈ! મારી પાસે કંઈ નથી. હું તને શુ આપું? આ સાંભળી આ ચોરનો ક્રોધ વધ્યો અને આવેશમાં આવી જઇ બ્રાહ્મણનું માથું ઉડાવી દીધું. બ્રાહ્મણી તો આ જોઇને ખૂબ ગભરાઈ ગઈ. બળ કરી દઢપ્રહારીની સામે થઇ એટલે એના પર પણ સીધી તલવાર ચલાવી. બાઈ ગર્ભવંતી હતી. પેટમાં તલવારનો ઘા વાગેલો એટલે બાળક પણ એક બાજુ ઊડી પડયું. આ ત્રણ જણ તરફડે છે. એને મૂકીને ચોરે ઘરમાં આંટો માર્યો પણ કંઇ મળ્યું નહિ એટલે બહાર નીકળવા જાય છે. ત્યાં આંગણે ઊભેલી ગાયે એના માલિકની આ દશા જોઇ હતી તેથી આ ચોરને જોરથી શિંગડું માર્યું. ચોરે પાછા વળી ગાયને પણ મારી નાખી. ચાર ચાર જીવની હત્યા કરી.

આ ઘટનાના શોરબકોરથી આજુબાજુના લોકો જાગી ગયા. દઢપ્રહારી ભાગ્યો. પરોઢિયું થઇ ગયું છે. કપડાં લોહીવાળાં છે એટલે બીક લાગી કે હું પકડાઇ જઇશ. એણે ઉપરનું કપડું કાઢીને ફેંકી દીધું અને પૂરજોશથી ભાગવા માંડયું. માણસોએ પણ એનો પીછો પકડયો. આગળ જતાં તેણે એક યોગીને ધ્યાનમાં ઊભેલા જોયા. આને ભય ઘણો છે કારણ કે પાપ ઘણાં કર્યાં છે, એને મનમાં થાય છે કે જો હું પકડાઈ જઇશ તો આ લોકો મને કેવી રીતે કુમરણે મારી નાખશે? આવા ભયથી તે

અને સમાધિથી જીવન વિતાવો. આણે આમ કર્યું ને તેણે તેમ કર્યું એવી પંચાત મૂકો, કોઇ મોઢે બોલી જાય ત્યારે એમ વિચારવું કે બિચારો બોલી જ જાય છે પણ મને મારતો તો નથી ને!

**अक्कोसेज्जा परे भिक्खुं, न तेसिं पडिसंजले,**
**सरिसो होइ बालाणं, तम्हा भिक्खू न संजले ॥**

ઉત્ત. અ. ૨ ગા. ૨૪

ગમે તેવા આકરા, કઠોરમાં કઠોર શબ્દો **दारूणा गाम कंटगा** ' દારૂણ શબ્દો કહે ત્યારે માનવું કે બિચારો બાળ છે, અજ્ઞાનથી ઘેરાઈ ગયો છે એનો તે શું ઓરતો હોય? ' **हम्ममाणे न कुप्पेज्जा** ' કદાચ કોઈ મારવા લાગે તો પણ કોપ ન કરવો.

એક રાજાનો કુંવર છે, પણ એ બહુ બગડી ગયો હોવાથી તેનાં માબાપે તેને ઘરમાંથી વિદાય આપી. પણ **जैसे को तेसे** તેને એક એવી ટોળી મળી ગઈ કે જે ચોરી, લૂંટફાટનો ધંધો કરતી હતી. તે તેમાં ભળી ગયો અને ચોરપલ્લીનો નાયક બન્યો. એનું નામ 'દઢપ્રહારી.' એને હાથ જે પડે તે જીવતું ન રહે. એની નીચે પાંચસો બીજા ચોરો છે. કેમ બધાને લૂંટવા, કેમ મારી નાખવા, કોણ માલ લઇને નીકળે છે એજ ધ્યાન રાખવું, કેમ પૈસા ભેગા કરવા એજ તેમનું ધ્યેય છે. એટલે આણે તો ગામ ભાંગવાં, રંજાડ કરવા, બહારવટું ખેડવાનું શરૂ કર્યું. રાજાએ પકડવા માટે ઘણીયે મહેનત કરી. પણ આ તો સંતાવામાં ખૂબ હોશિયાર છે. એટલે કેમેય પકડાતો નથી.

એક વખત તે દઢપ્રહારી એકલો છે. હાથમાં ખડગ છે, ચાલ્યો જાય છે. એમાં એક બ્રાહ્મણને ત્યાં ધાડ પાડી. બ્રાહ્મણને

ગળેથી પકડયો કે લાવ પૈસા, હોય એટલા કાઢી નાખ. તમને કોઇ મોતનો ભય બતાવે તે વખતે એને એમ કહો ને કે ક્યાં તારા બાપના પૈસા છે? આ તો મેં પરસેવો નિતાર્યો છે. તને દેવાના નથી. આટલી હિંમત ચાલે? કે સીધી તિજોરીની ચાવી જ બતાવી દો? સ્વહસ્તે એટલું દાન થાય? આ દઢપ્રહારીએ આવા કેટલાયના નિસાસા લીધા છે! બ્રાહ્મણ કરગરે છે કે ભાઈ! મારી પાસે કંઈ નથી. હું તને શું આપું? આ સાંભળી આ ચોરનો ક્રોધ વધ્યો અને આવેશમાં આવી જઇ બ્રાહ્મણનું માથું ઉડાવી દીધું. બ્રાહ્મણી તો આ જોઇને ખૂબ ગભરાઈ ગઈ. બળ કરી દઢપ્રહારીની સામે થઇ એટલે એના પર પણ સીધી તલવાર ચલાવી. બાઈ ગર્ભવંતી હતી. પેટમાં તલવારનો ઘા વાગેલો એટલે બાળક પણ એક બાજુ ઊડી પડયું. આ ત્રણ જણ તરફડે છે. એને મૂકીને ચોરે ઘરમાં આંટો માર્યો પણ કંઇ મળ્યુ નહિ એટલે બહાર નીકળવા જાય છે. ત્યાં આંગણે ઊભેલી ગાયે એના માલિકની આ દશા જોઇ હતી તેથી આ ચોરને જોરથી શિંગડું માર્યું. ચોરે પાછા વળી ગાયને પણ મારી નાખી. ચાર ચાર જીવની હત્યા કરી.

આ ઘટનાના શોરબકોરથી આજુબાજુના લોકો જાગી ગયા. દઢપ્રહારી ભાગ્યો. પરોઢિયું થઇ ગયું છે. કપડાં લોહીવાળાં છે એટલે બીક લાગી કે હુ પકડાઇ જઇશ. એણે ઉપરનુ કપડું કાઢીને ફેંકી દીધું અને પૂરજોશથી ભાગવા માંડયું. માણસોએ પણ એનો પીછો પકડયો. આગળ જતાં તેણે એક યોગીને ધ્યાનમાં ઊભેલા જોયા. આને ભય ઘણો છે કારણ કે પાપ ઘણાં કર્યાં છે, એને મનમાં થાય છે કે જો હું પકડાઈ જઇશ તો આ લોકો મને કેવી રીતે કુમરણે મારી નાખશે? આવા ભયથી તે

ધ્યાનમાં ઊભેલા યોગીની પડખે ધ્યાન ધરીને ઊભો રહી ગયો. માણુસોએ એનો પીછો પકડયો. પગલે પગલે ચાલતાં છેક યોગી પાસે આવી પહોંચ્યાં.

**हिंसे बाले मुसावाई, माइल्ले पिसुणे सढे।**
**भुंजमाणे सुरं मंसं सेयमेयं त्ति मन्नइ ॥**

ઉત્ત. અ ૫ ગા. ૯

આ ચોર ક્રૂર કર્મ કરવામાં પાવરધો છે. હિંસક છે, અજ્ઞાની છે. જૂઠાબોલો છે. અટવીમાં વિચરણુ કરનાર, અનેક જીવોની હિંસા કરનાર અને દારૂ માંસને શ્રેય માનનાર છે. એના ત્રાસથી લોકો થથરી ગયા છે પણુ આને કાઉસગ્ગ-ધ્યાનમાં ઊભેલો જોઇ લોકોને થયું કે હમણાં કાઉસગ્ગ પારે, પછી વાત. મુનિનું મૌનશરણુ ભયથી સ્વીકાર્યું છતાં કેટલો લાભ થયો ?

**એને રે ચરણે પ્રાણી શાતા રે પાવે,**
**પાવે તે લીલવિલાસ રે પ્રાણી,**
**જન્મ જરા ને મરણુ મિટાવે,**
**નાવે ફરી ગર્ભાવાસ રે પ્રાણી ॥**

જ્ઞાની કહે છે,-જેના જીવનમાં ધર્મનો છાંટો નથી, અધર્મથી જ જેની પ્રસિદ્ધિ છે, અધર્મથી જ જેની આજીવિકા ચાલે છે, **चंडा रुद्दा खुद्दा लोहियपाणा साहसिया माइ नियडी कुडमइ** ' જેના હાથપગ લોહી ખરડયા છે. હિંસક છે, જીવો મારીને હરખાય છે; કેમ બીજાને ફાંસામાં ફસાવવા એજ જેનો ધંધો છે, એવો દઢપ્રહારી ધ્યાનમાં ઊભો છે. દ્રવ્યથી, ડોળથી મુનિના જેવો છે. લોકોને થયું કે હમણાં એને કંઈ ન કરાય.

કારણકે તે ધ્યાનમાં છે. માણુસો છ છ કલાક સુધી રાહ જ જોઈ રહ્યા. છેવટે માન્યું કે કોઈ સંત મહાત્માનો ભેટો થયો હશે તેથી આ સ્થિતિએ ઝાડની માફક સ્થિર બનીને ઊભો છે.

'લાખો પાપી તિર ગયે સત્સંગ કે પ્રતાપ સેં' સત્સંગ શું કામ ન કરે ? સત્સંગથી લાખો તરી ગયા. પવિત્ર વીતરાગની વાણીમાં સ્નાન કર્યું હોય તેને પાપ કરવાની વૃત્તિ હોય ક્યાંથી ? સમજણના ઘરમાં આવે તો દિશા બદલાય અને લાઇનમાં આવી જાય. આ દૃઢપ્રહારીની આંખ ઊઘડી ગઇ. લોકો થાકીને ચાલ્યા ગયા છે. હવે ભાગવાનું કોનાથી ? મારો આશ્રયદાતા ધર્મ છે. મેં ક્રૂર કર્મ કરવામાં બાકી રાખી નથી. અત્યારે જો મને બચાવ્યો હોય તો આ સાદા વેશે જ બચાવ્યો છે અને હવે એ ધર્મને જો હું જીવનમાં ઉતારૂં તો કેટલો ફાયદો થાય ? આને પસ્તાવો ખૂબ થયો અને દ્રવ્ય ચારિત્રથી ભાવચારિત્રમાં આવ્યો. મુનિનાં ચરણમાં ઢળી પડયો. મુનિનાં ચરણ પકડીને બોલ્યો કે–

**આશ્રયદાતા તું છે અમારો, તું વિન કોની ઓથ પ્રભુહે ...**
**હસ્ત હમારો મજબૂત પકડી દોરજે સુપંથે પ્રભુહે....**
**જીવન સાથી જીવન સાથી જીવન સાથી બનો પ્રભુહે....**

આના હૈયામાં ધર્મ પ્રત્યેનો ઉછાળો આવ્યો, મસ્તક નમાવી બોલ્યો. હે ગુરુદેવ ! તમારા વિના મને બીજા કોઇનો ઓથ નથી. મારો હાથ પકડો. મને સુપંથે લઇ જાવ. તમારા ગુણનો પાર નહિ. મારા અવગુણનો પાર નહિ. હું દુષ્ટ, પાપી, આપ મારા અવગુણ પર નજર ન કરશો. મારા જેવો પાપી તમને આ જગતમાં કોઇ નહિ જડે. હું આપનાં ચરણે આવ્યો છું. આપ

જે દંડ શિક્ષા આપશો તે હું સ્વીકારીશ. મારે મારૂં પાપ ધોવું છે. જેને અત્યાર સુધી પાપમાં આનંદ હતો તેને પાપ પ્રત્યે તિરસ્કાર જાગ્યો. પાપને પાપ તરીકે સ્વીકાર્યું. મુનિએ પાત્રતા જોઇ કે આ હવે સુપંથે ચડાવવાને લાયક છે. ગુરુએ દીક્ષા આપી. દઢ પ્રહારી, જે માણુસ અને પશુ ઉપર પ્રહાર કરતો હતો તે હવે કર્મ ઉપર પ્રહાર કરવા તત્પર થયો.

દીક્ષા લઇ પ્રતિજ્ઞા કરી. હે ગુરુદેવ! મેં બહુ પાપ કર્યા છે પાપને પ્રકાશ્યું. તમે મરવા ટાણે તમારૂં પાપ પ્રકાશો છો કે દાન–પુણ્ય કર્યું તે પ્રકાશો છો? ખરી રીતે તો પોતાનાં કરેલાં પાપને પ્રગટ કરી પ્રભુની ક્ષમા માગવી જોઇએ આ કહે છે, હે ગુરુદેવ! મને પ્રતિજ્ઞા આપો કે મારી નજર સમક્ષ આજે મેં જે ચાર હત્યા કરી છે તે નજરે તરે ત્યાં સુધી મારે આહાર-પાણી ન લેવાં. ગુરુએ પચ્ચક્ખાણુ કરાવ્યાં. પણ એ ભુલાય? ભૂલવા પ્રયત્ન કરે તેમ તેમ નજર સમક્ષ તર્યા જ કરે. સાંજ થઇ એટલે ગુરુની આજ્ઞા લઇ નગરના દરવાજે જ્યાં અગાસું નહોતું એવી જગ્યા પૂંજીને ઊભા રહ્યા. સવાર થયું. માણુસોની અવર-જવર શરૂ થઇ. જે કદી ગોત્યો પણ હાથ નહોતો આવતો, જે કદી જોવામાં પણ આવતો નહિ તે આજ શાંતચિત્તે ધ્યાન ધરીને ઊભો છે.

એ જોઇને સૌને આશ્ચર્ય થયું. જુઓ સંતનું શરણુ સ્વીકારનારમાં કેટલી સમતા આવે છે? તેને જોઇને પૂર્વનાં વેર સંભારી સંભારીને કોઇ કહે છે, આણે મારી માતાને મારી છે, કોઈ કહે, મારા પિતાને માર્યો એમ ભાઇ, ભત્રીજા વગેરે સર્વસ્વનો તેણે નાશ કર્યો છે. અમારૂં ધન લૂંટી ગયો છે. આમ જુદી જુદી

રીતે વેરને સંભારીને લોકો પથ્થર, ઇંટ, લાકડી વગેરેથી પ્રહાર કરવા લાગ્યા. આ દૃઢ પ્રહારી વિચાર કરે છે કે એ તો બિચારા ફક્ત પથ્થર વગેરે જ મારે છે પણ જાનથી મારતા નથી ત્યારે મેં તો તેમના સર્વસ્વને હણી નાખ્યાં છે વળી આ શરીરનાં નાશે મારો નાશ નથી. આમ વિચારી તિતિક્ષા રાખે છે.

આપણે પણ આવું કેળવવું પડશે. ધર્મ પરિણમે ત્યારે તો એની દશા બદલાઈ જાય. બાજે દિવસે દૃઢપ્રહારી બીજા દરવાજે ગયો, ત્યા પણ તેણે ખૂબ માર સહન કર્યો. છાતીમાં, વાંસામાં પથ્થર વાગે છે, ઢીમણાં થઈ જાય છે, લોહી નીકળે છે પણ હૃદયમાં જરાય ખેદ થતો નથી. 'પૂજે નિંદે કોઇ માનવી રે, તેમાં રાખો સમભાવ' આવો સમભાવ રાખી દૃઢપ્રહારી અવળો હતો તે સવળો થયો.

**'अग्गं च मूलं च विगिंच धीरे'** અવળો હતો તે સવળો થયો અગ્ર અને મૂળ કર્મને છેદવા માંડયાં.

**ક્ષમા ખડગ કરમાં ધર્યું, કરવા ઉત્તમ કામ;**
**કર્મ ખપાવી પામિયા, શિવપુરી સુખધામ;**
**જ્ઞાન અનંતુ પ્રભુજી તમારૂં, પામેલ નહિ કોઈ પાર,**
**પ્રભુ તુમ ગુણની બલિહારી, જગપતિ કરજે સહાય મારી.**

એક ગુલાંટ ખાવાની જરૂર છે. પણ હજુ તને તારૂં માહાત્મ્ય સમજાયું નથી. ઘર જડયું નથી, અવળી દોટ મૂકી છે. હવે ઘરે આવવાની જરૂર લાગે છે? દૃઢપ્રહારીના હૈયામાં રૂંવાડે રૂંવાડે ધર્મની લગની લાગી છે ચાર દિવસે ચારે દરવાજે ફરી

વળ્યા. ચાર દિવસમાં ચાર ઘનઘાતી કર્મ સામે એવી સુરંગ ફોડી કે એના ડુંગરા ભેદાઇ ગયા. કર્મ ખપાવવા એણે ક્ષમાનું ખડગ હાથ ધર્યું, ક્ષમાની તલવાર એવી વીંઝી કે કર્મરૂપી શત્રુઓનો નાશ કરી ક્ષપકશ્રેણી, ક્ષાયકભાવ, કેવળજ્ઞાન, કેવળદર્શન પામ્યા.

દૃઢપ્રહારી ભગવાન બન્યા જેણે ખૂબ કર્મ સંચય કર્યાં હતાં તેણે ચાર દિવસમાં કર્મના ફુરચેફુરચા ઉડાડી દીધા. તમોએ આ ભવમાં તો આવાં કર્મો નથી બાંધ્યાં ને? જે કાંઇ થાય છે તે યોગ્ય જ થાય છે. તે માટે જીવે ખેદ ન કરવો. પરિષહ ને ઉપસર્ગ સમભાવે સહન કરવા. દૃઢપ્રહારીને મહાત્માએ અહિંસાનો ઉપદેશ આપ્યો જેથી તેણે પોતાના આત્માનો નિસ્તાર કર્યો.

તમે પણ ક્ષમાવાન બનો. કોઇપણ સંયોગમાં સ્વભાવ ન ગુમાવવો. કોઇ દેણું દેવા આવે છે, તો કોઈ લેણું લેવા આવે છે. હવે નવાં કર્મ ન બંધાય એજ જોવાનું રહે છે.

પ્રભુએ પ્રથમ વિવેક કહ્યો, બીજો ઉપશમ કહ્યો છે.

**" કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;**
**ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ "**

આત્મસિદ્ધિમાં કહ્યું છે કે – કષાયનો ઉપશમ કરે અને દુનિયાના કોઇપણ પદાર્થની આકાંક્ષા ન રાખે. ફકત મોક્ષની જ અભિલાષા રાખે. ભવ કરવામાં ખેદ થતો હોય એજ આત્માર્થી-જનોનું લક્ષણ છે.

---

## વ્યાખ્યાન ૨૭ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૯

આનંદ શ્રાવક પ્રભુની વાણી સાંભળે છે એ વાણી સાંભળતાં હૈયું તરબોળ થઈ ગયું છે. ચિત્તની એકાગ્રતા હોય ત્યારે જ એ વાણી ઝીલી શકાય. વ્યગ્રતા હોય તો તે ન ઝીલાય. તેલ એક પાત્રમાંથી બીજા પાત્રમાં નાખવું હોય ત્યારે કેટલી ચીવટ રાખો છો? એટલી ચીવટ, ચિત્તની સ્થિરતા, વ્યાખ્યાન સાંભળતી વખતે રહે છે? સાંભળતાં સાંભળતાં વિચારતા જવું કે આમાં મને શું યોગ્ય છે? મારામાં કયા કયા અવગુણ છે? કયા ગુણો મારે ગ્રહણ કરવા જેવા છે? દરેક વાત સાંભળી સારી વાત જીવન સાથે વણતા જવી જોઈએ.

અહીં ઉપશમના બોલની વાત ચાલે છે. ગમે તેવા સંયોગોમાં પણ ક્રોધ ન કરવો. પણ ક્રોધને રોકવો કેવી રીતે? તે માટે જ્ઞાની કહે છે–

**उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे,**
**मायमज्जवभावेण लोहं संतोसओ जिणे ॥**

દશ. અ. ૮ ગા. ૩૯

ઉપશમથી ક્રોધને, નિરભિમાન–મૃદુતાથી માનને, ઋજુ–સરળભાવથી માયાને અને સંતોષથી લોભને, જીતવા જોઈએ ચારે કષાય ઓછા કરવાની જરૂર છે. માન કરવાથી પણ અધોગતિ થાય છે. અહીં જે વસ્તુનો મદ કરે તે વસ્તુ આવતા ભવમાં પ્રાપ્ત થતી નથી. તપનો મદ કરે તો આવતા ભવમાં તપ કરી

ન શકે. મદ કરવાથી અંતરાય કર્મ બંધાય છે. માટે ક્રોધ અને મદ (અભિમાન) કરવા જેવા નથી. માયા અને લોભ પણ રાગના ઘરની પ્રકૃતિ છે. માસખમણના પારણે માસખમણ કરતો હોય.

**जइ वि य नगिणे किसे चरे जइ वि य भुंजिय मासमन्तसो**
**जे इह मायाइ मिज्जई, आगन्ता गब्भाय णन्तसो ॥९॥**

સૂયગડાંગ અ. ૨ ઉ. ૧

અપરિગ્રહી હોય, ઘોર તપશ્ચર્યા કરતો હોય પણ જો માયાનો સંગ થઇ ગયો, માયાનું શલ્ય પેઠું તો તે અનંતીવાર ગર્ભમાં ઉત્પન્ન થશે. એટલે માયાનો પણ ત્યાગ કરવો જોઇએ. લોભ તો સર્વગુણનો નાશ કરે છે. ક્રોધથી પ્રીતિનો, માનથી વિનયનો, માયાથી મિત્રતાનો અને લોભથી તો સર્વનો નાશ થાય છે.

અગિયારમે ગુણસ્થાનકે ક્રોધાદિનો અંશ નથી ત્યારે અંતર્મુહૂર્ત વીતરાગનો અનુભવ કરે છે અને એમાં જો સૂક્ષ્મ લોભનો ઉદય થાય તો દશમે ગુણસ્થાનકે આવે ને ત્યાંથી છેક પહેલા સુધી પણ પહોંચી જાય. માટે એને દૂર કરવા. જ્ઞાની ફરમાવે છે કે જો ક્રોધને દૂર કરવો હોય તો ઉપશમભાવ કેળવ. ઠરી જા. જતું કરતાં શીખ. ગજસુકુમારે પોતાના માથા ઉપર ખેરનાં અંગારા ઠલવાયા છતાં કેવી ક્ષમા દેખાડી! એવા સંયોગો તો તમારે નથી ને! પ્રતિકૂળતામાં શાન્તિથી સહન કરવું તે ઉપશમ. જેણે ઉપશમ કર્યો તેનો સંસારમાંથી અંત આવી ગયો. આપણે રખડીએ છીએ તે સકારણ કે નિષ્કારણ? પોતાના દોષે જ જીવ રખડયો છે. વાણી સાંભળીને જીવનમાં કેટલું ઉતારો છો? વ્યાખ્યાન સાંભળવા આવો છો પણ લેસન કરવાનું ખરું?

સાંભળ્યા પછી રોજ વિચારો, કે પહેલાં કરતાં હું કાંઈ સુધર્યો કે નહિ. પ્રકૃતિ સુધરી કે બગડી? આમ જીવન તપાસી જાવ અને જ્યાં જ્યાં કચરા લાગે ત્યાંથી કાઢીને ફેંકવા માંડો. ઘરમાં કચરો પડયો હોય તો પગ મૂકવો ગમે? ચોખ્ખાઇ ગમે છે ને! તો આ અવગુણના ઉકરડાને ફેંકવા માંડો અંતરમાં દૃષ્ટિ કરો. બીજાને જોવાનું ભૂલી જાવ. આ જીવે સદા સ્વદોષ ઢાંકયા છે ને પરદોષ ઉઘાડયા છે પોતાના સરસવ જેટલા ગુણને મેરુ જેટલા કરી દેખાડયા છે પણ ભાઇ! આત્મશ્લાઘાથી તેં તારૂં જ બગાડયું છે.

**कोहं माणं च मायं च, लोभं च पाववड्ढणं,**
**वमे चत्तारि दोसे उ, इच्छन्तो हियमप्पणो ॥**

દશ. અ ૮ ગા ૩૭

જો આત્મકલ્યાણ કરવું હોય તો આ ચાર દોષોને વમી નાખો. કૂતરાને એકવાર, બેવાર, ત્રણવાર લાકડી લઇને કાઢી મૂકશો, પછી તે નહિ આવે તેમ અવગુણોને હડકારો કરી કાઢી મૂકો. દરેક વસ્તુમાં તપાસતા રહેવું કે મારૂં પહેલાં જીવન કેવું હતું? હાલ કેવું છે? અને હવે પછી કેવું જીવવા ધારૂં છું? તેમ નક્કી કરો.

સૌથી પ્રથમ ક્ષમાનો ગુણ કેળવી લો. ક્ષમા આવે ત્યાં ક્રોધનો નાશ હોય જ. ક્રોધથી કર્મ બંધાય છે. ક્ષમાથી કર્મોની નિર્જરા થાય છે. ક્રોધથી પતન છે. ક્ષમાથી ઉત્થાન છે તમને જતું કરતાં આવડે છે? કોઇને તાવ ચડયો હોય તો તરત જ એને પોતાં મૂકવા બેસી જાવને! શા માટે? એને વધારે ગરમી ન ચડે એ માટે ને! તેમ કોઇ ક્રોધી સામે આવે તો એને

શાન્તિનાં વચનો કહીને ઠારો. સમજણ આવ્યા પછી ક્રોધ ટળવો જોઇએ. શાન્તિ રાખવી તે તો પોતાનું કામ છે. તેમાં આત્માને આનંદ થાય છે. અનંતા સિદ્ધો થઇ ગયા ને હું અધમ કેમ રહી ગયો? એના વિચાર કદી આવે છે? કરણીમાં શું કસર છે તે ગોતી કાઢો.

ગુણીજનોને દેખીને પ્રમોદ ભાવ લાવો. કોઇ પૈસાદારને જોઇને તેના જેવા બનવાનું મન થાય છે ને! તેમ મહાત્માઓનાં જીવન જોઈ એમ થાય છે કે મને પણ એમના જેવી સામગ્રી મળી છે છતાં એ પરમાત્મા ને હું પામર શા માટે? દૃષ્ટિમાં ફેર દેખાય છે? સૌને આંખો છે છતાં કોઇ બદમાસ એક બાઇને વિકારની દૃષ્ટિએ જુએ છે અને સજ્જન તેને બહેનની દૃષ્ટિએ જોઇને બચાવી લે છે. બન્નેને આંખો છે છતાં કેટલો ફેર? તેમ કાનનો કોઇ સત્સંગ મળે ત્યાં જઈ વ્યાખ્યાન વાણી સાંભળવામાં સદુપયોગ કરે છે. જ્યારે એક નિંદા, કૂથલી સાંભળી દુરુપયોગ કરે છે. તેવી જ રીતે જીભથી કોઈ સુમેળ સધાવી લે છે, તો કોઈ ઝઘડા કરાવે છે.

કાન બે મળ્યા એટલે સાંભળવું બે વાર, આંખ બે એટલે જોવું બે વાર પરંતુ જીભ એક છે માટે એક જ વાર બોલવું. તે પણ બહુ વિચારીને બોલવું. કડવું બોલી કોઇનાં કાળજાં બાળશો નહિ. જે પાંચે ઇન્દ્રિયોનું દમન કરે છે તેવા મહાત્માને જોઇને પ્રમોદભાવ આવવો જોઇએ.

આ શાસન આધ્યાત્મિક ગુણોના વિકાસ ઉપર આધાર રાખે છે. ગુણ પ્રગટે તેમ ઊંચો આવે. ૭ પ્રકૃતિ જાય ત્યારે

ચોથે આવે. ૧૧ પ્રકૃતિ જાય ત્યારે પાંચમે ગુણસ્થાનકે આવે. પંદર પ્રકૃતિ જાય ત્યારે છઠ્ઠે ગુણસ્થાનકે આવે. એમ જેમ જેમ પ્રકૃતિ ઘટતી જાય અને ગુણ વધતા જાય તેમ તેમ આત્મા ઊંચો આવતો જાય.

આપણું કોઇ બગાડતું નથી પણ પોતાના દુર્ગુણે જ બગાડ્યું છે માટે દુર્ગુણીનો નહિ પણ દુર્ગુણનો તિરસ્કાર કરો. ગુણથી ઊર્ધ્વગમન છે. દોષથી અધઃપતન છે. અવગુણને કહી દો કે મેં તારી બહુ સંગત કરી, મને એમાં ઘણું નુકશાન થયું. હવે મારે તારૂં કામ નથી.

**ઉદયરૂપી કૂતરો. કરડયો વારંવાર;**
**સમકિત સિંહ જાગી ગયો, કાઢયો ઘરની બહાર.**

ઉદય થાય તેમાં આત્મા લેવાઈ જાય છે વારંવાર અસર પહોચાડી, હવે સમકિત સિંહ જાગૃત થઇ ગયો છે અને પ્રજ્ઞા પડકાર કરીને કહે છે કે હવે નીકળો બહાર, મારે તમારૂં કામ નથી. આમ જાગૃત થયા પછી કોઇ ઉપર ક્રોધ નહિ થાય. ક્રોધ ટાળવા માટે જેણે આત્માને જવાબદાર બનાવ્યો છે, જેણે આત્માને કેળવ્યો છે, તેનુ કોઇ અપમાન કરે, આઘાત કરે, ગોળીએ દઇ દે, છતાં તેના ઉપર ક્રોધ નહિ થાય. પણ એ વિચારે કે મારા ઉદય પ્રમાણે નિમિત્ત તો હાજર રહેશે જ. ઉદયના કારણે ગમે તેવા ઉપસર્ગ આવે તોપણ ક્રોધ ન કરવો. દરેકને ક્ષમા આપો.

**खमावणयाए णं भन्ते ! जीवे किं जणयइ ? पल्हायणभावं जणयइ !** ક્ષમાપનાથી પ્રહલાદભાવ જાગે. જેને પ્રહલાદ (પ્રમોદ) ભાવ જાગે તે સર્વની સાથે મિત્રતા રાખે.

દિલના ડંખ જાય નહિ અને હૃદય ચોખ્ખું થાય નહિ તો ખમાવ્યું શું કામનું ? બૃહત્કલ્પ સૂત્રમાં તીર્થંકરો ફરમાવે છે કે ગુરુ, શિષ્યને સારી શિખામણ આપે. પરંતુ મૂર્ખ શિષ્ય હોય તેને ઊંધું લાગે.

એક વખત ટાઢે ઠરતા અને લાલ ચણોઠીનો ઢગલો કરી તાપ કરવાની ઇચ્છા રાખતા વાંદરાઓને એક સુઘરીએ શિખામણ આપી. ભાઇ ! તમારે હાથ–પગ બધું છે. ટાઢ વાતી હોય તો લાકડાં લાવી મારી જેમ ઘર બનાવીને રહો ને ! આ તો ચણોઠી છે. એને ફૂંક મારવાથી અગ્નિ નહિ પ્રગટે. તેમાંથી એક વાંદરો કહે, તું અમને શિખામણ દેનારી કોણ ? તારે અમારી વચમાં આવવા જરૂર નથી, એમ કહી ક્રોધથી એને પકડી પાંખો વીંખી નાખી અને પથ્થર સાથે પછાડી મારી નાખી. માટે કહ્યું છે કે **'मूर्खाय उपदेशो न देयः'** મૂર્ખને ઉપદેશ આપવાથી આ પરિણામ આવે છે. જે ગુરુના ભાવને સમજતો નથી તેવા મૂર્ખ શિષ્યને શીતળકારી શબ્દો પણ ઝેર રૂપે પરિણમે છે.

શિષ્યે તો **'मम लाभोत्ति पेहाए'** ગુરુ જે કાંઇ કહે તે મારા લાભમાં જ છે એમ માનવું જોઇએ. મારામાં કંઇક ખામી હશે ત્યારે જ ગુરુને કહેવું પડ્યું ને ? કુશિષ્યને શિખામણ આપતાં તે **'सासं दासीत्ति मन्नइ'** ક્રોધે ભરાય છે અને મનમાં માને છે કે ગુરુ મને દાસની જેમ શાસન કરે છે. આમ છતાં શિષ્યને દુઃખ લાગ્યું હોય તો તેને ખમાવ્યા વગર આહાર–પાણી પણ કરી શકાય નહિ. ગુરુ આવે ત્યારે શિષ્યે સાત–આઠ ડગલાં સામે જવું જોઇએ. પણ ક્રોધના કારણે તે ઊભો થાય કે ન થાય,

વંદન કરે કે ન કરે. ગુરુ કહે ભાઇ! મારા શબ્દથી તને દુઃખ લાગ્યું હોય તો હું ખમાવું છું. સામે એ ખમાવે કે ન ખમાવે.

આવી સરળતા કયા આવે? ક્રોધ ઉપશમે ત્યારે ને! ચારિત્રનો સાર જ ઉપશમ છે. વૈરથી વૈર વધે છે. એક બીજાનાં છિદ્ર જોવાથી ઝેર વધે છે. માટે એવા દુર્ગુણોને વહેલી તકે તિલાંજલી આપો. અનંતકાળથી એ દોષોએ રખડાવ્યો છે. સાગમટે નોતરામાં બધા આવી જાય. એમ આ ગુરુશિષ્યનું દૃષ્ટાન્ત દીધું પરંતુ એ ઉપરથી દરેકને સમજવાનું છે કે ઝઘડા કરવા જ નહિ. કદાચ કોઇને દુઃખ લાગે તેવું વર્તન થઇ ગયું હોય તો તરત જ ખમાવી લેવું અને ક્ષમાપના પણ ચોખ્ખા દિલથી કરવી. સામો બોલે કે ન બોલે પણ તમારે તો નમી જ પડવું.

પ્રતિક્રમણ કરતી વખતે પણ તમે બોલો છો ને કે "ઇચ્છામિ ખમાસમણો વંદિઉં" હે ક્ષમાશ્રમણ! મારી યથા-શકિત પ્રમાણે વંદન કરૂં છું. આપનામાં ક્ષમાના ગુણો છે તે પ્રગટાવવા માટે હું તમને વાંદું છું. થશે તો ઉપકાર કરીશ, નહિતર કોઇનું બૂરૂં કરવા તો નહિ ઊભો રહું.

ભાવનગરમાં દરબાર તખ્તસિંહજીની સવારી નીકળવાની હતી. એક બાળકને તે જોવા જવાનું મન થયું ઘેર આવીને માતાને કહે છે, મને જલદી જમવા આપ. મારે સવારી જોવા જવું છે. સ્થિતિ બહુ ગરીબ છે. મા કહે છે, 'બેટા એકલી રોટલી જ છે. સામે ઝાડ છે તેના ઉપરથી કોઠું તો લઇ આવ. એને વાટી દઉં એટલે રોટલી સાથે એ ખાઈ લેજે. છોકરો ગયો. ઝાડને પથ્થર મારે છે. એક પથ્થર માર્યો, બે માર્યા અને ત્રીજો

જ્યાં મારે છે ત્યાં તે ઊડીને રાજાની સવારી આવે છે ત્યાં રાજાના કપાળમાં સીધો પડયો. રાજાના કપાળમાં મોટું ઢીમણું થઇ ગયું. આ બાજુ રાજાના માણસોએ છોકરાને પકડીને રાજાની સામે ઊભો કર્યો. છોકરો તો ગભરાઈ ગયો, રાજા હવે મને શું કરશે? રાજાએ પૂછ્યું – કેમ ભાઈ! પથ્થરનો ઘા કર્યો? છોકરો કહે છે, સાહેબ! આપને મારવાનો મારો ઇરાદો ન હતો. પરંતુ અમારી સ્થિતિ બહુ ગરીબ છે. ઘરમાં કંઇ ખાવાનું નહોતું એટલે હું કોઠું લેવા આવ્યો હતો. ઝાડને પથ્થર મારતાં એ પથ્થર જરા આઘો ઊડયો અને આપને વાગ્યો. ક્રોધનું કેવું નિમિત્ત હતું, છતાં રાજાએ વિચાર કર્યો કે ઝાડને પથ્થર મારે તો ઝાડ, ફળ આપે ત્યારે હું શુ એને જેલ આપું? ના, ના, એ તો ન બને. પ્રધાનને આજ્ઞા આપી કે જાવ, આ છોકરાથી ઊપડી શકે એટલા રૂપિયાનું પોટકું બાંધી દો તમે રસ્તામાં ચાલ્યા જતા હો ને છોકરાની મોઇ જોરથી તમને વાગી જાય તો શું કરો? એક લાફો લગાવી દો ને! ક્રોધનાં નિમિત્ત હોવા છતાં ફેરવી નાખવાં તે કોનું કામ છે?

**अहंकार का भाव न रक्खूं, नहीं किसी पर क्रोध करूं,**
**देख दूसरों की बढती को कभी न ईर्ष्या भाव धरूं।**

અભિમાન ન કરવું, કોઇની ચડતી જોઇને ઇર્ષ્યા ન કરવી. એને પછાડવાની ભાવના તો કયારે ય ન કરવી. કર્મ તમારો પીછો નહિ મૂકે માટે સમજી જાવ. અહીં રોજ કલાક શા માટે આવો છો? આટલાં વ્યાખ્યાન સાંભળ્યા પછી કાંઇ ફેર પડયો કે નહિ એમ તપાસો. પેલા છરી, ચાકા સજનારા નીકળે છે ને! તે જ્યારે ચપ્પુ સજે ત્યારે ઘસરકો કરીને આમ જુએ કે તેજ

નીકળ્યું કે નહિ? તેમ તમે સામાયિક, પ્રતિક્રમણ, ધ્યાન, સ્તુતિ આદિ કરીને જુઓ કે મારામાં કાંઈ ફેર પડયો કે નહિ?

પોતાના સ્વાર્થ ખાતર સામાનું ગમે તેટલું નુકસાન થાય તેવી ભાવના ન હોવી જોઇએ. મળવાનું છે તે પ્રારબ્ધ પ્રમાણે મળશે જ. એકી સાથે ચોપડા-પૂજન કર્યું હોય છતાં એક, લાખો કમાય છે અને એક, લાખો ગુમાવે છે. આ શું દર્શાવે છે? પ્રારબ્ધ પ્રમાણે જ મળે છે માટે ખેદ ન કરવો. નોકર ઘીનો ડબ્બો મૂકવા જતો હોય અને એના હાથમાંથી ડબ્બો છટકી જાય અને ઘી ઢોળાઈ જાય તો તમે તેને ધમકાવી નાખોને! પણ વિચારો કે એણે કંઇ જાણી જોઇને નથી કર્યું. તમારા જ હાથથી થઇ ગયુ હોય તો શું કરો? માટે તેને શાંતિથી પૂછો કે ભાઇ! તને પગે વાગ્યું તો નથી ને? મોટર ખોટવાઇ જાય, ઘોડો માંદો પડી જાય તો એની ખબર લો. પણ નોકર માંદો પડે તો તેની ખબર લેવા જાવ છો? અને પાછો સાજો થઇને આવે ત્યારે તેના ઉપર રુઆબ કરો છો કે કેમ નહોતો આવતો? તારા પગારમાંથી પૈસા કાપી લેવા પડશે. આને બદલે તેને તમે શાંતિથી એમ કહો કે ભાઇ! તને કેમ છે? હજુ બે દિવસ વધુ આરામ લેવો હોય તો લઈ લે, તારા બિલના પૈસા થાય તે હું ચૂકવી દઇશ. તો એ નોકર તમારૂં કેટલું કામ કરે? પણ તમને રાખતાં કે રહેતાં આવડતું જ નથી.

પોતે માંદા પડયા હોય તો છ મહિના સુધી પગ નીચે ન મૂકે. મોટરમાં બાર મહિને હજાર રૂપિયા ખર્ચના થાય. એ વસ્તુઓ બગડે તેને સમી કરાવવા ખાતર કેટલા પૈસા વેડફો છો પણ માનવજાતની દયા નાબૂદ થઈ છે માટે અનુકંપાભાવ કેળવો

બધાને મિત્રસમાન માનો. સહનશીલતા અને ક્ષમાનો ગુણ કેળવો ક્રોધને ઉપશમભાવથી દબાવો. શાંતિમય જીવન જીવતાં શીખી જાવ પછી જેની દૃષ્ટિ સમ્યક્ થશે તેનું જ્ઞાન અને ચારિત્ર પણ સમ્યક્ થશે. ગુણ પ્રગટશે તો મુકિત સામે હાજર જ છે. તમારે કોઇપણ પદવી મેળવવી હોય તો તેનો અભ્યાસ કરવો પડે ને! વકીલ બનવું હોય તો ચોપડા જોયે વકીલ ન થવાય. દવાના બાટલાઓ જોઈ જાવ તેથી કાંઇ ડૅાકટર નહિ થઇ જવાય. માટે તમારે જે થવું હોય તેનો પહેલાં નિશ્ચય કરી લો અને પછી તેનો અભ્યાસ કરો. ગુણને ગ્રહણ કરો અને અવગુણને કાઢો તો તમારો રસ્તો સરળ બનશે.

## વ્યાખ્યાન ૨૮ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૧૦ શુક્રવાર.

પ્રભુ મહાવીરની અમોઘ દેશના છૂટી રહી છે. બાર જાતની પરિષદ એ વ્યાખ્યાનવાણી સાંભળે છે. સત્સંગ થવો તે મહાન પુણ્યની વાત છે. અનંતકાળથી સત્સંગ સેવ્યા વગર જ જીવ આથડયો છે.

**અનંતકાળથી આથડયો, વિના ભાન ભગવાન;**
**સેવ્યા નહિ ગુરુ સંતને, મૂકયું નહિ અભિમાન.**

'હું કોણ છું', એ બતાવનાર, ત્રિપુટીનાં તાળાં ઉઘાડનાર સદ્‌ગુરુ મળ્યા પણ સંતને સેવ્યા જ નથી. સ્વચ્છંદ મૂકયો નથી હું કંઇક છું એ અભિમાન મુકાય નહિ ત્યાંસુધી સત્સંગમાં અવાય નહિ. હું કંઇજ નથી. સાવ માટી જેવો છું અને આપ ઘડીને મને ઘાટમાં લાવો. આટલી લઘુતા હોય તો સત્સંગ ફળદાયી

નીવડે. ગુરુ, કુંભાર (પ્રજાપતિ) છે અને એ અણઘડને પણ ઘાટમાં લાવે છે અંદર હાથ રાખીને ઉપર ટપલાં મારે છે, ત્યારે ઘડાનો ઘાટ આવે છે.

આપણે કંઈજ નથી એવી લઘુતાથી ગુરુચરણમાં જવાનું છે. ગુરુનાં ચરણમાં જતાં પહેલાં નમ્ર બની જાવ. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે આઠ પ્રકારની યોગ્યતા હોય તો તે જીવ શિક્ષા પામવાને લાયક છે.

**अह अट्ठहिं ठाणेहिं, सिक्खासीले त्ति वुच्चई ।**
**अहस्सिरे सया दंते, न य मम्ममुदाहरे ॥ ४ ॥**
**नासीले न विसीले, न सिया अइलोलुए ।**
**अकोहणे सच्चरए, सिक्खासीले त्ति वुच्चई ॥ ५॥**

ઉત્ત. અધ્ય. ૧૧

શિખામણ બધાને સરખી ન દેવાય. એને સાંભળવાની પણ તૈયારી જોઈએ. મને મારા દોષો હોય તો કહેજો એમ કહેનારા તો ઘણા છે, પણ દોષ કહીએ તેને સહર્ષ સાંભળનારા તો થોડાક જ છે અને એવી ખોડ પણ ગુરુઓ જ કાઢી શકશે. પ્રથમ પોતાની ભૂલને કબૂલ કરનાર હોય, ગંભીર હોય, હસવામાં ન ઉડાવી દે, દરેક શિખામણને તહત્તિ કરે, તે શિક્ષાને લાયક છે. ઇન્દ્રિયોનું દમન કરનાર હોય, ઇન્દ્રિયોને વશ ન થાય, કોઈના મર્મ ઉઘાડા ન કરે, કોઈની પણ બ્લૅકસાઇડ ન જુએ પણ ગુણાનુરાગી હોય. બ્લૅકસાઇડ જોનાર કદી પણ ન સુધરે. અવગુણ ગોતવા જશો તો આરો નહિ આવે. સમુદ્ર ખારો છે. એ તો તરત જ માલૂમ પડી જશે. જરાક પાણી મોઢામા મૂકો કે તરત

ખબર પડી જશે તેમ અવગુણુ તરત મળશે. રત્ન, હીરા, મોતી મેળવવાં હોય તો એના ઊંડાણમાં ડૂબકી મારવી પડશે. તેવી રીતે ઊંડા ઊતરી દરેકમાંથી ગુણુ ગોતો.

કોઇ કહે છે- સૂર્ય બહુ આકરો તપે છે પણ એ સૂર્ય કેટલો પ્રકાશ આપે છે? એ જુઓ, સૂર્ય ન હોય તો કેટલા દીવાની જરૂર પડે? માટે દરેકમાંથી ગુણુ ગોતો. જેને આગળ વધવું હોય તેણે કોઈ તરફ કદી દૃષ્ટિ ફેંકવી ન જોઇએ.

શિક્ષા મેળવનાર વ્રત-પચ્ચક્ખાણુમાં પણ ચોખ્ખો હોય. પ્રાણના ભોગે પણ વ્રતનું પાલન કરે. પોષો કર્યો હોય ને ખૂબ ગોટો ચડે; ભોંયે બાચકાં લેતો હોય એવી સ્થિતિમાં એમ ન થાય કે ઘેર ચાલ્યા જઇએ, પછી કાંઇક પ્રાયશ્ચિત્ત લઇ લેશું, આવો વિચાર પણ ન આવે. એને તો એમ થાય કે દેહ એક વખત તો છૂટવાનો છે જ, એ નિર્વિવાદ વાત છે, તો પછી વ્રત પાળતાં પાળતાં દેહ છૂટે એના જેવું બીજું કયું સદ્ભાગ્ય હોઇ શકે? વ્રતમાં દૃઢ હોય તે જ પ્રભુનો બોધ સાંભળીને જીવનમાં ઉતારી શકે.

અતિલોલુપીપણું ન હોય તે જ શિક્ષા પામી શકે. કાનના લોલુપી, આંખના લોલુપી કે જીભના લોલુપી ન હોવા જોઇએ. આજે તો જીભની લોલુપતા ખૂબ વધી ગઇ છે. જાતજાતનાં ખાણાં વધી ગયાં છે. બટેટા તો કૉમન (સામાન્ય) થઈ ગયાં છે. જૈનના ઘરમાં પણ બટેટાંના ઢગલા પડયા હોય છે. અન્યને તો જૈનની છાપ પડવી જોઇએ કે આજે જે ભાઇ જમવા આવવાના છે તે ભાઇ જૈન છે. માટે એ તો બટેટાં નહિ ખાય, પણ એની સામે

બેસીને આપણે પણ નહિ ખાઇ શકીએ. છે આવી છાપ તમારી? જૈનના દીકરાને અભક્ષ્ય આહાર ખવાય જ નહિ. રસના લોલુપીઓ આગળ ન વધી શકે ઠાણુાંગસૂત્રમાં લોલુપી, ક્રોધી અને અવિનીતને વાંચણી દેવાની પણ પ્રભુએ ના પાડી છે. તેવી જ રીતે અક્રોધી, સત્યમાં રકત–સાચું સાંભળવા તૈયાર હોય તે શિક્ષાને યોગ્ય છે. આવા આઠ ગુણોથી યુકત હોય તે શિખામણને લાયક છે. આવા ગુણો ન હોય તેને વિકાસ થતો નથી. તેને જ્ઞાન ચડતું નથી. આનંદ શ્રાવક યોગ્ય જીવ છે. તે પ્રભુની વાણી સાંભળે છે. પ્રભુની વાણી સો ટચના સોના જેવી છે. જે મહાભાગ્યવાન હોય, જેના ભવ હવે બાકી ન હોય તે જ આ વાણી સાંભળી શકે અને એ વાણી સાંભળી,

**जिणवयणे अणुरत्ता, जिणवयणं जे करेंति भावेण**
**अमला असंकिलिट्ठा, ते होंति परित्तसंसारी ॥२६१॥**

ઉત્તરાધ્યયન અધ્ય. ૩૬

જિનેશ્વરદેવનાં વચનમાં જે અનુરકત હોય અને ભાવપૂર્વક એ વચનને વધાવી–ઝીલીને કર્મમળરહિત થાય, સંકિલષ્ટ પરિણામ ન રહે; એનો સંસાર પરિત્ત થાય છે. ગમે તે પ્રકારે ક્રોધ ટાળીને ક્ષમા લાવવાની જરૂર છે. સહન કરવું અને માફી આપવી આ બે ગુણ કેળવો. ઉપશમભાવ જેના હૈયામાં આવી જાય તેનું કલ્યાણ થઇ જાય.

મનમાં ન મળે મારૂં, તારૂં, અંતરમાં અમીરજી;
સો સો નદીઓ ઉર, સમાણી, સાગર જેમ ગંભીરજી;
જગમાં એનું નામ ફકીરજી, એનુ નામ ફકીર,
જેની મેરુ સરખી ધીર, જગમાં એનુ નામ ફકીર.

જેને આત્મભાવ જાગ્યો છે તે ફકીર '**फिकर का फाका करे वाको नाम फकीर**' એના મનમાંથી મારૂં-તારૂં નીકળી જાય. એને તો દરેક સરખા. '**जहा पुण्णस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ, जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ**" (સૂત્ર ૮)

આચારાંગ અ. ૨, ઉ. ૬

રાજા, મહારાજા આવે કે ગરીબ આવે. એનો ભેદભાવ નથી. એને તો પાત્રતા જોવાની છે. બોધ દઈને તારવાની વાત છે. મોક્ષનો માર્ગ જબરજસ્ત પ્રવર્ત્તાવે છે, જ્ઞાનગંગા વહેતી મૂકી છે. એમાંથી ખોબો, ધોબો, પસલી, ગાગર, ગોળી જેનાથી જેટલું ઊપડે એટલું લઈ જાવ. એથી જ્ઞાનગંગાને વહેવડાવનાર ફકીરને એટલી સહનશીલતા, એટલી ધીરજ કે ગમે તેમ કોઈ કહી જાય, ગમે તેવા ઉપસર્ગ પડે છતાં પણ બધું સમાઈ જાય. સાગરની જેમ ગંભીર. ક્ષમાના ભંડાર હોય. તીર્થંકર દેવો દ્વારા આવો સાધનાનો માર્ગ બતાવાયો છે. શાશ્વત-માર્ગ પ્રભુએ જે બતાવ્યો છે તે અન્ય કોઈ બતાવી શકે તેમ નથી. પહેલાં પોતે આચર્યું, ક્રોધ, માન, માયા, લોભ બધાને જીતી લીધા પછી વાણી પ્રકાશી છે. પ્રભુના જેવો જ સૌનો આત્મા છે પણ ચંડાળ ચોકડીનુ જોર છે. આત્મદેવ ઊંઘી ગયો છે. પોતાના સામર્થ્યનું પોતાને ભાન નથી. બહારનું મેળવવામાં એ અટવાઈ ગયો છે.

**न.स्वो वष्टीशतं, शती दशशतं लक्षं सहस्राधिपः लक्षेशः क्षितिपालतां क्षितिपतिश्चक्रे शतां वाञ्छति, चक्रेशः पुनरिन्द्रतां सुरपति र्बाह्मपदं वाञ्छति, ब्रह्मा शैवपदं शिवो हरिपदं आशावधिं को गतः ॥**

માણસને સો મળે તો હજારની ઇચ્છા, હજાર મળે તો લાખ રૂપિયાની ઇચ્છા, લાખ મળે તો રાજા થવાની ઇચ્છા. રાજા થાય તો ચક્રવર્તી થવાની ઇચ્છા. એ લોભની કોઇ અવધિ નથી. જે સુખ, મુનિના ઘરમાં છે તે ભૌતિક ઋદ્ધિમાં ગમે તેટલી હોય છતાં મળે તેમ નથી. આધ્યાત્મિક ઋદ્ધિથી મોક્ષનું શાશ્વત સુખ મળે છે. માટે પ્રકૃતિને ટાળી પરભવને દૂર કરી સ્વભાવમાં આવ્યા સિવાય છૂટકો નથી, ઉપશમભાવ આવે એની દશા પલટાઇ જાય છે. ક્રોધ કરનારને કેટલી મહેનત પડે છે? આંખ લાલ થઇ જાય, શરીર ધ્રુજી ઉઠે, પગ પછાડે, જોર જોરથી બોલવા લાગે. આવું બધું થાય પણ ક્ષમા રાખનારને કાંઇ મહેનત પડે?

**'જાણુ પાસે અજાણુ થઈ, તરવ લઇએ તાણી,**
**સામા થાય અગ્નિ તો, આપણુ થઇએ પાણી.**

ગમે તેવાં નિમિત્તો આવે પણ તેની ઉપેક્ષા કરો. કોઈ પીરસણું આપવા આવે પણ તમને ઇચ્છા થાય તો જ રાખો ને! તમે નિશ્ચય કર્યો કે નથી જ લેવું. એવો વહેવાર નથી વધારવો તો એ પરાણે મૂકી નહિ જાય. તેમ કોઈ ગમે તેમ બોલે કે, ગાળો દે પણ તમારે ગ્રહણ ન કરવું. એ બોલે એમાં તારે શું? તું કાને ધર તો ક્રોધ થાય ને? ક્રોધ તો મહાવિષ છે. એને ત્યાગી, ઉપશમભાવ કેળવો. ઉપસર્ગ, પરિષહ દેનાર થાકે પણ સહન કરનાર ન થાકે, એવી ક્ષમા કેળવી લો. હરિકેશી મુનિ ચંડાળમાથી માણસ બન્યા. જીવનમાં મહાત્માના ગુણો કેળવ્યા.

હરિકેશી મુનિ માસખમણના પારણે બ્રાહ્મણવાડામાં વહોરવા પધાર્યા છે. બ્રાહ્મણો કહે છે કે આ કોઇ ભૂતડા જેવો આવ્યો છે

જોરજોરથી ફટકાર્યા અને લોહી વમતા નિશ્ચેષ્ટ કરી નાખ્યા. તેને જોઇ અધ્યાપકો મુંઝાયા. તેઓ એકઠા મળીને મુનિની પાસે આવી વિનંતિ કરવા લાગ્યા કે બાળ–અજ્ઞાન એવા કુમારોએ આપને હણ્યા પરંતુ આપ એના ઉપર અનુગ્રહ કરીને બચાવો. મુનિના શરીરમાંથી યક્ષ નીકળી ગયો એટલે મુનિ બોલ્યા કે–

**पुव्विं च इण्हिं च अणागयं च, मणप्पदोसो न मे अत्थिकोइ**
**जक्खा हु वेयावडियं करेन्ति, तम्हा हु एए निहया कुमारा**

ઉત્તરાધ્યયન અ. ૧૨ ગા. ૩૨

પૂર્વે, અત્યારે કે પછી મનથી પણ કોઇના પ્રત્યે મને દ્વેષભાવ નથી. ક્રોધ કરવો તે સાધુનો ધર્મ જ નથી. યક્ષ વૈયાવચ્ચ કરે છે; તેણે તમારા કુમારોને પીડયા. મુનિએ જરાપણ અભિમાન ન કર્યું કે જોઇ લો, મારો ચમત્કાર!

ક્ષમાના સાગર, આત્માના ગવેષી એવા મુનિએ સાચો યજ્ઞ, સાચો ધર્મ, સાચું તીર્થસ્નાન કોને કહેવાય તે સમજાવ્યુ. બ્રાહ્મણો જૈનધર્મી બન્યા, ચરમ શરીરી, મોક્ષગામી હરિકેશી મુનિને ઉપસર્ગ કરનાર પ્રત્યે ક્રોધ નહોતો અને પગમાં પડનાર પ્રત્યે રાગ નહોતો. જેનો અંદરનો આત્મા જાગૃત થઈ ચૂકયો છે તેને જાતિ કે શરીર નડતું નથી. મેલાં કપડાં, મોક્ષ જવામાં બાધક થતાં નથી. ગુણ પ્રગટે તો જ મોક્ષ થાય. આવો બોધ જિનેશ્વર દેવ આપી રહ્યા છે અને આનંદ શ્રાવક ઉલ્લાસ પૂર્વક એ અમૃત વાણીનું પાન કરી રહ્યા છે.

# વ્યાખ્યાન ૨૯ મું.

## સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૧૧ શનિવાર.

આનંદ શ્રાવક પ્રભુની વાણી ભાવપૂર્વક સાંભળી રહ્યા છે અને તે પ્રમાણે જીવનમાં ઉતારતા જાય છે. પ્રભુની વાણી અલૌકિક છે. એ સાંભળીને ઉત્કૃષ્ટ રસ આવે તો તે જ ભવમાં કલ્યાણ થઇ જાય. એ વાણીનુ માહાત્મ્ય જાગે ત્યારે હૈયામાં ઉમળકો આવે તે અલૌકિક હોય છે. એવો ઉમળકો આવતાં કર્મના ચૂરેચૂરા થઈ જાય. ભાવથી જ કેવળજ્ઞાન થાય છે. આ શાસનમાં ભાવનો અપૂર્વ મહિમા ગવાણો છે. દાન દેતો હોય પણ હૈયામાં ભાવ ન હોય તો તે ચૈતન્ય વગરના કલેવર જેવું છે. ભાવ વગરના બ્રહ્મચર્યની કંઇ કિંમત નથી. કોઇ પૂછે તો કહેવા થાય કે મેં ઉપવાસ કર્યો છે, એટલા માટે સંવત્સરીનો ઉપવાસ કરો તો તે તપ, વાસ્તવિક તપ નથી. દાનમાં ભાવ ભળે તો સંસાર પરિત્ત કરે. ભાવપૂર્વક શિયળ પાળે તો કર્મના ભૂકકે ભૂકકા ઊડી જાયં, એમ ભાવપૂર્વક પ્રભુની વાણીમાં આનંદ શ્રાવક તલ્લીન બની ગયા છે. શું પ્રભુની વાણી છે ? પ્રભુ તો મોક્ષમાર્ગના પ્રણેતા છે, મોક્ષમાર્ગના પ્રદર્શક છે. પોતે મુકત થયા છે અને બીજાને મુકત થવાનો બોધ આપી રહ્યા છે પ્રભુની વાણી સાંભળી સમભાવમાં રહી અનેક જીવોં મોક્ષપદને વર્યા છે આ માર્ગે શૂરવીરનું જ કામ છે. કાયર તોં ભાગી જશે.

**એવા કરણીના હીણા રે, કાયર નર ધ્રૂજતા રે જી,**
**અન્તે ગાફલ ખાશે માર રે જી;**

**એવા ધરમના ધીંગા રે, શુરનર સાંઢશેજી;**
**મરજીવા ખેલે મેદાન રે. એવા ભકિતના મારગ રે,**
**ફૂલ કેરી પાંખડી રે, .... જી, સૂંઘે તેને આવે**
**સુવાસ રે....એવા..**

જ્ઞાની કહે છે, આ માર્ગ જેણે સ્વીકાર્યો તેનાં કામ થઇ ગયાં. પરંતુ આ માર્ગે કાયર ધ્રુજે છે. '**दुरणुचरो मग्गोवीराणं अणियट्टगामिणं**' આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે વીરનો માર્ગ દુષ્કર છે. એ માર્ગે ચાલવાનું રેંજીપેંજીનું કામ નથી. જ્યાં લડાઇ માટે હથિયારો ખખડતાં હોય, તલવારો ઘસાતી હોય ત્યાં કાયરનાં કાળજાં કંપવા માંડે. કાયર બીકણ હોય છે; તે પાછળ ચાલે છે તેમ આજ્ઞાની જીવો બીકણ છે. થાશે કે નહિ થાય એવી શંકાઓમાં જ રહી જાય છે. શૂરવીર તો વાંસો ન દેખાડે. છાતીમાં ઘા ઝીલી લે. લડતાં લડતાં મરી જાય, પણ ઘર ન સંભારે

**जे उ संगाम कालम्मि, नाया सूरपुरंगमा,**
**नो ते पिट्ठ मुवेहिन्ति, किं परं मरणं सिया?॥**

સૂય. અ. ૩ ઉ. ૩ ગા. ૬

સંગ્રામમાં જેઓ પ્રસિદ્ધિને પામ્યા છે, સૌથી મોખરે ચાલે છે, પરાક્રમી અને શૂરવીર છે તે કદી વાંસો નહિ દેખાડે. તે વિચારશે કે મરણ સિવાય બીજું શું થવાનું છે. તમે શૂરવીર છો કે ડરપોક?

તપ કરવું હોય તો કંઇ કષ્ટ વગર થાય? અનાદિકાળથી જીવ ખાતો આવ્યો છે. બહુ લાડ લડાવ્યાં છે માટે ઉપવાસ આકરો નથી લાગતો પણ વ્યસન નડે છે. કાયર તો એમ જ વિચારે છે કે–

**जहा संगामकालम्मि, पिट्ठओ भीरु वेहइ।**
**वलयं गहणं णूमं, को जाणइ पराजयं ॥**

सूय. अ. ३ उ. ३ गा. १

કોને ખબર છે કે કોણ જીતશે અને કોણ હારશે? માટે રસ્તામાં જગ્યા જોતો જાય કે પાછા ભાગવાનો વખત આવશે તો અહીં સંતાવાનું ઠીક પડશે જેની ભાવના જ લૂલી હોય તે આવા રસ્તા શોધે. મુનિ થાઉં. પણ મારું માન વધે એ માટે તેજી-મંદીના ભાવ કાઢતાં શીખું. જ્યોતિષ શીખું તો દરેકને બતાવી શકાય. પરંતુ આ તો કુવિદ્યા છે.

**'कुहेड-विज्जा-सवदारजीवी, न गच्छई सरणं तम्मि काले'**

ઉ. ૨૦. ગા. ૪૫.

એવી વિદ્યાઓથી તો આશ્રવનાં દ્વાર ખોલાય છે. કર્મની ધોધબંધ આવક થાય છે પરંતુ અંતકાલે તે શરણભૂત થતી નથી. મુનિને તો નવ નવ કોટીનાં પચ્ચક્ખાણ હોય છે. એટલે જો એ એમ કહે કે મારા કહેવાથી તમને લાભ થયો મારું માંગલિક સાંભળીને ગયા અને તમને લાભ થયો, માટે ૫૦૦ રૂપિયા વાપરો. એટલું કહ્યું ત્યાં એનું સાધુપણું ઊડયું. સાધુ તો **'नेव सयं परिग्गहं परिगिण्हेज्जा'** પોતે પરિગ્રહ રાખે નહિ અને બીજા પાસે રખાવે નહિ અને રાખતા હોય તેનું મન, વચન, કાયાથી અનુમોદન કરે નહિ. આવાં નવ નવ કોટિએ પચ્ચક્ખાણ હોય તે આવું બોલે? પ્રભુ કહે છે, કર્મ કાપવામાં શૂરવીર થા નિર્દોષ જીવન એવું જીવ કે એ જીવન જોઇને બીજા ધડો લે.

આવું જીવન જીવનાર, સાચો મોક્ષમાર્ગ પામી, અનેક ભવ્યજીવોને માર્ગ પમાડનાર, સંસાર સાગરથી તારનાર, પરમ ઉપકારી, પ્રાતઃસ્મરણીય બા. બ્ર. ગીતાર્થ ગુરુ ગોપાલજી મહારાજની આજે પુણ્યતિથિ છે. સાં. ૧૮૯૬ ના પોષ વદિ ૧૦ ને દિવસે પિતા મૂળચંદભાઇ અને પુત્ર ગોપાલજીભાઈ, બન્નેએ સાથે દીક્ષા અંગીકાર કરી. તે ગોપાલજીભાઈ નવ વર્ષની વયના હતા, ત્યારે જેતપુર મુકામે હેમચંદજી મહારાજ પધાર્યા છે. મહારાજ ગોચરીએ પધાર્યા છે ત્યારે આ ગોપાલજીભાઇ બહાર છોકરાંઓની સાથે રમે છે, તે દરમ્યાન તેમની નજર આ હેમચંદજી મહારાજ ઉપર પડી કે તરત દોડી હાથ ઝાલીને બોલ્યા, મહારાજશ્રી અમારે ત્યાં પધારો.

જેમ અયવંતા મુનિએ રમતાં રમતાં ગૌતમ સ્વામીને જોયા કે તરત પાસે જઇને બોલ્યા કે –

**ખરે બપોરે પાય અડવાણે ભમવું તે કોણ કામે ?**
**આઘા આમ પધારો, પૂજ, અમ ઘેર વહોરણ વેળા.**

છઠ્ઠના પારણે ત્રીજે પહોરે ગૌતમસ્વામી ગોચરી લેવા નીકળ્યા છે. એનું શરીર કસોટીએ ચડાવેલા સોના જેવું છે. સમ ચોરસ સંઠાણ, વજ્રઋષભનારાચ સંઘયણ છે, ચાર જ્ઞાનના ધણી, દ્વાદશાંગીના રચયિતા, ચૌદ હજાર સાધુઓના ગણનાયક પોતે વહોરવા નીકળ્યા છે. બાળક કહે છે, હે નાથ! આવા ખરા બપોરે ઉઘાડા પગે આપ કયાં જઈ રહ્યા છો? ગૌતમ સ્વામી કહે છે, હું આહાર લેવા નીકળ્યો છુ અતિમુકતકુમાર કહે, તો આપ મારે ઘેર પધારો એમ કહી ગૌતમસ્વામીની આંગળી પકડીને ચાલવા માંડયું. માતા શ્રીદેવી, સોનાના સિંહાસન ઉપર

બેઠાં છે. તેને ગૌતમ ગણધરની આંગળી પકડીને આવતા કુમારને જોયો. તેને થયું કે ધન્ય છે બાળકને, ખરેખર! તે ભાગ્યશાળી છે કે એણે ગૌતમ સ્વામીનો હાથ પકડયો. આસન ઉપરથી ઊભી થઈ માતા બોલી કે–

**આજ અમારે આંગણે કે અમ આંગણે સુરતરુ ફળિયા,**
**ગૌતમ ગણધર તુઠ્યા, આઘા આમ પધારો પૂજ;**
**અમ ઘેર વહોરણ વેળા.**

આજ મારે આંગણે અમીરસ ધારા વરસી, સાચા મોતીના મેહ વરસ્યા કે આજ મારે આંગણે ગૌતમ ગણધર પધાર્યા. 'પધારો પધારો' કહી આગળ જઈ વંદન નમસ્કાર કર્યા. આજે તો હીંડાળે બેઠા હોય તોય ઊભા ન થાય.

**થાળ ભરીને મીઠા મોદક, ભાવ ધરી વહોરાવ્યા,**
**આઘા આમ પધારો પૂજ, અમ ઘેર વહોરણ વેળા.**

માતાએ થાળ ભરી મોદક વહોરાવ્યા. પણ ગૌતમને તો રોટલો મળે કે મોદક મળે. સરખી જ દૃષ્ટિ છે કારણ કે–

**अरसं विरसं वा वि, सूइयं वा असूइयं ।**
**उल्लं वा जइ वा सुक्कं, मंथु-कुम्मास-भोयणं॥**
**उप्पण्णं नाइहीलिज्जा, अप्पं वा बहु फासुयं ।**
**मुहालद्धं मुहाजीवी, भुंजिज्जा दोसवज्जियं ॥**

દશ અ. ૫. ઉ. ૧ ગા. ૯૮-૯૯

સરસ, નીરસ, લૂખો, સૂકો, ગમે તેવો આહાર મળે પણ મુનિ તેમાં રાગદ્વેષ ન કરે. સારું હોય તો વખાણે નહિ,

નરસું હોય તો વખોડે નહિ. જો રાગદ્વેષપૂર્વક ખાય તો સૂઝતો લાવે છતાં અસૂઝતો કરીને ખાધો ગણાય.

આ પવિત્ર મહાત્માને વહોરાવ્યું. મુનિ પાછા વળ્યા, સાથે બાળક પણ પાછો વળ્યો. મુનિને કહે છે, આપના હાથમાં ભાર છે તે મને આપો. હું લઇ લઉં. કેવા અપૂર્વ ભાવ છે? ગૌતમ કહે, તને ન દેવાય, સાધુ થાય તે સાધુનો ભાર લઇ શકે. કુમાર કહે– હું સાધુ થઇશ. પછી શું? હવે તો આપો. ગૌતમ કહે– પણ તેં રજા લીધી? આમ વાત કરતાં કરતાં પ્રભુ પાસે પહોંચ્યા. પ્રભુએ પણ યોગ્યતા જોઇ. કેવળી ભગવાન ખુદ આવડા બાળક સાથે વાત કરે! પણ આની યોગ્યતાએ પ્રભુને બોલવું પડ્યું. પ્રભુએ બોધ આપ્યો. ઘેર આવી માતાને કહે છે, માતા, મને રજા આપો મારે સંયમ લેવો છે. આ મનુષ્ય જીવનમાં જીવવા જેવું હોય તો તે સંયમી જીવન જ છે. અસંયમી જીવનથી સંસાર વધે છે. માટે હવે મારે એ અસંયમી જીવન જીવવું નથી.

નવ વર્ષનો બાળક આવું સમજી ગયો પણ તમને ૫૦–૬૦ વર્ષ થયાં છતાં હજુ ઘર–દુકાન છૂટે છે? ધર્મની ધમધોકાર મોસમ ચાલે છે. પણ તમને પામવાની ધગશ છે? ધગશ આવે તો કોઇનો ઝાલ્યો–બાંધ્યો ન રહે. ધર્મ પોતાના માટે કરવાનો છે. તૈયારી કરી લો તો ભવિષ્યમાં પસ્તાવું ન પડે. જેણે તૈયારી ન કરી તેની માળાના મણકા વીખેરાઇ ગયા.

ભૂલે ભટકે હમ, પ્રભુ આયે તેરે દ્વાર પે;
કિસકો સુનાઉં દાસતાં, તેરાહી આધાર હૈ;
જબ સે લિયા જનમ પા રહે હૈં ગમ પે ગમ,
નાથ તું, અનાથ હમ કાટદો બૂરે કરમ!

આ માર્ગ અત્યારે મળ્યો છે. પછી ક્યારે મળશે તે ખબર નથી. હે નાથ! ચાર ગતિ ચોરાશી લક્ષ જીવાયોનિમાં રખડતો રખડતો હવે તારા દરવાજે આવ્યો છું. મારા કર્મની કથની કોને સંભળાવું? જ્યાં ગયો ત્યાં ઇન્દ્રિયો અને મનને મોકળું મૂક્યું છે. લગામ રાખી જ નથી. જન્મ લીધો ત્યારથી દુઃખ ઉપર દુઃખ પામી રહ્યો છું. હે ભગવાન! તું નાથ છે, હું અનાથ છું. તો હવે મારો હાથ ઝાલ, મારાં દુષ્કૃત્ય – બધાં કષ્ટ નાશ પામો. તારા શરણમાં આવ્યા પછી મારાં કર્મ ન જાય તો શું કામનું. માટે હે પ્રભુ! કૃપા કર.

**કરકે મહર જરા દેખલો, ઇધર ગયે જીવન કી માલા કે મોતી બિખર**

**તુમ હો પ્રભુજી કહાં, હમ લે ખબર ભૂલે તેરી ડગર;**
**ગયે જીવન કે રાહોં પેં કાંટે બિખર ઢૂંઢે તો ઢૂંઢે કહાં.**

હે પ્રભુ! કૃપા કરીને મારા સામે જો. હું તારું પગલું ભૂલી ગયો એટલે રખડયો. તારા પગલે ચાલ્યો હોત તો મારી આ દશા ન હોત તું સીધે માર્ગે ચાલ્યો અને હું અટવાયો. હવે મારું અને તારું અંતર વધી ગયું. મારી કેડીમાં તો ખૂબ કાંટા છે. માટે હે નાથ! હવે જરા મહેર કરીને બતાવ કે તું ક્યાં છો? અને જ્યાં હો ત્યાંથી અવાજ કર એટલે હું તારા રસ્તે ચાલ્યો આવું. મારી માળાનાં મોતી વિખરાઇ ગયાં છે. હવે છે, એનો સદુપયોગ કરવો છે માટે મને માર્ગ બતાવો. તમારે પ્રભુના માર્ગે ચાલીને સદુપયોગ કરવો છે ને! પ્રભુ પડકાર કરીને કહે છે કે દ્રવ્યદૃષ્ટિએ તું ને હું સરખા જ છીએ. માટે હવે આ માર્ગે ચાલ્યો આવ. તમારે ચાલવું છે?

જીવનની માળાના કેટલા મણુકા વિખરાઇ ગયા? વર્ષગાંઠ આવે ત્યારે ઊજવો છો ને? પણ ભાઇ! ગાંઠમાંથી આ એક વર્ષ ગુમાવ્યું. એનો અફસોસ થાય છે? આવો સોનેરી અવસર ગુમાવ્યો હોય ને દૂધપાક–પૂરી કેમ ગળે ઉતરે? સૂર્ય સવારે ઊગીને સાંજે જાય છે, તે તમારા જીવનમાંથી એક દિવસ લેતો જાય છે એ ખ્યાલ આવે છે?

**जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तइ।**
**अहम्मं कुणमाणस्स, अफला जन्ति राइओ॥**

ઉત્ત. અધ્ય–૧૪ ગા. ૨૪

જે જે રાત્રિઓ જાય છે તે પાછી આવતી નથી. અધર્મ કરનારની રાત્રિઓ નિષ્ફળ જાય છે અને ધર્મ કરનારની સફળ જાય છે.

આ દીકરો શ્રીદેવીને કહે છે. માતા! હું જાણું છું તે નથી જાણતો અને નથી જાણતો તે જાણું છું. કાળ આવવાનો છે તે જાણુ છું પણ ક્યારે આવવાનો છે તે નથી જાણતો.

માટે મને રજા આપો. આવો જબ્બર વૈરાગ્ય જોઈ માતા-પિતા આશ્ચર્ય પામી ગયાં. રાજાનો કુમાર છે. સુખમાં ઊછરેલો છે. તડકો ટાઢ જોયાં નથી પણ એના આ વૈરાગ્યના વેગથી માબાપના હૃદયમાં પડઘો પડચો. માબાપને પુત્ર પ્રત્યે લાગણી તો હોય જ. એક ગાય ચરવા જતી હોય ત્યારે વાછરડાં ને ત્રણ વાર પાછું વાળીને જુએ અને સાંજે આવે ત્યારે ય દોડતી એની પાસે પહોંચશે. તિર્યંચમાં પણ આટલી લાગણી હોય તો મનુષ્યોમાં હોય એમાં તો આશ્ચર્ય જ નહિ. આજ્ઞા આપવી તે

કંઇ સહેલી વાત નથી પણ આ પાત્ર છે એટલે એને રજા આપી અને એ જ ભવમાં સંયમ લઇને અંતગડ કેવળી થયા.

એવી જ રીતે ગોપાલજી (મહારાજ) ભાઇ પૂ. હેમચંદજી મહારાજને આંગળી પકડી વહોરવા લઈ ગયા. મહારાજ સાહેબ સાથે પાછા ઉપાશ્રયે આવ્યા. મહારાજે પૂછયું, તને સામાયિક આવડે છે? ત્યારે આ બાળકે કહ્યું, મને ફક્ત નવકાર મંત્ર આવડે છે. પછી સામાયિક શીખવી શરૂ કરી ત્યારથી ભાવિના ઉજ્જવળ જીવનનો પાયો નખાઈ ગયો. પાખીને દિવસે ઉપવાસ કરી ઉપાશ્રયમાં બેસી ગયા. જમવાનો ટાઇમ થયો. માતા રાહ જુએ છે કે આ હજી કેમ ન આવ્યા? વાર થઇ એટલે તેડવા આવ્યાં કે ચાલ. તું આખો દિવસ શું બેઠો બેઠો કરે છે કે હજી જમવા નથી આવતો? ત્યારે ગોપાલજીભાઈ બોલ્યા કે, માતા! મેં આજે ઉપવાસનાં પચ્ચક્ખાણ કર્યાં છે. તે તો હવે હું શિર સાટે પાળીશ. આજે મારે હવે જમવું નથી. બીજે દિવસે ઘેર આવીને આજ્ઞા માગી કે હે માતા! મારે દીક્ષા લેવી છે. માતા કહે-તું હજુ નાનો છે. આ તો હઠ લઇ બેઠા કે મારે હવે સંસારમાં રહેવું જ નથી. એક વર્ષ તો પરાણે કાઢયું. વૈરાગ્યનો વેગ જોઇ બાપને પણ થયું કે આ સંસાર છોડવા જેવો જ છે. એમને પણ વૈરાગ્ય આવ્યો અને બન્નેએ પૂ. હેમચંદજી ગુરુ પાસે દીક્ષા લીધી. દશ વર્ષના બાળકને દીક્ષા દીધી. દીક્ષા લઇને ગુરુની કૃપાથી નાની ઉમરમાં ખૂબ જ જ્ઞાન પ્રાપ્ત કર્યું. જરાય પ્રમાદ કર્યો નથી. જ્ઞાનમાં ગંભીર બનતા ગયા. મોટા મોટા સાધુ-મુનિરાજો પણ એમની પાસેથી જવાબ મંગાવતા. પોતાના શિષ્યોને એમની પાસે ભણવા મોકલતા અને એમના પોતાના વિદ્વાન

શિષ્ય પૂ. મોહનલાલજી મહારાજ કે જેમણે પ્રશ્નોત્તર મોહન માળાના બે ભાગમાં કેટલું સાહિત્ય રેડયું છે? પૂ. મણિલાલજી મહારાજ કે જે સિદ્ધાંતના બૅરિસ્ટર કહેવાતા. એમના સમાગમમાં જેઓ આવ્યા છે તેમને તો સ્વાદ રહી ગયા છે અને એમના સંપ્રદાયમાં હાલ બિરાજમાન પૂજ્ય કેશવલાલજી મહારાજ અજોડ અધ્યાત્મ તત્ત્વવેત્તા છે.

પૂ. ગોપાળજી મુનિ સોળ વર્ષના હતા ત્યારે તેઓ વિચરતા, વિચરતા સાયલામાં પધાર્યા. ત્યાં એક બ્રાહ્મણ હતો. તેને એમ મનમાં ફાંકો હતો કે મારા પ્રશ્નનો જવાબ આપી શકે તેવો આ દુનિયામાં કોઇ નથી માટે દરેક સાધુઓની સાથે તે ચર્ચા કરતા. એક શેઠ સાથે તે પૂ. મહારાજશ્રી પાસે આવ્યા. પૂ. હેમચંદજી મહારાજ બહાર બિરાજમાન હતા. એમણે આવીને કહ્યું કે મારે પ્રશ્નો પૂછવા છે. ખુલાસા કરશો? મહારાજ સાહેબે હા કહી. પૂ. ગોપાલજી મહારાજ પાતરાં પૂંજતા હતા. ગુરુદેવે બૂમ મારી કે ગોપાલજીએ તુરત જ ગુચ્છોને પાતરૂં મૂકી દીધું. આવીને હાથ જોડીને ઊભા રહ્યા. આનું નામ આજ્ઞાંકિત. મહારાજ સાહેબ કહે, આના પ્રશ્નના જવાબ આપવાના છે, અહીં બેસી જા. પથરણું પાથરી નીચે બેસી ગયા. બ્રાહ્મણને થયું કે ભલભલા હારી જાય છે ને આ શું મને જવાબ આપી શકશે?

મહારાજશ્રી કહે-ભાઈ! તમારે જે પ્રશ્નો પૂછવા હોય તે બધા પહેલાં પૂછી લો. બ્રાહ્મણે પચીસેક પ્રશ્નો પૂછી લીધા. એ બધા મગજમાં ધારી રાખ્યા અને એક પછી એક પ્રશ્નના જવાબ દેવા માંડયા. પહેલા પ્રશ્નનો જવાબ પહેલો જ અને બીજા પ્રશ્નનો જવાબ બીજો, એમ ક્રમબદ્ધ પચ્ચીસે પ્રશ્નોના

જવાબ આપ્યા. ભેજું તો કોઇ જબ્બર કામ કરતું હતું. ધારણા-શક્તિ અજોડ હતી. આવા સરસ ખુલાસા સાંભળી બ્રાહ્મણનું હૈયું થનગની ઉઠયું. ઊભો થઇને પગમાં પડયો. કહે છે–ધન્ય છે તમને, આવા ખુલાસા હજુ સુધી મને કોઈએ કર્યા નથી. તમે આવું જ્ઞાન કયાંથી પામ્યા? ગોપાલજી મહારાજ કહે, એ કૃપા મારા આ પૂજ્ય ગુરુદેવની જ છે. એમની કૃપાદૃષ્ટિમાં જ મારુ જ્ઞાન છે.

શિષ્યે કોની આગેવાની કરી? ગુરુની ને! આવા વિનય-વાન હોય તેને જ 'પાણીમાં તેલનાં ટીપાંની જેમ બધે પ્રસરી જાય તેમ ગુરુકૃપાથી જ્ઞાનનો ભંડાર ખૂલી જાય.'

મોરબીમાં સર્વધર્મ પરિષદ્ ભરાણી તેમાં પૂ. ગોપાલજી મહારાજને બોલાવવામાં આવ્યા હતા. તેમાં એમણે જૈનધર્મની એવી મહત્તા બતાવી કે રાજાને પણ કબૂલ કરવું પડયું કે જો સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને અજોડ ધર્મ કોઇ હોય તો તે જૈનધર્મ જ છે. પ્રધાનમાં પ્રધાન ધર્મ જૈનધર્મ છે. આજે તો સર્વ-ધર્મ-પરિષદ્ ભરાય છે પણ તેમાં શું કહેવાય છે? મારો રૂપિયો અને તારા આઠ આના બેય સરખા. અમે ને તમે બધા સરખા. આમાં કિંમત વધી કે ઘટી? જૈનધર્મ તો અનેકાંત વિચારશ્રેણીનો ધર્મ છે. એમાં બધા ધર્મનો સમાવેશ થાય, પરંતુ એ શેમાંય ન સમાય. દુનિયામાં–

नन्नत्थ एरिसं वुत्तं, जं लोए परम-दुच्चरं ।
विउलट्ठाणभाइस्स, न भूयं न भविस्सई ॥

દશ. અ ૬ ગા. ૫

જૈનદર્શન જેવું દર્શન મળવું દુર્લભ છે. આવો માર્ગ તીર્થંકર સિવાય કોઇએ કહ્યો નથી ને કોઇ કહેશે પણ નહિ. આવો ઉત્તમ માર્ગ તમને મળ્યો છે. હીરો હાથમાં આવ્યો છે, એને કોડી માટે કેમ ખોઈ નાખો છો ?

પૂ. ગોપાલજી મહારાજે ૫૩ વર્ષ સંયમ પાળ્યો. તેમાં શાસનની ખૂબ જાહોજલાલી વધારી. આવા પવિત્ર પુરુષની આજે પુણ્યતિથિ છે. એ પુરુષને આપણે જોયા નથી પરંતુ પરંપરાથી એના ગુણોનું વર્ણન સાંભળી બહુમાન આવે છે. જેમ પ્રભુ મહાવીરને આપણે જોયા નથી પણ તીર્થ સ્થાપી **'उप्पन्ने वा, विगमे वा, धुवे वा'** એ ત્રિપદી ગણધરને આપી તેથી તે દ્વાદશાંગીના રચનારા બન્યા. તેમણે જંબૂસ્વામીને અને જંબૂસ્વામીએ પ્રભવસ્વામીને જ્ઞાન આપ્યું, તેમ ઉત્તરોત્તર આપતાં આપતાં છેવટ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે સૂત્રોને લિપિબદ્ધ તાડપત્રમાં કર્યાં. તેમનો પણ આપણા ઉપર અનહદ ઉપકાર છે. એમ ગુરુદેવ ગોપાલજી સ્વામીનો પણ પરમ ઉપકાર છે કે જેમણે શિષ્યોને અને જૈન જગતને જ્ઞાનચક્ષુ આપ્યાં. ગુરુની કૃપાથી મેળવેલું જ્ઞાન અને તેમને, શિષ્યોએ જે સંતોષ પમાડયો છે તે પણ અજોડ છે. **'पसन्ना लाभइस्संति विउलं अट्ठियं सुयं'** તે નમુના રૂપ તેમના શિષ્યો છે. તે સ્વામીજી જિંદગીમાં પણ ડોળીમાં બેઠા નથી. પરનો આશ્રય લીધો નથી. સ્વાધીનપણે વિહરતા લીંબડી પધાર્યા અને સમાધિ પરિણામે સંથારો કરી સ્વરૂપની સાધના કરતાં કરતાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. (સંવત ૧૯૪૭ ના શ્રાવણ સુદ ૧૧ ને મંગળવારે સ્વર્ગવાસ પામ્યા.)

ભગવાન મહાવીરના શાસનમાં આવાં નરરત્નો પાકયાં છે. જેના ભાવ અવસરે—

## વ્યાખ્યાન ૩૦ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદિ ૧૨ રવિવાર

ભગવાન મહાવીરની વાણીમાં વિવેક અને ઉપશમના અપૂર્વભાવો ઝળક્યા. હવે પ્રભુજી સંવેગનું સ્વરૂપ કહે છે. સંવેગ કોને કહેવાય? તેના અધિકારી કોણ હોઇ શકે? આદરવાથી શું ફળપ્રાપ્તિ થાય? તે બધું પ્રભુજી દિવ્ય વાણીના અસ્ખલિત પ્રવાહથી સમજાવે છે.

મરણ વખતે જે પ્રભુ સાક્ષાત્ હાજર નથી છતાં તેનાં શરણાં અપાય છે. એ શરણુ સાંભળતાં એમાં તદાકાર થાય, તેને શરણભૂત માને તો તેની ગતિ સુધરી જાય એમના નામશ્રવણમાં પણ જો આટલો લાભ છે તો એ પ્રભુનાં સાક્ષાત્ દર્શન તો અપૂર્વ ફળદાયી નીવડે. સૌથી પ્રથમ નમસ્કાર આપણે અરિહંત ભગવાનને કરીએ છીએ. પંચ પરમેષ્ઠીમાં તેનું પ્રથમ પદ છે. તે ઇષ્ટ છે. (ઇષ્ટ = વહાલું).

તમને વહાલું કોણ? ધન, કુટુંબ, પેઢી, પુત્ર કે ધર્મ? આમાં કોના ઉપર પ્રેમ વધે છે? તેનો મુકાબલો કરો તો ખબર પડે કે તમારો ઝોક ક્યાં પડે છે? સામાયિક-પ્રતિક્રમણમાં બેઠા હો ત્યારે પણ ઊંડે ઊંડે એજ વિચારો રમતા હોય છે ને? સામાયિક કરીને બેઠા અને તાર આવે કે વીસ વરસનો છોકરો ગુમ થઇ ગયો છે, તો કેવાં પરિણામ થઈ જાય? ધર્મની રસિકતા જાગી નથી એટલે ધર્મના સ્થાનકમાં પણ સ્મૃતિપટ પર સંસારનું જ ધ્યાન રમતું હોય છે.

જેમ ધ્રુવના કાંટાને પકડી રાખો ત્યાં સુધી રહે, પણ છૂટો મૂકો કે તરત જ તે ઉત્તર દિશા તરફ જ જશે. તેમ અજ્ઞાની જીવો, સંસારમાં રચીપચી રહેલા જીવો ઘડીભર ધર્મસ્થાનકમાં આવે તોપણ રસિકતાને કારણે ઝોક, સંસારના પદાર્થો તરફ જ વળે છે. ગમે તે વ્રત કરે તોપણ કંઇક લાલસા માટે. કસોટિયા આયંબિલ કરે, પણ શા માટે ? ઘરમાં શાન્તિ થાય એટલા માટે ને ! આ રસને દૂર કરો. સંસારના ભાવ ઉપર કુહાડા મારી પોતાના સ્વભાવ સામે જુઓ. સંસારમાં તો અનાદિકાળથી રખડયો. હવે એ રખડપટ્ટી ટાળવી હોય તો અરિહંતનું શરણું સ્વીકારો અને એની આજ્ઞાનું પાલન કરો.

જીવને વિષય–કષાયની લાલસા એટલી બધી છે કે એ છૂટતી નથી. ધર્મનું શરણ સ્વીકારશો એટલે એ લાલસા ઘટતી જશે. જડની અંદર મોહકતા, આસકિતભાવ છે. એ તરફનું આકર્ષણ થઈ રહ્યું છે, તેને ઘટાડો. જીવન, વીજળીના ઝબકારા જેવું છે. સોય અને દોરો તૈયાર નહિ રાખ્યો હોય તો નહિ પરોવાય. તેમ જો ગાફેલ રહ્યા તો ફરીને આ માનવભવ મળવો મુશ્કેલ છે. આજે તો જડની ચડતી દિનપ્રતિદિન વધતી જાય છે અને ધર્મ તો મરવા પડેલા માનવીને ઑક્સિજન આપી ૧–૨ કલાક બચાવવા પૂરતો ગણાય છે. નવયુગનાં માનવીઓ ધર્મને તો લૌકિક સેવામાં સમાવી લે છે. સેવા કરો, રાહત આપો, ન્યાય રાખો તો ધર્મ જ છે. આ લૌકિક નીતિમાં ધર્મને માની લીધો છે છતાં તે લૌકિક નીતિનું આચરણ તો ક્વચિત્ જ દેખાય છે. આચરણની બાબતમાં તો મોટું શૂન્ય છે.

જીવન તપાસો, કાદવમાં અનેક કીડા જન્મે છે અને મરે

છે. એનું જન્મ કે મૃત્યુ કાંઇ વખણાતાં નથી. તેવી રીતે જો જીવનમાં કંઇ ઉત્કર્ષ કરી ન શકો તો મનુષ્ય જન્મ પામ્યા તેનું સાર્થકપણું શું? 'યાદ કરે સો આબાદ, ભૂલે સો બરબાદ' જો આત્માને ભૂલી ગયા તો માનવજીવન બરબાદ છે અને જો એના તરફ દૃષ્ટિ કરશો તો તમે આબાદ બની જશો. અત્યારે અવસર મળ્યો છે ત્યારે કરી લો. વરસાદ વરસતો હોય, વાવણીનો ટાઇમ થઇ ગયો હોય તે વખતે ખેડૂત કહે કે અત્યારે શરદી થઇ જાય માટે વાવણી નથી કરવી એમ વિચારી સોડ તાણીને સૂઇ જાય અને 'કારતક મહિને કણબી ડાહ્યો થાય' તો તેને તમે પાગલ કહો ને! એ જ રીતે અત્યારે તમને આર્યદેશ, ઉત્તમકુળ, બધી સામગ્રી મળી છે તેને સાર્થક કરી લો. જિંદગીમાં સારાં નરસાં જે કામો કર્યાં હશે તેના પડઘા મૃત્યુ વખતે પડશે. જો મૃત્યુ સુધારવું હોય તો જીવન સુધારો.

ગમે તેટલા ભૌતિક પદાર્થ મેળવેલા હોય છતાં તે મૃત્યુથી બચાવી શકતા નથી. સિકંદર બાદશાહે બધે જય મેળવ્યો હતો. તેની મૃત્યુ વખતે આંખ ખુલી ગઈ. તેને ભાન થયું કે અજેય સૈન્ય મને અહીં મૃત્યુથી બચાવી શકશે નહિ માટે સિકંદરે ચાર ફરમાનો કાઢયાં કે મારા મૃત્યુ બાદ બધી મિલકત પધરાવીને લોકોને ભાન કરાવજો કે,–

**જે બાહુબળથી મેળવ્યું, તે ભોગવી પણ ના શકયો,**
**અબજોની મિલકત આપતાં, પણ તે સિકંદર ના બચ્યો.**

વળી આ લશ્કરને જનાજા આગળ દોડાવજો અને જગત જોઇ શકે કે આવડું લશ્કર હોવા છતાં કાળના મુખમાંથી બચાવી

ન શકાયો. વળી વૈદ્યો, હકીમો પણ આટઆટલા હોવા છતાં કોઇપણ દવા, દરદ ટાળી ન શકી, માટે 'મારો જનાજો એજ વૈદ્યોને ખભે ઉપડાવજો,' મારા હાથ ખુલ્લા રાખજો અને કહેજો કે–જીવો જ્યારે જન્મે છે ત્યારે બંધ મુઠ્ઠીએ અને જાય છે ત્યારે ખુલ્લા હાથે. એ પુણ્ય લઈને આવ્યો અને પાપ કરી પુણ્ય ખાઇને ખાલી હાથે ચાલ્યો જાય છે. માટે કફનીથી મારા બન્ને હાથ બહાર રાખી એક હાથમાં રાખ અને એક હાથમાં ધૂળની ચપટી રાખજો. હિંદુ હશે તેને મર્યા પછી બાળશે એટલે છેવટ રાખ થઇ જશે અને મુસ્લિમ હશે તે મરશે ત્યારે તેને દાટશે અને તેની ધૂળ થઇ જશે. એટલે આમ જ બધું મૂકીને જવાનું છે, કાંઇ સાથે આવવાનું નથી. મૃત્યુથી કોઇ બચાવી શકતું નથી, જો બચાવનાર કોઈ હોય તો તે એક ધર્મ છે. એટલે કે ધર્મનું શરણુ સ્વીકારે તે મરે જ નહિ એમ નહિ પરંતુ ભવિષ્યનાં અનંત જન્મમરણને અટકાવી દે છે. બ્રહ્મદત્ત ચક્રીને છ છ ખંડની સાહેબી હતી પરંતુ તેના જીવનમાં ધર્મ નહોતો એટલે ત્યાંથી મરીને સીધો સાતમી નરકે ઊપડી ગયો. પૈસાથી કે સત્તાથી ગતિ સુધરતી નથી પણ સદ્‌ગુણથી જીવન સુધરે તો ગતિ સુધરે. માટે એવું જીવન જીવો કે જેથી ભવની પરંપરા તૂટી જાય. ગમે તેટલું કમાયા હશો તેનો ક્યાંય હિસાબ નહિ લેવાય.

કોઈ નહિ પૂછશે તુજને તું ગરીબ કે ધનવાન ?<br>
આંગણુ માંહિ કેટલા રમતા કોમળ બાળગોપાળ ?<br>
સદ્ધર પેઢી ઇંડિયામાં કે લંડન પેરિસ માંય,<br>
પુણ્ય લઈને આવિયો માનવી ખાલી હાથે જાય.

જયાં જશો ત્યાં કોઇ નહિ પૂછે કે ગરીબ હતો કે ધનવાન ? કેટલાં બાળકો હતાં ? પેઢીઓ કયાં કયાં ચાલતી હતી એવું કોઈ નહિ પૂછે, પણ–

**જીવન બુકે શુભાશુભનાં કર્મ ખાતાં મંડાય,**
**શો જવાબ છે તારી પાસે ચોર કે શાહુકાર;**
**ખાલી ગુમાવી જિંદગી પાપ બોજો લઇને જાય,**
**પુણ્ય લઈને આવિયો માનવી ખાલી હાથે જાય.**

જીવન એ બુક છે. જેમ ચોપડામાં જમા ઉધાર થાય છે તેમ શુભાશુભ ભાવ થાય કે તરતજ એ લખાઈ જાય છે અને એ તો જ્યારે ઉદયમાં આવશે ત્યારે ખબર પડશે કે ચોર છીએ કે શાહુકાર. હવે અહીંથી પાપનો બોજો લઇને જવું છે કે ઓછો કરીને ? જે સાથે નથી આવવાનું તેને માટે બધું કરો છો પણ જે જ્ઞાન જ્યોતિર્મય આત્મા અંદર બેઠો છે એને માટે શું કર્યું ? સમ્રાટ હશે તોય તેથી કર્મને શરમ નહિ આવે

આનંદ શ્રાવક ઋદ્ધિવાન છે, સાથે ગુણવાન છે. પ્રભુની વાણી ઉમંગથી સાંભળે છે. એક કાનેથી સાંભળીને બીજે કાનેથી કાઢી નાખે તેમ નહિ પરંતુ જીવનમાં ઉતારતા જાય છે. એમ તમે પણ એક એક વ્યાખ્યાનમાંથી એક એક ગુણ લો તોપણ જીવન ઉત્તરોત્તર વૃદ્ધિને પામતું જાય.

ભગવાન મહાવીર સંવેગની વ્યાખ્યા કરે છે. સમ્યક્ પ્રકારે મોક્ષ તરફ વેગ ઉપાડવો, મોક્ષની જ અભિલાષા, મોક્ષની તીવ્ર રૂચિ જાગે તેનું નામ સંવેગ. બધું જોઇ લીધું, અનંતકાળથી જીવ આથડયો તેમાં શું અનુભવો કર્યા નથી ? શરીર તો જડ-

પુદ્ગલનો પિંડ છે. એ કાંઇ કરવા સમર્થ નથી. પોતે રાગદ્વેષ ઉમેરી પોતાનું પતન કરે છે. એ વિકારી ભાવો ટાળવા માટે સંવેગ લાવો. અનાદિકાળથી વિભાવભાવથી ઊભાં કરેલાં કર્મમાં આત્મા જકડાયો છે. તે આત્માના પુરુષાર્થથી જ મુકત થશે.

કોઇને એંજિનિયર થવું હોય તો તેની માળા ફેરવવાથી ન થવાય. તેમ તમારે સિદ્ધ બનવું હશે તો 'સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ' એમ બોલ્યા કરવાથી સિદ્ધ નહિ થવાય. કૈક મથ્યા, કૈક અગિયારમે ગુણસ્થાનક સુધી પહોંચ્યા ને પટકાયા. આ માર્ગ તો વિકટ છે. માખણનો ડુંગર છે. પગ લપસે નહિ ને ડુંગર ચડવાનો છે. એમાં શૂરવીરનું જ કામ છે. સંવેગ જાગે એના રોમરોમમાં મોક્ષના ભણકારા હોય. જગતની વાહવાહ કે કીર્તિની એને પરવા નથી. કારણ કે જગત–જેની ગત્ વહી ગઇ છે તે જગત્. એ તો જેને ગાડે બેસે એનાં ગાણાં ગાય કંઈ નહિ તોય ખોટી વાહવાહ કરીને ચડાવે અને એના એ જ પછાડે તો ફોદા કાઢી નાખે. માટે જગતની પરવા ન કરવી પરંતુ જ્ઞાનીના આગમમાં જોઇને તારી પરિણતિ ફેરવ.

જેને એક સાચી દિશા મળી ગઇ, નિશ્ચય થઇ ગયો તેની બધી દિશા રોકાઇ જાય. પણ દિશા નક્કી થવી જોઇએ. નહિતર બે ડગલાં આગળ ચાલીને બે ડગલાં પાછા ચાલો એટલે હતા ત્યાંને ત્યાં. તેમ તમે અહીં આવો ત્યારે આ સારું ને ઘેર જાઓ એટલે ત્યાંનું સારું, એટલે હતા ત્યાં ને ત્યાં. જેને સંવેગ ઊપડે તે તો પાછો વળે જ નહિ. કોઇ ક્રોડ રૂપિયા આપે તો ઝેર ખાવ ખરા? એમ સંસાર ઝેર છે. ઝેર, જાણીને ખાવ કે અજાણ્યા ખાવ પણ તે જીવ કાયા જુદાં કરશે. તેમ આ સંસાર

વાસનાથી આત્માનું પતન જ છે. પરંતુ જીવે ઊંધી દોટ મૂકી છે. જડમાં સુખ નામનો ગુણ છે જ નહિ છતાં જીવ એમાં જ પુરુષાર્થ કરે છે. જ્ઞાની કહે છે તમને ચક્ષુ ઉઘડયાં ન હોય તો–

**अदक्खु दक्खुवाहियं तं सद्दहसु अदक्खुदंसणा,**
**हंदि हु सुनिरुद्धदंसणे, मोहणिज्जेण कडेण कम्मुणा।**

સૂય. અ. ૨ ઉ. ૩ ગા. ૧૧.

અમે કહીએ છીએ તે તો માનો. પરંતુ તમને એ સાંભળવું આકરુ લાગે છે. તમને એમ થાય છે કે સાધુને તો શું ધંધો છે, એ તો કહે. અમે તો સંસારી, અમારાથી ન થાય. પણ ભાઈ! તારાથી થાય એટલું તો કરી લે. જ્ઞાનીઓ રસ્તો બતાવે છે પણ જેને રખડપટ્ટી કરવાની છે તેને આ માર્ગ નહીં રુચે. જે ભવ્ય હોય, પરિત્તસંસારી હોય તેને ધર્મની રુચિ હોય અને ધર્મની રુચિ હોય ત્યાં સંવેગ ઊપડે જ અને એનું હૈયું પોકારતું જ હોય કે હવે કયારે આમાંથી છૂટું?

કોઇ એક શેઠને ત્યાં સાઠ વર્ષે દીકરો આવ્યો. ખૂબ જ લાલન–પાલનથી ઊછેરે છે. એનું આંખ કે માથું દુઃખે તો એનો જીવ ઊડી જાય છે. ખૂબજ ભણાવી ગણાવીને તૈયાર કર્યો, પરણાવ્યો, વીસ વર્ષનો થયો ત્યાં એ પુત્રને રકતપિત્તનો રોગ થયો, પાચપરૂ ચાલ્યા જાય છે. કોઇથી જોયું જતું નથી. તાવ પણ સખત છે. આ પરિસ્થિતિમાં રોગ કોણ લઇ શકે? દિવસે દિવસે ગંધ વધતી જાય છે. કોઇ પાસે પણ બેસી શકતું નથી. માતા, પિતા કે પત્ની વિચારે છે કે આ ચેપી રોગ છે. રખે રોગ લાગી જાય એ બીકથી પાસે આવતાં નથી. ભોજનની થાળી

દૂરથી હડસેલી મૂકે છે. અનેક દવાઓ કરવા છતાં પણ રોગ મટતો જ નથી. કર્મનો કબાલો ફાટશે ત્યારે પૈસાદારની લાગવગ પણ નહિ ચાલે. આ શરીરમાં સાડાત્રણ કરોડ રોમરાય છે અને એકેક રૂંવાડે પોણા બબ્બે રોગ છે માટે–

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ।
जाविन्दिया न हायंति, ताव धम्मं समायरे॥

દશવૈકાલિક અ. ૮ ગા ૩૬

જ્યાં સુધી જરા અવસ્થા આવી નથી, વ્યાધિ વધી નથી, ઇન્દ્રિયો હાયમાન થઇ નથી, ત્યાં સુધી ધર્મ કરી લો. જેણે જીવનમાં અસત્‌નો જ આદર કર્યો છે તેના ભુક્કા બોલી જશે અને કર્મ ભોગવતાં કોઇ સાથીદાર નહિ થાય.

આ દીકરાનો રોગ વધતો જાય છે. ઓરડામાં પૂરી રાખ્યો છે. ઓરડો ઊઘાડે ત્યાં સર્પનાં મડાં, ગાયનાં મડાં, કૂતરાંનાં મડાં કોહી ગયેલાં હોય અને ગંધાય તેવી દુર્ગંધ આવે છે. પૈસા આપીને દાડિયાં રાખે તો દાડિયાં પણ એનું કામ કરવા તૈયાર થતાં નથી. આજ સાજે હોય અને કાલ ઝાડા ઊલટી થઇ જાય છે, એવું દેખાય છે ને! આનું નામ ક્ષણભંગુર દેહ, છતાં ચોવીસે કલાક એની જ ચિંતા કર્યા કરોછો પણ એ ક્ષણભંગુર છે. સાત ધાતુનો બનેલો છે. અશુચિમય છે. અશુચિનું જ સ્થાન છે.

આ પુત્ર વિચારે છે કે જેને હું મારાં માનતો હતો પણ તે મારાં નથી. પત્ની પણ મારી નથી. રોગથી પોતે ખૂબ ઘેરાઇ ગયો છે. હવે સહન થતું નથી. એમાં ઊંધા વિચારે ચડયો કે હવે તો કૂવે પડીને મરી જવું, એવો નિશ્ચય કરી લીધો. પથારીમાંથી

ઊભો થયો. બહાર નીકળ્યો. માતા, પિતા, પત્ની બહાર બેઠાં છે પણ કોઇ બોલ્યું નહિ કે ભાઈ! તું કેમ ઊભો થયો ? તમારે શું જોઇએ છે ? આગળ ચાલવા ગયો ત્યાં ગલોટીયું ખાઈને પડી ગયો છતાં કોઇએ ઊભો પણ ન કર્યો. આને તો મનમાં થયું કે બસ, આટલીયે સગાઈ નથી. હવે તો કૂવે પડીને મરીજ જવું છે. શેરીમાંથી નીકળ્યો તો સૌએ નાક આડા ડૂચા દીધા. ચાલતાં ચાલતાં થાકી ગયો. દરવાજે ઓટલા ઉપર બેઠો ત્યાં દરવાન કહે, ભાઈ! તું ઊભો થઈ જા તારા રોગનાં પરમાણુઓ અહી ચોંટી જશે તો રોગ ફેલાશે. માટે ચાલતો થઈ જા આ તો ઊભો થઇને ચાલતો થયો આગળ જતાં પાછો ફરી વખત ગબડી પડયો અને એક ખાડામા જઇ પડયો. શરીરે અશુચિનો લેપ લાગી ગયો મહામહેનતે ઊભો થયો. પણ ચમત્કાર થયો કે જ્યા જ્યાં લેપ લાગ્યો એટલા ભાગમાં કાયા સુંદર થઇ આને તો થયું કે આ શુ ? આટ–આટલી દવાઓ કરવા છતાં જે રોગ મટયો નહિ તે આ અશુચિના લેપથી મટી ગયો! એણે તો આખા શરીરે ચોપડી દીધું. કૂવા પાસે જઇ શરીર સાફ કર્યું, તો કાયા કંચનવર્ણી બની ગઇ એને થયુ કે નક્કી આ કોઇ લબ્ધિધારી મુનિની અશુચિ હોવી જોઇએ. લબ્ધિધારી મુનિઓના શ્લેષ્મથી પણ રોગીના રોગ મટી જાય છે. આને થયું કે આટલામાં કોઈ મુનિ હોવા જોઇએ. તપાસ કરતા એક ઝાડ નીચે મુનિને જોયા. તેની પાસે જઇ ચરણમાં ઢળીને કહે છે 'મહારાજ! મને આ બળતા સંસારમાથી ઉગારો આપના પ્રતાપે જ હું બચ્યો છુ. રોગથી ઘેરાયેલો હું કૂવે પડવા જતો હતો એમાં આપની અશુચિના લેપથી આ મારી કાયા કંચનવર્ણી થઈ માટે હુ આપના શરણે આવ્યો છું. હવે મને દીક્ષા આપો.

સંવેગ ઊપડયો, મોક્ષ પ્રત્યે રુચિ જાગી ત્યારે સંસાર પ્રત્યે અરુચિ જાગેજ. મુનિ કહે છે, ભાઇ! તારું કોઇ છે? આ કહે છે–મારાં સગાં છે પણ મેં બધાંનો અનુભવ કરી લીધો. હવે મારું કોઇ નથી, ક્ષણે ક્ષણે મારો આત્મા ભાવમરણે મરી રહ્યો છે. તેનાથી મને ઉગારો. મુનિ કહે–'તું રજા લઇ આવ. અમારે એક દાતણની સળી માત્ર પણ આજ્ઞા વગર ન કલ્પે માટે તું આજ્ઞા લઇ આવ.' આ કહે છે–હું પડી ગયો તોય કોઇએ મારા સામું જોયું નથી છતાં તમારી આજ્ઞાથી હું રજા લેવા જાઉં છું. ઘેર આવ્યો, માતા–પિતા કહે છે–આ તને શું થયું? તારો રોગ કેવી રીતે મટયો? આ કહે છે–માતા! એક મુનિના પ્રતાપે મારો રોગ ગયો. હવે મને રજા આપો. મારે દીક્ષા લેવી છે. માતા કહે–એ શું બોલ્યો? અમે તને રજા નહિ આપીએ. તું તો અમારી અંધાની લાકડી, અમારી જીવાદોરી, કાળજાંની કોર, તને નહિ જવા દઇએ આ કહે છે–તમે કોઇએ હું જતો હતો ત્યારે પૂછ્યું? કે કયાં જાય છે? હું તો મરવા જતો હતો, તેમાં આ મુનિ મળ્યા. હવે તો મારો આ નવો અવતાર આવ્યો છે. હવે મારે મારા આત્માની સાધના જ કરવી છે. તમે મારો રોગ ન મટાડી શકયા તે ભવરોગ મટાડનાર સાચા ગુરુ મને મળ્યા. હવે મારે ભવ નથી કરવા. અંદરથી આત્મા ઊપડી ચૂકયો છે. એ કહે છે–હવે મને રોકો મા, અતે જાગ્યો તે કોઇનો દાબ્યો ન રહે. આજ્ઞા મેળવી. ઉપાદાન જાગે ત્યારે નિમિત્ત તો હાજર હોય જ, જો કલ્યાણ કરવું હોય તો અવસર ચૂકશો નહિ.

**રહ્યા રોગમાં રડેલ, પોતે પીડામાં પડેલ. આખે શરીરે સડેલ,**
**ઘાટ મોતનો ઘડેલ કહો મટાડે કેમ રોગને?**

**ભણતર વેદતણું ન ભણ્યા, બહુ ફરે બગલા સમ**
**બાવા વેષધરી, ભવ વેદતણાં.**
**આતમ અવિચળ સુખ મેળવવા કદી હોય મરજી તારી,**
**કર સદ્ગુરુનો સગ, રંગને, વાત માનજે તું મારી.**

જ્ઞાની કહે છે, પોતે રોગમાં પીડાતા હોય, મોતના ઘાટ ઘડતા હોય એવા વેષધારીઓ બૂડશે અને બીજાને બુડાડશે. તરે તે બીજાને તારી શકે. આવા તરણ-તારણ પ્રભુ પધાર્યા છે. આવા મહાન્ પુરુષ મળ્યા, તેના તો ભવના ફેરા ટળી ગયા.

---

## વ્યાખ્યાન ૩૧ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૧૩ સોમવાર.

આનંદ શ્રાવક પ્રભુ પાસે બેઠા છે. પ્રભુના મુખારવિન્દથી ધર્મબોધ છૂટી રહ્યો છે. પ્રભુજી સંવેગનો બોલ સમજાવી રહ્યા છે. ગૌતમ સ્વામી પૂછે છે કે હે ભગવાન! **संवेगेणं भन्ते जीवे किं जणयई?** સંવેગથી જીવને શો લાભ થાય?

સંવેગ કહેવો કોને? સમ્યક પ્રકારે વેગ ઉપડયો તેનું નામ સંવેગ. અનંતકાળથી દરેક જીવમાં વેગ તો પડયો જ છે. દરેક દ્રવ્યમાં પરિણમન શકિત તો છે જ પણ તે શકિત અવળી ખર્ચાણી છે, નાનું બાળક હોય તોય તે સૂતુ સૂતું હાથપગ હલાવ્યા કરશે. એમ વેગ તો દરેકમા છે, પણ દિશા ફેરવવાની

જરૂર છે ઉન્મુખ થઇ ગયો છે તે સન્મુખ થઇ જાય તો વેગ પલટાઈ જાય. આવો સંવેગ આવે તો–

“ संवेगेणं अणुत्तरं धम्मसद्धं जणयइ । अणुत्तराए धम्मसद्धाए संवेगं हव्वमागच्छइ । अणन्ताणुवन्धि कोह–माण–माया–लोहं खवेइ ” ॥ १ ॥

સ્વને ઓળખે તો સાચો વેગ ઉપડે ને ? જેને હીરા, મોતી, માણેકની કિંમત હોય તે તે મેળવવા પ્રયત્ન કરે પણ જેણે ચણોઠીને જ સાચાં મોતી માન્યાં છે .તેને હાથીના ગંડ-સ્થળમાંથી સાચાં મોતી મળે તોપણ એની કિંમત નથી. તેમ તમે સાચાની કિંમત આંકતાં શીખો. આ દેહમાં આત્માની કિંમત છે હંસલો ઊડી ગયા પછી તેની કંઈ કિંમત નથી. સ્મશાનમાં લઈ જઈ બાળી નાખશે, માટે અવ્યકતપણે પણ જેની કિમત છે, તેને હૈયામાં ધારણ કરો તેની કિમત આંકો. તેનું જ ધ્યાન ધરો. આ દેહ તે હું નહિ, આત્મા તે જ હું, એમ સ્વને જાણે ત્યારે વેગ ઊપડે અને સંવેગ ઊપડે ત્યારે અનુત્તર પ્રધાન ધર્મની શ્રદ્ધા થાય. ધર્મ, વાડામાં, મસ્જિદમાં, ઉપાશ્રયમાં, મઠમાં, સોનગઢમાં કે રૂપગઢમાં કયાંય નથી. પણ મૂળ સ્વરૂપમાં, એના વાસ્તવિક રૂપમાં સમાઇ જવું તે ધર્મ. વસ્તુનો સ્વભાવ તે ધર્મ. પાણીનો ગુણ શીતળતાનો છે. એની નીચે અગ્નિ હોય, પાણી ગમે તેટલું ખદખદતું હોય છતાં એ ઘડો ઊંધો વાળી દો તો અગ્નિને ઠારી નાખશે.

ધર્મ, ધર્મ સૌ કોઇ કહે છે પણ ધર્મનો મર્મ કોઇ નથી જાણતું. ‘यः स्वधर्मं सेवते सः परत्र सुखमश्नुते’

ધર્મ પામે તે આ ભવ અને પરભવમાં સુખી થાય છે. પણ મૂળમાં ધર્મ ન હોય અને સુખની અભિલાષા રાખો તો ક્યાંથી મળે અનાદિકાળથી જીવ દુઃખ પામતો આવ્યો છે. કારણ કે મૂળ સ્વરૂપની ઓળખાણ જ નથી કરી

**"જેહ સ્વરુપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;**
**સમજાવ્યુ તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત"**

સ્વરૂપની સમજણ વગર જ દુઃખ પામ્યો છે. 'જે સ્ત્રીને પરણ્યા વિના, પામ્યો દુઃખ અનંત' એમ કહ્યું નથી માટે સ્વરુપને પામો. જે સ્વરૂપને પામે તે જ પ્રધાન ધર્મને પામે અને પ્રધાન ધર્મને પામે એટલે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, અને લોભને ખપાવે. આ ચોકડી જ મિથ્યાત્વની સહચારિણી છે એજ સંસારની પરંપરા ઊભી કરે છે.

અનંતાનુબંધી જે અનંત અનુબંધ કરે તે અનંતાનુબંધી કહેવાય. અનંતાનુબંધી ક્રોધ કોને કહેવાય? ઉપરથી ભભકતો હોય અને કદાચ અંદર અનંતાનુબંધી ન પણ હોય. ઉપરના દેખાવથી એની માપણી ન થાય. અનંત જ્ઞાનીના પ્રરૂપેલા સત્ય માર્ગની અરુચિ, તેનું નામ અનંતાનુબંધી ક્રોધ. ધર્મની વાત આવે ત્યાં એને એમ થાય કે મૂકોને એ વાત એના કરતાં કંઈક દેશની સેવા કરો, પણ જે ધર્મ પામ્યો હશે તે તો વધારે સેવા કરી શકશે. તે પોતાનું આ ભવનું અને પરભવનું સુધારશે અને બીજા અનેકના હૃદયમાં ધર્મના સંસ્કાર રેડશે. સરકારની બીકથી ગુના ઉપરથી અટકી જાય પણ હૈયામાં ભરેલા અવગુણ ટળવા મુશ્કેલ છે. ધર્મ પામેલો રાજપુરુષ જનતાના હૈયામાં

સદ્‌ગુણ, સંસ્કારનો આરોપ કરતાં સહેજે અન્યાય, અનીતિ અટકી જાય છે

એક રાજા ધર્મી હતા. એના ગણતંત્રમાં અઢાર દેશના રાજા હતા. તેની વ્યવસ્થા ધર્મ, ન્યાય અને નીતિપૂર્ણ હતી. બીજા દેશના રાજાઓ એને ઊખેડવા માગતા હતા કે એક ચેટક રાજા જાય તો બધું ભાંગી પડે. પરંતુ ચેટક પાસે ન્યાય, નીતિ અને સાત્ત્વિકતાનું બળ હતું એટલે એને ઊખેડી શકતા નહિ. સમાજમાં, રાષ્ટ્રમાં શાન્તિ જોઇતી હશે તોપણ ધર્મ પહેલો જોઇશે; પરંતુ આજે તો ધર્મ કોઇને ગમતો નથી. જ્યાંસુધી સશક્ત દશા હોય ત્યાંસુધી મોજશોખમાં જીવન વિતાવ્યું અને જ્યારે બધી શકિત ખર્ચાઇ ગઇ ત્યારે હવે ધર્મનું શરણું લીધું. કારણ કે આનંદ બહાર માન્યો હતો, પરંતુ ધર્મ જેવો આનંદ કયાંય નથી. સાંસારિક આનંદ ક્ષણભંગુર છે. બાળક બાલ્યકાળમાં, રમતગમતમાં, રમકડાં વગેરેમાં જ આનંદ માને છે. એજ બાળક મોટો થાય, સ્કૂલે જવા લાગે એટલે રમકડાંમાંથી આનંદ ઊઠવા માંડે અને ચોપડીઓમાં, લેસન કરવામાં આનંદ માને છે તેથી આગળ વધતાં યુવાન થયો, પરણ્યો એટલે સ્રીમાં આનંદ માન્યો. કમાવા લાગ્યો એટલે પૈસામાં આનંદ માન્યો. જેમ જગતમાં સમય પલટાતો જશે તેમ સાંસારિક આનંદના પદાર્થો પણ પલટાતા જશે. પરંતુ સાચો આનંદ શેમાં છે તે નહિ સમજાય ત્યાંસુધી ફાંફાં મારવાં પડશે. જેણે સ્વમાં સાચો આનંદ માન્યો છે તેને અન્ય કોઇ જગ્યાએ આનંદ નહિ લાગે. માટે જ તીર્થંકર દેવો ફરમાવે છે કે સ્વને ઓળખી લો. સ્વને ઓળખે તેને પુદ્‌ગલના એક કણિયામાં આનંદ ન લાગે. એને તો :–

'રજકણ કે ઋદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યાં પુદ્ગલ એક સ્વભાવજો'
—અપૂર્વ અવસર૦

જ્યારે દ્રવ્યદૃષ્ટિ પ્રગટે છે ત્યારે શેરીના કાંકરા ને વૈમાનિક દેવોનાં રત્નો બન્ને સરખાં જ લાગે છે. એ માને છે કે બન્ને પૃથ્વીકાય જ છે. પરંતુ તમને મમત્વ છે એટલે હીરા-મોતીના દાગીનાને તિજોરીમાં સંઘરો છો. આ શરીર માટીનું જ છે ને! પરંતુ બહેનો, હીરા-મોતીના દાગીના પહેરીને હરખાય છે. પણ માટીથી માટીની શોભા શી! દુકાળ પડે ત્યારે કંઇ હીરા, માણેક, મોતી ખાઇને પેટ નથી ભરાતું. દર્દમાં પણ એ સહાયક નહિ થાય. પરંતુ જ્યાં સુધી સ્વને જાણ્યો નથી ત્યાં સુધી પુદ્ગળનું માહાત્મ્ય છે. પરને પોતાનાં માન્યાં છે તે જ પહેલું દુઃખ છે. આ શરીર પણ તારું નથી. અવધિ પૂરી થશે એટલે છોડવું પડશે અને અહીં તો નિકાશબંધી છે. કંચન, કામિનીને કોઇ નહિ લઇ જઇ શકે. એક ધર્મ જ સાથે આવશે.

પરંતુ જેના હૈયામાં અનંતાનુબંધીનો ક્રોધ છે તેને સંસાર મીઠો લાગે. સર્પ કરડયો હોય તેને લીમડો ચવરાવે તો કડવો ન લાગે, તેમ સંસાર કડવો હોવા છતાં સંસારીને મીઠો લાગે છે. કારણ કે હૈયામાં મિથ્યાત્વના ઝેર ભર્યાં છે. પાંચ ડિગ્રી તાવમાં બાસુંદી આપે તો ન ગમે, તેમ મિથ્યાત્વ છે ત્યાં સુધી ધર્મ નહિ ગમે, પરંતુ મિથ્યાત્વ દૂર થશે તો ધર્મ મીઠો લાગશે.

એક શેઠ છે. તેને ચાર ચાર દીકરા, વહુઅરો, બધું છે પણ કોઇને ડોસો ગમતો નથી. ઘેરથી મોકલે દુકાને. દુકાને આવે તો

દીકરા કહેશે, ઘેર બેસો છેવટે કંટાળી ડોસો દીકરીને ઘેર ગયો તો દીકરી કહે તમારે ચાર ચાર દીકરા અને તમે મારે ઘેર રહો તે સારૂં ન લાગે. એટલે પાછો દીકરાને ઘેર આવ્યો. ડોસો માંદો પડયો એટલે દીકરાએ વિદાય આપી. ડોસો બહાર બેઠો રડે છે. ત્યાંથી એક મુનિ નીકળ્યા તેમણે કહ્યું, ચાલો મારી સાથે, તો કહે ના, ગમે તેમ હોય પણ મારા દીકરા છે તેને છોડીને જઇ શકું નહિ. આવા પુત્રોથી તજાએલાને પણ સંસાર છોડવો ગમતો નથી. હૃદયમાં સ્ત્રી, પુત્ર ને પૈસાને સ્થાન આપ્યું છે પરંતુ ધર્મને સ્થાન આપ્યું નથી,

**इमं च मे अत्थि इमंचनत्थि, इमं च मे किच्चमिमं अकिच्चं,**
**तमेवमेवं लालप्पमाणं हरा हरंति त्ति कहं पमाओ ? ॥**

ઉત્ત. અ. ૧૪ ગા. ૧૫

આ મારા છે અને આ નથી આટલું કર્યું અને આટલું કરવાનું બાકી છે. પરંતુ હૃદયમાં પ્રભુને ન સમર્યા, આમને આમ જીવન ચાલ્યું જાય છે. એક દિવસ ઊપડી જશો. મોહમાં તરબોળ બનેલા માનવી, ગમે તેટલાં દુઃખ સહન કરે છતાં સંસાર મીઠો લાગે છે. ધર્મનો માર્ગ ગમતો નથી. પણ ધર્મની રસિકતા જાગે તો પ્રધાન ધર્મની શ્રદ્ધા થાય. પ્રધાન ધર્મની શ્રદ્ધા થાય એટલે અનંતાનુબંધી ક્રોધ, માન, માયા ને લોભનો ક્ષય થાય.

અનંતાનુબંધી ક્રોધ તે પર્વતની ફાટ સમાન છે. પર્વતની ફાટ પડે પણ તે સંધાય નહિ. સ્વરૂપ પ્રત્યેની અરુચિવાળા આત્માઓને એવો ભાવ તીવ્ર કષાયના યોગે થાય કે જીવું ત્યાં સુધી તે દુશ્મનનું મોઢું ન જોવું, તેણે મારું બગાડયું છે. આમ પર પ્રત્યે દૃષ્ટિ જાય છે.

શિષ્ય પૂછે છે, 'ઝેર કયું ? ગુરુદેવ કહે છે' **कोहो विसं, किं अमयं ? अहिंसा ।**' ક્રોધ તે ઝેર છે. અહિંસા તે અમૃત છે. કોઇ વેરીએ શેરે ચાર શેર ઘી નાખી જાળીવાળો મેસૂબ બનાવ્યો પણ સામા માણુસને કોઇ ચેતાવે કે ભાઇ! આમાં દગો છે, મેસૂબ ખાશો નહિ, તો ખાઓ ખરા ? નહિ, તેમ તમારાં સગાંઓને પણ ખાવા નહિ દો અને જેણે ચેતવ્યા તેનો પણ મહાન ઉપકાર માનો. તેવીજ રીતે અનંતજ્ઞાનીઓ ચેતાવે છે, કે ક્રોધ ઝેર છે, ગમે તેટલું જ્ઞાન હોય, ગમે તેટલી તપસ્યા કરતો હોય પણ તપ રૂપી રૂમા ક્રોધરૂપી તણુખો પડે તો બધું બળીને ભસ્મ થઇ જાય માટે હવે ચેતો

**અજ્ઞાની બહુ આથડે, જ્ઞાન વિનાની લહેર,**
**બળદ ઘાંચીનો બહુ ફરે, તોય ઘેરનો ઘેર**

ઘાણીનો બળદ ચાલી ચાલીને ચાલે તો ય ત્યાંને ત્યાં જ. તેમ તમે ત્યાં ને ત્યાં કેમ છો ? તજવાનુ છે તે નથી ત્યાગતા અને નહિ આદરવાનું આદરી બેઠા છો, માટે ધીર પુરુષ! હવે '**अग्गं च मूलं च विगिंच धीरे**' મૂળ કર્મ ઉપર ઘા કર બહારના ત્યાગ કરતા અંતરંગના ક્રોધ–માન–માયા લોભ રૂપ કષાય છે, તેનાં ઉપર ઘા કરવાની વિશેષ જરૂર છે જો ક્રોધરૂપી ડાળ નીચે બેસે તો જ ઉપશમભાવ થાય અને જેમ આછરી ગયેલા પાણીમાં પડેલી વસ્તુ નજરે ચડી જાય છે, તેમ જેને મોહનો ઉપશમ થાય છે તેને જાતિ–સ્મરણજ્ઞાન થાય છે. "**उवसन्त मोहणिज्जो सरइ पोराणियं जाइं**"। પૂર્વનો જન્મ સાંભરે છે.

આ જન્મ અને ગત જન્મ વચ્ચેના ટાઇમમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચાર સમય જતાં એક મૃત્યુનો પડદો પડે તેમાં બધું ભુલાઈ જાય છે. તેને ઉપશમભાવો યાદ કરી દે છે. હું કોણ હતો? "**के अहमांसि? के वा इओ चुओ इह पेच्चा भविस्सामि?** (આચારાંગ) ક્યાંથી આવ્યો? એનો વિચાર કરો તો વસ્તુ મળે. મન, વાણી, દેહથી નિરાળો એવો સચ્ચિદાનન્દ હું આત્મા છું. સત્=ત્રિકાળ અબાધિત, ચિત્=જ્ઞાન, આનંદ=ચારિત્ર, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણેની એકતા એનું નામ સચ્ચિદાનન્દ આત્મા.

વસ્ત્ર બદલાય છે પણ શરીર તેનું તે છે, તેમ દેહ બદલાય છે પણ દેહી તેનો તે રહે છે. દેહ બદલતાં દેહી બદલાઇ જતો નથી. જેને આત્મતત્ત્વનું માહાત્મ્ય પ્રાપ્ત થાય છે તેનો આત્મા અંદરથી પડકાર કરી જાગી ઊઠે છે. તેને વિષયો વિષ જેવા લાગે છે. તે તો વૈરાગ્યમાં જ રાચે છે.

**विसएहिं अरज्जन्तो रज्जन्तो संजमम्मि य,**

કોઇને ૫૦૦-૫૦૦ સ્ત્રીઓ, કોઇને હજાર-હજાર અને કોઇને ચોસઠ હજાર સ્ત્રીઓ હતી. એ બધા ભોગમાં સુખ દેખાતું હતું પરંતુ અંતર્મુખ દૃષ્ટિ થઇ. હવે એમને પુદ્‌ગલમાં ક્યાંય સુખ ન લાગતાં છ છ ખંડના રાજ્ય બળખાની માફક ફેંકી દીધાં. જાગ્યા કોઇના દાબ્યા રહે નહિ. સાચો વૈરાગ્ય હોય તે છાનો રહે નહિ. એક જ વ્યાખ્યાન સાંભળે કે હૃદયમાં ઊતરી જાય, પરંતુ એ સત્સંગ કોના લલાટમાં લખાયો હોય? જેનું ભવિષ્ય ઊજળું હોય તેને આવું સદ્‌ભાગ્ય સાંપડે. જેના ઉપાદાનની તૈયારી થાય તેને નિમિત્ત તો સામું મળી જ રહે.

ભૃગુ પુરોહિતે બ્રહ્મપુરી વસાવી છતાં બન્ને બાળકોના ઉપાદાનના કારણે ગુરુનો ભેટો થઇ ગયો અને એ મુનિને જોતાં થયું કે આવું મેં કયાંક જોયુ છે. કયાંક જોયુ છે, એમ વિચારે ચડતાં ચડતાં પૂર્વભવ સાંભર્યો કે અમે પણ આવું ચારિત્ર પાળ્યુ છે.

માતા-પિતા પાસે આવીને કહે છે કે અમારે સંસાર ન જોઇએ " **नत्थि कालस्साणागमो** " કાલનો કોઇને ભરૂસો નથી. મોત નથી આવવાનું એમ પણ નથી. માટે હવે ઢીલ નથી કરવી.

ટ્રેઇનમાં જવું હોય અને ટ્રેઈનને આવી ગયેલી જુઓ તો ? કેવી ઝડપથી દોડો ? તેમ ધર્મને ત્વરાથી કરી લો. પાવર લાવો. ગતિ વધારો. કોઇના માટે નથી કરવાનું. તમને તમારા આત્માની ગરજ હોય, ભવના ફેરા મટાડવા હોય તો આ ધર્મ કરી લેજો. ગમે તેવા પરિષહ આવે તોપણ વિચલિત ન થાય તે જ ધર્મને અંગીકાર કરી શકે. મીણના ગોળા ઉપર તડકો પડે ને ઓગળે, લાખનો ગોળો અગ્નિમાં ઓગળી જાય, લાકડાનો ગોળો અગ્નિમાં બળી જાય પણ માટીનો ગોળો તો જેમ તપે તેમ પાકો થાય. તેવી રીતે માટીના ગોળા જેવા આત્મા પર ગમે તેવા પરિષહ પડે છતાં તે ડગે નહિ એવી તૈયારી કરી લો

---

## વ્યાખ્યાન ૩૨ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ સુદ ૧૪ મંગળવાર.

પ્રભુની અમોઘ દેશના આનંદ શ્રાવક ઝીલી રહ્યા છે. પ્રભુની વાણી શાન્તિની કરણહારી, આપદાની ભેદનારી, મનવંછિત સુખ આપનારી છે પરંતુ વીતરાગદેવની વાણી ભાવસહિત જીવે

કદી સાંભળી નથી. દરેક જીવમાં પુરુષાર્થ, વીર્ય છે પણ અવળુંજ ફેરવ્યું છે. સ્વતરફ વેગ ઊપડયોજ નથી. ગાયના શિંગડા ઉપર એક સરસવનો દાણો ટકે એટલીવાર જો સ્વસંવેદન જ્ઞાન આવે તો ૬૯ કોડા-કોડ ઝાઝેરાં કર્મ ખપી જાય, પરંતુ જીવે કરવાનું કર્યુંજ નથી.

**કરવાનાં શાં કારજ કીધાં, અણુકરવાનાં શાં તજી દીધાં;**
**પુણ્ય પાપમાં વધેલ બાજુ છે કઈ રે,**
**રાત્રે રોજ વિચારો આજ કમાયા શું અહીં રે!**
**કરૂં કરૂં નથી કાંઈ કરતા, ધ્યાન નાથનું હજુ નથી ધરતા,**
**વાતો કરતાં વેળા સબ જાયે વહી રે,**
**રાત્રે રોજ વિચારો આજ કમાયા શું અહીં રે!**

જ્ઞાનીઓ કહે છે કે જીવે કરવાનું કર્યું જ નથી. એક જગ્યાએ બેસીને કદી સ્વનુ ચિંતવન કર્યુંજ નથી. દુકાનના ચોપડાનો મેળ મેળવવા બેઠા. બે રૂપિયાનો ફેર પડતો હોય તો એ મેળ મેળવવા ઉજાગરા કરોને! ધન માટે તન્મય બની જાવ છો ને! છોકરો માંદો પડે તો ઉજાગરા કરો, બૈરી માંદી પડે તો ઉજાગરા કરો, પરંતુ આત્મા માટે કદી ઉજાગરો કર્યો? એના માટે ચિંતા નથી કરી માટે જ રખડયો છે. આજ નહિ, કાલ કરીશું. છોકરો મોટો થાય પછી એને કારભાર સોંપી પછી કરીશું. પણ ભાઈ! એ વાયદો વેપારમાં હોય. ધર્મમાં વાયદા ન હોય.

કાલ કરના સો આજ કર, આજ કરના સો અબ,
અવસર બીતે જાત હૈ, ફિર કરેગો કબ?

આત્માના ભાવમાં સંવેગ ઉપાડો. કાલ કરવાનું કામ આજે કરી લો. સમ્યક્ પ્રકારે મોક્ષ તરફનો વેગ ઉપાડો. વેગ ઉપડે તો ધર્મની શ્રદ્ધા થાય, પરંતુ જેનું હૃદય સરળ હોય ત્યાંજ ધર્મ ટકે છે. માટે પ્રથમ સમ્યક્ત્વ લાવો. સમકિત વગરની કરણી એકડા વિનાનાં મીંડાં જેવી છે. તેનાથી કદાચ શુભભાવ હોય તો પુણ્યનો બંધ થાય, પણ નિર્જરા ન થાય. સમ્યક્ત્વ એક વખત આવીને કદાચ ચાલ્યુ જાય તોપણ અર્ધપુદ્ગલ પરાવર્તનમાં સંસારનો પાર પામે. ચણો આખો હોય તો ઊગે, પણ ભરડાઈ ગયા પછી ઊગે નહિ. તેમ સમકિત પામ્યો, ગ્રન્થિભેદ થઇ ગયો તેને હવે અન્તો-ક્રોડાક્રોડીથી વધારે કર્મ બંધાય નહિ. સાત પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થાય ત્યારે ચોથું ગુણસ્થાનક પામે ૧૧ પ્રકૃતિનો ક્ષયોપશમ થાય તો પાંચમું ગુણસ્થાનક પામે. જેમ જેમ ગુણસ્થાનકમાં આગળ વધે તેમ તેમ ઉપર ચડતો જાય પણ પૈસાથી ગુણસ્થાન મળે કે ? ચાર હજાર આપો તો ચોથું ગુણસ્થાનક, પાંચ હજાર આપો તો પાંચમું ગુણસ્થાનક મળે એવું નથી માટે પ્રથમ આત્માને નિર્મળ બનાવો. કષાય ઘટે અને આત્મા સરળ થાય તો આ વાણીને ઉલ્લાસપૂર્વક સાંભળી હૃદયમાં ધારી શકે.

પ્રભુની વાણી, આનંદ શ્રાવક અને બીજા અનેક જીવો સાંભળી રહેલા છે પણ ઝીલવા ઝીલવામાં ફેર છે. જેની જેવી પાત્રતા તેવું ઝિલાતું જાય છે. ધર્મ સાંભળીને ઠરી જાય, સમજીને સ્વમાં સમાઇ જાય તેણે ખરું સાંભળ્યું કહેવાય. જીવે સાંભળ્યું ઘણું પણ એણે કદી આચરણમાં ઉતાર્યું નથી પ્રભુનું નિમિત્ત પામીને અનેક જીવો મોક્ષમાં ગયા અને જમાલી જેવા રખડી પણ ગયા માટે પોતાના ઉપાદાનની જાગૃતિ પહેલાં જોઇએ.

હમેશાં વિચાર્યા કરો કે—

**હું કોણ છું, ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારું ખરું?**

હે આત્મા! તું કોણ છે? ક્યાંથી આવ્યો? તારું સ્વરૂપ શું? એના વિચારમાં લાગી જાવ. પ્રારબ્ધ હશે તે પ્રમાણે બધું મળી રહેશે માટે કૂડ, કપટ, દગા, પ્રપચ ઓછાં કરો. ન્યાયસંપન્ન દ્રવ્ય મેળવો. નીતિવાન બનો. ધર્મની સન્મુખ થવાનાં પંદર કારણોમાં પણ પહેલો જ બોલ છે કે નીતિવાન હોય. જે કર્મ કરશો તે પોતાને જ ભોગવવાનાં છે. ખાનારા ખાઇ જશે, લેનારા લઇ જશે, પણ કર્મ ભોગવવામાં કોઈ સાથીદાર નહિ થાય. માટે આ સોનેરી તક મળી છે તેને વધાવી લો.

**સોનેરી તક આ આવી, રંગરાગમાં ગુમાવી,**
**સાર્થક કર્યું શું આવી, બાજી ગયો તું હારી;**
**તું જાગ ઓ મુસાફિર! ઉડાડ નીંદ તારી**
**ગાફેલ રહી સૂતો શું, આવી આ કાળ સવારી"**

રંગરાગમાં સોનેરી ટાઇમ વીતાવ્યો. હવે ચેત! ધર્મ વિનાનું જીવન પશુ સમાન છે. પણ તમને ધર્મની કિંમત છે કે ધનની? ધર્મ દુર્ગતિમાં પડતાંને ધરી રાખે છે. ધન તારનાર નથી છતાં તેની પાછળ કેટલી ધમાલ કરો છો? પગલાં હવે સ્વ ઘર તરફવાળો. જેમ ગાય ચરવા ગઇ હોય અને સાંજે પાછી ફરે ત્યારે પગ જોરમાં હોય એમ હવે તમારા ઘર તરફ જવું હોય તો પગ જોરમાં રાખો. ગુરુ, શાસ્ત્ર બધાં નિમિત્ત રૂપે છે. પણ પોતાના ઉપાદાનની તૈયારી જોઇએ અને સમ્યક્ પ્રકારે વેગ ઊપડે

એટલે અનંત–અનુબંધ–સંસાર વધારે તેવા ક્રોધ, માન, માયા અને લોભ ખસી જાય તેથી ૪૦ ક્રોડાક્રોડી સાગરની સ્થિતિ છે તે ક્ષય પામી જાય પણ હજુ સાચો વેગ ઊપડયો નથી. આજસુધી સાચી જાગૃતિ થઇ નથી હવે જાગૃત થાઓ. એક ગુલાંટ ખાવાની જરૂર છે

"સાચી જાગૃતિ માટે સદ્ગુરુની શોધ ચલાવો" બીજું કાંઈ શોધ મા. એક સદ્ગુરુ શોધીને તેના ચરણકમળમાં અર્પાઇ જા. એની આજ્ઞાને શિરોમાન્ય કરી તેની દરેક ઇચ્છાને સત્ય માનવામાં જિંદગી ગુજારીશ તો અવશ્ય મોક્ષ મળશે જ. ગુરુની આજ્ઞામાં એકતાર થયા વિના આ માર્ગની પ્રાપ્તિ બહુજ દુર્લભ છે. કાલી મેઘલી રાત હોય, હાથોહાથ ન દેખાતો હોય અને ગુરુ કહે શિષ્ય! સૂર્યોદય થયો, તોપણ તેને 'તહત્તિ' પ્રમાણ કરી લે, પરંતુ એમ પ્રત્યુત્તર ન વાળે કે મહારાજ! તમારૂં મગજ તો ફરી નથી ગયુ ને! શિષ્ય હમેશાં એમજ માને કે મારા ગુરુદેવ, મારા તરણતારણ ઉપકારી જે કહે તેમાં રહસ્ય રહેલું જ હોય. સાવ નિરર્થક વાત ન જ કહે. ઘોર મેઘલી રાતમાં સૂર્યોદય થયો એમ કહેવાનો હેતુ એ જ છે કે અનાદિના મિથ્યાત્વનાં અંધારાં નાશ પામ્યાં અને સમ્યક્ત્વરૂપી સૂર્યનો ઉદય થયો.

સમ્યગ્દર્શન એ કેવળજ્ઞાનરૂપી ગોળાનો એક કણિયો છે. સમ્યગ્દર્શનના પરવાના વગર આગળ નહિ જવાય મિથ્યાત્વી જીવ શ્રદ્ધાના પ્રાંગણમાં પગ મૂકે ત્યાં એની દિશા પલટાઈ જાય. તે પલટો થાય એટલે ક્રોધ, માન, માયા, લોભ નાસી જાય હૃદયમાં સાચુ સમજાય એટલે ખોટું રહે જ શી રીતે? માટે હે પ્રભુ!

**ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા,**
**મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા.**

હમેશાં વિચાર્યા કરો કે—

**હું કોણ છું, ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારું ખરું?**

હે આત્મા! તું કોણ છે? ક્યાંથી આવ્યો? તારું સ્વરૂપ શું? એના વિચારમાં લાગી જાવ. પ્રારબ્ધ હશે તે પ્રમાણે બધું મળી રહેશે માટે કૂડ, કપટ, દગા, પ્રપંચ ઓછાં કરો. ન્યાયસંપન્ન દ્રવ્ય મેળવો. નીતિવાન બનો. ધર્મની સન્મુખ થવાનાં પંદર કારણોમાં પણ પહેલો જ બોલ છે કે નીતિવાન હોય. જે કર્મ કરશો તે પોતાને જ ભોગવવાનાં છે. ખાનારા ખાઇ જશે, લેનારા લઇ જશે, પણ કર્મ ભોગવવામાં કોઈ સાથીદાર નહિ થાય. માટે આ સોનેરી તક મળી છે તેને વધાવી લો.

**સોનેરી તક આ આવી, રંગરાગમાં ગુમાવી,**
**સાર્થક કર્યું શું આવી, બાજી ગયો તું હારી;**
**તું જાગ ઓ મુસાફિર! ઉડાડ નીંદ તારી**
**ગાફેલ રહી સૂતો શું, આવી આ કાળ સવારી"**

રંગરાગમાં સોનેરી ટાઇમ વીતાવ્યો. હવે ચેત! ધર્મ વિનાનું જીવન પશુ સમાન છે. પણ તમને ધર્મની કિંમત છે કે ધનની? ધર્મ દુર્ગતિમાં પડતાંને ધરી રાખે છે. ધન તારનાર નથી છતાં તેની પાછળ કેટલી ધમાલ કરો છો? પગલાં હવે સ્વ ઘર તરફ વાળો. જેમ ગાય ચરવા ગઇ હોય અને સાંજે પાછી ફરે ત્યારે પગ જોરમાં હોય એમ હવે તમારા ઘર તરફ જવું હોય તો પગ જોરમાં રાખો. ગુરુ, શાસ્ત્ર બધાં નિમિત્ત રૂપે છે. પણ પોતાના ઉપાદાનની તૈયારી જોઇએ અને સમ્યક્ પ્રકારે વેગ ઊપડે

એટલે અનંત–અનુબંધ–સંસાર વધારે તેવા ક્રોધ, માન, માયા અને લોભ ખસી જાય. તેથી ૪૦ ક્રોડાક્રોડી સાગરની સ્થિતિ છે તે ક્ષય પામી જાય પણ હજુ સાચો વેગ ઊપડયો નથી. આજસુધી સાચી જાગૃતિ થઇ નથી હવે જાગૃત થાઓ એક ગુલાંટ ખાવાની જરૂર છે

"સાચી જાગૃતિ માટે સદ્‌ગુરુની શોધ ચલાવો" બીજું કાંઈ શોધ મા. એક સદ્‌ગુરુ શોધીને તેના ચરણકમળમાં અર્પાઇ જા. એની આજ્ઞાને શિરોમાન્ય કરી તેની દરેક ઇચ્છાને સત્ય માનવામાં જિંદગી ગુજારીશ તો અવશ્ય મોક્ષ મળશે જ. ગુરુની આજ્ઞામાં એકતાર થયા વિના આ માર્ગની પ્રાપ્તિ બહુજ દુર્લભ છે. કાલી મેઘલી રાત હોય, હાથોહાથ ન દેખાતો હોય અને ગુરુ કહે શિષ્ય! સૂર્યોદય થયો, તોપણ તેને 'તહત્તિ' પ્રમાણ કરી લે, પરંતુ એમ પ્રત્યુત્તર ન વાળે કે મહારાજ! તમારૂં મગજ તો ફરી નથી ગયુ ને! શિષ્ય હમેશાં એમજ માને કે મારા ગુરુદેવ, મારા તરણતારણ ઉપકારી જે કહે તેમાં રહસ્ય રહેલું જ હોય. સાવ નિરર્થક વાત ન જ કહે. ઘોર મેઘલી રાતમા સૂર્યોદય થયો એમ કહેવાનો હેતુ એ જ છે કે અનાદિના મિથ્યાત્વનાં અંધારાં નાશ પામ્યાં અને સમ્યક્‌ત્વરૂપી સૂર્યનો ઉદય થયો.

સમ્યગ્દર્શન એ કેવળજ્ઞાનરૂપી ગોળાનો એક કણિયો છે. સમ્યગ્દર્શનના પરવાના વગર આગળ નહિ જવાય મિથ્યાત્વી જીવ શ્રદ્ધાના પ્રાંગણમાં પગ મૂકે ત્યાં એની દિશા પલટાઈ જાય. તે પલટો થાય એટલે ક્રોધ, માન, માયા, લોભ નાસી જાય હૃદયમાં સાચું સમજાય એટલે ખોટું રહે જ શી રીતે? માટે હે પ્રભુ!

**ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા,**
**મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઇ જા.**

અજ્ઞાનના અંધારામાંથી પરમ સત્યના માર્ગે પ્રયાણ કરાવ. આવો માર્ગ તમને આજે મહાન્ પુણ્યના ઉદયે પ્રાપ્ત થયો છે. તો પ્રમાદને છોડી સાચી શ્રદ્ધા પ્રગટાવો.

જૈન કેરૂં તત્ત્વ જો, સમજાય છે સાચુ તને,
તેની શ્રદ્ધા તું રાખજે, તન્મય બનાવી દિલને.

જૈનદર્શન જેવું બીજું કોઈ દર્શન નથી. કથંચિત્ કથન કરનારને એવું તથ્ય મળ્યું હોવા છતાં, તેની શ્રદ્ધા કરતાં કેમ ડરો છો? પ્રભુ મહાવીર જે કાંઇ કહેતા તો તરત ગૌતમસ્વામી '**सेवं भन्ते ! सेवं भन्ते !** કહેતા. શ્રદ્ધા હશે તો જ નાવડું આગળ ચાલશે. સમ્યક્ત્વનો દીવો હશે તો જ સાચો માર્ગ જડશે. માટે સમ્યગ્દર્શનની પ્રથમ જરૂર છે. શ્રદ્ધાનો પાયો મજબૂત છે તે આગળ આવશે. પરંતુ ગોળના માટલા ઉપર એક મણને પાંચ શેરનું લેબલ માર્યું હોય પરંતુ ગોળ તો મકોડા ખાઇ ગયા હોય અને લેબલ એમને એમ રહી ગયું હોય તેવી દશા ન્યાય નીતિ, શ્રદ્ધા, પ્રમાણિકતા, દયા વગેરે ઊડી ગયાં અને શ્રાવકનાં લેબલ રહી ગયાં. સાચા ભાવ વિના ભવકટ્ટી નહિ થાય. સ્વભાવ બદલાય તો સંસાર બદલાય. સ્વભાવનાં પચ્ચક્ખાણ થાય તો ઘાતી-અઘાતી બધાં કર્મોનો દાળાવાટો નીકળી જાય. માટે ઊંચે આવવું હોય તો પાકો નિશ્ચય કરી લો.

શ્રદ્ધા હી સે સારધાર, શ્રદ્ધા હી સે ખેવો પાર,
શ્રદ્ધા વિના જીવ ખુવાર, નિશ્ચય કરી માનીએ.

સંસાર-વ્યવહારનાં દરેક કામમાં તમને વિશ્વાસ છે ને! દુકાનમાં નોકરને બેસાડી આવો તો તેનામાં પણ વિશ્વાસ છે ને!

એક પારસલ કરો છો પણ તે ચોકકસ પહોંચશે તેની ખાત્રી છે ને! પત્ર લખો તોપણ પહોંચી જવાનો વિશ્વાસ છે ને! તો પછી અહીં વીતરાગ માર્ગમાં શ્રદ્ધા કરવામાં બુદ્ધિ કેમ બુઠ્ઠી થઇ ગઇ છે? આગળ કેમ ચાલતા નથી? જે સર્વજ્ઞે દીઠું છે, અનુભવ્યું છે તે જ તાદૃશ વાણીરૂપે મૂક્યું છે. તે સિદ્ધાંત ઉપર શ્રદ્ધા કરતાં કેમ જોર આવે છે?

કોઇ કહે કે અમેરિકામાં સો સો માળનાં મકાન છે, ન્યાય પ્રમાણિકતા પ્રમાણે ધંધો ચાલે છે. છાપાંનો ઢગલો પડયો હોય અને પાસે પૈસા નાખવાની પેટી મૂકે છે. બધા, છાપાં લઇ તેની કિંમતના પૈસા પેટીમાં નાખી દે પૈસા જ્યારે ગણે તો મેળ મળી રહે. ત્યાં દરેક કાર્ય ટાઇમસર થાય છે. મળવાનો ટાઇમ આઠનો આપ્યો હોય તો આઠ ઉપર પાંચ મિનિટ ન થાય. આમ કહે તો તમે સાચું માનો કે એમ કહો કે આવું તે કાંઇ હોતું હશે? તમે ન જોયેલું છતાં કોઈ કહે તો તેના ઉપર શ્રદ્ધા રાખી માનવું પડે છે ને!

આ તો અનંતજ્ઞાનીએ અનંતચક્ષુ વડે જોયું છે. આપણી ચામડાની ચક્ષુથી તો મર્યાદિત જોવાય. પ્રભુએ તો જ્ઞાનચક્ષુ વડે આખા લોકને જોયો છે અને સત્યરૂપે કહ્યા છે તેનામાં તમે શ્રદ્ધા રાખો **"तमेव सच्चं निसंकियं"** પ્રભુએ જે કહ્યું છે તે જ સત્ય છે. પ્રભુમાં અધૂરાશ હતી ત્યાં સુધી તેઓ બોલ્યા નહોતા. વાણી પ્રકાશી નહોતી. સાડાબાર વર્ષને એક પખવાડિયા સુધી મૌનપણે વિચર્યા. કેવળજ્ઞાન - સંપૂર્ણજ્ઞાન થયું પછી જ બોલ્યા. તમે તો બોલ બોલ જ કરો છો. વ્યાખ્યાનમાં પણ જો વાત ન કરે તો મોઢામાં બાવાં વળે છે. સાચું તત્ત્વ પામવા પરિમિત

વાણી ઉચ્ચારો. સાચી શ્રદ્ધા પ્રગટ કરી, સ્વ–આત્મકાર્યમાં તન્મય બની જાઓ. અંદરથી જો તમન્ના જાગશે તો વીતરાગની વાણીની શ્રદ્ધા અવશ્ય આવશે. વીતરાગે કહ્યું છે તે તો સાંભળ્યું પણ હવે શ્રદ્ધામાં આવો. બોદા રહેશો નહિ.

મોગલ સમ્રાટ ઔરંગઝેબ ધર્મઝનૂની હતો. રાજ્યની ધુરા તેના હાથમાં આવ્યા પછી તે બધાને મુસલમાન બનાવવા લાગ્યો અને જે મુસલમાન ન બને તેના ખેતરના ઊભા પાક કાપી નાખવામાં આવતા. પેટ પર ઘા પડયો એટલે ઘણાને મુસલમાન બની જવું પડયું. આવી રીતે મારીને મુસલમાન બનાવવા લાગ્યો અને સંખ્યાબળ વધારવાના મોહે પ્રજા ઉપર અનિચ્છનીય સીતમ ગુજારવા લાગ્યો. આ વખતે લાલજી મહારાજ તેને મળ્યા. લાલજી મહારાજને રાજાએ બધી વાત કરી કે આજે જે હિંદુ ધર્મની વિશેષ સંખ્યા હતી તે મટી સર્વ મુસલમાન બની જશે, ત્યારે લાલજી મહારાજ બોલ્યા, ભાઇ ! સંખ્યાબળથી ધર્મ ટકે નહિ. જો શ્રદ્ધા ન હોય તો સંખ્યા શા કામની ? સાચા સૈનિક પચાસ હોય તો તે શૂરાતન બતાવી, જીત મેળવે, પરંતુ ૫૦૦ પાવૈયા તેમની તોલે આવી શકે ખરા ?

'સિંહના એકે હજારા, ભૂંડણીનાં સોએ બિચારાં ' સિંહનું નાનું એવું બચ્ચું હોય તોપણ આખા વનને ધ્રુજાવે. ઔરંગઝેબ કહે છે, મારે એક જ ધર્મ જોઇએ છે. બીજો એક પણ ધર્મ મારા રાજ્યમાં પ્રવર્તતો ન હોવો જોઇએ. તમને ધર્મમાં શ્રદ્ધા કેવી છે ? હિંદુના હજાર ધર્મ. તમે પીર, પયગંબર બધાને માનો. તાજિયો નીકળે તો તેની નીચેથી નીકળો, પાણીનું બેડું રેડો અને નાળિયેર વધેરો. મોટી ઉધરસ થઈ હોય તો ડાકમાં

કોશ-કોદાળી નાખો. કેટલી અંધ શ્રદ્ધા ! કેટલી અંધાધૂંધી ? વળી પાછા સાંજે પ્રતિક્રમણ કરતાં બોલો કે દેવ અરિહંત, ગુરુ નિર્ગ્રંથ અને કેવળીનો પ્રરૂપેલો ધર્મ, આ ત્રણે તત્ત્વની શ્રદ્ધા મારે ભવોભવ હજો. આ તો ઉકરડે કમળ ઊગ્યું. લચપચિયા વાણિયાના હાથમાં ધર્મ આવી ગયો. આ ધર્મ તો હતો ક્ષત્રિયોનો – શૂરવીરોનો.

તમે મનમાં જાણતા હો કે હું જૂઠું બોલું છું છતાં ધર્મના સોગન ખાઓ છો. ધર્મ તો મામૂલી ચીજ બની ગઇ છે. જેમ કવરમાથી હુંડીનો કાગળ નીકળી જાય અને કવર દેખાવનું ગમે તેટલું સારું હોય છતાં તેની કંઇ કિંમત નથી તેમ આજે ધર્મ ગયો અને ઉપરનું ખોખુ રહી ગયુ છે.

અહીં ઔરંગઝેબની વાત સાંભળી લાલજી મહારાજ કહે છે કે આને બળથી નહિ પણ કળથી ઠેકાણે લાવવો પડશે. એક દિવસ લાલજી મહારાજ સાથે વાત કરે છે, ત્યાં તેમનો એક શિષ્ય આવ્યો અને કહે છે કે મહારાજ ! હું ગામમાં વસ્તુ લેવા ગયો પણ મને કોઇ વસ્તુ નથી આપતું. મહારાજે કહ્યું-તારી પાસે પૈસા નહિ હોય. શિષ્યે રૂપિયો દેખાડયો અને કહ્યું કે આના ઉપર રાજાની છાપ પણ છે. ઔરંગઝેબે તે રૂપિયો હાથમાં લીધો અને પછાડયો તો બોદો જણાયો. આથી રાજાએ શિષ્યને કહ્યું કે આ રૂપિયો તો બોદો છે તેથી તમને કોણ માલ આપે ? ત્યારે ગુરુએ કહ્યુ-પણ તેના ઉપર આપની છાપ તો છે ને ? તો કહે કે-છાપ માત્રથી શું ? અંદર તો બોદાશ છે ને ! ગુરુ, તકની જ રાહ જોઇ રહ્યા હતા. તેમણે તરત રાજાનું ધ્યાન ખેંચ્યું કે માત્ર નામધારી મુસલમાન બનાવવાથી શુ ફાયદો ? હૃદયથી તો તેઓ હિંદુ જ છે. આથી રાજા સમજી ગયો.

તમે કેવા છો ? સાચા કે ખોટા ? નાનો સવા મહિનાનો છોકરો લઈને આવે અને કહેશે, મહાસતીજી ! આ તમારો શ્રાવક આવ્યો, પણ શ્રાવક કેવડો હોય અને કેવો હોય ? જેમ સાડા આઠ વર્ષ પછી જ સાધુ થઈ શકે તેમ સાડા આઠ વર્ષ પછી જ શ્રાવક થાય અને જેણે શ્રાવકનાં વ્રતો આદર્યાં હોય, જેનામાં શ્રાવકના ગુણો હોય તે શ્રાવક કહેવાય. તમે પચાસ વર્ષના હો પણ વ્રતો આદર્યાં ન હોય તો તમને પણ શ્રાવક કેવી રીતે કહેવાય ? તમે કહેશો, અમે કલાક આવીને બેસીએ છીએ. એમ બેસવાથી તે સામાયિક ન મનાય. સામાયિકના પચ્ચક્ખાણ જોઈએ.

**पच्चक्खाणेणं भन्ते ! किं जणयइ ?** પચ્ચક્ખાણ કરવાથી જીવને શું લાભ થાય ? પચ્ચક્ખાણથી આશ્રવનાં દ્વાર બંધ થાય છે પણ અત્યારે તો ઉપરનાં ફક્ત લેબલ જ રહી ગયાં છે. માટે હવે સાચા શ્રાવક બનો. આ કળિકાળમાં એક ધર્મ જ આધારભૂત છે. તેની શ્રદ્ધા થાય તો પછી અન્ય કોઈ સ્થળે ચિત્ત ચોંટે જ નહિ. દૃષ્ટિ પલટાઈ જાય. બીજાના દોષ જોવા ભુલાઈ જાય. આત્મકલ્યાણ કરવુ હોય તો સંવેગની જરૂર છે. સંવેગ પામ્યો, અનિવૃત્તિકરણમાં આવ્યો, તે સમ્યક્ત્વ લીધા વગર પાછો ફરેજ નહિ અને ક્ષાયિક સમકિત આવે તો તે જ ભવે મોક્ષ લે અને વધુમાં વધુ ત્રીજો ભવ ઓળંગે નહિ. આવું સમકિતરત્ન પ્રાપ્ત થઈ જાય તો કલ્યાણ થઈ જાય.

આમ પ્રભુ મહાવીર દેશના આપી રહ્યા છે. સંવેગના બોલનું વર્ણન કર્યું. હવે નિર્વેદના બોલનું વર્ણન કરશે, તેના ભાવ ભેદ ઘણા છે તે અધિકાર અવસરે–

---

## વ્યાખ્યાન ૩૩ મું.

### સંવત ૨૦૧૪ના શ્રાવણ સુદ ૧૫ બુધવાર.

પ્રભુ ઉપદેશ આપી રહ્યા છે. અત્યાર સુધીમા વિવેક, ઉપશમ અને સંવેગ આ ત્રણ બોલનું વિવેચન થયું. ચોથો બોલ છે નિર્વેદનો. નિર્વેદ એટલે સંસાર પ્રત્યે અરુચિ.

પ્રભુની વાણી અસ્ખલિત અખંડ પ્રવાહે વહી રહી છે. એને હૈયામાં ઉતારી, આરાધના કરી પૂર્વે અનંતા જીવો મોક્ષમાં ગયા છે, વર્તમાનમાં સંખ્યાતા જીવો જાય છે અને ભવિષ્યમાં અનંતા જીવો મોક્ષમાં જશે.

પ્રભુની વાણીનુ એક વચન જો હૃદયમા બેસી જાય તો કર્મની ભેખડો ઊડી જાય. દુર્ગતિના દ્વાર બંધ થઇ જાય. પ્રભુ કહે છે હે ભવ્ય જીવો! "संबुज्झह किं न बुज्झह" સમ્યક્ પ્રકારે બોધ પામો, શા માટે બોધ પામતા નથી? કર્મ તોડવા માટે આ માનવભવ તે અમૂલ્ય સાધન છે.

અનાદિનું મિથ્યાત્વ ટળીને સમ્યકત્વની પ્રાપ્તિ એક મનુષ્ય-ભવમાં જ થાય છે. ત્રણ ગતિના જીવો સર્વવિરતિ થઇ શકતા નથી. મતિ, શ્રુત અને અવધિજ્ઞાન એ ત્રણે ગતિમાં છે, પણ મનઃપર્યવ જ્ઞાન તો મનુષ્યભવમાં જ પમાય. મનુષ્યના, કર્મભૂમિ, અકર્મભૂમિ, અંતરદ્વીપા અને સમૂચ્છિંમ એમ ચાર ભેદ છે. એ ચારમાં પણ કર્મભૂમિના મનુષ્યો જ પામી શકે. તેમાં જે પર્યાપ્તા, સંખ્યાતવર્ષના આયુષ્યવાળા, અપ્રમત્ત સંયતિ અને લબ્ધિધારી હોય તે જ પામી શકે બોલો, મનુષ્યભવની કેટલી કિંમત છે!

એટલે જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે. કર્મ ખપાવવા માટે આ અવસર મળ્યો છે. અહીં જેવું કર્યું હશે તેવું સામે ફળ મળશે. બાવળ વાવીને આફૂસ કેરીની આશા નહિ રખાય. સુખ જોઈતું હોય તો સુખનાં કારણ અપનાવવાં પડશે, પણ પુદ્ગળનું સુખ તો ક્ષણમાત્રનું સુખ છે અને એની પાછળ અનંતું દુઃખ ઊભું છે. એ પુદ્ગળનાં સુખ તો અનંતવાર મળ્યાં."

**"પુદ્ગળ એઠ અનંતીવેળા, ખાધીપીધી અપારી,**
**તેથી તૃપ્તિ લેશ થઈ નહિ, સમજ સમજ સુખ ક્યારી,**
**આતમ-તું નહિ જડનો ભિખારી....**

આ જીવે દરેકે દરેક પુદ્ગળને અનંતીવાર ગ્રહી ગ્રહીને મૂકયાં છે તેથી અનંતા જીવોની તે એઠ થઇ, તેને તેં અનંતીવાર ખાધી પીધી, છતાં હે આત્મન્! તેથી લેશમાત્ર તૃપ્તિ થતી નથી તો સંતોષમાં આવ. હંસ સ્વરૂપી આત્માને એઠ ચૂંથવાની ન હોય. કાગડા-કૂતરા એઠ ચાટે. અજ્ઞાની આત્મા પુદ્ગળમાં રાતા માતા હોય છે. લાડી, વાડી, ગાડી મળે એટલે સાહેબીમાં સર્વસ્વ માની સુખબુદ્ધિ રાખે છે તે તેની મિથ્યા ભ્રમણા છે. સંસારી સુખો ક્ષણિક છે તેવું તેને જ્ઞાન હોતું નથી

**વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ,**
**આયુષ્ય તે તો જડના તરંગ;**
**પુરંદરી ચાપ અનંગરંગ,**
**શું રાચીએ જ્યાં ક્ષણનો પ્રસંગ.**

જ્ઞાનીઓને સમ્યગ્જ્ઞાનનો દીવડો પ્રગટેલો હોવાથી તેઓ ક્ષણિક સુખમાં રાચતા નથી. "જ્ઞાન-શ્રદ્ધા પ્રગટે છે ત્યારે

જીવની રોનક ફરી જાય છે.” કોઇ દરિદ્રીને કચરો વાળતાં એક રૂપિયાની નોટ મળી ગઇ તે લઇને લૉટરીમાં મૂકતાં ભાગ્યયોગે લાખ રૂપિયા મળે ત્યારે તેની હાલત બદલી જાય, રોનક ફરી જાય, ખાવા, પીવા, પહેરવા, ઓઢવા, બધામાં ફેરફાર દેખાય છે તેમ આત્મામાં સમ્યગ્દર્શન પ્રગટ થાય ત્યારે સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા આ બધા ગુણો પ્રગટ થઇ જાય છે. તેનામાં ઉદાસીનતા અને અનાસકતયોગ પ્રગટે છે. પરમાંથી સુખબુદ્ધિ ઊડી જાય છે. સ્વરૂપદૃષ્ટિ, જીવનમાં સાવધાની, યતના આવે છે. રાગદ્વેષ મોળા પડી જાય છે.

**“સમ્યગ્દૃષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ;**
**(પણ) અંતર સે ન્યારો રહે, જયું ધાવ ખેલાવે બાળ.”**

ધાવ માતા બાળક માટે રાખી હોય, મોટો થાય પછી મને રજા દેશે, તે છોકરો મને રળીને આપે તેમ નથી, એવું ધાવ માતાને જ્ઞાન હોય છે. તેમ સમકિતી આશ્રવ–બંધનાં કારણો જાણીને તેનાથી ઘણા સાવધાન રહે છે. સાચી સમજણ જીવમાં આવે છે ત્યારે સહજ નિમિત્તો મળતાં સંસાર છૂટી જાય છે. ઉપાદાનની જાગૃતિથી જીવનું કલ્યાણ તરતમાંજ થઈ જાય છે. ભ૦ મહાવીરના ૭૦૦ સાધુ અને ૧૪૦૦ સાધ્વીઓ તે જ ભવે મોક્ષમાં ગયા. મોક્ષ પરથી થતો નથી. સ્વથી જ થાય છે માટે તમારું જીવન સુધારવામાં તમે સ્વતંત્ર છો.

આ જિંદગીમા ઘણાં કામો કરવાનાં છે. પ્રમાદી થઇને બેસી રહેવાનું નથી. એકેક પળ અણમોલી છે. ટાઇમની કિંમત કરો. તમારા શુભ વિચારોને વર્તનમાં ઉતારો. સંયમ અને તપથી

આત્માનું દમન કરો. રખેને ! પરના હાથવડે બંધન અને વધ વડે દમાવું પડે તેના કરતાં સ્વાધીનતાએ ત્યાગ કરો. મહાવીર પ્રભુએ જે તાલીમ સિદ્ધાંતોમાં આપી છે તે પ્રમાણે વર્તી, ભવકટ્ટિ કરો તોજ આ ધર્મ મળ્યો સાર્થક ગણાય. ભગવાનની વાણી ભાગ્યવાન, ભવ્યજીવો સાંભળે છે તેમાં પ્રભુ ઇચ્છાપૂર્વક બોધ નથી આપતા, તેમના તીર્થંકર નામકર્મના ઉદયને અંગે તેરમે ગુણસ્થાનકે રહેલા પ્રભુની વાણી છૂટે છે. તે વાણી સાંભળતાં પોતાના સ્વયં ઉપાદાનને કારણે સંવેગ, નિર્વેદ થાય છે. જે સમયે વૈરાગ્યની રુચિ હોય ત્યારે વિષય તરફ અરુચિ હોયજ. જેટલા ટકા વિષયેની મીઠાશ આવે છે તેટલા ટકા તેને વૈરાગ્ય ભાવના નથી જ. વૈરાગ્ય અને વિષય બન્નેને સાથે બનતું નથી. જેને મોક્ષ પ્રાપ્ત કરવો છે તેનું નિવાસસ્થાન લોકાગ્રે હોય છે. આજે તમે તમારા ઘરને નિવાસસ્થાન માન્યુ છે. પણ મકાન અને શરીરને પણ છોડવું પડશે અને મોક્ષનું શાશ્વત ધામ મેળવ્યા પછી પુનર્જન્મ કરવો પડતો નથી. ચારે ગતિમાં જ્યાં ત્યાંથી પાછું ફરવું પડ્યું છે. મોક્ષ તે 'સાદિ અનંત' સ્થાન છે. એ સ્થાનમાં બિરાજેલા સિદ્ધ પ્રભુ જેવી શકિત સત્તાગતે દરેક આત્મામાં છે. પણ એ પ્રયત્નથી મળશે.

તમે એક માળા ગણો કે એક સામાયિક કરો એટલેથી કાંઈ બસ નથી. મણ પાણીમાં નવટાંક સાકરે શું થાય ? તમારે કેટલું કરવું જોઈએ ને કેટલું કરી રહ્યા છો ? હરવું, ફરવું, નાટક, સિનેમા જોવા એ બધું કરો છો પણ સ્વની લગની નથી. કુમતિના પનારે એવો પડ્યો છે કે સુમતિ સામે જોયું નથી. સ્વ સામે આંખ મીંચામણાં જ કર્યાં છે. દૃષ્ટિ ખોડવાની છે ત્યાં ખોડી

નથી. તેમાં રુચિ જાગી નથી. દુકાને બેઠા હોય ને ખૂબ ઘરાક આવે. જમવાનો ટાઇમ ન મળે. સવાર સાંજનું ભેગું થાય છતાં પણ ટાઇમની ખબર ન પડે. કારણ કે રસ છે. એમ જો વ્યાખ્યાનમાં રસ હોય તો ઘડિયાળ સામે જોવાનું ય મન ન થાય. સ્વરૂપની રુચિ થાય તેને ધ્યાન ધરતાં પણ કંટાળો ન આવે. જેમ નાના બાળકને મા ખોળામાં લે પછી એને ઊઠવાનું જ મન ન થાય. એમ એ પોતાના સ્વરૂપમાં જ લીન રહે. તમારા આત્માનો ખજાનો તમારી પાસે છે. તે ખોલવા માંડો અને જે કાંઈ કરો તેને ગાઈ ન બતાવો કર્યું તે કોના માટે? કીર્તિ કે માન પામવાની ભાવનાએ ન કરો. મહાન પુરુષો તો કીર્તિને કાદવ માને છે. એ તો કહે છે, હજુ તો ઘણું કરવાનું છે. ચોવીસ કલાકમાંથી એક સામાયિક કરો. એમાંય મન કયાંય ભટકતું હોય છે. કારણ કે હજુ પરની પડી છે, પણ નિર્વેદ આવે તો પર પ્રત્યેની રુચિ ઊડી જાય. આ નિર્વેદથી લાભ શું? દેવ, મનુષ્ય અને તિર્યંચ સબંધીના કામભોગથી નિવૃત્ત થાય. મનુષ્ય, તિર્યંચ અને દેવ એ ત્રણ ગતિમા કામભોંગ છે. **कायप्रवीचारा आऐशानात् ॥ ८ ॥ शेषाः स्पर्शरूप शब्दमनःप्रवीचारा द्वयोर्द्वयोः ॥ ९ ॥ परे अप्रवीचाराः ॥ १० ॥**

તત્ત્વાર્થ સૂત્ર અ. ૪

પહેલા, બીજા દેવલોક સુધી મનુષ્ય જેવા કામભોગ છે. ત્રીજે, ચોથે દેવલોકે સ્પર્શનો વિષય છે. પાંચમે, છઠ્ઠે રૂપનો, સાતમે, આઠમે શબ્દનો, નવમાથી બારમા દેવલોક સુધી મનનો જ વિકાર છે. મનોમન ભાવના થાય અને તે પહેલા–બીજા દેવલોકની દેવીઓ મનોમન પૂરી પાડે. બીજા દેવલોકથી ઉપર દેવી નથી

પણ પહેલા, બીજા દેવલોકની દેવીઓ ઉપર જાય. નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનમાં તો વિકારનો કણિયો નથી. એટલી લાંબી સ્થિતિ હોવા છતાં એ જાતનો વિકલ્પ પણ નથી. અહીયાં જેણે એવા ભાવ કેળવ્યા હોય તેને સામે એવી ગતિ મળે. ગોળ નાખો એટલું ગળ્યું થાય. કિંમત આપો તેવો માલ મળે.

દેવગતિમાં જઇ ઉત્પન્ન થાય કે તરતજ પૂછવામાં આવે કે "**किन्ना लद्धा, किन्ना पत्ता**" શાં દાન દીધાં? શાં પુણ્ય કર્યાં? આર્ય પુરુષનાં એવાં કયાં વચન સાંભળ્યાં કે તમે અહીં ઉત્પન્ન થયા? ત્યારે ઉપયોગ મૂકીને જુએ તો ત્યાં હજુ મુડદું પડયું હોય, રોકકળ ચાલતી હોય તે બધું દેખાય. એને થાય કે મેં સદ્‌ગુરુનો બોધ સાંભળ્યો તેથી હું અહીં ઉત્પન્ન થયો. કાંતો સંતોનો સમાગમ કર્યો હોય, કોઇ શુભ ભાવ આવ્યા હોય તો અહીં ઉત્પન્ન થાય. આમ જ્યારે એને જણાય પછી એને વિકાર ન જાગે. એને થાય કે પ્રભુ કયાં છે? હું ત્યાં જાઉં અને વ્યાખ્યાન–વાણી સાંભળું.

જેને અહીં આસકિતભાવ રહી ગયો હોય અને દેવગતિમાં ઉત્પન્ન થાય તો તેને થાય કે કયાં છે મારાં રત્નો? કયાં છે મારી મિલકત? મને બધું જલદી બતાવી દો. જેને ધર્મની રુચિ હોય તે બહારગામ જાય તોપણ પહેલી તપાસ એ કરે કે ઉપાશ્રય કયાં છે? કોઇ સાધુ–સંત છે? કારણ કે એને એ રુચિ છે પરંતુ આજે તો રુચિ કયાં પડી છે? એક બૈરી મરી જાય તો તરત બીજીની તૈયારી થાય, પણ વૃત્તિ વળે નહિ કે સહેજે વસ્તુ ખસી ગઈ તો હવે હું જાવજીવનું વ્રતલઉં. વસ્તુ ગઇ પણ હજુ વૃત્તિ નથી ગઇ. પાછા બોલે શું, કે મા હેરાન ન થાય,

છોકરાં સચવાય એ માટે પરણું છું પણ આ બધાં તો બહાનાં છે. વસ્તુ ન હોય છતાં તે જાતની વૃત્તિ ઊભી હોય તો બંધનું કારણ છે. જેટલી આસક્તિ તેટલું પાપ અને વસ્તુ હોવા છતાં વૃત્તિ વળી જાય તો તે બંધનું કારણ નથી. બટેટાની બાધા હોય પણ કેળામાં બટેટાનો જ સ્વાદ આવે છે એમ માનીને ખાય તો આસક્તિનું પાપ લાગે.

એક વખત મહારાજ કુમારપાળે ઘેબર ખાધું; પરંતુ પૂર્વના સંસારને લીધે માંસના સ્વાદની કલ્પના આવી. તેમણે હેમચંદ્રાચાર્ય મહારાજ પાસે આવીને પ્રશ્ન કર્યો કે મહારાજ! ઘેબર ભક્ષ્ય કે અભક્ષ્ય ? ગુરુ–મહારાજ અતિ વિદ્વાન હતા. તે સમજી ગયા. તેમણે કહ્યુ, તારા માટે ઘેબર અભક્ષ્ય છે. કુમારપાળને ગુરુ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. એનામાં અર્પણતા હતી. ઊઠીને હાથ જોડી કહે છે. ગુરુદેવ ! મેં ઘેબર ખાધું તેમાં મને માંસની કલ્પના આવી હતી માટે મને એનુ પ્રાયશ્ચિત્ત આપો. ગુરુએ કહ્યું, પ્રાયશ્ચિત્તમાં તારા બત્રીસે દાંત પાડી નાખ. આ સાંભળી કુમારપાળને એમ ન થયું કે ઉપવાસ, એકાશન કે એવું કંઇ પ્રાયશ્ચિત્ત નહિ ને આવું પ્રાયશ્ચિત્ત ? તેણે ગુરુની આજ્ઞા, પ્રમાણ કરી. કેટલી અર્પણતા છે ? તરત એક પથ્થર લીધો, દાંત પર મારવા જાય છે. તરત ગુરુએ કહ્યુ, ‘બસ ભાઇ !’ પ્રાયશ્ચિત્ત આવી ગયું.

અહીં કહેવાનો આશય એ છે કે આસક્તિ છે, તેને પાપ છે. તેની કલ્પના પણ મારી નાખે છે. મનને કંઈક પ્રવૃત્તિ જોઇએ. એટલે એના વેગને આ તરફ વાળો. આ તો વિકારી

તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકીએ,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો.-અપૂર્વ....

પ્રભુની વાણી સાંભળતાં સ્વરૂપનો નિર્ણય કરે છે. સ્વરૂપનો નિર્ણય થાય એટલે દર્શનમોહનો નાશ થાય, સમ્યગ્ બોધીબીજની પ્રાપ્તિ થાય સમ્યગ્દર્શન થાય ત્યારે કોઇ અપૂર્વભાવ આવે. અનંતકાળથી નથી મળ્યું. પરમાં સ્વતઃ બુદ્ધિ માની છે. પરમાં જ આનંદ માન્યો છે. તે છારપર લીંપણ જેવું છે. ભૌતિક સુખ પાછળ આખી જિંદગી ગુમાવી નાખી પરંતુ વસ્તુસ્વરૂપ ખરું પ્રાપ્ત ન થયું તે પ્રાપ્ત કરવું હોય તો દેહભિન્ન એવા આત્મા એકને જાણી લો. અને જે **" एगं जाणइ से सव्वं जाणइ "** જે એક આત્માને જાણે તેને બધા ગુણ અને પર્યાય બધું જણાઇ જાય. એક જીવ દ્રવ્યમાં જ ચેતના નામનો ગુણ છે. બાકી પાંચ દ્રવ્ય જડ છે. તે પોતાને કે પરને નથી જાણતાં. એક જીવ દ્રવ્ય જ સ્વ-પર પ્રકાશક છે જેને તમે બહાર ગોતો છો.

" બોલે તે બીજો નહિ, પરમેશ્વર છે પોતે;
પણ અજ્ઞાની આંધળો, અળગો રહીને ગોતે"

ધનથી સુખ મળશે. બૈરીથી સુખ મળશે, એમ ફાંફાં મારો છો, પરંતુ સુખ નામનો ગુણ તો ચૈતન્યમાં જ છે. પિત્તળના દાગીનાને સોનાનો ઢોળ ચડાવે તેમ અત્યારસુધી ઊંધી માન્યતાનો જ ઢોળ ચડાવ્યો છે. દીકરો જ્યારે ધક્કો મારે ત્યારે એમ થાય કે ખરેખર, આ મારી માન્યતા ખોટી છે. એમ સ્મશાન-વૈરાગ્ય આવી જાય. પણ એજ દીકરો પાછો પૈસા મોકલતો થાય એટલે એમાં રકત બની જાય.

આ વસ્તુસ્થિતિ છતાં અનુકૂળતા અને પ્રતિકૂળતામાં સમભાવ રાખે તે સમકિતી. તેને તો પ્રતિકૂળતામાં વધુ આનંદ હોય, કારણ કે પ્રતિકૂળતા વધારે જાગૃત કરે છે. એ તો એમ માને છે કે આવ્યું છે એ તો હજુ ઘણું ઓછું છે. આ તો કાંઇ નથી. અજ્ઞાની આત્મા તો થોડા દર્દને પણ ઘણું માને. શાન્તિ કે સહનશીલતા ન રાખી શકે પરંતુ એક જિંદગીનાં કરેલાં પાપ પણ ગણી શકાતાં નથી એટલાં પાપ કરે છે, તે ભોગવવાં તો પડે જ ને!

અનંતા ભવ કર્યા તેમાં વિષય કષાયનાં, રાગદ્વેષનાં કેટલાં પાપ કર્યાં છે? અને ધર્મ તો માત્ર ગણ્યો ગણાય એટલો જ છે. દેહાત્મબુદ્ધિથી જીવે ન કરવાનું કર્યું છે. શરીર સાજું તો હું સાજો. શરીર માંદું તો હું માંદો. એ હોઇને હું. પણ આવાં તો કેટલાં શરીર મૂકયાં?

ભગવતીજી સૂત્રમાં બંધિલગા ને મુત્તિલગાનો અધિકાર છે કે અનંતાં ઔદારિક શરીર પૂર્વે ધારણ કર્યાં પણ હવે કોઇ ધારણ કરશે કે નહિ કરે? ભગવાન કહે છે કે કોઇ એક, બે, ત્રણ, સંખ્યાતાં, અસંખ્યાતાં અને કોઇ અનંતાં ધારણ કરશે. તમારો ભુતકાળ તો ગયો પણ વર્તમાન પુરુષાર્થ કરો તો ભવિષ્યના ભવ અટકે અને એ માટે પ્રથમ સમ્યગ્દર્શનની જરૂર છે. કોઇ તમારૂં નામ લઇ બૂમ પાડે તો તમને નિર્ણય છે ને કે આ મારૂં જ નામ છે. તેમ આત્માનો વિશ્વાસ કરો કે આત્મ-તત્ત્વ જાણનાર–જોનાર છે. જ્ઞાન–દર્શનથી સભર ભર્યો છે. લક્ષણ લક્ષ્યથી જુદું પડતું નથી. જીવનું લક્ષણ ઉપયોગ છે. તેથી ઉપયોગ સદાકાળ જીવ સાથે જ રહે છે.

જીવ પહેલાં જીવતો હતો, વર્તમાનમાં જીવે છે અને ભવિષ્યમાં જીવશે. એનો નાશ જ નથી. સદાકાળ જીવનાર છે. દેહ ક્ષણભંગુર છે. એથી આત્મા જુદો છે. નિગોદથી માંડીને સિદ્ધનાં જીવસુધી દરેક જીવમાં 'ઉપયોગ' લક્ષણ છે. એવા આત્મ–સ્વરૂપનું ભાન કરો. આત્મા અને દેહના ભિન્નપણારૂપ ભેદવિજ્ઞાન થાય તો આત્મ–સ્વરૂપનું ભાન થાય. પર પદાર્થ મારા થાય જ નહિ. કોઇ પદાર્થ પલટાઇને કોઇમાં ભળે નહિ. દરેક દ્રવ્ય પરિણમનશીલ અને સ્વતંત્ર છે. તારું આત્મ–દ્રવ્ય પણ સ્વતંત્ર છે. તારા સ્વભાવમાં ટકી જા. પરને મારાં ન માન, તો સમ્યગ્દર્શન પામતાં વાર લાગે નહિ. પરને મારાં માન્યાં છે તે જ મોટી ભૂલ છે. તમારા પુત્રથી તમારા ભાઇના પુત્રને જુદો ગણો છો ને! બન્ને જુદી દૃષ્ટિએ દેખાય છે ને! તેમ આત્મા અને શરીરને જુદાં પાડો. અનાદિ કાળથી જીવ મમત્વના કારણે રખડી રહ્યો છે. આ જીવનમાં આધારરૂપ–દીવાદાંડીરૂપ કોઈ હોય તો પ્રભુ જ છે. જીવનના અનેક ઝંઝાવાતોમાંથી મુક્ત બનવા પ્રભુનું શરણ સ્વીકારો.

**ભવસાગરનાં મારાં તૂટ્યાં સુકાનો,**
**આંધી આવી સાથે લઈને તુફાનો.**
**મારી મતિ ગઇ મૂંઝાઇ, મનડું અહીં તહીં અટવાય,**
**ભૂલ્યાં જીવને ઉપકારી તું એક જિનવર !..........**

જીવન નૌકા ચાલી જાય છે. સઢ બાંધ્યો છે. પવન પણ અનુકૂળ છે. તેથી નૌકા સીધી ગતિએ ચાલી જાય છે. અધવચ આવતાં આંધી ચડી સુકાન તૂટ્યું. દિશા પણ સૂઝતી નથી કે નૌકા કઈ બાજુ જાય છે? આવી મૂંઝવણ કદી તમને થાય છે?

કાંઈક વિચાર કરો તો પમાય. લેણદાર વધી ગયા હોય તો ઊંડે ઊંડે વિચાર આવે ને કે હું કોની પાસે જાઉં ? કોનો આશરો લઉં ? કોનું શરણુ સ્વીકારૂં ? આવે વખતે તમને ખાવું, પીવું, સૂવું ન ગમે, કોઈ બોલાવે તો બોલવું ન ગમે. આવો વિચાર તમને કદી આવે છે ? હવે જિંદગી કેટલી કાઢશો તેની ખબર નથી સર્વજ્ઞ કથિત આવો સમ્યગ્ધર્મ-પ્રભુ વીતરાગની વાણી હાથમાં આવી છે એ કાંઈ ઓછા પુણ્યની વાત છે ? આવો કિંમતી કોહિનૂર મળ્યો છે તેને શા માટે ગુમાવો છો ? દેવું પતાવવા આવ્યા છો કે વધારવા ? આવી અમૂલ્ય તક મળી છે તેમાં સાચી શ્રદ્ધા કરવાની છે તે કરી લો. ભૌતિક પદાર્થો તો બધા છોડીને જવું પડશે. દીકરાના ઘેર દીકરા, એને ઘેર દીકરા એમ પાંચ પેઢી ભાળી હોય તો હૃદય ઊછળી હાલે પણ એથી શું ? છોડવું તો પડશે જ ને ? પણ તમે દિશામૂઢ બન્યા છો. દિશા બતાવીએ છીયે એ પ્રમાણે દિશા બદલો તો આત્માની રોનક ફરી જાય. પછી એ સંસારમાં રહે તોપણ કર્તવ્ય પૂરતો, પણ એમાં રાચે નહિ

"पियं न विज्जइ किंचि, अप्पियं पि न विज्जइ"

રોટલો ખાવ કે દૂધપાક પણ અંતે તો ખરાબ થઈને જ નીકળવાનું છે. તો પછી પ્રિય-અપ્રિય શું ? પ્રિય એક આત્મ સ્વભાવ તમે ગમે તેવું સારૂ મલમલ લીધું હોય પણ છેવટમાં તો મસોતું જ થવાનું ને ? તેમ શરીર અંતે રાખનો ઢગલો જ થવાનો ને ? તેની ત્રણે કાળની પર્યાય જુઓ તો અરુચિ આવે જ. ઊની ઊની જલેબી જુઓ તો મોઢામાં પાણી છૂટે પણ એનો સોડ કેવો ગંધાય છે ? એ જુઓ અને ખાધા પછી

શું થવાનું છે એ જુઓ. એમ ત્રણે કાળની પર્યાયને જુઓ. આફૂસની કેરી સુંદર લાલચટક હોય પણ એનું પૂર્વનું ખાતર જુઓ, ભવિષ્યમાં ખાધા પછી વિષ્ટારૂપે પરિણમન થશે તે જુઓ. તો શું વર્તમાન પર્યાય પર રાગ આવે ?

જ્ઞાન થાય તો મૂઢતા જાય અને વિવેક આવે એટલે આસક્તિ ઘટે. મોહ કયા ઠેકાણેથી આવે છે ? આ ભાવે ને આ ન ભાવે. આ રાગ આવ્યો કયાંથી ? આ રાગનો તું કર્તા કે જ્ઞાતા છો ? એ પ્રકૃતિ આવી તેને ટાળી નાખ. "**समो य जो तेसु स वीयरागो**" સમભાવ કેળવ. સમભાવ આવે તેટલો સુખી. અજ્ઞાની જીવ ચોતરફ ભટકે છે. દુકાને જાય ત્યારે દુકાનનો, ઘેર જાય ત્યારે ઘરનો. આમ નિમિત્તવશ પરિણમે છે. પણ મક્કમપણું હોય તો તે તેમાં લેવાય જ નહિ. "**न लिप्पइ तेण मुणी विरागो**"

કાદવમાં જન્મેલું અને પાણીથી વૃદ્ધિ પામેલું કમળ જેમ પાણી અને કાદવથી અલગ રહે છે તેમ કામથી ઉત્પન્ન થયો અને ભોગથી વૃદ્ધિ પામ્યો, પરંતુ જ્ઞાની આત્મા કામભોગમાં લેપાતો નથી, વિષયાદિ સુખમાં લેપાતો નથી તેજ આત્માનો ચારિત્રમોહ પ્રક્ષીણ થાય છે. ધીમેધીમે દર્શનમોહ ટળ્યા પછી જ ચારિત્રમોહ ક્ષીણ થાય છે. દર્શનમોહ તો મહાસેનાપતિ છે. મોહ રાજાનો મહાન્ યોદ્ધો છે. એ એક હણાયો એટલે સંસાર પરિત્ત થઇ ગયો. માપમાં આવી ગયો. દિશામૂઢપણું ટળી જાય. સંસાર મર્યાદિત થઈ જાય. માટે હવે મૂઢતાને કાઢો. મૂઢતાને ટાળવાની જરૂર છે. અન્ય સરાગી દેવને તજી એક નીરાગી દેવને ભજો તે તેજથી સ્ફુરાયેલ મણિ જેવા છે.

" तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं ।
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥ "

તેજથી સ્ફુરાયમાન થયેલ મણિમાં જે તેજ છે તે કાચના કટકામાં નહિ આવે. તેમ નીરાગીદેવમાં જે જ્ઞાન છે તે સરાગીમાં નથી. માટે ખોટાને છોડો. રાજાના ચારે હાથ જેના ઉપર હોય એ પછી કોટવાળની ખુશામત કરે ? તમે શેઠને કહેશો, શેઠ સાહેબ ! મારૂં ધ્યાન રાખજો. પણ તને સોની ભૂખ હશે તો એને હજારની ભૂખ છે. એ તારા કરતાં મોટો ભિખારી છે. એ તને શું આપશે ? એક શેઠને રીઝવતાં પોતાનુ પોતાપણું ગુમાવીને એના જેવા બની જવું પડે છે. એમ તમે પ્રભુને ભજવામાં પ્રભુમય બની જાઓ સાધક કહે છે કે હે ભગવાન ! મારાં સુકાનો તુટયા, નાવડું હિલોળે ચડયું. હવે તો મારી મતિ મુંઝાઇ ગઇ છે. હું તારા હાથમાં સોપું છું. મારે હવે તારા સિવાય કોઇ આધાર નથી. આવી રીતે તમે પણ સમર્પણ કરી દો. બેય બાજુ ધ્યાન ન રાખો. બે બાજુ ઢોલકુ બજાવતો હોય તેનો કાંઇ મદાર ન બંધાય. તમને અમારે કહેવું શું ? બેયમાં ન રહો, એકમાં કેન્દ્રિત કરો. નિશ્ચય કરો કે હવે તો મારે ભવ ન જોઇએ. એને માટે કરવું પડશે તે કરીશ પણ હવે સંસાર ન જોઇએ. આમ અંતરથી ઊપડે તો માર્ગ મળી જ રહે.

તીર્થંકરદેવ " **सव्वदुक्खपहीणमग्गं** " સર્વ દુઃખથી મુકત થવાનો માર્ગ બતાવે છે. રાગદ્વેષને જીતશો તો દુઃખથી મુકત થશો અને તો જ સાચા જૈન કહેવાશો. જૈનકુળમાં આવવા માત્રથી જ જૈન નથી થવાતું. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની

આરાધના વિના સાચા જૈન નથી થવાતું. ભાવલિંગ આવ્યા વગર સિદ્ધ થવાતું નથી માટે જ તમને ગળથૂથીમાં પાયું છે. પ્રતિક્રમણના પહેલા જ પાઠમાં આખો મોક્ષમાર્ગ બતાવી દીધો છે. એ ચારે ગુણ જોશે.

જ્ઞાન વગરનું તપ ફકત પુણ્યબંધનું કારણ છે જ્ઞાન એ તો દીવો છે. એથી અજ્ઞાનની આંધી દૂર થશે. તપ કરવો પણ સમજણપૂર્વક કરવો. સમજણથી વિવેક આવશે તેથી રાગદ્વેષ ઓછા થશે. ગોદડાની ગાંઠ ને હીરનીય ગાંઠ, પણ ગાંઠ ગાંઠમાં ફેર છે. હીરની ગાંઠને એમાં તેલ પડયું એટલે એ છૂટે જ નહિ તેમ જેવો રસ રેડો તેવાં કર્મ બંધાય. દેવકીના છ પુત્રો વહોરવા ગયા તેમને લાડવા મળ્યા છતાં તેમને આસકિત નથી એટલે કર્મબંધ નથી.

ગમતા પ્રત્યે રાગ અને અણગમતા પ્રત્યે દ્વેષ તે બન્ને કર્મબંધનાં કારણ છે. જેમ વિષય કર્મબંધનો હેતુ છે તેમ કષાય પણ કર્મબંધના હેતુ છે, માટે ધર્મને વળગો અને સંસારથી અળગા થાઓ.

સ્વસંવેદન જ્ઞાન થાય, સ્વ–આત્માની પ્રતીતિ આવી તેને બીજી તમન્ના ન રહે. આત્મા ઇન્દ્રનો ઇન્દ્ર, રાજાનો રાજા, શહેનશાહનો શહેનશાહ છે. તારામાં જ સુખ છે.

'સુખ અનંતુ છે નિજ ઘરમાં, પરઘર દુઃખ અપારી,
અહંતા મમતા જડમાં કરે કેમ, ભ્રાંતિથી દુઃખ ભારી;
આતમ તું નહિ જડનો ભિખારી.
શહેનશાહ ! તું જગનો સ્વામી, તુજ પદવી લે સંભાળી,
આતમ તું નહિ જડનો ભિખારી.

તારા ઘરમાં અનંતું સુખ છે. સુખનું પૂતળું આત્મા જ છે. જડમાં સુખ છે જ નહિ. પછી ગમે તેટલી કલ્પના કરો પણ મળે જ નહિ છતાં માનવું તે તારી અજ્ઞાનતા છે. એજ ભ્રમ છે. ભ્રમ છોડો તો ભ્રમણ છૂટી જશે. જડમાં અહંત્વ અને મમત્વ માન્યું છે. શરીરમાં ધણીપણું માન્યું. આ બૈરી–છોકરાં મારાં, એ મમત્વ છે. તેને દૂર કર. પરમાં મમત્વ બુદ્ધિ તને રખડાવનાર છે. આવું સમજાય તો પાપ ઓછું થાય. રાજાનો રાજા હોય એના હૈયામાં ગુલામીપણું કેમ આવે ?

એક રાજા છે. મોટું સૈન્ય લઈને બીજા રાજ્ય ઉપર ચઢાઇ કરવા જાય છે. રસ્તામાં એક મહાત્માને જોયા. નીચે ઊતરીને પગે લાગ્યો. મહારાજા કહે, કઇ તરફ? તો કહે અમુક રાજ્ય મારા તાબામાં નથી તેને જીતવા જાઉં છું. તે બધાને જીતીને પછી શું ?

**“ से केयणं अरिहए पूरित्तए । से अण्ण वहाए अण्ण परियावाए अण्ण परिग्गहाए, जणवयवहाए जणवयपरियावाए जणवयपरिग्गहाए ॥७॥ आसेवित्ता एयमट्ठं इच्चेवेगे समुट्ठिया, तम्हा तं बीयं नो सेवे, निस्सारं पासिय नाणी” ॥८॥**

આચારાંગ અ ૩ ઉ. ૨

ગમે તેટલા પ્રાણીઓનો વધ કરો, ગમે તેટલો પરિગ્રહ મેળવો છતાં પણ તે સારભૂત નથી. બધા રાજ્યને જીતીને તું મહાન્ થવા માગે છે પણ તારા ઉપર કોઈની સત્તા ખરી ? રાજા કહે, હું બધાને તાબે કરું પછી મારા ઉપર કોની સત્તા

હોય ? મહાત્મા કહે–તને ક્રોધ આવે છે ? તો એ ક્રોધની સત્તા તારા ઉપર ખરી કે નહિ. તને ખાવાનું મન થાય છે. અનેક ઇચ્છાઓ થાય છે તો એ ઇન્દ્રિયોનો તું ગુલામ કે ઇન્દ્રિયો તારી ગુલામ ? તેને તું હઠાવ, તો ચૌદ રાજલોકનો સ્વામી બનીશ. રાજા સમજી ગયો. તેમ તમે પણ સમજીને વિવેક લાવો. કાલ કેવી પડશે તેની કોઇને ખબર નથી. નહિ સમજો તો પછી પત્તો નહિ ખાય.

તમારા હૃદયમાં બહુમાન કોનું છે ? મિલવાળાની મિલનું ? પૈસાદારનું ? ઝાઝો ભભકો હોય એનું ને ! પણ એ ભૌતિક ઋદ્ધિથી શું વળ્યુ ? પહેલા–બીજા દેવલોકના દેવ પાસે કેટલી ભૌતિક ઋદ્ધિ છે ? છતાં મરીને પૃથ્વી, પાણીને વનસ્પતિમાં ફેંકાઇ જશે. આઠમા દેવલોકનો દેવ મરીને તિર્યંચમાં ચાલ્યો જાય છે. તેને ઋદ્ધિ ક્યાં અટકાવી શકે છે ? તો પછી તમને એનું માહાત્મ્ય કેમ આવે છે ? સાચુ સુખ જોઇતું હોય તો તમારા પર જે વિષય–કષાયની સત્તા ચાલે છે તેના ઉપર તમારી સત્તા ચલાવો. ભૌતિક સુખ માટે વલખાં મારો મા. નસીબમાં હશે તો પગમાં આવીને પડશે અને નહિ હોય તો હાથમાં આવેલું પણ ઊડી જશે. તમારી પાસે અનંત ખજાનો છે માટે બહાર ભીખ ન માગો. પર પુદ્ગળ મારાં નથી. જુદું પડે તે મારૂં નહિ. આટલો નિશ્ચય કરો. સમ્યક્ પ્રકારે વેગને ઉપાડો. સંવેગ પ્રત્યેનો વેગ ઉપડે તેને સંસાર પ્રત્યે અરુચિ જાગે જ અને પરમાં જે બુદ્ધિ હતી તે ઊઠી જાય, દેહાધ્યાસ છૂટી જાય. દેહભાવ છૂટે એટલે અરુચિ આવે, અરુચિ એજ નિર્વેદ

'હું આત્મા છું, મારામાં અનંત ગુણ છે. આ નિશ્ચય પછી

પૈસાદારોનું બહુમાન ન આવે. પૈસાથી મોટું થવાતું નથી. ગુણથી આગળ અવાય છે. માટે નિર્વેદની વ્યાખ્યા સાંભળી હૃદયમાં શ્રદ્ધા કરતા જવું, એ શ્રેયસ્કર છે.

---

## વ્યાખ્યાન ૩૫ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૨ શુક્રવાર.

આનંદ શ્રાવક પ્રભુની વાણી સાંભળી શ્રદ્ધાનો પાયો મજબૂત કરતા જાય છે. સમ્યગ્દર્શનનું સ્વરૂપ હૈયામાં વસી ગયું. આ પામવા માટે સત્સંગની ડગલે ને પગલે જરૂર છે. આત્મ-કલ્યાણ કરવું હોય તો સંતને ગોતી તેના ચરણોમાં ઢળી પડ. એનો ભાવ હૃદયમાં આવે તો કલ્યાણ થઇ જાય. સંત પુરુષો તો નિસ્પૃહી છે. એમનો તો આપણા ઉપર અસીમ ઉપકાર છે. એવા પ્રભુની પરંપરામાં ગૌતમસ્વામી, સુધર્માસ્વામી, જંબૂસ્વામી, એમ પરંપરાએ ચાલતાં પૂ. અજરામરજી સ્વામી થયા. તેમની આજે પુણ્યતિથિ છે.

મહાન્ પુરુષોની પુણ્યતિથિ અને પર્વના દિવસો તમારી ઊંઘ ઉડાડવા માટે છે. અગ્નિ ઉપર રાખ હોય ત્યારે તે સુષુપ્ત લાગે. તેને સચેત કરવા માટે ફૂંકણીની જરૂર છે. તેમ મહાન પુરુષોનાં જીવનચરિત્ર પણ ભવ્યોના ઉત્થાનમાં આધારરૂપ છે

એ મહાન્ પુરુષ જામનગર પાસે પડાણા ગામમાં પિતા માણેકચંદભાઇ અને માતા કંકુબાઈના ઘેર સાં. ૧૮૦૯ માં જન્મ્યા. સંસ્કારી કુટુંબમાં જન્મ થવો તે પણ પુણ્યની વાત છે.

માતાપિતા સંસ્કારી હોય તે બાળકને ગર્ભમાંથી જ ઉચ્ચ સંસ્કારોનુ પોષણ મળે હાલરડાંમાં પણ એજ ગાણું, બચપણમાં સંસ્કાર પડતા જાય એટલે નાનપણથી જ ધર્મ પરિણમતો જાય.

શિવાજીની માતા જીજીબાઇએ એને હાલરડાંમાં જ શૂરવીરતાના સંસ્કાર રેડયા હતા. મૂળમાંજ એવું પોષણ થતું હોય તો આગળ જતાં કેવાં કેવા કાર્યો થાય ? કે આજે પણ તે લોકોને જગત્ સંભારે છે. આ પ્રતાપ કોનો ? સંસ્કારનો ને ?

આજે તો બાળકને છાનો રાખવા કહેશે, ચૂપ થઇ જા, જો બાવો આવ્યો ? ત્યાં જઇશ નહિ ત્યાં ભૂત છે એમ નાનપણથી જ બીકના સંસ્કાર રેડે. પછી આગળ ઉપર તેનામાં હિંમત કયાંથી આવે ? મૂળથી જ કુસંસ્કાર. ઉપાશ્રયમાં આવે તો બાળકને લાલચથી કે ભયથી સાચવે પણ સમજણ ન આપે કે ઉપાશ્રયમાં અવાજ કરાય જ નહિ. ખ્રિસ્તીના ચર્ચમાં નીરવ શાન્તિ દેખાય. રસ્તા ઉપર આવતા હોય, ગમે તે વાત ચાલતી હોય પણ ચર્ચ દેખાય કે તરત બંધ થઈ જાય. વાત અધૂરી હોય તો અધૂરી રહી જાય. તો દેવળમાં તો વાત શેની હોય જ ? છે તમારામાં કે તમારા બાળકોમાં આવા સંસ્કાર ? વાતો બધી અહીંજ થાય. તમારાં ન્યૂસપેપર અહીં વંચાય; પણ આ ધર્મના સ્થાનને કર્મનું સ્થાન બનાવો છો. રાજા સંયતિ હરણના શિકારે નીકળ્યો હતો અને ગર્દભાળી મુનિને જોયા અને 'જે આસવા તે પરિસ્સવા' આશ્રવના સ્થાનને સંવરનું સ્થાન બનાવ્યું અને તમે સંવરના સ્થાનમાં કૂથલી કરી કર્મનાં પોટલાં બાંધો છો. તમે પોષો કરવા આવ્યા તે આત્માને પોષવા કે વાતોને પોષવા ?

"એક બેઠી આળસ મરડે, બીજી ઊંઘે બેઠી,
નદીમાંથી નીકળીને જઈ દરિયામાં પેઠી;
આજ મારે એકાદશીરે નણદલ, મૌનધરી મુખ રહીએ.

એક આળસુ બેઠી છે ને એક ઊંઘે છે, થોડા મળી વાતો કરે છે. અને કર્યું છે શું ? 'પોષો'. કાર્યનો કંઈક હેતુ સરવો જોઇએ. બજારમા ધંધો કરો તો કંઈક લાભ લઇને ઘેર જાવ ને ? તેમ અહીં આવ્યા પછી અહીંથી કમાણી કરીને જાવ. સંસ્કારી બનો અને તમારાં સંતાનોને પણ સંસ્કારી બનાવો કે ઉપાશ્રયમાં વાત થાય જ નહિ. સચેત વસ્તુ લઇને સાધુ પાસે જવાય નહિ. મોઢામાં પાનના ડૂચા હશે અને કહેશે મહારાજ ! 'મથ્થએણું વંદામિ' પરતુ એમ દર્શન ન કરાય. વિવેક દરેક બાબતમા જોઇએ. વિવેક વિના ધર્મ નથી

આ પૂ. અજરામરજી મહારાજના પુણ્યોદયે સંસ્કારી માતા પિતા મળ્યાં. એકના એકજ છે. પાંચ વર્ષના થયા ત્યાં પિતાશ્રીએ દેહનો ત્યાગ કર્યો. માતાના માથે તમામ જવાબદારી આવી પડી. માને થયું કે આ છોકરો કોઇ પ્રતાપી છે. એટલે નાનપણથી જ સંસારની અસારતા સમજાવવા માડી. સ્કૂલેથી આવે તોય ફાજલ સમયમાં ધર્મની જ વાતો કરે તમે બાળકોની કદી સભાળ લો છો ? દુકાને ઘરાક સાથે માથાફોડ કરતાં કંટાળો ન આવે પણ ઘેર છોકરાંઓને પૂછતાં કંટાળો આવે. માતાઓ પણ બાળકો પ્રત્યે ઘણી બેદરકાર રહે છે. એક સારી માતા સો શિક્ષકનું કામ કરે આ માતાએ તો વાતો દ્વારા અને કથા વડે વૈરાગ્યના જ સસ્કાર રેડવા માંડયા.

શનિ, રવિવાર, રજાના દિવસો હોય ત્યારે ઉપાશ્રયે જાય. માતાને સંસારની અસારતા જણાતી હતી. તેને થયું કે જો આ બાળકને ઉચ્ચ ભાવના થાય તો હું પણ એની સાથે છોડી દઉં. પોતાને છોડવાની ભાવના છે તો બાળકમાં પણ એજ સંસ્કાર રોપે છે "જેને જે રુચે તે જાતનું તે પોષણ આપે" અને તે સંસ્કારો વિદ્યાજીવનની નૌકાને પાછળના પવનની પેઠે ધર્મની દિશામાં ઘસડતા હતા. નવવર્ષની ઉમરમાં તો તે સંસ્કાર, સૂર્યોદયથી કમળ ખીલે તેમ ખીલી ઊઠયા.

બન્નેના હૃદયમાં સંસાર પ્રત્યેની ઉદાસીનતા છવાઇ ગઈ. આત્મિક ઉદ્ધાર કરનાર માર્ગ તરફ પ્રયાણ કરવાના ઉત્સાહમાં અપરિમિત વધારો થયો અને અનુભવી ડાહ્યા માણસોની સલાહ લઈ મા-દીકરો બન્ને ગોંડલમાં આવ્યાં.

તે વખતે ગોંડલમાં પૂજ્યશ્રી કાનજી સ્વામી તથા હીરાજી સ્વામી બિરાજમાન હતા તેઓને વંદન કરી બેઠાં. થોડી વાત-ચીત પછી માતાએ જણાવ્યું કે 'હે ગુરુદેવ! અમને બન્નેને સંસારની અસારતા ભાસી છે. અમને એવો માર્ગ દર્શાવો કે અમારો આત્મિક ઉદ્ધાર થાય.' ગુરુદેવે કહ્યું—આ માર્ગમાં ચાલવું મુશ્કેલ છે, પરંતુ જે વૈરાગ્યના તરંગમાં તરબોળ છે તેને માટે આ માર્ગ ઉત્તમ છે અને તમને એ માર્ગની ઉત્કંઠા થઈ હોય તેમ જણાય છે; માટે ભલે આ સન્માર્ગની મુસાફરીના ઉમેદવાર બનો. માતાએ કહ્યું, ગુરુદેવ! મારા પુત્રને હું આજથી આપના શરણે સોપું છું. એનો ઉદ્ધાર કરજો.'

ગુરુદેવે આરંભમાં સામાયિક શીખવવાનું ચાલુ કર્યું. બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી. એક અથવા બે વખત સાંભળવાથી કંઠસ્થ

થઈ જતું. બુદ્ધિની ચાલાકી માત્ર અંતરમાં જ છુપાઈ રહી નહોતી. કપાળ અને ચહેરા ઉપર પણ પ્રકાશના પુંજમાં ચળકતી હતી.

તેઓશ્રી એક વખત જમવા જતા હતા ત્યારે હવેલીમાં બેઠેલા ગોસાંઇજીની દૃષ્ટિ તેમના ઉપર પડી. સૂક્ષ્મ દૃષ્ટિએ તેમના ઉત્તમ ગુણો અને બુદ્ધિની ચાલાકી પિછાણી લીધી. તેમને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું. તમે કયાંના છો ? કયાંથી આવ્યા છો ? કેમ આવ્યા છો ? કયાં જઈ રહ્યા છો ? વગેરે પ્રશ્નો પૂછયા. અજરામરજીએ કહ્યું કે, હું અહીં એક જૈન મહાત્મા પાસે વિદ્યાભ્યાસ કરૂં છું. આટલી વાતચીત પછી તેઓને રજા આપી અને કહ્યું અહીંથી નીકળો ત્યારે અહીં આવવું કંઈ પણ વસ્તુ જોઇતી હોય તો મને કહેવું. પાછા બીજીવાર બોલાવ્યા ત્યારે પણ થોડી આકર્ષક, અને મિષ્ટ શબ્દોમાં વાતચીત કરી રજા આપી. ત્રીજીવાર બોલાવી કહ્યુ કે છોકરા ! જૈનની દીક્ષા તો બહુ કઠણ છે. 'ઉઘાડા પગે ચાલવું, અનેક પરિષહ સહન કરવા' આવી કસોટીની એરણ પર તારી કાયાને શા માટે ચડાવે છે ? અહીંયાં તારી ધારણા પાર પડશે તે ઉપરાત વસ્ત્રાભૂષણો પહેરવાં અને પ્રભુની ભકિત કરવી; અને મારી તમામ મિલકતનો તને વારસ બનાવીશ મને તારા ઉપર બેહદ પ્રીતિ ઉત્પન્ન થઇ છે તેથી કહું છું.

આ ગોસાંઇજીને જવાબ આપતાં બાળક અજરામરજીએ કહ્યું કે જે માણસો પૈસાની લાલચમાં લપટાય તેમાંનો હું નથી લાખો કોડો શું ? ચક્રવર્તીની રાજધાની મારા મનને લલચાવી નહિ શકે. હું એને છોડનાર છું. સંસારની અસારતા મને જણાઈ

છે. માટે મેં આ માર્ગે જવાનો નિશ્ચય કર્યો છે એટલે મહેરબાની કરીને મને એ વાત કહેશો નહિ. રત્નચિંતામણી સરખો ધર્મ મળ્યા પછી હવે મને બીજી કોઈ ઇચ્છા નથી. સત્ય મળ્યા પછી અસત્યનો માર્ગ શા માટે પકડું ?

ઉપરની વાતચીતમાં વૈરાગ્યની દૃઢતા કેવી ઉચ્ચ પ્રકારની છે ? તેની પ્રતીતિ થાય છે. અહીં તેરાપંથી આવે અને થાળીઓની લહાણીઓ થતી હોય તો તમારાં મન લલચાય કે નહિ ? આ નવ વર્ષના બાળક જેટલી દૃઢ શ્રદ્ધા છે ?

તેઓએ એક વર્ષ અભ્યાસ કર્યો અને હીરાજી મહારાજ ફરી પધાર્યા ત્યારે ૧૮૧૯ ની સાલમાં ગોંડલ મુકામે મા-દીકરાએ દીક્ષા લીધી. અજરામરજીને પૂ. કાનજી મહારાજના શિષ્ય બનાવ્યા. સંયમના શિખર પર ચડતા મુનિશ્રીના હૈયામાં અપૂર્વ ઉત્સાહ ઝળકતો હતો. દીક્ષા લીધા પછી હમેશાં પૂ. ગુરુજીની સેવામાં રહી ગુરુજીની કૃપા મેળવતા તેઓ શાસ્ત્રાભ્યાસ કરવા લાગ્યા. તેમણે દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, આચારાંગનો પ્રથમ શ્રુતસ્કન્ધ, સૂયગડાંગ સૂત્રનો પ્રથમ શ્રુતસ્કન્ધ, નંદીસૂત્ર, અનુયોગ દ્વાર, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ અને દશાશ્રુતસ્કન્ધ સૂત્રો કંઠસ્થ કર્યાં હતાં. સરસ્વતી તો જાણે એમને જ વરી હતી. ત્યારપછી સંસ્કૃતના વિશેષ અભ્યાસ માટે તેઓશ્રીએ લીંબડીથી સુરત તરફ પ્રયાણ કર્યું.

ભરૂચથી વિહાર કરી તેઓ એક ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠા હતા તે રસ્તેથી યતિશ્રી પૂ. ગુલાબચંદ્રજી પંડિત મ્યાનામાં બેસી સુરત તરફ જતા હતા તેમણે રસ્તામાં શુભ

લક્ષણોથી અંકિત પગલાં જોયાં અને તે પરથી ચાલનારની ઉત્તમતા પિછાણી લીધી. તેને રૂબરૂ મળવા આતુરતા થઇ અને જલ્દીથી તે પગલાંની પાછળ પોતાનો મ્યાનો ચલાવ્યો અને એક ઝાડ નીચે તે સૌમ્યભાવ અર્પનાર મૂર્તિને જોઇ. મ્યાનામાંથી ઊતરી પૂછયું—આપ કયાંથી આવો છો ? અને કઇ તરફ જવાના છો ? મુનિએ જવાબ આપ્યો કે લીંબડીથી આવીએ છીએ ને સુરત તરફ જવા વિચાર છે સુરતનુ નામ સાંભળી તેઓ આનંદિત થયા અને પૂછયું કે શું આ લઘુમુનિ આપના શિષ્ય છે ? તેઓ શું અભ્યાસ કરે છે ? ગુરુજીએ કહ્યુ કે તેઓએ અભ્યાસ, શાસ્ત્રનો તો કર્યો છે. હવે સંસ્કૃતનો અભ્યાસ કરવા માગે છે. શ્રી પૂજ્યે કહ્યું કે ઘણી ખુશીની વાત છે, આપ સુરત આવો ત્યારે મને મળજો. ભણાવવા માટે આપને બીજા કોઇની શોધ નહિ કરવી પડે. હું જાતે જ ભણાવીશ. આપના શિષ્ય બહુ લાયક છે. તેઓ જરૂર આગળ વધશે. અન્યના મનમાં પણ આવી સુંદર છાપ પડે તે જીવનમાં કેટલી યોગ્યતા હશે ? તેમની રેખા ઉપરથી જ યતિશ્રીએ આ મહાન્ પુરુષ છે તેની ખાત્રી કરી લીધી. રેખા ભાગ્યસૂચન કરે છે.

પૂ. મુનિશ્રી આદિ ઠાણા સુરતમાં પધાર્યા અને શ્રી પૂ. ગુલાબચંદજી પાસે સંસ્કૃત–અભ્યાસ શરૂ કર્યો. બુદ્ધિની તીવ્રતાને લીધે બાર વર્ષમાં ન ભણાય તે થોડા ટાઇમમાં ભણી લીધું. ભણવું હોય તેના ચિત્તની એકાગ્રતા જોઇએ. દુનિયાને ભૂલે તો પોતાને ભજે ચિત્તની સ્થિતિ ડામાડોળ હોય તે કેવી રીતે ભણી શકે ? જેમ ચિત્તની એકાગ્રતા વધતી જાય તેમ અંદરથી વસ્તુસ્વરૂપ પ્રગટ થતું જાય. મન પ્રફુલ્લિત અને ઉલ્લસિત

હોય ત્યારે જ્ઞાન–વિશેષ પ્રાપ્ત કરી શકાય છે. છ વર્ષમાં વ્યાકરણ –કાવ્ય–અલંકાર–નાટક–ચમ્પૂ–છંદ–સંગીત–જ્યોતિષ વિગેરેનો સારી રીતે અભ્યાસ કરવા ઉપરાંત ન્યાયમાં દીપિકા, મુકતાવલી, દીનકરી આદિ પ્રકીર્ણ ગ્રન્થો અને જગદીશ ગદાધરના ગહન ગ્રન્થો સાથે ન્યાયાવતાર રત્નાકરાવતારિકા અને સ્યાદ્વાદ રત્નાકરનો સંપૂર્ણ અભ્યાસ કર્યો. તેની સાથે સાંખ્ય, યોગ, વેદાંત અને બૌદ્ધના દાર્શનિક ગ્રંથોનો પણ અનુભવ મેળવ્યો. તેમાંના કેટલાંક પુસ્તકો તો ભણતા ગયા ને લખતા ગયા જેની પ્રતો સ્વામીજીના હાથની લખેલી હાલમાં લીંબડીના પુસ્તકભંડારમાં મોજૂદ છે.

સંવત ૧૮૩૨માં તેઓ લીંબડી મુકામે પાછા ફર્યા તે વખતે સાધુની સંખ્યા ઘણી હતી પણ એકતા નહોતી, તે માટે તેમને લીંબડી મુકામે રહેવાનું યોગ્ય લાગ્યું પણ વધુ અભ્યાસ કરવાની ઇચ્છા હતી તેથી માળવામાં બિરાજતા દોલતરામજી મહારાજને આ તરફ પધારવા વિનંતિ કરી. પિપાસુજનોની પિપાસા તૃપ્ત કરવા માટે તેઓશ્રીએ ગુજરાત તરફ પ્રયાણ કર્યું. કોયલ વસંતને જેમ ઇચ્છે છે તેમ આતુરતાપૂર્વક રાહ જોઇ રહેલા લીંબડીના સંઘે મહારાજશ્રી અમદાવાદ પધાર્યા છે એવા જેણે સમાચાર આપ્યા તેને ૧૨૫૦ રૂા. વધામણીના આપ્યા.

થોડા દિવસમાં પૂ. દોલતરામજી મ. લીંબડી પહોંચી ગયા. તેમની સમજાવવાની શકિત અદ્ભૂત હતી. તેઓએ નિષ્પક્ષ-પાતપણે, માધ્યસ્થ વૃત્તિથી બે વર્ષ સુધી મહારાજશ્રીને અભ્યાસ કરાવ્યો.

લીંબડી સંપ્રદાયમાં સાધુની સંખ્યા ૩૦૦ની હતી પણ સાંપ્રદાયિક વ્યવસ્થા સુંદર નહોતી. તે પૂજ્યશ્રીને ખૂબ ખટકતું.

વિહારમાં મોટા મોટા સાધુઓને મળી પોતાનો અભિપ્રાય જણાવ્યો અને અંદરો-અંદરનું અંતર દૂર કરવા માટે પ્રયત્ન આરંભ્યો. પરંતુ તે પ્રયત્ન નિષ્ફળ ગયો. છતાં તેઓ થાકયા નહિ પણ વિશેષ પ્રયત્ન ચાલુ રાખ્યો

સંવત ૧૮૪૫માં એક સાધુ સમ્મેલન કરી તેમાં સુધારણાની બત્રીસ કલમનો એક ખરડો તૈયાર કરી સમુદાય સમક્ષ મૂકયો પરંતુ એથી અંદરો અંદરનો ઇર્ષ્યાનો રોગ વધતો ગયો. આખરે બહાર પાડવું પડ્યું કે "આ કાયદાઓ દરેકને ફરજિયાત પાળવા પડશે. આપ સૌ પોતપોતાના કદાગ્રહ છોડી શ્રેયની વાત માન્ય રાખો." આમ નમ્ર આજીજીપૂર્વક કહેવામાં આવ્યું છતાં આ વાત કોઇએ માની નહિ. વળી ઘણા મોટા સાધુને થયું કે શું એક નાના સાધુ બંધારણ બાંધે, અમે તેની સત્તા નીચે વર્તીએ? માનવૃત્તિ માણસને સારાસારનું ભાન ભુલાવે છે, સાધુ સમાજમાં આથી વિક્ષેપ પડયો. તે વખતે મહારાજશ્રીએ નમ્ર અરજ કરી છતાં કોઇ સ્વીકારવા તૈયાર થયુ નહિ અને એક સંપ્રદાયમાંથી લીંબડી, ચૂડા, બરવાળા, ગોંડલ, ધ્રાંગધ્રા, સાયલા એમ છ સંપ્રદાય થઇ ગયા. ૩૦૦ સાધુ છ ભાગમાં વહેંચાવાથી તે વખતે લીંબડી સંપ્રદાયમાં સાત સાધુ રહ્યા અને પૂ શ્રી અજરામરજી સ્વામીનો એકતા સાધવાનો ભાવ હતો તે પાર ન પડયો.

સ્વતંત્રતા અને સ્વચ્છંદતામાં ઘણું અંતર છે. જ્યાં સ્વચ્છંદતા હોય ત્યાં ઉદ્ધતાઈ હોય છે તેને ગુરુમાં વિશ્વાસ હોતો નથી અને પોનાની ઇચ્છાનુસાર આચરણ કરે છે. આવો જીવ લાયક નથી. સાચા શિષ્યો તો માને કે ગુરુની દૃષ્ટિમાં જ મારો મોક્ષ છે. જેના ચરણમાં અર્પણતા કરી છે તેની સાથે

ચઢી ન બેસે. હમેશાં ચરણકમળમાં રહેવા ઇચ્છે. તેનામય બની જાય એક શ્વાસોચ્છ્વાસની ક્રિયા તથા આંખના મટકા સિવાય પોતાની તમામ ક્રિયા ગુરુ આજ્ઞાએ કરે. ગુરુનો દાસાનુદાસ બની રહે પણ એક બાજુ પગે લાગતો જાય અને બીજી બાજુ પગ મારતો જાય એ અર્પણતા ન કહેવાય. "**अणंतनाणो व गओ वि संतो**" શિષ્યને કેવળજ્ઞાન થાય તોપણ ગુરુને કહે કે આપની કૃપાથી આ મેં પ્રાપ્ત કર્યું છે." ગુરુ થાબડભાણાં કરે ત્યાંસુધી ગુરુ સારા, તેમ માને તે સ્વચ્છંદતા કહેવાય.

**"એવો માર્ગ વિનયતણો, ભાખ્યો શ્રી ભગવાન.**
**મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઇ સુભાગ્ય.**

આ માર્ગના હેતુને તો કોઇક જ સમજી શકે. પૂજ્યશ્રીના અભિપ્રાયને કોઇ જાણી ન શકયા. સ્વચ્છંદતા પોષાવાને કારણે એકતા ન રહી અને સૌ જુદા પડી ગયા. માન એ મોટો શત્રુ છે. તેથી વિનય ચુકાય છે. તારામાં અનંત ગુણો છે છતાં પ્રગટમાં કેમ નથી આવતા ? તારી ઊંઘાઈને કારણે જ નથી આવતા.

આજે આડંબર વધી ગયો છે. જે ધર્મમાં આડંબર હોય, ધર્મના નામે અધર્મ–હિંસા પોષાતી હોય, પોપલીલાઓ થતી હોય ત્યાં સાચો ધર્મ નથી. પોલ છે. કાંસું ખખડે પણ સોનું ખખડે નહિ. તેમ આ ધર્મમાં આડંબર હોય નહિ. અહીંયાં રેડિયો, નાચગાન, ચિત્રો, વિકારવર્ધક કેલેન્ડરો એવાં એવાં વિષયપોષક સાધનો હોય ખરાં ? અહીં તો વૈરાગ્યનાં પોષક–વૈરાગ્યને વધારનાર તત્ત્વો રૂપે સાધુ સાધ્વીજીનાં દર્શન

. ત્યાગી, બ્રહ્મચારી, મુનિઓ તથા સતીજીઓને જોઇ તમને
ૂર્વ ઉલ્લાસ અને પૂજ્યભાવ આવવો જોઇએ. આ ઊગીને
ા થાય અને ત્યાગીને નીકળી જાય અને તમે રહી ગયા
ો પશ્ચાત્તાપ થાય છે ?

આ 'અજરામરજી સ્વામી પોતાના પુરુષાર્થ–બળથી
ાજમાં સૂર્ય સમાન ઝળકી ઊઠયા તેમને સંપ્રદાયો અલગ થયા
દુઃખ હતું. દરેક સંપ્રદાયને સાથ દેનારા શ્રાવકો હતા એટલે
્યશ્રીના હાથ હેઠા પડી ગયા.

૧૮૬૫ માં પૂજ્યશ્રીને સંગ્રહણીનો રોગ થયો એટલે
બડીમાં સ્થિરવાસ થયા. તેઓ દરેક શિષ્યોને ખૂબ ઉત્સાહ
તે ખંતપૂર્વક ભણાવતા. તેઓશ્રીને વખતની ઘણી જ કિંમત
ી. શિષ્યવર્તુલને પણ એજ કહેતા કે આવો અમૂલ્ય અવસર
ર્થની વાતચીતમાં, ઊંઘમાં કે આળસમાં વિતાવશો નહિ અને
શિક્ષાથી શિષ્ય સમુદાય શાસ્ત્રાભ્યાસમાં નિરંતર મચી રહેતો.
નયનો પાઠ તો ખાસ કરીને શીખવ્યો હતો. તેઓએ ખૂબ
વિહારો કર્યા હતા. તેમના કંઠની મધુરતા, વાણીની સુંદરતા
ને જ્ઞાનની અજબ શકિતને લીધે લોકો તેમના તરફ ખૂબ
ાકર્ષાતા. તેમણે છેલ્લા પાંચ વર્ષ લીંબડીમાં ગાળ્યાં ત્યારે ૧૩
ક્ષાઓ આપી. જૈનસમાજનો બહોળો પ્રચાર કરી ગૌરવ વધાર્યું.

૧૮૭૦ માં પૂજ્યશ્રીને દર્દે ફરી ઊથલો માર્યો ત્યારે
મના શિષ્ય પૂ. દેવરાજજી સ્વામી કે જેઓ તેમના પછી ગાદીના
ારસ હતા, તે વખતે તેઓ કચ્છમાં હતા, ત્યાંથી તેમને બોલાવ્યા
રંતુ રણમાં પાણી ભરાઇ જવાથી તેઓ પાછા વળ્યા. પૂજ્યશ્રીમાં

સમતા, નિરભિમાનતા અને નિર્મમત્વપણું, આ ત્રણ ગુણો મહાન્ હતા અને તેથી તેઓશ્રી એકસરખી લોકપ્રિયતા પ્રાપ્ત કરી શક્યા હતા. ૧૯૭૦ ના શ્રાવણ વદ ૧ ને દિવસે રાત્રે તેઓશ્રીનો જીવનદીપ બુઝાયો. જૈનશાસનનો એક ઝળહળતો સિતારો અસ્ત પામ્યો. તે વખતે લીંબડી સંપ્રદાયમાં ૪૨ સાધુઓ હતા.

આ તિથિ એકની નહિ પણ બે મહાન આત્માઓની છે. ૧૯૭૦ માં એટલે કે તેઓશ્રી પછી સો વર્ષે પૂ. શ્રી દિવાળીબાઇ સ્વામીનાં ગોરાણી બા. બ્ર. પૂ. સૂરજબાઇ સ્વામી પણ શ્રાવણ વદ ૨ ને દિવસે કાળધર્મ પામ્યાં છે. તેઓશ્રીમાં પણ નાનપણથી ધર્મના સંસ્કાર હતા. દશ વર્ષની ઉંમરે જ્યારે પિતાશ્રીએ લગ્ન માટેની તૈયારી કરી એટલે તેઓશ્રી કહે છે કે–મારે લગ્ન નથી કરવાં દરેકને હું ભાઇ–પિતા સમાન માનું છું. ભાંઇ જોડે બહેન કાંઇ પરણે? પિતાશ્રીએ તેઓની દૃઢતા જોઇ આજ્ઞા આપી. બાર વર્ષની ઉંમરે તેમનાં મામી શ્રી હીરૂબાઇ સ્વામી સાથે તેમનાં ગોરાણી પૂ. કંકુબાઇ સ્વામી અને પૂ. ગોપાલજી મહારાજના હાથે તેઓશ્રીએ દીક્ષા અંગીકાર કરી. તેમનાં નામ પ્રમાણે તેમના ગુણ હતા. તેઓશ્રી સૂર્ય સમાન તેજસ્વી હતાં પરાઘાત નામ-કર્મનો સારો ઉદય હતો એટલે ભલભલા સાધુઓ પણ એમનાથી ધ્રૂજતા. દરેકને મીઠી ભાષામાં શિખામણ આપતા કે 'તમે બધા જબ્બર પુરુષાર્થ કરી આગળ વધો અને જૈન શાસનને શોભાવવા પ્રયત્ન કરો' તેઓશ્રીને પ્રતિજ્ઞા હતી કે એકજ શિષ્યા કરવી પણ એ એકશ્રી દિવાળીબાઇ સ્વામી એકે હજાર સમાન હતાં. તે પણ ઘણાં પ્રતાપી હતાં. પૂ સૂરજબાઇ સ્વામીને વચનસિદ્ધિ હતી કે તે બોલે તેમ પ્રાયે થતું.

આજે એ બન્ને પુણ્યાત્માઓની પુણ્યતિથિ છે. તેમનાં જીવનચરિત્રો સાંભળ્યાં પણ એ સાંભળીને જીવનમાં કંઇક ઉતારજો.

પૂ. સ્વામીના મનમાં એકજ ઝંખના હતી કે દેવું પતાવવું. છેલ્લે ત્રણ દિવસનો સંથારો કર્યો. શિષ્યનો પણ મોહ ન હોવો જોઇએ એમ વિચારી શરીરની સાથે તેને પણ વોસિરાવી દીધા. છેલ્લે સમાધિ મરણે કાળધર્મ પામ્યા એકજ ભાવના, એકજ ઝંખના હતી કે " **संजमेण तवसा अप्पाणं भावेमाणे विहरइ** " અને તેના જ કાયદા અને તેની જ પરંપરાએ અનુસરવું તે જ ખરી સેવા છે. આજે તો મહોત્સવનો દિવસ છે. મહોત્સવનો દિવસ એટલે દૂધપાક-પૂરી ઉડાડવાનાં નહિ પણ બની શકે તેટલી ધર્મ આરાધના કરવાનો છે.

---

## વ્યાખ્યાન ૩૬ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૩ શનિવાર

પ્રભુએ વિવેક, ઉપશમ, સંવેગ અને નિર્વેદ એ ચાર બોલનું સ્વરૂપ સમજાવ્યું. હવે આગાર ધર્મ અને અણગાર ધર્મનું સ્વરૂપ બતાવે છે.

જેને જાવજીવસુધી બિલકુલ પાપ કરવાનું નથી તે અણગાર. તેઓ બાહ્ય અને આભ્યતર પરિગ્રહથી પણ મુકત થયા છે. બાહ્ય પરિગ્રહ 'ખેત્ત, વત્થુ,' આદિ નવ પ્રકારનો છે અને આભ્યંતર પરિગ્રહ ચૌદ પ્રકારનો છે. ચાર કષાય, નવ નોકષાય અને મિથ્યાત્વ એ ૧૪ ભેદ આંભ્યંતર પરિગ્રહના છે.

છઠ્ઠે ગુણસ્થાનકે પંદર પ્રકૃતિનો ક્ષયોપશમ છે. એક સંજવલનની ચોકડીનો ઉદય વર્તે છે. ત્રણ ચોકડીનો કષાય ગયો એટલે એ શાંત થયો. ચહેરા ઉપર પણ નીરવ શાંતિ દેખાય. ઉપશમ, ઉપશમ. ચહેરો જોતાં પણ ઠરી જવાય. એ તો પ્રભુનો દેવાંશી દૂત, ઘેરઘેર પ્રભુનો સંદેશો પહોંચાડનાર, સમતાનું સરોવર, પ્રભુના માર્ગે ચાલનાર, પોતે જીવનમાં ઉતારીને બીજાને બોધ આપે છે. તેનું ઓજસ કોઈ જુદું જ પડે છે. પ્રભુએ માર્ગ બતાવ્યો, તે માર્ગે વૃદ્ધ હોય કે જુવાન હોય પણ દરેકને **'अखंडफुडिया'** ચાલી અખંડ વ્રતનિયમો પાળવાનાં હોય છે. સાજો હોય ત્યાં સુધી કરવું ને પછી છૂટા, એમ નહિ. ઉપવાસ કરવા, તો થાય ત્યાં સુધી કરી, ભૂખ લાગશે ત્યારે ખાઇ લઈશું એમ ન હોય. ઉપવાસ કરવા પહેલાં એની તૈયારી હોય કે હું આટલા ઉપવાસ કરી શકીશ કે નહિ? એ મકકમ નિશ્ચય પછી જ પચ્ચક્ખાણ લેવાય તેમ આ અણગારપંથ પણ શૂરવીર માટે છે.

જાવજીવ સુધી પાપ કરવું નહિ, કરાવવું નહિ અને કરતાંને અનુમોદન આપવું નહિ, મન, વચન, કાયાએ કરી, આવાં નવ નવ કોટિએ પચ્ચક્ખાણ હોય છે. સંસારને જે રુડો ન જાણે તે અનુમોદન તો શેનું આપે? વમેલાને ચાટવું તે તો પોતાના આત્માનું પતન છે.

આ વસ્તુ ઘણી ઊંચી છે પોખરાજના પૈસા બેસે તેટલા જ હીરાના બેસે? એના તો પૂરા દામ આપવા પડે. એમ ઊંચી વસ્તુ મેળવવા બહુ બલિદાન આપવું પડે આ માર્ગ ઘણો કઠણ છે. એ માર્ગે ચાલતાં કાયર કંપી જાય અને પાપી થંભી જાય.

ઇન્દ્રિયો પરનો પૂરતો કાબૂ મેળવવો જોઇએ. એને જેમ ફાવે તેમ વર્તવા ન દેવાય. મનનો નિગ્રહ કરવો પડે. સંયમ=સમ્યક્ પ્રકારે પાંચે ઇન્દ્રિયોને નિયમમાં લેવી, તેનું નામ સંયમ. તમે કોઈ ઊંચી કંપનીનુ ઘડિયાળ લાવ્યા. ઘડિયાળ સુંદર છે પણ બે કાંટા જ ન હોય તો એ શું કામની ? એમ તમને ઊંચામાં ઊંચી કંપનીનો મનુષ્યભવ મળ્યો પણ જો એમાં ત્યાગ અને વૈરાગ્યના બે કાંટા નહિ હોય તો તે નકામું થશે 'અમન ચમન ને દુર્ગતિમાં ગમન' જેવું થશે

**"ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;**
**અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન."**

જે માણુસ મનને ચારે બાજુ રખડતું રાખશે તે ઉત્કર્ષ કેવી રીતે સાધી શકશે ? કોઇ એક લાફો મારે અને તું સામા ચાર મારે કોઇએ તારૂં સો રૂપિયાનુ નુકશાન કર્યું હોય તો તું તેનું એક હજારનું નુકશાન કર, તેમાં બહાદુરી નથી. તે જીત તે ખરી જીત નથી

**एगेजिए जिया पञ्च, पञ्चजिए जिया दस ।**
**दसहाओ जिणित्ता णं सव्वसत्तू जिणामहं ॥**

અ. ૨૩ ગા. ૩૬

જે એક આત્માને જીતે તે પાંચ ઇન્દ્રિયોને જીતી શકે અને પાંચ ઇન્દ્રિયોને જીતે તે જ ચાર કષાયને જીતી શકે, દશને જીતે એટલે બસ. પણ એ સહેલું નથી. હજુ ઘણું કરવાનું છે. વિસામો ખાવાનો નથી. '**गुणाणं तु महब्भरो**' ગુણનો મોટો ભાર વહન કરવાનો છે. માથું મુંડાવ્યું, કપડાં પહેર્યાં એટલે

ચારિત્ર નથી. બહારનો સંસાર અનંતીવાર છોડયો પણ અંદરનો સંસાર છૂટવો જોઇએ. ક્રોધ, માન, માયારૂપ પરિણતિ છૂટે તો કાર્યકારી થાય.

તમારી દુકાને કોઇ માણસ આવે તેને પ્રથમ તો ઊંચામાં ઊંચી ચીજો બતાવો ને ! અને એટલું કિંમતી ખરીદી શકે તેમ ન હોય તો પછી એથી હલકી વસ્તુ બતાવો તેમ પ્રભુએ ઊંચામાં ઊંચી વસ્તુ પહેલી બતાવી છે. સર્વથા સાવદ્ય (પાપ) નાં પચ્ચક્ખાણ કરી, આશ્રવને અળગા કરી સંવરમાં પ્રવૃત્તિ કર, તો મોક્ષ મળશે. આશ્રવથી આવક થાય છે. વિભાવરૂપ ભાવ-આશ્રવથી જ દ્રવ્ય-આશ્રવ આવે છે. **'आश्रव निरोधः संवरः'** આશ્રવનો નિરોધ તે સંવર. હવે આ સંસારમાં રૂલવું નથી. નવું પાપ બાંધવું નથી અને જૂનાનો જલદી નિકાલ કરવો છે. એવી તમન્ના છે ?

શાહુકારને આબરૂની ચિંતા હોય, દેવાળિયાને નહિ. તમે કેવા છો ? દેવાળિયા કે શાહુકાર ? શાહુકાર થવું હોય તો બંધનાં કારણોને છેદવા માંડો. અજ્ઞાન બંધનું કારણ છે અને જ્ઞાન કરવું તે મોક્ષનો હેતુ છે. કષાયને ટાળી અકષાયભાવ લાવવો તે મોક્ષનો હેતુ છે.

તમે બોલો છો ને કે–મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ. પણ એ પ્રતિક્રમણ ક્યારે અને કયા સ્ટેઇજે થાય તેની ખબર છે ? પંચ પ્રતિક્રમણના બોલનારના હૈયામાં પણ ઊંડે ઊંડે મિથ્યાત્વ પડયું છે. આણે મને આમ કર્યું, આ ન હોત તો આમ થાત એમાં આખી કર્મની થિયરી ઊડી ગઇ.

તારા પૂર્વના ઉદય પ્રમાણે સંયોગ આવશે એ સંયોગ નહિ ફરે, પણ તું ફરી જા. તારે રખડવું ન હોય તો સમજી જા. એનાથી અળગો થઇ જા. સર્વથા વિરાગ કર. ખૂબ રખડયો. પરિભ્રમણમાં અનંતો કાળ કાઢયો. હવે આ માર્ગ મળ્યો છે. માટે સમજી જા. જિંદગીનો અરધો ભાગ ઊંઘમાં ગયો. બાકીની જિંદગીના ત્રણ ભાગ થાય.

**"ફૂલ સમું એ બાળપણું તે ભણી રમીને ખોયું,**
**યુવાની દીવાની માયામાં મનડું મોહ્યું.**
**ભૂલ્યા એ ભકિત તુફાનમાં રે જીવન ભકિતના તાનમાં"**

બાલ્યવય તો રમતગમતમાં વીતી ગઇ અને યુવાનીમાં દીવાનો બન્યો. ચામડાના મોહમાં પડી ગયો. યુવાનીનું વમળ વટાવવું બહુ મુશ્કેલ છે. એમાં તમારૂ નાવ અથડાઇ ભૂકા ન બોલી જાય, તમારા જીવનમાં કાળો ડાઘ લાગી ન જાય એ માટે સાવધાન રહો અને ધર્મ પણ એજ યુવાનીમાં બની શકશે.

**"जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ ।**
**जाविन्दिया न हायंति, ताव धम्मं समायरे ॥"**

દશ. અ. ૮ ગા. ૩૬

જ્યાંસુધી જરા આવી નથી, વ્યાધિ વધી નથી ત્યાંસુધી ધર્મ કરી લો. અધર્મ એ પાપનું મૂળ છે. એનું દેવું તો વધતુ જ જાય છે. મન, વચન, કાયાનો કંટ્રોલ નહિ મન-સારથીના હાથમા લગામ આપી દીધી. એણે પાચે ઇન્દ્રિયોને છૂટી કરી દીધી. પછી એ નિરંકુશ થઇ જાય અને સઢ વગરનુ નાવ ભાંગીને ભૂકો થઇ જવાનુ, પરંતુ પ્રભુની ધર્મરૂપી લગામ આવી જાય તો બેડો પાર થઇ જાય. નહિતર દરિયાની સમાધિ સ્વીકારવી પડશે.

વચનમાં રકત હોય, મેલ કાઢી આત્માને ચોકખો કરે તે સાચો બ્રાહ્મણ.

**जहा पोमं जले जायं, नोवलिप्पइ वारिणा ।**
**एवं अलित्तं कामेहिं, तं वयं बूम माहणं ॥**

ઉત્ત. અ ૨૫ ગા. ૨૭

જનોઈના ત્રણ ત્રાગડા તોડી, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયના ત્રાગડા પહેરી લીધા. ખૂબ ઉત્સાહથી ગુરુ ભણાવે છે. આવી ચોગ્યતા અને પાત્રતા હોય તોજ ગુરુને પ્રેમ જાગે. પ્રેમ પરાણે ન મળે, એ કાંઇ વેચાતી ચીજ નથી. શાસ્ત્રના વિપુલ અર્થ, રહસ્યને કોણ જાણી શકયું છે! '**भूयाणं जगइ जहा**' પૃથ્વી માફક આખા જગતના જીવને આધારભૂત હોય અને એ પણ ગુરુનું બહુમાન કર્યું હોય તો પામી શકે

આને તો ભણવાની ખૂબ લગની લાગી છે. એક જ્ઞાન અનેક વસ્તુનું જ્ઞાન કરાવે ઝણઝણાટ કરતો દીવો પ્રગટી જાય. એ કુમારના પિતા સોમદત્ત કહે છે. આ કુમાર ભણવા ગયો પણ હજી કેમ નથી આવ્યો ?

માતા કહે છે, એણે તો કદાચ દીક્ષા લીધી હશે. આપણે એમને આમંત્રણ આપવા આ બીજા દીકરા ફલ્ગુરક્ષિતને મોકલીએ. એ એમને આમંત્રણ આપી પધારવાનુ કહે.

માતાએ તો બીજા દીકરાને પણ તૈયાર કર્યો અને કહે છે, જો ભાઇ ! તું ભાઇને આમંત્રણ આપજે અને તને પણ જો ત્યાં ગમે અને ભાઇ કહે તો તું પણ ત્યાં રહી જજે કેવી માતાની ભાવના છે ?

તમને તો તમારા દીકરા એમ. એ. થાય, ડૉકટર થાય, વકીલ થાય કે એલચી થાય, તે ગમે કે વીતરાગની ગાદીનો વારસ થાય તે ગમે? ત્યાગીઓને મોટા ચક્રવર્તીઓ પણ નમે છે શા માટે? ત્યાગ છે, માટે ને! ભોગ તો અનંતીવાર ભોગવ્યા હવે ત્યાગો.

**सुहसायगस्स समणस्स, सायाउलगस्स निगामसाइस्स,**
**उच्छोलणा पहोयस्स, दुल्लहा सुगइ तारिसगस्स ॥**

દશ. અ. ૪ ગા. ૨૬

જો સંયમી થઇને પણ શરીરના સાતાશીલીઆપણામાં પડી જાય તો તેને માટે સુગતિ દુર્લભ છે. સાધુની ક્રિયા તો એક આત્માના અર્થે, આત્માને શુદ્ધ કરવા માટે જ હોય. ગમે તેવાં નિમિત્તોમાં એને કષાય મનથી પણ ન થાય. ઠરીને હિમ થઇ જાય આવો સાધુનો માર્ગ માતાએ બીજા દીકરાને બતાવ્યો. એ ભાઈ પાસે ગયો. ભાઇને કહે છે, હવે ચાલોને ઘેર. નથી આવવું? ભાઇ કહે છે—ભાઇ! મેં તો સાધુપણું લીધું છે. સંસારમાં વાસના અને લાલસાની બે ખીણો છે તેમાં તું રખે પડતો. તને પણ જો રુચે તો આ સાધુપણું અંગીકાર કર.

**"પારસમણિ ઔર સંતમેં, બડો અંતર જાણ;**
**વહ લોહા કંચન કરે, સંત કરે આપ સમાન."**

પારસ લોઢાને અડે તો લોઢાનુ સોનું થાય પણ તે સોનું પારસ થતું નથી અને તે સોનુ બીજા લોઢાને સોનું. પણ કરી શકતું નથી. પરંતુ સંતના ચરણે જાવ એટલે સંત તુલ્ય જ બની જાવ અને પાછા એ સંતના સગમાં કોઇ આવે, તો એને પણ સંત બનાવી શકે.

લાઈટમાં જેટલા વાયર, દોરડાં લગાવેલાં હોય તે દરેકમાં વીજળીનો કરંટ લાગે છે. આ માર્ગ કોઇ અપૂર્વ માર્ગ છે. ફલ્ગુરક્ષિત, ભાઈનાં વચનો સાંભળે છે અને વૈરાગ્યના રંગે રંગાતા જાય છે. પોતાના ભાઈનાં વચન માથે ચડાવી લે છે અને તે પણ પ્રવ્રજ્યા અંગીકાર કરે છે.

થોડા વખતમાં ગુરુ મહારાજ બન્ને શિષ્યો સહિત તેઓના નગરમાં આવી પહોંચ્યા. માતાએ જાણ્યું કે બન્ને પુત્રો સંયમના અદ્વિતીય પંથે પ્રયાણ કરી ચૂકયા છે પોતાના પતિને કહે છે કે–"બે પુત્રોએ દીક્ષા લીધી. હવે આ અસાર સંસારમાં હું રહેવા માગતી નથી. માટે મને દીક્ષા આપો." પત્નીની દીક્ષા લેવાની તીવ્ર ભાવના પાસે સોમદત્તનું કંઇ ચાલતું નથી. અનિચ્છાએ તેને દીક્ષાની રજા આપે છે.

સોમદત્તને થાય છે કે હું તો બ્રાહ્મણ છું. તેથી જૈન દીક્ષા ન લઉં, તેમ આ સંસારમાં પણ રહી શકું તેમ નથી, પરંતુ અંતે તેને પણ સત્ય સમજાય છે અને આ માર્ગ વિના મોક્ષ છે જ નહિ એમ સચોટ શ્રદ્ધા થવાથી પોતે પણ દીક્ષા અંગીકાર કરે છે

દીક્ષા એ પેટ ભરવાનો ધંધો નથી આ તો માથા સાટે મુકિત છે. કોઇવાર નથી કર્યો તેવો સ્વ માટે ભગીરથ પુરુષાર્થ કરવાનો છે. આ માર્ગે શૂરવીર જ આવી શકે છે. નારકીમાં અનંતું દુઃખ સહીને આવ્યા છીએ. તે બધું પરાધીનપણે સહન કર્યું છે. હવે આત્મા માટે સહન કરવાનું છે. આત્માર્થીની દષ્ટિ શરીર ઉપર કે કોઈ પર પદાર્થ ઉપર નથી હોતી.

આશ્રવનો માર્ગ રોકી સંવરના માર્ગને ગ્રહણ કરવો, તે છિદ્ર વગરની નાવા સમાન છે. સર્વથી શ્રેષ્ઠ અણુગાર ધર્મ છે અને તે ન બની શકે તો આગાર ધર્મ છે પાંચમું ગુણસ્થાનક, અણુગાર ધર્મ અંગીકાર કરવાની તેવડ ન હોય તેવા કાયરનું છે. ચક્રવર્તી, તીર્થંકર વગેરે ચોથા ગુણસ્થાનકે આવી સીધા સાતમે ગુણસ્થાનકે જાય છે. કાયર તો એમ કહે છે કે–

'**नो खलु अहं तहा संचाएमि मुंडे भवित्ता आगाराउ अणगारियं पव्वइत्तए**' કાયર હોય તે કહે, મારી તૈયારી નથી પરંતુ શ્રદ્ધામાં તો તેને એમ જ હોય કે મારી કચાશ છે. સત્યમાર્ગ તો અણુગારધર્મ જ છે હું પામર છું, અશક્ત છું કે મારે આ સંસારમાં રહેવું પડે છે. આમ તેની શ્રદ્ધા મજબૂત હોય છે.

પ્રભુએ આગારધર્મ અને અણુગાર ધર્મનું સ્વરૂપ બતાવ્યું. આનંદ શ્રાવક આગાર ધર્મ કેવી રીતે અગીકાર કરે છે તેના ભાવભેદ અવસરે.

---

## વ્યાખ્યાન ૩૭ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૪ રવિવાર.

પ્રભુએ બે પ્રકારનો ધર્મ કહ્યો છે. ૧. આગાર ધર્મ ૨. અણુગાર ધર્મ. અણુગાર તે ઉત્તમ પાત્ર છે, આગારધર્મી મધ્યમ પાત્ર છે, અને સમકિતી તે જઘન્ય પાત્ર છે. પણ શ્રદ્ધાનો વિષય તો કેવળીથી માંડીને સમકિતી સુધી દરેક જીવને સરખો જ હોય. પરંતુ ચારિત્રમાં ફેર હોય. જેનામાં તાકાત હોય તે ઊંચામાં ઊંચું ચારિત્ર પાળે અને એ ન પાળી શકે તે પાંચ અણુવ્રત

અને સાત શિક્ષાવ્રત એ બાર વ્રત અંગીકાર કરે. તે સાધુથી ઊતરતું છે.

સાધુદશા તે સાધકદશા છે. એ પાંચમો પરમેષ્ઠી છે. ગણધર પુરુષો જેવા પણ જ્યાં ભગવતીની શરૂઆત કરી ત્યાં—

**णमो अरिहंताणं, णमो सिद्धाणं, णमो आयरियाणं,**
**णमो उवज्झायाणं, णमो लोए सव्वसाहूणं ॥**

સાધુઓને નમસ્કાર કરે છે. એ સાધુ કઈ કક્ષાનો હોય, એની લાયકાત કેટલી જોઈએ? એ તો ઉત્તમ કોટિનો હોય, એનો આત્મા સતત્ નિત્ય સ્વાધ્યાય, ધ્યાનમાં રક્ત હોય, સંસારની ખટપટમાં તે ઊભો ન રહે સંસારના રંગરાગમાં તે ન લલચાય. તે તો એમ માને કે—

"**पासमाणे रूवाइं पासइ**" આચા. અ. ૧ ઉ. ૫

જે આંખથી દેખાય છે તે તમામ રૂપી પુદ્ગળ છે. આત્મા અરૂપી છે તે ચર્મચક્ષુથી ન દેખાય. દિવ્યચક્ષુ ખૂલે ત્યારે આત્માનો સાક્ષાત્કાર થાય આંખથી દેખાય તે પૌદ્‌ગલિક રૂપ છે. તેમાં અજ્ઞાની જીવો મોહ પામી અંજાઈ જાય છે. આ સારૂં ને આ નરસું. આ ગમે ને આ ન ગમે. આ ઇષ્ટ ને આ અનિષ્ટ; આવા સંકલ્પો જ દુઃખનાં કારણ છે પરંતુ તેના ઉપર "**समो य जो तेसु स वीयरागो**" સમભાવ રાખે તે વીતરાગી "**न लिप्पइ तेण मुणी विरागो**" અને તેમાં લેપાય નહિ તે જ વીતરાગી

સંયમ વિના ત્રણકાળમાં કોઈનો મોક્ષ નથી. આજે તો કેટલાક કહે છે કે અમે પચ્ચક્‌ખાણને જ માનતા નથી પરંતુ

જેણે પચ્ચક્ખાણને ન માન્યાં તેણે મહાવીર–પિતાને પણ ન માન્યા, કારણ કે એમણે પણ પચ્ચક્ખાણ કર્યાં હતાં. જ્યારે ‘કરેમિભંતે’ નો પાઠ જાવજીવ સામાયિકનો પાઠ બોલ્યા પછી જ મનઃપર્યવજ્ઞાન પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ચૂપચાપ ટુંટિયાં વાળીને પડયા રહ્યા નથી. સાડાબાર વર્ષને પંદર દિવસ સુધી ઘોર તપશ્ચર્યા કરી. ફક્ત ત્રણસો ઓગણપચાસ જ પારણાં કર્યાં. છમાસી, દોઢમાસી, એકમાસી, બોત્તેર તો પંદર પદર દિવસના ઉપવાસ કર્યા અને પારણે **“ओयण मंथु कुम्मासेणं”** બોરકૂટ, અડદ અને ચોખા ત્રણ જ ચીજ વાપરતા. સ્વાધ્યાયમાં જ મસ્ત હતા. કર્મની સાથે યુદ્ધ કરવું તે સહેલી વાત નથી.

એક ભાડૂત તમારા ઘરમાં બહુ વખત સુધી રહ્યો હોય. તે જેમ સામો થાય ને કહે, કે ઘર ખાલી કરવું નથી; થાય તે કરી લેજો. તેમ પ્રકૃતિ અનાદિનુ ઘર કરી ગઇ છે. તમારી ધણી-રણી થઇ ગઇ છે. એનું જ સામ્રાજ્ય છે. એટલું બધુ દબાણ કર્યુ છે કે આત્માને ઊંચો જ આવવા દેતી નથી. હવે આકરાં પગલાં લેવાં પડશે ને ? હું કોણ છું ? એનો વિચાર કરવા બેસો તો તે વિચાર આગળ જ ન ચાલે, કારણ કે અત્યાર સુધી પ્રકૃતિએ પરભાવને પોષ્યો છે એટલે સ્વભાવની વાત આવે ત્યાં ન ગમે પરભાવની બધી વાત ગમે છે. તેણે સ્વ તરફ વળવામાં પગલુ ભર્યું જ નથી થોડી બાહ્ય ધાર્મિક ક્રિયામાં ઘણું માની લીધું છે, પરંતુ અંતરમાં કોરો ધાકોર છે. સામાયિક કરી હોય ત્યારે છાપાં વાંચવા, અલક મલકની વાતો કરવી, ચાર પ્રકારની વિકથા આદિ કાંઇ ન થાય. સામાયિકમાં આત્મસાધના કરવાની અને હમેશનું જીવન જોવાની કાળજી રાખે

પણ ગળે તો પોતાને જ ઉતારવું પડશે. અનેક જન્મ-મરણનાં દુઃખો ભોગવ્યાં, પરાધીનતાએ આ જીવે અનેક દુઃખો સહન કર્યાં છે. નારકીમાં અનંતું દુઃખ સહન કર્યું, એક બીજાને સામસામા મારકાપ કરે એવા પરાધીનતાનાં એક હજાર વર્ષનાં દુઃખ સ્વાધીનતાના એક ઉપવાસમાં ખપી જાય.

મહાપુણ્યે અમૂલ્ય જિંદગી મળી છે, હવે દુકાળિયા ઢોરની જેમ કેમ બેસી ગયા છો? હવે સાવધાન થાવ. પરની ચિંતા છોડો સાચા અણગાર થાય તે પરમાં માથું ન મારે. એની ચેતના પડકાર કરીને કહેતી હોય કે તું તારૂં ધ્યાન ધર. પરમાં રોકાઇશ તો તારૂં ચૂકી જઈશ, કારણ કે એક સાથે બે ભાવ તો નજ રહી શકે. આત્મસાધના કરવી હોય તેને પર વસ્તુ છોડી દેવી પડશે. વીર્ય બધું સ્વ તરફ વાળો વરાળ જુદી જુદી હોય તો કામ ન થાય પણ એને એન્જીનમાં એકત્ર કરવામાં આવે તો ટનનાં ટન ખેંચી શકે. તેમ તમારાં વીર્ય, તાકાત, શકિતને એકઠાં કરો અને પછી એના જોરે ગમે તેવાં કર્મ આવશે તોપણ નહિ ટકી શકે. વીર્ય વેરવિખેર થઈ ગયુ છે. કેટલા સંકલ્પ-વિકલ્પ કરો છો, કેટલા ઘોડા ઘડો છો. એક માળા ફેરવતાં પણ મન બહાર ન જાય એમ બને છે? ઇરિયાવહીના કાઉસગ્ગમાં પણ મન સ્થિર રહે છે? માળાના એક, બે ને ત્રણ પારા ગયા કે મને બહાર કૂદકો માર્યો જ હોય. હાથમાં પારા ફરે, મોઢામાં જીભ ફરે અને મન તો ચારે કોર દોડે.

માળા તો મનકી ફરે, ઓર કાષ્ટકા પારા;
જો માળામાં ગુણ હોય તો શીદ વેચત મણિયારા.

સંબંધ માળા સાથે નથી. પંચ પરમેષ્ઠી સાથે છે. તેમાં

મંન ન પરોવાય તો માળા શું કરે ? માળાના મણુકા સાથે મનનો મણુકો ફરવો જોઇએ છટકે નહિ તેનો ઉપયોગ રાખો. પાણીનો પ્રવાહ રોકી શકાતો નથી. પરંતુ તેને ઘડામાં ભરી લઇએ તો તે પ્રવાહ રોકાઈ જાય છે. "કુંભે બાંધ્યું જળ રહે તેમ જ્ઞાને બાંધ્યું મન રહે." તેમ મનને ધ્યાનરૂપ કોઠામાં નાખી દો, તો આત્મા સ્થિર થઇ જાય. પણ મન સાથે ઘણી લડત કરવી પડે.

"મનડુ કિમહી ન બાઝે હો કુંથુજિન ! મનડું....
જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો,
સુરનર પંડિતજન સમજાવે, સમજે ન મારો સાલો,
હો કુંથુજિન મનડુ......

આત્મસાધના માટે વસ્તી મૂકી વનમાં ગયા એનીજ ઝંખના, તેની પાછળ દેહની પણ પરવા નથી કરી પરંતુ મન તો સાથે આવ્યું. મન કેવો ? કેવી ? નહિ પણ મન કેવું ? નાન્યતર જાતિ છતા ભલભલા મહાપુરુષોને પણ પછાડી નાખે છે. કોઇ રીતે પકડ્યું પકડાતું નથી.

જેમ જેમ જતન કરીને રાખું, તેમ તેમ અળગું ભાજે
હો કુંથુંજિન ! મનડું કિમ હી ન બાઝે...
જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાહિ,
સર્વમાંહે ને સહુથી અળગું, એ અચરજ મન માંહિ
હો કુંથુજિન ! મનડું ...........

જેમ જેમ લગામ ખેંચું તેમ વધુ છટકી જાય છે. ઘડીકમાં આમ ને ઘડીકમાં આમ. એને ચોર કહેવું કે શાહુકાર ?

કહેવું શું ? ભજન કરો, સિદ્ધાંત વાંચો પણ મન એકધારૂં રહેતું નથી; પરતું એની પાછળ અભ્યાસ જોઇએ, ઘણો પુરુષાર્થ જોઇએ કારણ કે મનનો સ્વભાવ અનાદિથી બહાર ભટકવાનો જ છે. આવાં મનની પ્રવૃત્તિ જ્ઞાની સુધારી લે છે એ મન સવળું પડે તો કર્મના ભૂકા બોલાવે ને અવળું પડે તો સાતમી નરકનું, તેત્રીસ સાગરનું પણ આયુષ્ય બાંધે. એટલે જ્ઞાનીઓ એને વશ કરવા બધાનો પરિચય મૂકી અસંગદશા ધારણ કરી એનો જ અભ્યાસ કરે છે.

છોકરી કહે કે બા, તારા જેવો રોટલો આવડે પછી જ હું કરીશ તો એમ ન આવડે. એની તો પ્રૅક્ટિસ જોઇએ. પ્રથમથી જ અક્ષર સુંદર ન હોય પણ લખતાં લખતાં એ સુંદર થઇ જશે. શીખતા હો ત્યારે પ્રતિક્રમણ ન ચાલે, પણ આવડી ગયા પછી કોઇ ઊંઘમાં બોલાવે તોપણ ક્રમબદ્ધ પાઠ બોલાય છે. પ્રાથમિક ભૂમિકા હમેશાં કઠણ જ હોય છે એટલે મનને સાધવા મહેનત લેવી પડશે પછી તો મન સાધ્યું તેણે બધું સાધ્યું છે.

સિંહ જેવા ક્રૂર પ્રાણીને સરકસવાળા લઇ આવે છે આખા જંગલને એક ત્રાડમાં ધ્રુજાવવાની શક્તિવાળા સિંહનું બકરા પર ધ્યાન કેન્દ્રિત કરાવ્યું. જેવો એ બકરાને પકડવા જાય કે ફટ દઇને પાંજરૂં બંધ થઈ જાય છે અને પછી ગમે તેટલા ધમપછાડા કરે પણ બહાર ન નીકળી શકે. તેમ મનને બાંધવા લોખંડના મજબૂત સળિયાવાળું પાંજરૂં જોઇશે. મનની છલાંગ તો કેવી છે ? એક સેકંડમાં વિલાયત પહોચવું હોય તો ત્યાં પણ પહોંચી જાય. આ મનને વારંવાર પૂછો કે આ દોડાદોડી શાની ?

**દિનરાત કરે દોડાદોડી, જેની જગમાં નહિ કોઇ જોડી,**
**વ્રત નિયમ નાખે બધાં તોડી, ગુરુકૃપા વિના માયાવાળા**
**મનનો પાર ન આવશે....**

ગુરુકૃપા વિના માયાવાળા મનનો પાર નહિ પમાય મન તો રાતને દિવસ જાગે જ છે. એની ગતિ પાસે દુનિયાનાં ઝડપીમાં ઝડપી સાધનોનો પણ છેલ્લો નંબર આવે. આવા વેગથી કર્મ પણ ઘણાં બાંધે છે. મન, વચન ને કાયા રૂપી ઓજાર તમને મળ્યાં છે. એનાં એજ ઓજાર હોય પણ એ હથિયારથી મહેલનો બનાવનાર ઊંચે ચડે અને એજ હથિયારથી કૂવાનો ખોદનાર નીચે ઊતરતો જાય છે. એમ પ્રભુને જે મન, વચન, કાયા મળ્યાં હતાં તે જ તમને મળ્યાં છે. એનાથી ઊંચે જવું છે કે નીચે ? ઊર્ધ્વગમન કરવું છે કે અધઃપતન ? ઇમારત ચણવી છે કે કૂવો ગાળવો છે ? જો ઊંચે ચડવું હોય તો મનથી "**शिवमस्तु सर्वजगतः** સર્વ જગતનું કલ્યાણ ઇચ્છો. પ્રિય અને સત્ય વચન બોલો. "**वचने का दरिद्रता**" વચનમાં દરિદ્રતા શા માટે રાખો છો ?

કિલકિલાટ કરતા માણસો બેઠાં હોય એમા એક જણ આવીને એવું વચન બોલે કે કાળજામાં ઘા વાગી જાય; અને ગમગીન વાતાવરણ હોય છતાં ત્યાં આવીને એવી વાત કરે કે દરેકના મોઢા ઉપર હાસ્ય ફરકાવી દે બન્નેને વાણીનું સાધન સરખું છે. છતાં કેટલો ફેર છે ? તેવીજ રીતે આ શરીરથી કેટલાક બીજાને કચડી નાખવાના ધંધા કરે છે ત્યારે કેટલાક અનેક જીવોની સેવાનું કાર્ય કરે છે. એમ મનના શુભ વિચારથી મન

શુદ્ધ થાય છે અને અશુભ ચિંતવણાથી મન અનેક કર્મોનો સંગ્રહ કરે છે.

ખરાબ ઘી હોય તો તરત વાસ આવે એટલે તમને એમ થાય કે આવું ઘી હવે ન ખવાય, બગડેલું દૂધ ન પીવાય, સડી ગયેલું શાક ન ખવાય કારણ કે એ ખાવ તો શરીર બગડે. તેમ ખરાબ વિચારથી આત્માનું બગડે છે એનો વિચાર આવે છે? ખરાબ વિચારને બહાર કાઢો. કોઇનુ ખરાબ ન ચિંતવવું.

શત્રુ–મિત્ર પર સમભાવ કેળવે ત્યારે પ્રાણાતિપાતની વિરતિ થાય. ઓજાર એજ મળ્યાં છે પરંતુ ઘણા, સંસારનાં ખોદકામ કરી ઊંડા ઊતરી રહ્યા છે અને જ્ઞાનીઓ એનાથી ઉપર ચડતા ગયા છે. છઠ્ઠે, સાતમે, આઠમે, નવમે, દશમે, બારમે, તેરમે અને છેવટ ચૌદમે ગુણસ્થાને પાંચ લઘુ અક્ષર પ્રમાણ કાળ રહીને મોક્ષમાં સીધાવ્યા.

તમને એજ મન મળ્યું છે. તેમાંથી ક્ષુદ્ર વૃત્તિઓને કાઢી નાખો. ખરાબ વિચાર આવે કે તુરત ધકેલી કાઢો. મનને સ્થિર કરો. પિંજરામાં પૂરાય એટલે સિંહનું બળ લગભગ હેઠું પડી જાય છે. તેમ જ્ઞાનમાં મન પરોવાય એટલે એનું બળ હેઠું પડી જશે. પછી એને ઇચ્છા થાય કે આ ખાવું છે, તરત પડકાર થાય કે નહિ, એ અભક્ષ્ય નહિ ખવાય. કોઈ રમણી ચાલી જતી હોય એના પર નજર પડે કે તરત જ ખેંચી લે કે, બેસી જા, ત્યાં નહિ જવાનું. ખાવામાં જીવ જાય કે તરત રોકે કે હજી કેમ એમાં જીવ જાય છે? એનો સ્વાદ તો જીભ લગી જ છે 'ઉતર્યું ઘાટી ને થઇ ગયું માટી' માટે આસક્તિ તોડ. આવી રીતે તમામ ઇન્દ્રિયો અને મનને વશ કરી લો.

કેશી સ્વામી ગૌતમ સ્વામીને પૂછે છે કે હે ગૌતમ!

**अयं साहस्सिओ भीमो, दुट्ठसो परिधावई ।**
**जंसि गोयम! आरूढो, कहं तेण न हीरसि ?॥**

ઉત્ત. અ. ૨૩ ગા. ૫૫

મનરૂપી સાહસિક અને જોરદાર ઘોડો ચારે તરફ દોડે છે. તેના ઉપર તમે સવાર થયા છો પણ એ તમને પછાડી કેમ દેતો નથી? ત્યારે ગૌતમ સ્વામી કહે છે.

**'पहावन्तं निगिण्हामि, सूयरस्सी समाहियं**
**न मे गच्छइ उम्मग्गं, मग्गं च पडिवज्जइ'॥**

ઉત્ત. અ. ૨૩ ગા. ૫૬.

ચારે કોર દોડતા ઘોડાને સૂત્રની લગામથી મેં એવો કેળવ્યો છે કે તે મને પછાડી જ ન શકે.

રેઇસના ઘોડાને કેવી માવજત અને કેવું શિક્ષણ આપવામાં આવે છે? એ શિક્ષિત ઘોડા– **'आसे जहा सिक्खयवम्मधारी'** સવારનું મન રીઝવી દે છે. તેમ તમે તમારા મનને શિક્ષિત કર્યું છે? આ કરવાની જરૂર છે. મન, વાણી અને દેહને કાબૂમાં રાખો ત્યારે ધર્મ કર્યો કહેવાય છોકરાને નિશાળે મોકલો, એ નિશાળે ન જતો હોય, રખડુ થઇ ગયો હોય અને એનું ફેઇલનું રીઝલ્ટ આવેલું જુઓ તો એને કહો ને કે ભાઇ! બારબાર મહિના તેં શું કર્યું? એમ અમે તમારી પાસે આટલા વર્ષનો હિસાબ માગીએ તો શું નીકળે? તમે કેવા? રખડેલ છોકરા માટે બંદોબસ્ત કરો કે નહિ? દમદાટી દઇને પણ

લાઈનપર લાવો ને ? પણ તમારા માટે તો અમારે કોઈ પગલાં લેવાય નહિ એટલે તમે ફાવી ગયા

છોકરો લેસન કરીને ન ગયો હોય તો ક્લાસમા ઊભા રહેવું પડે પણ તમે કાલના વ્યાખ્યાનમાંથી કેટલું યાદ રાખ્યું એમ પૂછાય ? નિશાળનો ઘંટ વાગે એ ટાઇમે તમામ છોકરાઓ હાજર થઈ ગયા હોય અને મોડા આવે તેને બહાર ઊભું રહેવું પડે, અને અહીં ? વ્યાખ્યાનમાં આવવાનો નક્કી ટાઇમ ખરો ? તમે અહીં શા માટે આવ્યા છો ભલા ! નામ નોંધાવવા કે સાંભળવા ? જો સાંભળવા આવતા હો તો ટાઇમસર આવવું જોઇએ. આ તો કોઇ વ્યાખ્યાન બેસે ત્યારે આવે, તો કોઇ સાડા આઠે, કોઇ નવે અને કોઇ છેવટ પ્રાર્થના બોલાતી હોય ત્યારે આવે, પણ મોડા આવે એને છેલ્લે બેસવાનું, એવો કાયદો ખરો ? કાંઈજ બંધન નથી. સિનેમા જોવા જાવ તો ટિકિટનાં પૈસા દેવા પડે. અહીં તો એ પણ નથી. વાણી મફત છે છતાં તમને કિંમત કેમ નથી ? તમને તમન્ના જોઈએ કે કેમ જલદી મારા આત્માનું શ્રેય થાય ?

આ વાણી સાંભળી હૃદયમાં ઉતારતા જાઓ. પ્રભુ માનવ હતા. તમે માનવ છો. એને મન, વાણીને દેહ હતાં. તમારી પાસે પણ એજ સાધન છે. હવે તમારી અને એની તુલના કરો એની શૂરવીરતા સાંભળી તમને શૂરાતન ચડવું જોઇએ. સિંહ જેવા ઘાતકી પ્રાણીને સરકસવાળા વશ કરે છે તેમ તમે મનને વશ કરો. એ વગર આરો નહિ આવે. મનને વશ કરી અનેક જીવો તરી ગયા" 'मन इव मनुष्याणां कारणं बन्धमोक्षयोः' (ભગવદ્ ગીતા) મન જ બંધ અને મોક્ષના કારણમાં સાધન છે.

મન ચારે બાજુ ભમે છે. ઘડીકમાં ચોર તો ઘડીકમાં શાહુકાર. ઘડીકમાં ભોગી તો ઘડીકમાં યોગી. એને વશ કરીને સ્વતરફ ઢળો તો બેડો પાર થઈ જાય. છઠ્ઠે ગુણસ્થાનકે સત્તાવીશ હેતુ હોય છે તેમાં પાંચ ઇન્દ્રિય અને મનનો પણ નિગ્રહ થાય છે.

તમે આર્યકુળમાં આવ્યા એટલે તમને પરમાટીનો વિકલ્પ પણ ન આવે. તેમ સાધુને મનમાં સ્વ–અધ્યયન સિવાય બીજો વિચાર ન હોય. પર વિચારની સૂગ હોય. મન એ તરફ ઢળે જં નહિ. નુકસાનીનો ખ્યાલ આવ્યા પછી એ ધંધો કરે જ નહિ. આવું સર્વવિરતિપણું જે ન પાળી શકે. તે દેશવિરતિ શ્રાવક થાય.

આમ પ્રભુએ દેશના આપી. આનંદ શ્રાવકે તે એકાગ્રચિત્તે સાંભળી. દેશના પૂરી થઈ, આનંદનો આનંદ ક્યાંય સમાતો નથી. વાણી સાંભળવા પૂરતી સાંભળી નથી સાંભળીને ધારી રાખી છે. તમે સાંભળીને ધારી રાખો છો કે ચાલ્યું જાય છે ? ઘડો તળિયે ફૂટેલો હોય તેમાં પાણી નાખે એટલું વહી જાય, તેમ તમારે વહી જતું નથી ને !

આનંદ શ્રાવક ઉભા થઇને કહે છે હે પ્રભુ ! **'सोच्चा निसम्म'** મેં સાંભળ્યું અને હૈયે ધારી રાખ્યું છે. સાંભળ્યું કોને કહેવાય અને ધારી રાખ્યું કોને કહેવાય ? તેના અધિકાર અવસરે–

---

## વ્યાખ્યાન ૩૮ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૫ સોમવાર.

આનંદ શ્રાવકે પ્રભુની વાણી સાંભળી અને ઊભા થઈ કહે છે, હે પ્રભુ ! હું નિર્ગ્રંથ પ્રવચન ઉપર શ્રદ્ધા કરૂં છું.

**" धम्मं सोच्चा निसम्म हट्ठतुट्ठे एवं वयासी, सद्दहामि णं भन्ते णिग्गंथं पावयणं. "**

પ્રભુની સમીપે ધર્મ સાંભળ્યો, પણ ધર્મ કોને કહેવાય? '**वत्थु सहावो धम्मो**' વસ્તુનો સ્વભાવ તે ધર્મ. અનંત ધર્મોને ધરનાર તે ધર્મી. એકેક દ્રવ્યમાં અનંત ધર્મ છે. દરેક દ્રવ્ય ધર્માત્મક છે. દરેક પરિણમનશીલ છે. સ્વતંત્ર છે. કોઈનું પરિણમન કોઇ કરી શકતું નથી. જડનું પરિણમન ચેતનમાં નહિ. ચેતનનું પરિણમન જડમાં નહિ. જીવ, જીવમાં પરિણમે, પુદ્ગલ, પુદ્ગલમાં પરિણમે. એક આકાશ પ્રદેશમાં છએ દ્રવ્ય રહેલાં છે છતાં કોઈ કોઇરૂપ થતાં નથી. કોઇ કોઇમાં ભળતાં નથી. ચૈતન્ય ત્રણે કાળે ચૈતન્ય જ છે. એવા એકેક દ્રવ્યમાં અનંતા ધર્મ—અનંતા ગુણ છે. એકેક ગુણની અનંતી પર્યાય છે. છએ દ્રવ્યોમાં સ્વભાવ પરિણમન છે પરંતુ જીવ અને પુદ્ગળ બે વિભાવ પરિણામી પણ છે. ભાવવતી શક્તિ છએમાં છે પણ ક્રિયાવતી શક્તિ બેમાં જ છે. જીવ પોતાના સ્વભાવમાં પરિણમન કરે તો સંસાર ઊભો ન રહે પણ એ તો પારકા ઘરમાં જ ડહાપણ ડોળવા જાય છે અને પારકા ઘરમાં ડહાપણ કરે તો કોઇક મોઢું તોડી લે ને? પરભાવમાં જઇ ક્ષણે ક્ષણે પોતે પોતાનું ખૂન કરી રહ્યો છે. માટે હવે સ્વભાવમાં કર.

"વચનથી અગોચર વિશ્વ વસ્તુ રૂપ કંઇક,
સત્ય સમાગમથી સમજી લઇએ;
સ્યાદ્વાદ સમજી સમભાવમાં રહીયે,
ધર્મો અનંતા ધરનાર સ્વધર્મીમાં.
કાર્ય કારણતા સર દઇએ;
કીડી કુંજર કે મેરુ પરમાણુમાં,
નાનાં મોટાં તે કોને કહીએ રે;
સ્યાદ્વાદ સમજી સમભાવમાં રહીએ....

એકેક ધર્મીમાં અનંતા ધર્મ છે પણ તે એકબીજારૂપ થતા નથી જ્ઞાન તો જાણવાનું જ કામ કરે, દર્શન તો શ્રદ્ધાનુંજ કામ કરે, ચારિત્ર તો આચરણનું જ કામ કરે. ગુણ પોતે જ ગુણ છે. દરેક દ્રવ્ય સ્વતંત્ર છે.

પ્રત્યેક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ, એક રસ ને બે સ્પર્શ છે. એવા અનેક પરમાણુનો એક સ્કન્ધ બને છે. '**संजोगा य विभागाय**' એ ભેગાં થાય ને વિખરાઇ જાય. સાતમી નરકના ચરમાંતથી નીકળેલ પરમાણુ, ઉપર લોકાગ્રે છેક જાય ત્યારે તેની પાસે જેવા સ્કન્ધો હોય તેમાં તે ભળી જાય માટે જીવ અને અજીવ બેમાં ગમનાગમન કરવાની શકિત છે.

તેમને જવા આવવામાં ધર્માસ્તિકાય મદદગાર થાય, સ્થિર રહેવામાં અધર્માસ્તિકાય મદદ કરે, આકાશાસ્તિકાય અવકાશ આપે, કાળ ફેરફાર કરે. એ ચારે દ્રવ્ય, વિભાગ–પરિણમન કરતાં નથી. કીડી કે કુંજર એમાં નાનો મોટો કોને કહેવો ? કારણકે એક

બંધની કથા તો અનંતીવાર અનુભવમાં આવી માટે એ સુલભ છે, પણ જ્યાં સ્વની કથા આવશે ત્યાં તને મૂંઝવણ થશે, કે આ બધું શું ? પોતાના ફેવરની કથા હોય તો સાંભળો, કાંઈક ભૌતિક લાભ મળે એવી વાત રસપૂર્વક સંભળાય. મહારાજ પાસે આવીને પણ એ જ માગો કે મહારાજ ! છોકરાં નથી તો માદળિયું કરી દો. ઊઘડતા, બંધ થતા બજારના આંકડા બતાવો. આમ સાધુને પણ ફંદામાં પાડો છો આ બધી કથાથી વિખવાદ થાય છે. સ્વની કથા એ ઝઘડો મટાડનાર છે પરંતુ સ્વની કથા કદી કરી જ નથી. એ કથા સંભળાવનાર સંત મળ્યા તો તેનો પણ તિરસ્કાર કર્યો છે. સ્વરૂપલક્ષે સાંભળ્યું નથી. હૃદયમાં અવધાર્યું નથી. એની વાણી સાંભળી પણ ઉલ્લાસથી સાંભળી નથી અને એની સામો પડી અવગુણ ગાયા છે, અવહેલણા કરી છે. સ્વ–આત્માની કથા કાંઈ સુલભ નથી. "આત્માનો સાક્ષાત્કાર બધાને થોડો જ થાય છે !"

"इहमेगेसिं नो सन्ना भवइ" એકેક જીવને જ્ઞાન પણ નથી હોતું કે હું કઈ દિશામાંથી આવ્યો છું અને કઈ દિશામાં જઈશ ? પરંતુ પોતાના સ્વભાવ સામે મીટ માંડી નથી. સાચી દિશા એક સેકંડવાર જોઈ નથી. ઘર તો ગોઠ્યું જ નથી. પારકું ઘર જ ગોઠ્યું છે. પારકી વાત જ પ્રિય થઈ પડી છે. પર સાથે ઝઘડો જ કર્યો છે. ઘરના નિધાન સામે નજર જ ઠેરવી નથી તેથી હવે સત્સંગની જરૂર છે. એના સમાગમમાં આવવાથી વસ્તુનું સ્વરૂપ સમજાય અને સમજણ પછી એવો પુરુષાર્થ જાગે કે મહામોહનીય કર્મને બાળી નાખે અને પોતાના આત્માનો વિનય કરતો થઈ જાય.

**विपत्ती अविणीयस्स संपत्ती विणीयस्स,** વિનય તે જ સંપત્તિ છે અને અવિનય તે જ વિપત્તિ છે તમને શું ગમે? વરસ દિવસ પછી આફત આવવાની છે એવી ખબર પડે તો-પણ અત્યારથી ચિંતા થાય ને ? પણ એ આફત અવિનયથી જ ઊભી થાય છે કોઈ વ્યક્તિ દુઃખ નથી આપતી તેટલું દુઃખ પોતાની પ્રકૃતિ આપે છે પણ દોષનો ટોપલો આખો બીજા ઉપર ઓઢાડે છે. આ સાંભળીને વિનયમય જીવન, વ્યવહારમાં આચર-વાનુ છે. સંસારમાં તો એવાં નિમિત્તો ડગલે ને પગલે ભટકાય છે. એ સમયે ઉપયોગમાં સ્થિર રહો, તો સાંભળીને જીવનમાં કેટલું ઉતાર્યું તેની ખબર પડે. પરંતુ જીવે આત્માનો વિનય કર્યો જ નથી અને જેણે પોતાનો વિનય કર્યો નથી તે બીજાનો શું કરશે ? અવિનયથી પોતે પોતાને હણે છે. પોતાનો નાશ સર્જે છે પોતાનું ખેદાનમેદાન થાય છે એની ખબર નથી. ત્યાં બીજાનો તો શુ ખ્યાલ હોય ? જ્યાં સ્વદયા ન હોય ત્યાં પરદયા ક્યાંથી હોય ? સ્વદયા હોય ત્યાં પરદયા નિયમા હોય જ.

આ માટે અંદરના પોતાના કષાય ઘટવા જોઇએ જેટલા કષાય તીવ્ર તેટલો તીવ્રબંધ અને મંદ કષાય તેટલો મંદબંધ. માટે જીવન કેમ જીવવું તે શીખો. સદ્ગુરુ બતાવે પરંતુ સુધારણા તમારે કરવાની. માથું ઓળવાની સ્ટાઇલમાં, કપડાં પહેરવાની સ્ટાઇલમાં, મકાનની બાંધણીમાં, બધામાં સુધારણા થઇ તેમ જીવનમાં પણ સુધારણા થવી જોઇએ.

એક મકાન ભાડે લેવું હોય તો તેમાં હવા, ઉજાશ, નળ, બાથરૂમ, સંડાસ, વીજળી વગેરે બધી સગવડતા છે કે નહિ તેની તપાસ કરો ને! તેમ મોક્ષ લેવો હશે તો તમારી ઊણપ

જ્યાં સુધી એ પૂંછડીમાં આત્મપ્રદેશ હશે ત્યાં સુધી તરફડશે. એની વચ્ચેથી મોટર જાય છતાં એ આત્મપ્રદેશની લાઇન સળંગ રહે છે. આત્માનું સામર્થ્ય અદ્ભુત છે. તેનો ઘાત કરવાની કોઈની તાકાત નથી; પણ પ્રાણ હણાય છે. એકેન્દ્રિયને ચાર પ્રાણ, બે ઇન્દ્રિયને છ, તેઇન્દ્રિયને સાત, ચૌરેન્દ્રિયને આઠ, અસંજ્ઞીને નવ અને સંજ્ઞીને દશ પ્રાણ હોય. કોઇનાં પ્રાણ લૂંટવાં તે ઘોર પાપ છે માટે હિંસા ન કરવી.

આ અબ્રાહીમ લિંકને મોટરમાંથી નીચે ઊતરીને જોયું તો સૂવરને ખૂંચી ગયેલો જોયો. એને બહાર કાઢયો. બહાર કાઢતાં શ્રમ પડયો. કપડાં જરા બગડયાં. ડ્રાઇવર કહે, સાહેબ ! આવાં કપડે પાર્લામેન્ટમાં જશો ? તો કહે, હવે ટાઇમ નથી. ત્યાં તો ટાઇમસર જ પહોંચવું જોઇએ. તેઓ તે જ પોશાકમાં ત્યાં ટાઇમસર પહોંચી ગયા. એને જોઇ સહુને થયું કે આ શું ? સાહેબનાં કપડાં આવાં કેમ ? ડ્રાઇવરે બધી બનેલી વાત કરી. બધાને થયું, શું આ પુરુષના હૃદયમાં આટલી દયા ? અબ્રાહીમ લિંકને કહ્યું, મારાં વખાણ ન કરો. મેં સૂવરને બચાવ્યું, એમાં મેં મારૂં દુઃખ દૂર કર્યું. મારૂં દિલ કચવાતું હતું તેને શાન્ત કર્યું.

તમે જે કાંઈ કરો છો તે તમારા માટે કરો છો ને ? બહારગામ જાઓ છો ત્યારે સામાન મજૂર પાસે ઉપડાવો છો ને ? પણ તે સ્ટેશને આવતાં સહીસલામત સામાન સોંપી દે છે ને ? તે માલ મજૂરનો બની જતો નથી. તેને તો ફકત મજૂરી જ આપવી પડે છે. તેમ પુણ્ય છે તે બીજાને માથે ઉપડાવવારૂપ છે. તે બીજા ભવમાં પાછું મળશે. ભૌતિક વસ્તુ કંઇ સાથે નહિ લઇ જવાય, પણ પુણ્ય તો સાથે જ આવશે.

તમારે ત્રણ દીકરાઓ હોય તો મિલકતના ત્રણ ભાગ કરો છો, તો શું ધર્મ તમારો દીકરો નથી ? મિલકતનો ચોથો ભાગ કરો છો ? બાપ ગમે તેટલી મિલકત મૂકીને જાય તો છોકરો એક મહિનામાં ઉડાડી દે. સૌનાં પુણ્ય પ્રમાણે સૌ ખાય છે. ચક્રવર્તી મરી જાય અથવા દીક્ષા લે ત્યારે તેનાં નવ નિધાન ગંગા નદીના કિનારે, જ્યાંથી આવ્યાં હતાં ત્યા ચાલ્યાં જાય છે; પરંતુ તેના પુત્ર માટે રહે નહિ. તો પછી કોના માટે પાપ બાંધો છો ? શા માટે છૂટતું નથી ? એક ટયુશનના મહિને ૨૫ કે ૫૦ આપવા પડે-તો આપો છો પણ અહીંયાં વર્ષે ૨૦ આપવા હોય તોય કચવાટ થાય છે. સ્વહસ્તે દેતાં શીખો.

**अच्चेइ कालो तरन्ति राइओ,**
**न यावि भोगा पुरिसाण णिच्चा ।**
**उविच्च भोगा पुरिसं चयन्ति,**
**दुमं जहा खीणफलं व पक्खी ॥**

ઉત્ત. અ. ૧૩ ગા. ૩૧.

પક્ષીઓ જેમ ફળ વગરનું ઝાડ છોડી જાય છે તેમ કાં તો આ ભૌતિક વસ્તુ મૂકીને તમારે ચાલ્યા જવું પડશે અથવા એ તમને છોડી ચાલ્યા જશે માટે મમત્વ છોડી મરતાં શીખો. એવું જીવન જીવતાં શીખો કે ભવિષ્યમાં ભવ કરવા ન પડે. અજ્ઞાનીને ટાઇમની કંઇ કિંમત હોતી નથી. હવે આત્માનું સાર્થક કરી લો. સ્વદયા કરો તેમાં બધી દયા સમાઈ જાય છે. બૈરી, છોકરાં, બધાંને જુદાં જાણ્યાં પણ આ શરીરને આત્માથી ભિન્ન જાણ્યું નથી. એને માટે ગમે તેટલું કરશો તોપણ તે તમારૂં નહિ થાય.

**ઈ રે મહેલની જાળવણીમાં, આઠે પહોર ઊભેલજી,**
**ઇ રે મહેલ ખુદ તારો નથી, પણ માગી ઉછીનો લીધેલ,**
**કાયા તારી મલોખાનો મહેલજી....**

આ મહેલ શેનો છે ? મલોખાનો બનેલ છે. બે આમ મૂકયાં ને બે આમ મૂકયાં, અને શરીર ઊભું કર્યું. લોહી, માંસ છાંદીને ઉપર ચામડું મઢયું છે અને એની જાળવણીમાં કેટલા રોકાએલ છો? તેની કેટલી ટ્રીટમેન્ટ કરો છો ? છતાં એ તારૂં નથી એમ તને લાગે છે?

**હવે સમજી જા, કષાયને તજી જા,**
**પરભાવને તજ, તો મોક્ષને ભજ.**

કિંમતી વસ્તુને ભજો, અંદર બેઠેલાને ઓળખો. તેમાં રકત રહેશો તો તમારૂં કલ્યાણ થશે સાચી વસ્તુ આ જ છે. ધર્મ, આત્મામાંજ છે. સ્વભાવમાં વર્તે તો સુંદર લાગે. પારકું નાણું ઉપાડી ધણિયાતું કરવા જાય તો ખત્તા ખાવા પડે.

આનંદઘનજી મહારાજ કહે છે, હું મને નમું છું. નમતાં અમિત–અમર્યાદિત, જેની કોઇ સીમા નથી તેવા ફળની પ્રાપ્તિ થાય હે નાથ ! હું નમતાં શીખ્યો, વિનય કરતાં શીખ્યો, તેમાંથી જે ગુણો પ્રગટયા તે જ તારી ભેટ છે. હું મારા સ્વાર્થ ખાતર તને નમું છું. મારે તારા જેવું બનવું છે. મારામાં ગુણ વસાવવા છે. આમ ભાવભક્તિથી સ્વરૂપની જાગૃતિ થાય. વિનયથી આત્માની સંપત્તિ પ્રાપ્ત થાય. અવિનયપણું ખોદકામ કરે છે. અવળે રસ્તે ચડાવનાર છે. અવિનીત દીકરો હોય તો તેનું મા, બાપ કે શિક્ષક પાસે પણ પોપણ થતું નથી. દીક્ષિત થાય તો ગુરુને પણ તે પ્રિય થતો નથી. અવિનયે જ આફતમાં મુકાવું પડે છે. માટે

એક વિનય આવશે તો બધા ગુણો પ્રગટશે. જો હું કાંઇક છું એમ થશે તો આડે લાકડે ચડી જશે અને આત્માનું અધઃપતન થશે.

આનંદ શ્રાવક વિનયવાન છે દેશના સાંભળી હૃદયમાં કોઇ અપૂર્વ ઉલ્લાસ જાગે છે. હે નાથ! આવું પૂર્વે કોઇની પાસે સાંભળ્યું નથી. આપે મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આનંદ શ્રાવક ખૂબ જ આનંદમાં આવી ગયા. વાણી સાંભળી બધું ધારી રાખ્યું છે. ભાવ પકડાઇ ગયો છે. પ્રભુની વાણીના જ ઓડકાર આવે છે તેનુ જ ઘેન ચડયું છે. તમારૂં ચિત્ત વેપારમાં હોય તે વખતે બૈરી શું કહે છે, તેનો ખ્યાલ રહે છે? આનંદ શ્રાવક બહારનું બધું ભૂલી ગયા ચિત્તની એકાગ્રતા થઇ. અપૂર્વ સંતોષ પામ્યા. વાણીની ખુમારી ચડી કે તે કદી ન ઊતરે. આ સંતોષ માત્ર ઉપરનો નહિ પણ અંતરના ઊંડાણનો હતો સાડાત્રણ ક્રોડ રોમરાજી પ્રફુલ્લિત થઇ ગયાં. અંતરમાં આનંદ પ્રગટે તે છૂપો રહેતો નથી. ચહેરા ઉપર પણ તેની રેખાઓ છવાઈ જાય છે. તેઓ ખૂબ ઉત્સાહપૂર્વક ઊભા થયા અને પ્રભુ પાસે પોતાના અંતરની ભાવના કેવી રીતે વ્યકત કરશે તે અવસરે.

---

## વ્યાખ્યાન ૩૯ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૬ મંગળવાર.

આનંદ શ્રાવકે પ્રભુએ કહેલો ધર્મ સાંભળ્યો, અવધાર્યો, અને હૈયે ધારણ કરીને હર્ષિત થયા. નેત્રમાં પણ આનંદ છે. રૂંવાડે રૂંવાડાં પુલકિત થઇ ગયાં છે. વંદન પર પણ એજ રેખાઓ ઝળકે છે. એ ઊભા થઇને બોલ્યા.

'સદ્દહામિણું ભંતે! નિગ્ગંથં પાવયણં' હે નાથ! મને ર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા થઇ છે. પહેલાં શ્રદ્ધા થઇ. વસ્તુને વસ્તુ વરૂપે માનવી અને વસ્તુને વસ્તુ સ્વરૂપે શ્રદ્ધવી તે સમ્યગ્દર્શન ને એની અશ્રદ્ધા તે મિથ્યાદર્શન, સમકિત કાંઇ દીધું દેવાતું થી અને લીધું લેવાતું નથી ઘણા સંપ્રદાયમાં એમ ાન્યતા હોય છે કે અમે સમકિત દીધું છે અને ાવકો પણ એમ માને છે કે અમોને તો અમુક ગુરુએ મકિત આપ્યું છે, પણ એ કાંઇ લાડવા જેવી ચીજ નથી દઇ શકાય. શ્રદ્ધા નામનો ગુણ આત્મામાં છે. તેની વિકારી ર્યાય તે મિથ્યાત્વ અને અવિકારી પર્યાય તે સમકિત. તે પુણ્યથી થી મળતું. મનુષ્યજન્મ, નીરોગી કાયા, પાંચે ઇન્દ્રિય, દીર્ઘ ાયુષ્ય, સદ્ગુરુનો યોગ, જિનવાણીનું શ્રવણ, એ બધુ પુણ્યથી મળે છે.

"कम्माणं तु पहाणाए, आणुपुव्वी कयाइ उ ।
जीवा सोहिमणुपत्ता, आययंति मणुस्सयं ॥
ઉત્ત. અ. ૩ ગા. ૭

આ માર્ગ મળવો તે પુણ્યનો ઉદય, પણ તેની પ્રતીતિ કરવી તો પોતાના પુરુષાર્થની વાત છે. કમાણી કરી પુણ્યના ઢગલા ગા કર્યા ત્યારે અનુક્રમે ઉપર આવતાં આવતાં શુદ્ધિ પ્રાપ્ત કરી, ારે મનુષ્યભવ પામ્યા. ઢબઢળીને કાંઠે આવ્યા છો.

ાન છિન છિન પલપલ ઘટત ઘટત જન મનુષ્ય જન્મારા,
વારંવાર મુશ્કેલ પાવન રે....
ારજ ક્ષેત્ર શ્રેષ્ઠ કુલ ઔર નીરોગી કાય,
નવ ઘાટી ઉલ્લંઘકર અવસર મિલ્યો આય,

**જન ભટકત ભટકત ભવ ભવ ભ્રમ ભ્રમ,**

**ચેતન ચેતો અબ સબ મેટો આવન જાવનરે.**

**દિન છિન છિન........**

નવ ઘાટી–પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય અને અસંજ્ઞી પચેન્દ્રિય. આ નવઘાટી ઉલ્લંઘી ત્યારે મનુષ્યનો જન્મ મળ્યો છે. મનુષ્યભવમાં પણ સમૂર્ચ્છિમ મનુષ્ય આઠ આઠ પ્રાણધારી મનુષ્યનું નામ ધરાવી અંતર્મુહૂર્તમાં અપર્યાપ્તાપણે જ મરણ પામી જાય છે. તમને તો બધું મળ્યું છે. વનસ્પતિમાં અનંતો કાળ કાઢયો, ચાર સ્થાવરમાં પણ અનંતો કાળ કાઢયો. તેની અસંખ્યાતા કાળની કાયસ્થિતિ છે. ત્રણ વિકલેન્દ્રિયની સંખ્યાતાકાળની કાયસ્થિતિ છે. જેમ કોઇ છોકરાએ પથરો ઉછાળ્યો, તેને નીચે પડતા કેટલી વાર લાગે ? પૃથ્વી પર તો તે અનાદિનો હતો. તેમ સ્થાવરમાં જીવ અનાદિનો છે અને પથ્થર જેટલો ઉપર ટકયો તેટલો વખત ત્રસમાં રહે છે. ત્રસમાં ત્રસપણે બે હજાર સાગર ઝાઝેરા કાળ સુધી રહી શકે. ઢબઢબીને કાંઠે આવ્યા છો તો હવે આળસ કરશો નહિ. કાંઠો સામે જ દેખાય છે. કાંઠે ઊભેલા પડકાર કરે છે કે ચાલ હવે જલદી, પણ જો એ વખતે એમ કહે કે બહુ થાક લાગ્યો છે, હવે ઢીંચણ સમાણાં જ પાણી છે એમ માનીને જો જરાક આળસ કરી તો પાણીનું એક મોજું આવશે અને ઊંડા પાણીમાં ઘસડી જશે માટે જરાપણ આળસ કરશો નહિ. આ સ્વભાવની, આ પરભાવની વાત છે, આ રાગ છે, આ દ્વેષ છે, આ કરવું જોઇએ, આ ન કરવું જોઇએ એમ સમજણમાં છે પણ આચરણમાં કેમ મુકાતું નથી ?

**तिण्णो हु सि अण्णवं महं, किं पुण चिट्ठसि तीरमागओ।**
**अभितुर पारं गमित्तए, समयं गोयम! मा पमायए॥**

ઉત્ત. અ. ૧૦ ગા. ૩૪

ભગવાન ગૌતમસ્વામી, ચાર જ્ઞાનના ધણી છે. આત્માના આનંદમાં રમનાર છે. છઠ્ઠા-સાતમા ગુણસ્થાન વચ્ચે ઝૂલનાર છે. એવા પવિત્ર પુરુષને પ્રભુ કહે છે કે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ કરીશ નહિ. મોટા દરિયાને તરી ગયો હવે થોડા માટે પ્રમાદ કરીશ નહિ.

ચાર અંગ પરમ દુર્લભ કહ્યાં છે તેમાં બે અંગ તો તમને મળી ગયાં છે. જ્ઞાની પડકાર કરે છે કે હવે ઝટ ઊભો થા, પાર ઊતરવું હોય તો ચાલવા માંડ. જેને ઊંચે આવવું હોય તેના માટે પ્રભુએ આ માર્ગ બતાવ્યો છે. આવો સુંદર માર્ગ અનંતકાળે પ્રાપ્ત થવો બહુ દુર્લભ છે અને સંતના ચરણ વિના, એના આશ્રય વિના જે કર્યું તેમાં પાછો જ પડયો છે આગળ વધવા માટે સંતનું શરણ સ્વીકારી લે.

**સૌ સાધન બંધન થયાં, રહ્યા ન કોઇ ઉપાય;**
**સત્સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય.**

દુનિયાનાં બધાં સાધનોને સુખનાં સાધન માન્યાં, પણ તે બધાં બાધક થાય છે. ધનને સુખનું કારણ-સાધન માન્યું હોય પણ કોઈક ડાકુ મળે અને છરો દેખાડે તે વખતે ધન બાધક લાગે ને! પણ એનું મમત્વ કેટલું છે? આજે તો માણસ, માણસ પાસે સુખેથી બેસી શકે છે પણ એના કબાટમાં

વીસ વીસ તોલા સોનુ છે, એમ કોઇ કહે તો માણસો પણ જીવતાં રહે? આટલી માયા કેમ છે? માયાનો સંગ કરવા જેવો નથી.

માયા=કપટ, માયા=મત્તા, અને માયા એટલે સ્નેહ, પણ તે ત્રણે રખડાવનાર છે. પરંતુ મા=નહિ અને યા=જવું, રખે તું એમાં જઈશ નહિ.

સંસાર એ દરિયો છે. આયુષ્ય ક્યારે પૂર્ણ થશે તેની ખબર નથી. શરીર, સ્વાસ્થ્ય ક્યારે ગુમાવશે તે પણ ખબર નથી આપણી હાજરીમાં ઇષ્ટ વસ્તુ કોઇ દૂર ન થાય અને અનિષ્ટ વસ્તુનો સંયોગ ન થાય તેવું કંઇ હોતું નથી. હવે આ બધું સમજવાનો અવસર આવ્યો છે. સત્સાધન સમજ્યો જ નથી ત્યાં જ બંધનનું કારણ છે. પરંતુ પરની વાત એને રુચે છે. હૈયે જચે છે. એ વાતથી તો કર્મ બંધાય છે તેથી દેવું વધતું જાય છે. તમે દેવું પતાવવા આવ્યા છો કે દેવું વધારવા?

**દેવું પતાવવા આવ્યા આ જગમાં,**
**દેવું વધતું જાય, દેવું વધતું જાય.**
**સોંપ્યું મેં તો તુમ ચરણોમાં....થાવાનું હોય તે થાય.**
**સ્વામી મારા હૈયામાં રહેજો-ભૂલું ત્યાં તમે કહેતા રહેજો.**

જ્ઞાની કહે છે કે આ જગમાં તમે શા માટે આવ્યા છો? મનુષ્યભવમાં ઝપાટે દેણું પતાવાય તેવું વિરતિનુ સાધન છે માટે સાચી શ્રદ્ધા લાવો. શ્રદ્ધા આવ્યા પછી પર ઉપર દષ્ટિ નહિ રહે. પરભાવ તે અજ્ઞાનનું કારણ છે.

'**लोयंसि जाण अहियाय दुक्खं**' અજ્ઞાન એ જ દુઃખનું કારણ છે. તમે વિચાર કરતા નથી. આત્માનું વિસ્મરણ તે જ સંસાર અને ભાવમરણ છે, આત્માનું સ્મરણ તે મોક્ષ છે.

જીવ ભાવમરણે સમયે સમયે મરી રહ્યો છે. જો દેવું પતાવવા આવ્યા હો તો હવે પુરુષાર્થ કરો

આનંદ શ્રાવક ઊભા થઈ કહે છે કે હે પ્રભુ! મને શ્રદ્ધા થઈ છે. પ્રભુ માટે હૃદયમાં સાચી ભક્તિ જાગી છે. માત્ર ઉપરના દેખાવથી, ધૂપ કરવાથી કે અન્નકૂટ પૂરવાથી ભક્તિ થતી નથી.

**ભગવદ્ ભક્તિ બહુત મુશ્કિલ હૈ,**
**શીશ સમર્પ્યા બિન મુક્તિ નાંહિ,**
**નાચના ખેલના ઔર તાલિયાં પીટના,**
**ઈન રાંડ કા ખેલ સે મુક્તિ નાંહિ.**

નાચવું, ખેલવું, કૂદવું તેનાથી મુક્તિ નથી. પ્રભુના ચરણમાં માથું ઝુકાવવું પડે કે હે પ્રભુ! તારાં ચરણોમાં જીવન સમર્પણ કરૂં છું પછી મારૂં થવાનું હોય તે થાય. ભક્તિ=અર્પણતા, એકતા. વિભક્તિ એટલે જુદાપણું. અનાદિથી આત્મા વિભક્ત છે તેને ભક્ત કરવો છે. ઉત્તરાધ્યયનના અ. ૨૬મા માં દશ પ્રકારની સમાચારીમાં અર્પણતા, ભક્તિનું વર્ણન ખૂબ સારું આપેલ છે. પોતાનો છાંદો રોકે તો ભક્તિ થાય.

દશ સમાચારીમાં પ્રથમ બોલ 'આવસ્સિએ' કહ્યો છે. સ્થાનકથી બહાર જવું હોય તો 'આવસ્સિએ' કહેવું અને કાર્ય કરી પાછા ફરે ત્યારે 'નિસ્સિહિએ' એમ બોલે. આ કોને

સંભળાવે ? ગુરુને સંભળાવે કે જે કાર્ય કરવા હું ગયો હતો તેનાથી નિવૃત્ત થઈને આવ્યો છું 'આપુચ્છણા' પોતાનાં તમામ કાર્ય ગુરુને પૂછીને કરે. કોઈપણ કાર્યમાં ગુરુને અંધારામાં ન રાખે. ગૌતમસ્વામી જેવા ગણધર પણ કોઇ કાર્ય પ્રભુને પૂછ્યા વિના કરતા નહિ. બીજા સાધુનાં કાર્ય માટે પણ ગુરુને પૂછીને જ કરે. આ સમાચારી જ બતાવે છે કે શિષ્ય ગુરુમય બની ગયો. ગુરુની આજ્ઞા એજ એનું કાર્ય છે.

અતિમુકત કુમાર પાણીમાં પાતરી તરતી મૂકે છે, કહે છેઃ–

**નાવ તરે મેરી નાવ તરે, એમ મુખથી શબ્દ ઉચ્ચરે,**
**સાધુ કે મન સંશય ઉપન્યો, કિરિયા લાગે થારેજી,**
**એવન્તા મુનિવર નાવ તીરાઇ, વહેતા નીરમેં........**

આ પ્રમાણે અતિમુકત કુમારને નાવ પાણીમાં તરતી મૂકતા જોઇ બીજા સ્થવિરોને, સાધુઓને સંશય ઉત્પન્ન થાય છે કે આવો નાનો બાળક દીક્ષા માટે યોગ્ય છે ? પ્રભુએ આને કેમ દીક્ષા આપી હશે ? કુમાર સચેત પાણીને અડકેલા હોવાથી બીજા સાધુ ત્યાં મૂકીને જ ચાલ્યા ગયા. સ્થવિરો પ્રભુ પાસે આવી ઊભા રહ્યા અને વિનયપૂર્વક પ્રભુને વંદન કરી પૂછે છે કે હે પ્રભુ ! એવન્તા મુનિવર કેટલા ભવ કરશે " ? પ્રભુએ જવાબ આપ્યો કે એવંતા-કુમાર ચરમશરીરી છે. "

વિનય કરી મુનિ પ્રભુને પૂછે, ભવ કેટલા તે કરશે, ?
' ચરમશરીરી છે અઈમુત્તો, ઈણ ભવે મુકિત વરશે.
" આધા આમ પધારો પૂજ ! અમ ઘેર વહોરણ વેળા."

પ્રભુ કહે છે હે સાધુઓ! એની હેલના કરશો નહિ. અતિમુક્ત કુમારને પણ વિચાર થયો કે મને મૂકીને સાધુઓ કેમ ચાલ્યા ગયા? તે તરત પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ કહ્યું કે દેવંતા! સાધુથી સાવદ્ય કામ થાય નહિ. માત્ર એકજ શબ્દમાં કુમાર સમજી ગયા. તેજીને ચાબુક દેખાડવાનો જ હોય, ડફણાં તો ગધેડાંને હોય.

"कसं व दट्ठुमाइण्णे पावगं परिवज्जए"

જાતિવંત ઘોડાને એક ચાબુક દેખાડતાં તેના સ્વામીની ઇચ્છાનુસાર ચાલવા માંડે છે તેમ વિનયવાનને બહુ કહેવું પડતું નથી. ગુરુની મુખચેષ્ટાથી તેને બધો ખ્યાલ આવી જાય છે. વિનયવાન શિષ્ય પોતે પ્રસન્ન રહે અને પોતાના કાર્યવડે ગુરુને પ્રસન્ન કરે તેજ ખરી ભક્તિ—સાચી અર્પણતા છે. સ્થવિરોએ પણ પ્રભુએ કહ્યું એટલે તહત્તિ કરી બીજા વિકલ્પો છોડી દીધા.

વીતરાગના વચનમાં શ્રદ્ધા તે જ ખરી ભક્તિ. એકતા ન હોય ત્યાં કુસંપ હોય એક ઘરમાં ૧૫ જણ હોય તેમાં પંદર રાગ હોય તો સંપ નથી રહેતો. જ્યાં વિશ્વાસ અને ભક્તિ હોય ત્યાં સંપ રહે છે. નાનું ગામડું હોય પણ જો સંપ હોય, એકને અનુસરનારા બીજા હોય તો સરસ દીપે છે પણ મોટા શહેરમાં વસ્તી વધુ હોય પણ સંપ ન હોય. દરેકના મત જુદા જુદા હોય તો વિખવાદ જ વધે. અહીં ભક્તિની વ્યાખ્યા ચાલે છે.

ભક્તિ એટલે એની પાછળ મરી ફીટવું. દશ જણા વંદણા કરે છે અને હું નહિ કરૂં તો ખરાબ દેખાશે, માટે વંદણા કરૂં, તો તેમાં ભાવ નથી પણ અભિમાન છે. અંદરનો

ભાવ ન હોય તો અભક્તિ છે. સાચી ભક્તિથી કર્મના ભૂકા ઊડી જાય છે. જેણે પ્રભુને અર્પણતા કરી તેનાં તો કામ થઈ ગયાં. એમ માતાપિતા પ્રત્યે પણ પૂજ્યભાવ હોય, તેમને શિરછત્ર માનવા, તેમની આશાતના ન કરવી.

સિંહને છંછેડયો હોય, તેને કોપાયમાન કર્યો હોય પછી તેની પાસેથી બચવું મુશ્કેલ છે પર્વતને મસ્તકેથી ન ભેદાય. ભાલાની ધાર પર ચાલે તો પગમાં ભાલો પેસી જાય. કદાચ મંત્ર વડે ભાલાની અણી વાળી શકાય, સિંહના મુખમાથી બચી જાય, ડુંગર પણ કદાચ ભેદાઇ જાય પણ '**न यावि मुक्खो गुरुहीलणाए**' ગુરુની હેલના કરી, એની અભક્તિ કરી, એનામાં અવિશ્વાસ કર્યો તો તેના આત્માનું બગડે છે. મોક્ષ થતો નથી. કેવળજ્ઞાન થવામાં નાના–મોટાનો ભેદ નથી પરંતુ તેની પાત્રતા ઉપર આધાર છે માટે જે પુરુષાર્થ કરે તે પામી શકે અને એ ડિગ્રી તો આવ્યા પછી જાય જ નહિ.

**देवागंधव्वरक्खसा असुरा भूमिचरा सरीसिवा।**
**राया नरसेट्ठिमाहणा ठाणा तेवि चयंति दुक्खिया ।।५।।**

સૂયગડાંગ અ. ૨ ઉ. ૧

દેવ, ગંધર્વ, અહમિન્દ્ર, ઇન્દ્ર દરેકનું આયુષ્ય પૂરું થાય છે. એટલે પોતાની પદવી છોડવી પડે છે. વિદ્યાધરની વિદ્યા પણ ચાલી જાય છે. રાજા હોય, નગરશેઠ હોય, એમ. એ., બી.એ. કે ઍડવોકેટ થયો હોય; પણ તે એક ભવ પૂરતું જ છે મૃત્યુ પછી એ ડિગ્રી સાથે જતી નથી. પરંતુ આ પદ કદી જાય નહિ.

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહિ તે પણ શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે,
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો, અપૂર્વ અવસર

એ પદની ભગવાન પણ વ્યાખ્યા કરી શક્યા નથી. તે તો અનુભવગોચર છે. પ્રભુ કહે છે.

**अरूविणो जीव घणा, नाणदंसणसन्निया ।**
**अउलं सुहं संपन्ना, उवमा जस्स नत्थिउ ॥**

ઉત્ત. અ. ૩૬ ગા. ૬૭

એની ઉપમા પણ આપી શકાય તેમ નથી. એવું અનુપમ પદ લેવા માટે તમારા સ્વચ્છંદ પર કાપ મુકો. '**छन्दं निरोहेण उवेइ मोक्खं**' ભગવાન કહે તે માર્ગ પર ચાલ. ભગવાનની આજ્ઞામાં વર્તનાર ગુરુ પણ ભગવાન્ કહે તે જ પ્રમાણે કહે છે. રસ્તો દેખાડનાર જેણે જોયેલ છે તે ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. પ્રભુ નિષ્પક્ષપાતપણે વાત કરે છે કે –'મેં રાગદ્વેષ છોડયા તેથી હું આ પદ પામ્યો છું તેમ તમે છોડશો તો પામશો. પરંતુ તમને વિશ્વાસ છે? મમત્વ જ છૂટતું નથી. હું હોઉં તો જ ચાલે તેમ છે ને!

ગાડા નીચે કૂતરૂં ચાલે ને માને કે મારા માથેજ ભાર છે. એમ તમે પણ માનો છો ને! આવા મિથ્યાભિમાનથી જીવ, કર્મનાં ભાથાં બાંધે છે જ્ઞાની મળ્યા છે. જલદી હાથ પકડી બહાર નીકળી જા. પ્રભુને કેટલી દયા છે? કરુણાસાગરે કેવી કરુણા

વર્ષાવી છે ? ગમે તેટલા છોકરા હોય પણ માતાને તો એમજ હોય કે કેમ મારા છોકરા આગળ વધે ? સાચી માને દરેક ઉપર સરખો ભાવ જાગે. તેમ પ્રભુને દરેક જીવો કેમ તરે એજ ભાવના છે. તમને સમજાય છે ? તો હવે વાર શી ? તમારી પાસે અનંત ખજાનો છે ભીખ માગો મા, ક્ષણિક વસ્તુમાં લોભાવ નહિ.

**ક્ષણિકવસ્તુમાં આમ શું લોભાયા, આ જિંદગી ચાર દિનની,**
**વિશ્વસાગરમાં ભરતીઓટ આવે જીવનનૈયા તુફાનમાં ચડાવે;**
**મધ્યદરિયામાં અધવચ ડુબાવે, આ જિંદગી ચાર દિનની.**

આ જિંદગી ચાર દિનની છે. એમાં જો અધવચ ડૂબ્યા તો ક્યાંય આરો નહિ આવે '**अणणवंसि महोहंसि**' આ વચન ઉપર શ્રદ્ધા રાખવાથી અનેક જીવો મોટા ઓઘને તરી ગયા છે.

આનંદ શ્રાવક ઊભા થયા અને બોલ્યા '**सद्दहामि णं भंते !** તમને શ્રદ્ધા છે કે આ સાંભળ્યા પછી હવે અમારૂં ચિત્ત બીજે નહિ જાય. આનંદ કહે છે –

**"વિભુ આપનો સંગમ થતાં સુમનો બીજે રમતા નથી"**

હે પ્રભુ ! તમારી શ્રદ્ધા થયા પછી હવે મારૂં મન બીજે નહિ જાય. આવી શ્રદ્ધા લાવો તો કલ્યાણ થાય.

---

## વ્યાખ્યાન ૪૦ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૭ બુધવાર

આનંદ શ્રાવક ઊભા થઈને બોલે છે કે '**सद्दहामि णं भंते निग्गंथं पावयणं, पत्तियामि णं भंते निग्गंथं पावयणं, रोएमि णं भंते निग्गंथं पावयणं ।** પ્રભુનું પ્રવચન હાડોહાડ ઊતરી ગયું. વીતરાગ વાણીના રંગથી રંગાયેલા આનંદ શ્રાવક કહે છે, હે ભગવન્! મને નિર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા થઈ છે, પ્રતીતિ થઈ છે. એ જ પરમાર્થ છે, એ જ સાચું છે, બાકી અનર્થ છે. એની પ્રતીતિ મહાભાગ્યવાન હોય અને પ્રબળ પુરુષાર્થ હોય તેને જ થાય.

સદ્‌ગુણ સૌને ગમે. સદ્‌ગુણ સારા છે, એમ પણ કહે, પરંતુ એને આચરનાર કોઈક વિરલ જ હોય છે. અવગુણ જાય તો જ ગુણ આવે અને ગુણથી પવિત્ર થાય. એનું ઓજસ પડે, એનું મૌન પણ બોધદાયક હોય છે. પ્રભુ તો સંપૂર્ણ ગુણે યુકત છે. એની વાણીનો તો કેટલો પ્રભાવ હોય? આનંદને એવો આનંદ થાય છે કે જાણે મહાસાગર ઊમટ્યો. અંદરથી પણ અવાજ આવે છે કે હુ પામી ગયો. હું એમાં શ્રદ્ધા કરૂં છું. હવે બીજા મતમાં મારૂં મન નહિ જાય કારણ કે આ વસ્તુ જ શ્રેષ્ઠ છે.

मन्ये वरं हरिहरादय एव दृष्टा,<br>
दृष्टेषु येषु हृदयं त्वयि तोषमेति ।<br>
किं वीक्षितेन भवता भुवि येन नान्यः,<br>
कश्चिन्मनोहरति नाथ ! भवान्तरेऽपि ॥

ભક્તામર શ્લોક ૨૧

માનતુંગાચાર્ય, ભગવાનના મહિમાનું વર્ણન કરતાં કહે છે કે–હે ભગવાન! સારૂં છે, શ્રેષ્ઠ છે કે મે અન્ય હરિહરાદિકને જોઇ લીધા. હવે તને જોયા પછી તારામાં મારૂં મન સંતોષ પામ્યુ છે, તેવું ક્યાંય પામ્યું નથી. કારણ કે પ્રભુ સંપૂર્ણ છે, એની વાણીમાં સ્યાદ્વાદ છે. અસત્ય કે મિશ્રભાષા નથી પરંતુ ચોકખી સ્ફુટભાષા છે. માટે હે નાથ! હવે મારૂં મન ભવાંતરમાં પણ કોઈ હરી શકશે નહિ. આ હું સારૂં લગાડવા માટે નથી કહેતો પણ મારૂં હૈયું અહીં જ ઠરીને હિમ થયું છે.

તમને પણ દેવ, દેવલાં ક્યાં સુધી સારાં લાગે? સર્વજ્ઞને પિછાણ્યા નથી ત્યાં સુધી. દેવદેવલાં અને ચોસઠ ઇન્દ્રો બધા પ્રભુના ચરણમાં નમે છે. પ્રભુ તો અનામી પુરુષ છે. “**एगे नामे से बहु नामे, बहु नामे से एगे नामे**” એમણે એક પોતાના આત્માને નમાડયો છે. આવા સંપૂર્ણને જોયા પછી મનડું બીજે ઠરતું નથી.

આનંદ શ્રાવક કહે છે, મને શ્રદ્ધા થઈ છે શ્રદ્ધાનો એકડો મુકાયા પછી મીંડાં ચડતાં જાય તેમ કિંમત વધતી જાય, પણ સમકિત ન હોય તો બધાં મીંડાં અને મીંડે મીંડાનો સરવાળો, બાદબાકી કે ગુણાકાર કરો તો મીંડાં જ આવશે. માટે મૂળમાં એકડો જોઇએ. સમ્યગ્દર્શન તે જૈનદર્શનનો મૂળ પાયો છે. યથાર્થ પ્રતીતિ થાય, યથાર્થ વિશ્વાસ થાય, અનન્યભકિત હોય, આત્મા એના રંગથી રંગાઇ જાય. કોઇ ચળાવવા પ્રયત્ન કરે તોપણ ન ચળે. દુઃખ દેનાર થાકે પણ દુઃખ ખમનાર ન થાકે. આટલી અચળ શ્રદ્ધા જોઇએ

દુનિયામાં ધર્મ કરીએ છીએ, સામાયિક કરીએ છીએ, માળા ફેરવીએ છીએ, એમ બોલનાર ઘણાં છે પણ કરનાર ઓછા છે. હૃદયમાં ઊંડે ઊંડે પણ પર પ્રત્યેની ભૂખ છે. સર્પ નીકળ્યો તો પાંચ બ્રાહ્મણ જમાડી લીધા, શીતળાને માની તો આંખ મટી જાય ? આંખ દુઃખી, તે કર્મનો ઉદય છે, એને કોઇ ઉડાડી શકે ? માતાના માનનારાને પણ આંખ કઢાવવી પડે છે. ઝામર–મોતિયા ઉતરાવવા પડે છે. તમને તમારી શ્રદ્ધા નથી કે મારા કરેલાં કર્મજ હું ભોગવું છું. બાંધતાં વિચાર ન કર્યો અને ભોગવતી વખતે રોવા બેસો તો કોણ લઈ લે ?

સનત્કુમાર ચક્રવર્તીને સોળહજાર દેવ સહાયમાં છે. બત્રીસ હજાર મુગટબંધી રાજા છે. ચોસઠ હજાર સ્ત્રીઓ છે, પણ જ્યારે સોળ રોગ ઉત્પન્ન થયા ત્યારે કોઈ પોણાસોળ કરી શક્યું ? ક્યાં ગયા દેવતા ? ક્યાં ગઇ દવાઓ ? હવા ખાવા લઇ જાવ તોય સ્થળ ફેર થાય પણ કર્મમાં ફેર નથી પડવાનો. '**कत्तार मेव अणुजाइ कम्मं**' કર્મ તો એની પાછળ જ જશે. કર્મની થિયરી સમજનાર દોડાદોડ ન કરે. તે સ્વાવલંબી હોય. તેને તો શ્રદ્ધા હોય કે કર્મ મેં કર્યાં. આશ્રવનાં સ્થાન મેં સેવ્યાં. બંધ મેં બાંધ્યા. એ કાંઈ કોઇ લઈ લે ? કોઇનું કરેલું કર્મ કોઇ લઇ શકે નહિ.

> "પરનું કરેલું કર્મ જો, પરિણામ આપે મુજને;
> તો મુજ કરેલાં કર્મનો, સમજાય નહિ કાંઇ અર્થને."

કર્ત્તા થાય તે જ ભોકતા થાય. બીજા કોઈ ઓછું ન કરી દે. જેવા રસે કર્મ બાંધ્યાં હોય તેવા જ રસે ઉદયમાં આવે

પણ તે વખતે જો જ્ઞાનનું જોર હોય તો રસ મોળો પડે. રાગદ્વેષની તીવ્રતા મટે. એને ઉદયાભાવી કર્મ કહેવાય કે જે ઉદયમાં આવીને ખરી જાય પણ નવો બંધ ન કરે. જેની વર્તમાન. જાગૃતિ છે તેની પાસે કર્મ તો ઘણાં જ છે પણ સ્વભાવમાં ટકી સ્વ પર ધ્યાન આપે છે તે "**दीहकालट्ठिइयाओ ह्रस्सकालट्ठिइयाओ पकरेइ, बहुप्पएसग्गाओ अप्पपएसग्गाओ पकरेइ**" ઘણા કાળનાં કર્મને ટૂંકા કાળનાં બનાવી દે છે. તીવ્રભાવને મંદ કરે છે. ઘણાં પ્રદેશનાને અલ્પ પ્રદેશનાં કરે છે.

લાડવો નાનો હોય, મોટો હોય તે પ્રદેશ. તેમાં ઘી રેડયું તે રસ, તે જ સ્વરૂપે માસ–બેમાસ રહે તે સ્થિતિ અને વાત, પિત્ત, કફને હણે તે પ્રકૃતિ. હસતાં બાંધેલાં કર્મો રોતાં ભોગવવાં પડશે માટે વર્તમાન સુધાર. પરની ચિંતા કર મા. તે તારાં કર્મમાં ભાગ નહિ પડાવે. મોટા આરંભ ને પરિગ્રહ કરનાર આજે ઘણા છે. મોટા પરિગ્રહનો વિચાર પણ દુઃખરૂપ છે તેથી કર્મ બંધાય છે અને દુર્ગતિમાં ફેંકાવું પડે છે. જે આત્માર્થી હોય તેને તો ખૂબ સાવધાન રહેવું પડે તમે આત્માર્થી, જડાર્થી કે પુદ્ગલાર્થી? પર માટે જીવો છો કે આત્મા માટે? પર તે તમારું નથી. આ ભવ પૂરતો જ સંબંધ છે. સમુદ્રમાં તરતાં તરતાં લાકડાં ભેગાં થાય ને ભટકાઇને પાછાં છૂટી જાય, તેમ આ સંસારમા બધા ભેગા થયા ને સૌનો ટાઇમ થશે એટલે છૂટા પડી જશે પણ પ્રમાદી જીવો માને છે કે–"**माया मे, पिया मे, भाया मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, सुण्हा मे, सहिसयण संगंथसंथुया मे**"

આચારાંગ અ. ૨ ઉ. ૧

મારી મા, મારા પુત્રો, મારાં ઘરબાર, મારું રાચરચીલું એમ માની એમાં ગૃદ્ધ થાય છે, આસકત થાય છે. જોતજોતામાં જીવન વિલય થઇ જશે. કરવાનું છે તે ભૂલી ગયા છો. તમને મોહ શેનો છે ? આ બધું મૂકીને મરી જવાનું છે. પ્રભાત થશે ને પંખીડાંની માફક સૌ વીંખાઈ જશે તો આટલી હાયવરાળ કેમ છે ? આ લઇ લઉં, આ લઇ લઉં પણ કેટલું ? મર્યાદા ખરી ?

**कसिणंपि जो इमं लोयं, पडिपुण्णं दलेज्ज इक्कस्स।**
**तेणा वि से ण संतुस्से, इइ दुप्पूरए इमे आया॥**

ઉત્ત. અ. ૮ ગા. ૧૬

આખી દુનિયાનું ધન એક માણસને આપે ને છતાં સંતોષ ન થાય. તૃષ્ણા તને તાણી જાય છે. પણ તું તારૂં સામર્થ્ય જો. તારી પાસે છે તે બીજા પાસે નથી. તને તારો વિશ્વાસ નથી તારૂં પુણ્ય તને પૂછશે. બાપ મૂકીને જાય અને છોકરા પાછળ સાચવે જ એવું થોડું છે ! જેના બાપે વાવો બંધાવવા માટે પૈસા વેર્યા, તેના છોકરાએ પાણીના પૈસા લેવા માંડયા. દીકરા તમારૂં નામ ઉજાળશે જ એવું થોડું છે ! તીર્થંકર, કે જેના ચરણોમાં હજારો સૂર્યના તેજને શરમાવે એવા મણિ જેણે મુગટમા ધારણ કર્યાં છે તેવા દેવો નમે છે, તેવા અનંત તીર્થંકર થયા છતાં કોઇનાં નામ નથી રહ્યાં, તો તમારાં નામ તો કયાંથી રહેશે ? માટે નામનો મોહ છોડી ગુણ પ્રગટાવો.

'**गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः**'

ઉંમર પૂજવા લાયક નથી. આ શાસન આખું ગુણનું પૂજારી છે.

"**पिंडोलए व दुस्सीले नरगाओ न मुच्चइ**" ગમે તેવો વેશ પહેર્યો હશે પણ જો દુઃશીલ હશે તો નરક તેને નહિ મૂકે. માટે તમે તમારૂં જુઓ. દુનિયાની પરવા કરશો નહિ દુનિયા તમારી કિંમત કરે કે ન કરે. પ્રભુ જેવા પ્રભુને ગોશાળો કે ૩૬૩ પાખડી મતવાળા ન ઓળખી શકયા, તો આપણી તો શી વાત કરવી ? ગુણી હોય તે ગુણીને પિછાની શકે.

"**जे न वंदे न से कुप्पे, वंदीओ न समुक्कसे**"

દુનિયા આજે પુષ્પોથી પૂજશે ને કાલે પછાડશે માટે દરેકની ચિંતા છોડી તારે તો ગુણ જ પ્રગટાવવાના છે. કૂકડાને ઉકરડો ખોદતાં હીરો મળે તોપણ તે છોડીને એઠા દાળભાતના દાણા વીણશે. તેમ અજ્ઞાનીની દૃષ્ટિ દોષ તરફ જ હોય છે. જ્યારે જ્ઞાનીની દૃષ્ટિ ગુણ તરફ હોય છે અવગુણ તે કચરારૂપ છે. તમારી ઉત્તમ તિજોરીમાં એ કચરા ભરશો નહિ. તમને મહામૂલા રત્નો મળ્યાં છે તે ખરીદી લો.

"**ભમતાં મહાભવસાગરે, પામ્યો પસાયે આપના,**
**જે જ્ઞાન, દર્શન, ચરણરૂપી, રત્નત્રય દુષ્કર ઘણાં;**
**તે પણ ગયાં પરમાદના, વશથી પ્રભુ કહું છું ખરૂં,**
**કોની કને કિરતાર આ, પોકાર હું જઈને કરૂં**

'રત્નાકર પચીસી'

ભવસાગરમાં ભમતાં મહામહેનતે આ રત્નત્રય પામવાનો અવસર મળ્યો, રત્નત્રય પામવાની તૈયારી છતાં પ્રમાદના વશમાં બધું ગુમાવ્યું. લીધેલું ચારિત્ર પણ ગુમાવ્યું હવે એને માટે મહેનત કરવાની જરૂર લાગે છે ? જ્યા ત્યાંથી ગુણ લેતાં શીખો.

આનંદ શ્રાવકને જાગૃતિ આવી ગઇ. પ્રત્યક્ષ અને પરોક્ષ બેય રીતે શ્રદ્ધાનો પાયો મજબૂત થયો. તમે કેટલા આગળ વધ્યા તે તો દેખાડો ! વિશ્વાસ આવ્યો કે પર મારૂં કંઇ ન કરી શકે ? આટલું આવે ને, તો પરના દોષ જોવા ભુલાઇ જાય. મહેનત કરો.

**"ટિટોડી તો ટૌ ટૌ કરે, ઊંચાં મેલે ઇંડાં;**
**સમકિત વિનાની કરણી કરે, તે એકડા વિનાનાં મીંડાં"**

સમકિત વગરની કરણી એકડા વગરનાં મીંડાં જેવી છે. સાચી શ્રદ્ધા થાય તેને દેવ–દેવલાંની, શ્રદ્ધા ન હોય. સાચું સમજાય એટલે ખોટું છૂટી જાય. જેનું મન ધર્મમાં સદા પ્રફુલ્લિત છે, ધર્મમાં રકત છે, રંગાયેલા છે, ધર્મમય જીવન જીવે છે, જેના જીવનમાં અહિંસા, સંયમ અને તપ છે, તેને દેવો પણ નમે છે. માટે શ્રદ્ધાના પાયા મજબૂત કરો.

**કોઈ દેવ હાથે અસિ ચક્રધારા, કોઇ દેવ ઘાલે ગળે રૂદ્રમાળા,**
**કોઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કોઈ દેવ સાથે રમે વૃંદ રામા.**

કોઇ દેવો બોકડાનો, તો કોઈ પાડાનો ભોગ માગે છે. કોઇ હોમહવન માગી રહ્યા છે. કોઈ હાથમાં તલવાર રાખે છે. એક હાથમાં લોહી ટપકતું માથું છે. એક પગે મુડદું દબાવ્યું છે.

**કોઇ દેવ જપે લેઇ જપમાળા, કોઈ માંસભક્ષી મહાવિકરાળા;**
**કોઇ યોગિણી ભોગિણી ભોગ માગે, કોઈ રૂદ્રણી છાગનો**
**હોમ માગે.**

કોઇએ ખોપરીની માળા પહેરી છે, કોઇએ સ્ત્રીને ખોળામાં બેસાડી છે. અન્નકૂટ ધરે છે, મોહલીલા કરે છે પણ એ બધું

કોના માટે ? દેવને તો કવળ આહાર છે જ નહિ. નારિયેળ વધેરી શેષો ધરાવી પરંતુ એ માતાજીએ ખાધી કે તમે જ હોઇયાં કરી ગયા ?

**" નારી તજી શિવસું રંગ રાચ્યો, રાજ તજ્યાં પણ સાહેબ સાચો. "**

જ્યારે પ્રભુએ તો રાજ્ય ત્યાગી દીધાં. બધાં હથિયારો હેઠાં મૂકી મોહની ચોટલી પકડી લીધી. વગર હથિયારે મોહના સૈન્યને જીતી લીધું, નારી તજી શાશ્વત મોક્ષ લક્ષ્મીને વર્યા; પોતાના બળને જીવની હિંસા કરવામાં ન વાપર્યું પરંતુ દરેક જીવોની દયા પાળી. મહાન્ પુરુષોનાં હૈયા તો કરુણાથી નીતરતાં હોય છે, પોતે દયા પાળી અને દરેક જીવોને પણ " મા હણો મા હણો " નો ઉપદેશ આપ્યો. કોઈ જીવને હણશો નહિ, હણશો તો હણાવું પડશે. એમ પડકાર કર્યો. માટે કુદેવની સંગત તજો સૌની સાથે લોલમાં લોલ કરશો નહિ.

**" ઇશા દેવ દેવી તણી આશ રાખે,**
**કહો મુક્તિનાં સુખ તે કેમ ચાખે ?**

એ દેવોની આસ્થા રાખવાથી મુક્તિનાં ફળ નહિ ચખાય. સાચી શ્રદ્ધા નથી માટે જ હડિયાપટ્ટી થાય છે. દુનિયા તો ઝૂકતી હૈ, ઝૂકાને વાલા ચાહિયે " જ્યાં ત્યાં દોડો મા. તમે તમારી શ્રદ્ધા રાખો કે, ' કર્ત્તા થાય તેને જ ભોકતા થવું પડે છે. ' કોઇ દેવ દેવલાં સુખી નહિ કરી દે અને પરનો ઝોક ઊડી જાય એટલે લાઈન કલીઅર થઇ જાય. સમકિતનાં પગલાં થાય ત્યાં આત્માની રોનક બદલાઈ જાય. રોશની પ્રગટ થાય. આ બધી પરની વાત

નથી, આપવીતી જ કરવાની છે. સ્વ આત્માનો ઉઘાડ થશે તો પરના દોષ નહિ દેખાય. તમારૂં પુણ્ય હશે તો પાડોશી આવીને સેવા કરી જશે અને પાપના ઉદય હશે તો ઘરનો છોકરો પણ સામું નહિ જુએ.

પુણ્યનો ઉદય હતો ત્યારે દેવે દ્વારકા રચી દીધી અને પુણ્ય ખસ્યાં ત્યારે બાળી દીધી. બંબા દોડયા પણ ઘાસતેલ રૂપે જ પરિણમ્યા. દૈવી કોપ હતો. ' જેનાથી રચાણી તેનાથી જ બળાણી. " અહીં થોડી લાય લાગે છે ત્યાં કાળજાં ફફડે છે ત્યારે આખી નગરીનો દાહ કેવો હશે ? આ ઉપરથી ખ્યાલ આવે છે કે પુણ્ય હશે ત્યાં સુધી જ ટકશે. પુણ્યની કચાશ હશે તો નહિ મળે. માટે જે મળ્યું છે તેમાં સંતોષ રાખવો વધુ મેળવવા માટે નવાં પાપ ન બાંધવાં.

આનંદ શ્રાવકને નિર્ગ્રંથ પ્રવચનની શ્રદ્ધા થઇ ગઇ. કહે છે કે હે પ્રભુ ! પ્રતીતિ થઇ છે, રૂચિ પણ થઈ છે. એક એક વસ્તુનો સાર કાઢતા જાય છે. સાંભળ્યાનું પરિણામ બતાવે છે. આ બધામાં સાંભળનાર કેટલા ? સાંભળીને સમજનાર કેટલા ? સમજીને શ્રદ્ધા કરનાર કેટલા અને શ્રદ્ધા કરીને આચારમાં મૂકનાર તો કોઇક જ હશે.

સદ્‌ગુણ પ્રગટાવો, મોક્ષનો ધ્યેય નક્કી કરો, કારણ ધ્યેય વગરનો નર પશુ સમાન છે. ધ્યેય નકકી કરીને જલદી ચાલવા માંડો.

---

## વ્યાખ્યાન ૪૧ મું.

### સવંત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૮ ગુરુવાર.

આનંદ શ્રાવકે પ્રભુની વાણી સાંભળી, તેને શ્રદ્ધા પ્રતીતિ થઇ, રુચિ પણ જાગી છે. અનંતકાળે જીવને શ્રદ્ધા થવી મુશ્કેલ છે. શ્રદ્ધા થાય તો પ્રતીતિ લાવવી મુશ્કેલ છે. પ્રતીતિ થાય તો રુચવું મુશ્કેલ છે. 'बह्वे रोयमाणा वि, नो य णं पडिवज्जए' રુચિ થાય તો અંગીકાર કરી શકતા નથી આ માર્ગ કઠણ છે. રાગ-દ્વેષ ટળે, પ્રકૃતિ ટળે તો આ માર્ગ મળે. આ વાણી હિતની કરણહારી, આપદાની ભેદનારી, સુખકારી છે. આ વાણી સાંભળ્યા પછી અન્યનું માહાત્મ્ય ન આવે.

"ગંગાજળમાં જે રમ્યા કેમ છિલ્લર હો રતિ પામે,
મરાલ કે સરોવર જળધર, જળ વિના નવિ ચાહે હો;
જગ. ચાતક બાળકે.
અજિત જિણંદસું પ્રીતડી - મુજને ન ગમે હો
બીજાનો રે સંગકે ..અજિત...

જેણે ગંગાના ઊંડા પાણીમાં સ્નાન કર્યું હોય તેને ખાબોચિયાનું માહાત્મ્ય ન આવે. માલતીનાં ફૂલ ઉપર બેઠેલા ભમરાને બાવળમાં મજા ન આવે. જીવે સાંભળ્યું છે, કેવળી પાસે જઇ આવ્યો પણ કોરો રહી ગયો. જાગૃતિ તો પોતાના ઉપાદાનની જોઇએ. દરેક આત્મદ્રવ્ય સ્વતંત્ર છે. પ્રભુની વાણી નિમિત્તરૂપે છે. પ્રભુ કોઇને નરક કે સ્વર્ગમાં મોકલી શકતા નથી. તારી તૈયારી જોઇએ-પ્રભુ તો કહે છે કે-

**बुज्झिज्जत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया।**
**किमाह वंधणं वीरो, किं वा जाणं तिउट्टइ ?॥**

सूय. અ. ૧ ગા. ૧.

જ્ઞ પરિજ્ઞાએ જાણ અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ તોડ. બંધ કેવી રીતે થાય છે અને તેને તોડવો કેવી રીતે તેની બેય બાજુ જાણી લેવી જાઇએ. ખીણુમાંથી પથ્થર કાઢવો હોય તો પ્રથમ એની સાંધ જોઇ લેવી જોઇએ. કયાં ગોળી મારવાથી પથ્થર તૂટે તેમ છે અને એ જોયા પછી બંદૂક મારો તો તુરત પથ્થર ભેદાઇ જશે તેમ બંધ અને મોક્ષના કારણો જાણી લો. જે કારણે બંધ હોય તે કારણે મોક્ષ ન હોય **'दोहिं वंधणेहिं'** રાગ અને દ્વેષ, બે બંધન છે. એથી કર્મબંધ થાય છે. તે આત્માનો વિભાવભાવ છે. તેથી ચાર ગતિ ઊભી થાય છે.

ચારગતિને ઊભી કરનાર અને તોડનાર આત્મા પોતે જ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યનું ફોરવવું એ આત્માનું મૂળ લક્ષણ છે. તેને ચૂકી આત્મા વિભાવમાં જાય છે. ક્રોધ એ વિભાવ ભાવ છે. ક્ષમા આત્માનો સ્વભાવ છે. ભવિષ્યનો ઘડવૈયો પોતે જ છે. ભૂતકાળને સુધારવા સમર્થ નથી પરંતુ વર્તમાન કાળમાં એવું કાર્ય કરો કે ભવિષ્ય સુધરી જાય. ઘણાં પુણ્યના ઉદયે આ મનુષ્યભવ પામ્યા છો. બે ચોકડીના અણુઉદયમાં મહામૂલ્ય નરભવ મળે છે માટે કાંઇક કરો "વિચારના–કલ્પનાના હવાઇ મહેલ કરતાં આચારની નાનીશી ઝૂંપડી કામની છે." કાળનો કોઇ ભરોસો નથી. માટે સત્કાર્યમાં સત્વર લાગી જાઓ. ક્યારે અહીંથી ઊપડી જશો તે નક્કી નથી.

**કોઈ પાંચ કે પચીસે, કોઇ તીસ કે બત્તીસે,**
**ચાલીશને ચુકાવી, આખર જવું નકકી છે.**
**ક્યાસી અગર નવ્વાણું, જન્મ્યા જરૂર જવાનુ,**
**દીપક, બધા બુઝાવી, આખર જવું નકકી છે.**

કાળ દરેકને માથે ભમે છે. પાંચ–પચીશ કે પચાશે જાવું જ પડશે જન્મની સાથે મરણનુ ભેટણુ હોય છે, જન્મ, મૃત્યુનો સંદેશો લઇને આવે છે. માટે એવું કાર્ય કરી લો કે ફરી જન્મવું ન પડે. સિદ્ધ થયા પછી મરણ નથી હોતું. માથે કાળ ઝઝૂમી રહ્યો છે છતાં કુંભકર્ણની ઊંઘ લઇ રહ્યા છો. કુભકર્ણને માથે ઢોલ નગારાં વાગતાં તોપણ છ મહિના સુધી જાગતો નહિ. તમારે તો હવે કાળાના ધોળા થયા. કેટલાય વર્ષોથી સાંભળતા આવ્યા છો. હવે ઊંઘ કયારે ઉડાડવાની છે?

સુબાહુકુમાર – ગજસુકુમારાદિ એક વાર જ પ્રભુની વાણી સાંભળીને 'हट्ठतुट्ठे' હર્ષમાન થઇ ગયા. હાડહાડની મીંજામાં ધર્મનો રંગ લાગી ગયો. જ્યાં સુધી અજ્ઞાનદશા છે ત્યાં સુધી આગળ નહિ વધાય માટે સમ્યક્ પ્રકારે બોધ પામો. અત્યારે કર્મ ખપાવવાનાં ટાણા આવ્યા છે. માટે ત્યાગમાં આવી જાઓ. ત્યાગથી મોક્ષ અને ભોગથી દુર્ગતિ છે.

આનંદને કેટલી ઋદ્ધિ સિદ્ધિ, ભોગ–વિલાસના સાધનો છે, છતાં પ્રભુએ તેમને અલ્પ આરંભી અને અલ્પ પરિગ્રહી કહ્યા. પ્રભુએ તેમનાં વખાણ કર્યાં. વિશાળ ઋદ્ધિના સ્વામી હોવા છતાં તેમાં મૂર્છાભાવ નથી આસકત્ભાવ ઉઠાવી લીધો છે. આસકિતમાં પડયા તો બાર વાગી ગયા સમજજો.

जेय कंते पिए भोए, लद्धेवि पिट्टिकुव्वइ।
साहीणे चयइ भोए, से हु चाइत्ति वुच्चइ॥

દશ. અ. ૨ ગા. ૩

સુંદર, પ્રિયકારી, મનોજ્ઞ કામભોગ મળવા છતાં તેને ભોગવતા નથી અને ત્યાગી દે છે તે જ સાચા ત્યાગી છે. પણ જેને કાંઇ નથી મળ્યું અને ભોગવતા નથી તે સાચા ત્યાગી ન કહેવાય. કોઇ સાધન આપણને બંધન કરતાં નથી. આપણા ઉપાદાનની તૈયારી જોઇએ. ૬૦ વર્ષે વંશનો વારસદાર પુત્ર જન્મે તો કેટલો આનંદ થાય ? અહીં વાણી સાંભળતાં પણ એવો જ આનંદ આવવો જોઇએ.

પ્રભુ મહાવીરને આનંદ શ્રાવક કહે છે, પ્રભુ! મને શ્રદ્ધા થઇ છે. શ્રદ્ધા એ સમકિતનો વિષય છે એ આવે ત્યારે

"तहियाणं तु भावाणं, सब्भावे उवएसणं।
भावेणं सद्दहंतस्स, सम्मत्तं तं वियाहियं॥

ઉત્ત. અ. ૨૮ ગા. ૧૫

નવે તત્ત્વની શ્રદ્ધા થાય છે. જીવની સામે અજીવ, પુણ્યની સામે પાપ, આશ્રવની સામે સંવર અને બંધની સામે અંશે અંશે કર્મની નિર્જરા થાય તે નિર્જરા અને સંપૂર્ણ કર્મની નિર્જરા થાય તે મોક્ષ. આ નવે તત્ત્વને યથાર્થપણે જાણીને જીવ પોતાનાં સ્વભાવમાં રમે તો બંધ નથી. પુદ્ગલ પરમાણુ, પરમાણુત્વ ન છોડે તો બંધ નથી, તે સ્કંધમાં ભળે છે તે વિકાર છે. એમ આત્મા વિભાવમાં ભળે તે વિકાર છે અને એ વિકારથી આવક

થાય તે આશ્રવ છે. પાણીમા મીઠું નાખો તો ખારૂં થાય અને સાકર નાખો તો ગળ્યું થાય. આ બન્ને વિકાર છે. તેમ પુણ્ય, પાપ બન્ને આશ્રવના વિકારભાવ છે. મૂળભૂત સ્વરૂપને પ્રગટાવવું તે સિદ્ધ દશા. તમે તમારા આત્માને કદી પૂછો છો કે આ દશા કેમ પ્રગટતી નથી? હજુ વિભાવને છોડયો નથી. વિભાવભાવથી ભાવ આશ્રવ આવે છે અને કર્મના ઢગલા આવ્યા તે દ્રવ્ય આશ્રવ છે; અને કર્મ બંધાણાં તે બંધ છે. કર્મ આવ્યા પછી બંધાય છે તેવો નિમિત્ત–નૈમિત્તિક સંબંધ છે. પરમાણુની યોગ્યતા, આત્માનો વિકારીભાવ, બન્ને સાથે મળે છે ત્યારે કર્મ બંધાય છે. આત્મા જો વિકારીભાવ ન કરે તો કર્મ કાંઇ પરાણે ચોંટતાં નથી. એમ ચોંટતાં હોત તો કોઇનો મોક્ષ થાત જ નહિ.

જીવ પોતે જ વિભાવભાવ કરી બીજા ઉપર ઢોળે છે ક્રોધ પોતે કરે અને કહે કે છોકરો એવો પાકયો એટલે ક્રોધ કરવો પડે છે. આકરા નિમિત્તમાં ટકવું તે પોતાના હાથની વાત છે. ક્રોધમાં ક્રોધ છે, ઉપયોગમાં ઉપયોગ છે ક્રોધમાં ઉપયોગ નથી, ઉપયોગમાં ક્રોધ નથી. ક્રોધ, ક્રોધના ક્ષેત્રે અને ઉપયોગ. ઉપયોગના ક્ષેત્રે. ક્રોધમાં જવું તે વિભાવભાવ છે. તેથી સંસાર વધે છે અને સ્વભાવથી સંસાર કટ થાય છે. હવે તમારે શું કરવું છે? નિમિત્ત મળતાં જ ધમધમાટી થઇ જાય છે. જો શકિત હોય તો બોલી નાખો, નહિ તો અંદરને અંદર ધૂંધવાઓ છો ને? આથી જ જીવ નવાં નવાં કર્મ બાંધે છે. કર્મ પહેલાં બંધાય, પછી સત્તામાં આવે, પછી અબાધાકાળ પડે. કર્મને સત્તામાંથી ખેંચી કાઢે તે ઉદીરણા અને કર્મ સ્વભાવિક ઉદયમાન થાય તે ઉદય. શુભાશુભ ભાવથી પુણ્ય–પાપ બંધાય છે અને પુણ્યના ઉદયથી જ્યાં જાય

ત્યાં ખમ્મા-ખમ્મા થાય છે. પાપના ઉદયથી બધે ઠેકાણેથી હડધૂત થાય છે. વિવેકી, પાપના ઉદયમાં ગભરાઈ ન જાય અને પુણ્યના ઉદયમાં છલકાઈ ન જાય. પાપના ઉદયમાં મરવાના, ગળેફાંસો ખાવાના વિચાર ન કરે. તે એમ માને કે આ બન્ને પ્રકૃતિ છે. પ્રકૃતિ તે હું નહિ. શુભ-અશુભોદય વખતે આ પ્રમાણે વિવેકથી વિચારે તેથી આવતાં પાપ અટકી જાય.

સમ્યગ્દૃષ્ટિ આત્મા સંવરમાં આગળ વધે છે. કર્મના ઉદયમાં આત્માનો ઉદય કરી લે છે. તે સમિતિ અને ગુપ્તિ કરી આત્માનો ઉત્કર્ષ સાધી લે છે ગુપ્તિ તે ઉત્સર્ગ માર્ગ છે. સમિતિ તે અપવાદ માર્ગ છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા છે. માતા બાળકનું શીત-તાપથી બધી રીતે રક્ષણ કરે છે. ક્ષણે ક્ષણે માતા બાળકને સંભાળે છે તેમ આઠ પ્રવચન માતા આત્માને સંભાળે છે. આઠ પ્રવચન માતાના પાળનારા મોક્ષમાં જાય અને ચૌદ પૂર્વના ભણનારા સંશયમાં પડી ચારિત્રથી ભ્રષ્ટ થઈ, અનંતા જીવો નિગોદમાં મુકાઈ ગયા છે. માટે ભણવા કરતાં ગણવાની વધારે કિંમત છે

**'दुवालसंगं जिण अक्खायं मायं जत्थ उ पवयणं'**

આઠ પ્રવચન માતામાં બાર અંગનાં રહસ્ય સમાયેલાં છે. યોગનો નિગ્રહ કરે તે ગુપ્તિ અને ગુપ્તિ ન થાય તો સમિતિમાં ટકે. એક આસને સ્થિર બેસવું તે ગુપ્તિ અને જયણાથી કાયયોગનો સંચાર કરવો તે સમિતિ. બોલવું જ નહિ, વચનના યોગને રોકવો તે વચન ગુપ્તિ. કર્કશ, કઠોર, અસત્ય વચન ન બોલવું, પર જીવને પીડાકારી વચન ન બોલવું પણ ઉપયોગ પૂર્વક બોલવું તે વચન સમિતિ. મનને લગામમાં રાખવું તે મનગુપ્તિ અને એકધારો

વિચાર ન ટકે તો શુભ વિચારમાં જોડાવું તે મન સમિતિ. સમિતિ તે પ્રવૃત્તિ માર્ગ છે અને ગુપ્તિ તે નિવૃત્તિ માર્ગ છે. મન બહુ ચંચળ છે એને રોકવું મુશ્કેલ છે પરંતુ અભ્યાસ બળથી રોકી શકાય છે. ભણતર ભણીને પણ કરવાનું તે જ કે આત્માનો ઉદ્ધાર.

**" सा विद्या या विमुक्तये "**

જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ કરીને કષાયને ટાળવા જોઇએ. જીવે દર્શનમોહનો ક્ષયોપશમ નથી કર્યો તેથી ભવકટ્ટી નથી થઇ. જ્ઞાન તે જ સાચું કે જે મુક્તિ અપાવે, તેના ફળસ્વરૂપે વિરતિ દેખાય. ગમ ખાતાં શીખો, કષાય ટાળો, ઉપેક્ષા કરો, જતું કરતાં શીખો. એ નિમિત્તો બિચારાં મને શું કરી શકવાનાં છે? એમ વિચારી પર્યાયમાંથી સંસારને ટાળો. ભણ–તર=ભણીશ તો જ તરીશ ભણતર શબ્દ જ્ઞાનનેજ ન કહેવાય પરંતુ ચારિત્રશીલ હોય તો જ ભણ્યા કહેવાય. મંત્ર, તંત્ર, જંત્ર, કાર, પ્લેન વગેરે બનાવવાની વિદ્યા, બૉમ્બ બનાવવાની વિદ્યા તે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કહેવાય ખરો; પણ અનેકનાં ઘાતક સાધન ઊભાં કરી અનંત સંસાર વધારી રહ્યા છે. માટે દર્શનમોહનો ક્ષયોપશમ કરવો જોઇએ.

જ્ઞાન તે સ્વ અને પર, બન્નેને તારનારૂં હોવું જોઇએ. દૂધપાક કરીને આખા ગામને જમાડો પરંતુ તમે ન જમો ત્યાં-સુધી તમને સ્વાદ આવે ખરો! આ પ્રમાણે તમે બીજાને બોધ આપો પણ તમારા જીવનમાં ન ઊતરે તો? આજે વકતા વધી ગયા છે. ડાહી ડાહી વાત તો બધાને કરવી ગમે છે; પરંતુ જીવનમાં તો કોઇ વિરલા જ ઉતારતા હોય છે. માટે જીવનમાં ઉતારો.

જેટલો આશ્રવ અટકે તેટલો સંવર થાય. અંશથી કર્મનું ખરવું, તે નિર્જરા અને સંપૂર્ણ કર્મનું ખરી જવું, તે મોક્ષ. આ નવતત્ત્વના ભાવને યથાર્થ, સત્યાર્થ અને ભૂતાર્થપણે જાણે, પ્રતીતિ કરે તે સમકિતી કહેવાય પ્રતીતિ થવી તે આત્માનો ગુણ છે. શ્રદ્ધાના ગુણે સ્વમાં કામ કરવા માંડયું તે સમકિતી.

સમ્યકત્વ બે પ્રકારે થાય છે. '**तन्निसर्गादधिगमाद्वा**' તત્વાર્થ સૂત્ર. અ. ૧ સૂ. ૩. સમ્યકત્વ, ૧. ઉપદેશથી ૨. નૈસર્ગિક, આમ બે પ્રકારે થાય છે. (૧) કોઈ મહાપુરુષ પધાર્યા હોય, તેમનો ઉપદેશ સાંભળે. તેના ઉપર વિચાર કરતાં કરતાં સમ્યગ્દર્શન પ્રગટ થાય તે ઔપદેશિક (૨) કોઇના નિમિત્ત વિના સ્વયં સાત પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે સમ્યગ્દર્શન પ્રગટે, તેને નૈસર્ગિક સમ્યગ્દર્શન કહેવાય. કોઇ કહે કે ઉપદેશની શી જરૂર છે ? પણ ભાઈ ! ઉપદેશથી પણ સમ્યગ્દર્શન થાય છે. ઉપદેશ નિમિત્ત બને અને પોતાના ઉપાદાનની તૈયારી થાય તો સમ્યગ્દર્શન પામી જાય. માટે સત્પુરુષોના ઉપદેશની જરૂર છે જ. સમકિત પામ્યા પછી ધીમે ધીમે આગળ વધતો જાય.

દૂધને હલાવતાં હલાવતાં ઘાટું થતુ જાય અને છેવટે માવાનાં રૂપમાં ફેરવાઇ જાય તેમ અંદરને અંદર ઘોલન ચાલે અને પ્રકૃતિઓ ઘટતી જાય. આત્મા આગળ વધતો જાય અને છેવટે અખંડ, અભેદ, શુદ્ધ, ચૈતન્યપિંડ બની જાય. સમકિત, જ્ઞાન, દર્શન વગેરે શબ્દો કેટલા વખતથી તમારા કાનમાં પડે છે ? છતાં યથાર્થ શ્રદ્ધા–યથાર્થ પ્રતીતિ થઇ નથી.

સમ્યકત્વના પાંચ પ્રકાર (૧) ઉપશમ (૨) ક્ષાયક

(૩) ક્ષયોપશમ (૪) વેદક (૫) સાસ્વાદન. ઉપશમાદિ સમકિતનો સ્વાદ તો બધો સરખો જ છે, પણ સ્થિતિમાં ફેર છે. ઉપશમ સમકિતની અંતર્મુહૂર્ત સ્થિતિ, ક્ષયોપશમની ૬૬ સાગર ઝાઝેરી, ક્ષાયકની સાદિ અનંત ઉપશમની છેલ્લી સ્થિતિએ પડતી વખતે સાસ્વાદન આવે છે તેની સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ છ આવલિકાને ૭ સમયની ક્ષાયક પ્રગટ થવાનુ હોય તેના આગલા સમયને વેદક કહેવાય છે તેની સ્થિતિ એક સમયની છે.

સમ્યગદર્શન આવે છે ત્યારે જૈનદર્શનના પ્રાંગણમાં પગ મૂકયો કહેવાય. માટે શ્રદ્ધા કરો. તમે સંયમ ન લઇ શકો તે વાત જુદી છે પણ સંયમને સંયમરૂપ માનો. સંયમ વિના મોક્ષ નથી તેમ નિશ્ચય કરો. પ્રતીતિમાં તો મોક્ષને લાવો. એકવાર સ્વ તરફ મીટ માંડો. પરનો મોહ છોડવા અને સ્વ તરફ જવા ઉપદેશ અપાય છે. અણુસમજને લીધે પરના દોષ જુએ છે. પરના દોષ જોવા છોડી દો.

નવે તત્ત્વને શ્રદ્ધામાં ઉતારવાં. સંવર, નિર્જરા અને મોક્ષ એ ત્રણેને આદરવાં; પાપ, આશ્રવ અને બંધ છોડવાં. આજ સુધી આને અહી રહ્યા છો અને તેથી જ આથડયા–રખડયા છો. પ્રભુ વિના કોઇ આધારભૂત નથી. આ બધો સંબધ વાસ્તવિક નથી. સમ્યગ્દર્શન તમારી પોતાની ચીજ છે. તમારી ચીજ જ તમારે લેવાની છે માટે તમે તમારો વિશ્વાસ રાખો.

આનંદશ્રાવક કહે છે કે 'મને પ્રતીતિ થઇ છે, મને રુચ્યું છે.' જ્યાં રુચિ હોય ત્યાં વીર્ય વળે જ. ધર્મમાં રુચિ હોય તો જ થઇ શકે. રુચિ ન હોય તો વાતોમાં ટાઇમ પસાર કરે,

પણ ધર્મ કરવો ન ગમે. જેને અંદરની રુચિ ઊપડે તેને ટાઇમ બગાડવો પોષાય જ નહિ. આનંદ શ્રાવકને અંતરની સાચી રુચિ ઊપડી છે. એ રુચિ કાર્યરૂપે કેવી રીતે પરિણમશે તે અવસરે.

---

## વ્યાખ્યાન ૪૨ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૯ શુક્રવાર

શ્રમણ ભગવાન મહાવીરનો બોધ સાંભળી અપૂર્વ વાણીથી આનંદ શ્રાવકનો આત્મા ભિંજાયો હૈયામાં ધર્મ પ્રત્યેની પ્રતીતિ થઇ. તે કહે છેઃ-

હે પ્રભુ ! **एवमेयं भंते, तहमेयं भंते, अवितहमेयं भंते, इच्छियमेयंभंते** " આપે જે નિર્ગ્રંથ પ્રવચનનું વર્ણન કર્યું તે તહત્ છે, તેમજ છે. જેમ આપે કહ્યું તે યથાતથ્ય છે.

પ્રભુનું ચારિત્ર જ યથાખ્યાત છે. કષાયનો એક પણ કણિયો નથી. ઇર્યાપથિકી ક્રિયા છે. ક્રિયાના બે પ્રકાર છે. (૧) ઇર્યાપથિકી અને (૨) સાંપરાયિકી. વીતરાગને સાંપરાયિકી ક્રિયા ન હોય. ચૌદમે ગુણસ્થાનકે કોઇ ક્રિયા નથી, કોઇ બંધન નથી. તેરમે ઇર્યાપથિકી ક્રિયામાં બે સમયની સ્થિતિનો બંધ પડે. પહેલે સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે. આવા વીતરાગ પ્રભુના માર્ગને વાગોળી વાગોળી હૃદયમા ઉતારતાં, વીતરાગ જેવા બનાય.

આનંદ કહે છેઃ- આપે કહ્યું તે બરાબર છે. જરાય ફેરફાર નથી, પ્રમાણ છે. નિ:શંક છે. અંદરના ભાવ જાગ્યા.

સંપૂર્ણજ્ઞાનીની વાણી ઝીલવાનો આજે અવસર મળ્યો છે એ વાણી સાંભળી હૃદય તરબોળ બની ગયું છે.

**"સ્વામી દરશનસમું નિમિત્ત નહિ નિર્મળું,**
**જે ઉપાદાન તે શુચિ ન થાયે, દોષ કાં વસ્તુ તણો;**
**અહવા ઉદ્યમતણો, સ્વામી સેવા સહી નિકટ લાશે,**
**તાર હો તાર પ્રભુ! મુજ સેવક ભણી,**
**જગતમાં એટલું સુયશ લીજે;**
**દાસ અવગુણ ભર્યો જાણી પોતા તણો,**
**દયાનિધિ દાસ પર કૃપા કીજે.**

ચોવીસમા તીર્થંકરની સ્તુતિ કરતા મુનિ શ્રી દેવચંદ્રજી મ. કહે છે કે હે પ્રભુ! આપનુ નિમિત્ત મળે, છતાં શુદ્ધિ ન થાય, આપના નિકટમાં આવ્યા, આપનાં દર્શન થયા છતાં વાણી અમારા હૃદયમાં આહ્‌લાદ ન ઉપજાવે તો કાં તો સ્વામીમાં ખામી, કાં ઉપાદાનની ખામી સ્વામીમાં તો ખામી છે જ નહિ. તેઓ તો સંપૂર્ણ છે. તેની સેવા તો મોક્ષ નજીક લાવીને મૂકી દે. પરંતુ સાચા હૃદયથી સાંભળ્યા નથી. સંપૂર્ણ ભાવપૂર્વક ભકિત કરી નથી અને એટલા માટે જ આ રખડપટ્ટી રહી છે. ઉદ્યમની કચાશ છે. ભગવાનને ભગવાનપણે ઓળખ્યા નથી. બહારના આડંબર જોયા પરંતુ એનું અનંતજ્ઞાન, અનંતદર્શન—એની વિશાળતા જોઈ નથી. હીરાની પરીક્ષા ઝવેરી જ કરી શકે. સોનાની ચકાસણી માટે કસોટીનો પથ્થર જોઇએ.

આનંદ શ્રાવક કહે છે કે હે પ્રભુ! તમે કહ્યુ તે જ સત્ય છે. હવે પરની ઈચ્છા નથી કાંક્ષામોહનીય કર્મ ખપી જાય તો

દર્શનવિશુદ્ધિ થાય. અંદરનો સૂર્ય ઝળહળે એટલે અનંતજ્ઞાન પ્રગટે. હું પામર, રાંક, મુડદાલ કે માયકાંગલો નથી. મારામાં અનંત જ્ઞાન છે. મારૂં જ્ઞાન મારામાં જ છે. મને કોઈ પમાડી દેશે નહિ; હું પરથી ઊભો નહિ રહી શકું. હું સ્વતંત્ર–સ્વાવલંબી છું પ્રભુની દેશનાલબ્ધિએ આ આનંદ શ્રાવકની કરણલબ્ધિ પ્રગટાવી. હવે ભવકટ્ટી ન થાય તો શું થાય? તમને ભવનો કંટાળો આવ્યો છે? દર્દી છ મહિના–બાર મહિના પથારીવશ રહે તો કંટાળી જાય. તેને થાય કે હવે આ દર્દમાંથી ક્યારે છૂટું?

તમને કેટલા કાળનું દર્દ છે? તે અસાધ્ય છે, દુઃસાધ્ય છે કે સાધ્ય છે? દર્દી પોતાનો રોગ મટાડવા માટે વહેલી તકે ડૉકટર પાસે જાય છે પણ તમને તો રોગ ગોઠી ગયો છે. એટલે જ આજસુધી સદ્ગુરુની શોધ કરી નથી અને કદાચ સદ્ગુરુનો સંગ થયો હોય તોપણ કાં તો પોતાના ઉપાદાનની ખામી, કાં તો ગુરુની સમજાવટમાં ભૂલ. ભૂલ શોધી કાઢો. દાખલો ગણવા બેઠા પછી જો જવાબ ન મળે તો અનેકવાર ગણો અને તેમાં ભૂલ શોધી કાઢો છો. આ પ્રમાણે આમાં પણ શોધ ચલાવો. મૂંઝવણ શેની છે? ધર્મ ઉપર ઉપર જ સ્પર્શ્યો છે કે આંતરિક શુદ્ધિ થઇ છે?

બાળક સાથે નદી તરતી વખતે કપડાં સાચવો અને બાળકની દરકાર ન કરો તો કેવા કહેવાવ ?. આમ આત્માની દરકાર કરી જ નથી આત્માનું ખેદાન–મેદાન થઇ ગયું છે. કષાયની ચોકડી ટળવી જોઇએ. ક્ષયોપશમ–ઉપશમ થવો જોઇએ. એ ન થાય અને સંતોષ મનાય તો એ સંતોષ ખોટો છે.

આનંદે પહેલા ધડાકે કહ્યું કે મને સંપૂર્ણ શ્રદ્ધા થઈ છે. સમકિત એટલે વિશ્વાસ – સાચી પ્રતીતિ. અંતરની ઓળખાણ

માટે ગમે તેમ કરી પ્રથમ સમકિત લાવો એ પહેલાં સાધુ કે સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા કંઇ ન કહેવાય. ચોથું ગુણસ્થાનક આવે પછી જ બીજાં આવે. એને માટે વ્રત, નિયમોની જરૂર ખરી કે નહિ ?

'મંદવિષય ને સરળતા, સહઆજ્ઞા સુવિચાર' પહેલી ભૂમિકામાં વિષય મંદ પડી જાય, વંકાઈ, આંટીઘૂંટી નીકળી જાય અને પ્રભુની આજ્ઞા પ્રમાણે એમાં ઓતપ્રોત થઇ જાય, રંગાઇ જાય, હાડહાડની મીંજામા ધર્મ પરિણમી જાય, પછી દેવો ચળાવે તોપણ ન ચળે. પણ જે બધે રખડે છે, બધાને સરખા માની પૂજે છે, તે ક્યાંયનો ન રહે.

એક ભકત એક યોગી પાસે આવી કહે છે, કે યોગીરાજ ! હું બહુ ફર્યો પણ મને સત્ય પ્રાપ્ત ન થયું. હવે મને શ્રદ્ધા ક્યાંય નથી. આત્માનાં દર્શન ક્યાંય ન થયાં માટે ધર્મ એ તો માણસને ડરાવવાનું સાધન છે. યોગી કહે છે કે હું તને ધર્મનુ સ્વરૂપ સમજાવવા તૈયાર છું. પણ તે પહેલાં તારે મારૂં એક કામ કરવું પડશે. આ આશ્રમમાં એક કૂવો ખોદવાનો છે. હમણાં મારે ઘણું કામ રહે છે. એટલે તું ખોદી આપજે. પેલા માણસે હા કહી અને બીજે દિવસે કૂવો ખોદવા આવ્યો. ગુરુએ જગ્યા બતાવી. થોડું ખોદ્યું અને તે ઘેર ગયો. વળી બીજે દિવસે પોતાના ટાઈમે પોતાના કાર્યમાં જોડાવા આવી ગયો. આ વખતે ગુરુએ બીજી જગ્યા બતાવી અને કહ્યું કે ત્યાં કાલે પાણી ન નીકળ્યું એટલે આજે અહીંયાં ખોદ. આમ સાત દિવસ સુધી જુદી જુદી જગ્યા ગુરુએ બતાવી. આઠમે દિવસે આ ભાઇ કંટાળ્યો અને કહેવા લાગ્યો કે યોગી મહારાજ ! આમ તે કાંઇ

કૂવો ખોદાતો હશે ? આ તો વેઠ થાય છે. મેં સાત દિવસ એક જ જગ્યા પર કામ કર્યું હોત તો અત્યારે કૂવો ખોદાઇ રહ્યો હોત. યોગીએ કહ્યું, ભાઈ ! તારા પ્રશ્નનો જવાબ તને મળી ગયો છે. તુ જુદી જુદી અનેક જગ્યાએ ભ્રમણ કર તેથી સત્યનાં દર્શન ન જ થાય. એકમાં ઝૂકો – તેની પાછળ પડો, પ્રયત્ન ક્યારેય છોડો નહિ તો પાર ઊતરશો જ.

જ્ઞાની કહે છે– આળસુ શા માટે બન્યા છો ? સુખશીળિયા કેમ થયા છો ? ઉદ્યમી બનવું જ પડશે. મહેનત વગર કાંઇ જ પ્રાપ્ત થતું નથી પહેલેથી એકડે એકથી તૈયાર થાવ.

પહેલાં તો શ્રદ્ધાનો એકડો જોશે. પછી તેના ઉપર જેમ મીંડાં વધતાં જશે તેમ કિંમત વધતી જશે. એકડા વિનાનાં મીંડાંની કાંઇ કિંમત નથી આત્મામાથી પાતાળકૂવો ફોડી પાણી કાઢવું છે. કેવળજ્ઞાનની જ્યોતિ પ્રગટાવવી છે, તો તેની પાછળ મંડયા રહો. દરેક વર્ષે એકડાના કલાસમાં ન બેસાય. પહેલી પાસ થઈ બીજીમાં જવાય, એમ ક્રમેક્રમે પ્રગતિ થવી જોઇએ. તમે શેમાં છો ? આટલા વર્ષ સુધી કર્યું શું ? એક સામાયિક આવડે એટલે બધું આવડી ગયું ? આગળ વધો, સામાયિક, પ્રતિક્રમણ પછી છકાયના બોલ કયા કયા છે ? દરેકમાં શું શું સામગ્રી–ઋદ્ધિ મળી છે ? નવતત્ત્વનું જાણપણું કરો.

" **अभिगय जीवाजीव उवलद्ध पुण्णपावासव संवर णिज्जरा, अहिगरण वंध मोक्खकुसलो** ', । થોડા તૈયાર થાવ. અમૂલ્ય અવસરની પ્રાપ્તિ થઇ છે તેને વ્યર્થ કેમ વિતાવો છો ? આ અભ્યાસ કરવા જેવો છે આગળના શ્રાવક જીવ–અજીવના

જાણપણાવાળા હતા. આજે સરકારે બધાને માટે ફરજિયાત કેળવણી દાખલ કરી છે નાનાં નાનાં ગામડાંમાં પણ સ્કૂલો ચાલે છે તેમ અહીં પણ ધાર્મિક કેળવણી હોવી જ જોઇએ, આ બધું પાયાનું ચણતર છે. તમારા અંતસમયે જો તમારાં બાળકોમાં ધાર્મિકજ્ઞાન નહિ હોય તો તમને શું પમાડશે ? તમારાં બાળકોમા ધાર્મિક સંસ્કાર રેડવા તે તમારી ફરજ છે

'માતા વૈરી પિતા શત્રુઃ યેન બાલો ન પાઠિતઃ' સંસ્કાર નહિ રેડો તો વેરી ગણાશો. છોકરો પાસ થાય તો પાર્ટી આપો છો. પણ ચારિત્ર લેવા તૈયાર થાય તો ? આત્માના ભવ વધે એવા ધંધા તો ઘણા કર્યા. બહારનુ ભણતર ગમે તેટલુ ભણે પણ સંસ્કારી માતાપિતા તો પૂછે કે આત્માનુ ભણતર કેટલું ભણ્યો ?

**ગણિતાદિ શાસ્ત્રને ગણ્યોને, ભાષા અનેકને ભણિયોરે;**
**ચતુરાઇનાં ચણતર ચણિયાંરે, ખળભળતું રે, ચિત્ત–મંદિર**
**ના ચણાવ્યું;–**

**જે બુદ્ધજનોએ બતાવ્યું, અંતરમાં રે,**
**આતમજ્ઞાન હજી નવ આવ્યું–**
**ચર્ચા કરી ગગન ગજાવ્યું રે,**
**બહુ અન્યને બોલી બતાવ્યું રે,**
**શઠ મનને નવિ સમજાવ્યુ રે,**
**અતિ લુખુ રે, ભીતર હજુ ના**
**ભિંજાયું, જે બુદ્ધજનોએ........**

મહાપુરુષો કહે છે કે ગમે તેવા ગણિતશાસ્ત્રી થયા, મોટી મોટી ઉપાધિ મેળવી હોય, અનેક ભાષાઓ શીખ્યા હોય પણ

એથી શું ? તમે કેટલા ભવ કર્યા, ત્યાં કેટલી ભાષા જાણી હશે? આત્મા તો બધી ભાષા જાણનારો છે. ભાષાનું–ભણુતરનું માહાત્મ્ય કે સાચા જ્ઞાનનું ? ખૂબ મોટી મોટી વાતો કરી, આખા ગગનને ગજાવ્યું પણ શઠ મનને ન સમજાવ્યું. પોતે તો કોરોને કોરો. સરળતા ન આવે તો ભૂમિ તૈયાર ન થાય. આનંદ શ્રાવકમાં સરળતા, કોમળતા આવી છે, તેથી કહે છે, કે હે પ્રભુ ! આપ કહો છો તેને હું વારંવાર ઇચ્છું છું. લક્ષ ચોકકસ થઇ ગયું.

ચોથા ગુણુસ્થાનકથી દરેકની શ્રદ્ધા સરખી જ. ચાલવાની ગતિમાં કોઈ ધીમા, કોઇ ઉતાવળા હોય પણ નિશાન ચોકકસ દૃષ્ટિ વિપર્યાસપણું ન હોય ત્યારે સાચી દૃષ્ટિ ખૂલે. આંખનાં રતન સારાં હોય પણ ચામડીનાં પડળ આડાં હોય તો તે દેખી ન શકે. તેને કોઇ લાલ પીળું કહે પણ એને મન તો બધું જ કાળું હોય એવા માણસને કોઈ ડૉકટરે જોઇ દીધું કે ભાઇ ! આંખનાં રતન સારાં છે. જો ઑપરેશન કરાવશો તો દેખી શકશો. તો એ વખતે ના કહે ? પડદો ચીરાય અને દેખતો થાય. તેની અંદર રતન સારાં હતાં તો પ્રગટયાં, છતાં પણ ડૉકટરનો ઉપકાર માનો ને !

આનંદ શ્રાવક કહે છે, હે પ્રભુ ! તમે મારાં દિવ્ય ચક્ષુ ઉઘાડયાં, તેમ સદ્ગુરુ પણ તમારા પડદા ઉઘાડે છે. આંખ ખોટી પડી ગઈ હોય તો આપવાની શકિત નથી પરંતુ આવરણ ખસેડી શકે છે.

પેટમાં મોટી મિથ્યાત્વની ગાંઠ છે, તેના ઑપરેશન માટે માનવભવ, એ મોટામાં મોટી ડીસ્પેન્સરી (દવાખાનું) છે મોઢેથી બોલવું કે "કયારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો" ગાંઠ કાઢો તો

નિર્ગ્રંથ કહેવાઓ ગાંઠ કાઢવી છે કે રાખવી છે! જો કાઢવી હોય તો ગુરુ કહે તેમ કરવું પડશે પેટમાં ગાંઠ હોય તો લોહી ચડવા ન દે, દુઃખાવો સખત રહે. ઑપરેશન કરાવો ત્યારે જ શાન્તિ થાય. દુઃખાવો ઓછો નથી. અઢારમું પાપ મોટામાં મોટું છે. એ ટળે નહિ ત્યાં સુધી નિર્ગ્રંથ કહેવાય નહિ અને ગાંઠ ભેદાય એટલે ભવના ભૂકા ઊડી જાય

આનંદે ભવના ભૂકા ઉડાડયા, એકાવતારી થઇ મોક્ષમાં જશે. હવે તમારે શું કરવું છે? રોજ તમારૂં જીવન તપાસો કે મારી કાર્યવાહી કેવી છે? મારૂં જીવન કેવું છે? કોઇ તમારા માર્ક ન મૂકી શકે પણ તમે તો તમારા માર્ક મૂકી શકો ને! મહાપુરુષોનાં જીવન સાથે તુલના કરો એ કયાં અને હું કયાં, એનો મુકાબલો કરશો એટલે સમજાતું જશે.

જેમ જેમ પ્રકૃતિ ઘટતી જાય તેમ તેમ ગુણસ્થાનની ચડતી થાય. પરંતુ ચડવામાં મહેનત છે. જ્ઞાની કહે છે કે તારો સ્વભાવ ઊર્ધ્વગમનનો છે. નીચે શા માટે જાય છે? જ્ઞાનીનો યોગ, ભાવી ઊજળું હોય ત્યારે જ થાય અને એવા યોગમાં આનંદ જેવા કામ કાઢી જાય તે કહે છે, હે પ્રભુ! તમારા માર્ગની સચોટ શ્રદ્ધા મને થઇ છે. પરંતુ

**"नो खलु अहं तहा संचाएमि मुंडे भवित्ता आगाराओ अणगारियं पवइत्तए"** આપની દેશના સાંભળવા શેઠ, સેનાપતિ, ગાથાપતિ, રાઇસર, તલવર, માડંબી, કોડંબી આદિ ઘણા આવ્યા છે. તેમાંથી કેટલાક આગારપણું છોડી અણગારપણું અંગીકાર કરે છે તેને ધન્ય છે પ્રભુ! હું એટલે

પહોંચ્યો નથી. હું કાયર છું. મારી એ શકિત નથી, મારો પાવર ફાટયો નથી આમાં મહાન્‌ની મહાનતા દેખાડી. એના પ્રત્યે બહુમાન આવ્યું. પોતાની લઘુતા દેખાડી. પ્રભુ તમે ઊંચી કિંમતની વસ્તુ દેખાડી પણ મારાથી છૂટી શકે તેમ નથી.

**अहण्णं देवाणुप्पियाणं अन्तिए पचण्हं मणुव्वयाणं तिण्हं गुणव्वयाणं चउण्हं सिक्खावयाणं दुवालसंगं पडिवज्जइ पडिवज्जइत्ता** " હે ભગવાન્ ! મારામાં એટલી શકિત છે કે હું પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષા-વ્રત એ બાર વ્રત અંગીકાર કરી શકું તેમ છું.

પાંચ અણુવ્રત છે તે મૂળગુણ છે. સાત વ્રત તે ઉત્તર ગુણ છે. મૂળની રક્ષા માટે ઉત્તર ગુણની જરૂર છે. આનંદે પોતાની શકિતનુ માપ કાઢયું. પ્રભુ કહે છે " **अहासुहं देवाणुप्पिया, मा पडिबन्धं करेह** " પ્રભુ એવો આગ્રહ ન રાખે કે ના, તું સાધુ થઇ જા. ફોર્સ ન કરે, કારણ કે એ તો બધું જાણી દેખી રહ્યા છે. એવા મહાપુરુષે આનંદના આત્માનું માપ કાઢયું. પ્રભુ કહે છે કે, હે દેવાનુપ્રિય ! જેમ તમને સુખ ઉપજે તેમ કરો. જરાપણ વિલંબ કરો નહિ

એ આનંદ શ્રાવકને ચારિત્રનો હકાર શ્રદ્ધામાં છે, પણ વીર્ય ઊછળતું નથી એણે શ્રાવકના બાર વ્રતો અંગીકાર કર્યા. એ વ્રતો તો તમે પણ આદરી શકો છો. હવે બારે વ્રતનું સ્વરૂપ પ્રભુ કહેશે તે અધિકાર અવસરે.

---

## વ્યાખ્યાન ૪૩ મું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૧૦ શનિવાર.

આનંદ શ્રાવક પ્રભુને કહી રહ્યા છે કે હે ભગવાન! આપે જે માર્ગ પ્રરૂપ્યો છે તે તહત્ છે, નિઃશંક છે. ઘણા જીવો અણગારપણુ અંગીકાર કરે છે તેને ધન્ય છે. હુ અસમર્થ છું, હું આપની સમીપે બાર પ્રકારનો ગૃહસ્થધર્મ અગીકાર કરવા માટે ઉદ્યમવંત થયો છું. પોતાની જેટલી તૈયારી છે તેટલુંજ દેખાડયું. અંદર કઇ ન હોય અને ઉપરથી ડોળ કરવો, અદર કંઇ હોય, બહાર કંઇ દેખાડે, દેખાડવાના જુદા, ચાવવાના જુદા એ એક જાતની માયા છે. ઉપશમ હોય તો ઉપશમ કહેવાય. ક્રોધ થતો હોય અને હું ક્રોધ નથી કરતો એમ કહો તો ઠગ છો. તમે ક્રોધને ટાળવા પ્રયત્ન કરો આત્મા કયાં કયાં ચૂકે છે તે રાત્રે વિચારો.

પહેલે કે પાછલે પહોરે રાત્રિએ એમ ચિંતવવું કે બીજા મને ધર્મી માને છે પરંતુ મારૂં ચિત્ત સ્થિર નથી, મન ઠેકડા મારે છે ઇન્દ્રિયો કાબૂમા રહેતી નથી અને હું ધર્મી કેવી રીતે કહેવાઉં ? જગતને તો ચામડાની આંખ છે. તમારે કલ્યાણ કરવું હોય તો તમારો દોર જગત ઉપર ન જવા દો. જ્ઞાનીનાં દિવ્ય ચક્ષુમાં તું કેવો છું તે જોવા પ્રયત્ન કર (ક્રોધ કેટલો છે, માન–અહંકાર કેટલો છે ?) પ્રભુને પ્રાર્થના કરો કે–ક્રોધ ઘણો છે, માન ઘણું છે, કયારેક પોતાના ભાવ ભજવી જાય છે તો હે પ્રભુ! હું એનાથી કયારે મુકત થાઉં ?

ડૉકટર પાસે જાવ ત્યારે શુ શું દર્દ થાય છે તે ખુલ્લી

રીતે જણાવો છો ને ! તેમ તમને શુ થાય છે તે કહો ને! તેનું અમે નિદાન કરીએ. તમે કયાં છો ? કયાં તમારો આત્મા વેડફાય છે ? શું બોદાશ છે તે કહો એટલે અમે બોદાશ દૂર કરીએ. દર્દ કાઢવા માટે સદ્‌ગુરુ એવું રસાયણ આપે છે કે જેથી ભવના રોગ ટળી જાય. માટે એવા સદ્‌ગુરુનાં ચરણોમાં અર્પાઇ જાઓ. એની આજ્ઞા એ જ મારો મોક્ષ છે એટલી શ્રદ્ધા કરો. ડૉકટરની દવા લો અને તે કહે, તે પ્રમાણે ચરી પાળો તો તબીયત સુધરેને! તેમજ ડોકટર રોજ પૂછે ને કે-કાલ કરતાં આજ કાંઇ ફેર છે? તેમ જ્ઞાની પૂછે છે કે તમારી પચીસ વર્ષ પહેલાંની અને અત્યારની સામાયિકમાં કંઈ ફેર પડયો? આત્મા ચોકખો થયો કે એવો ને એવો રહ્યો?

ધર્મ પ્રત્યે કેટલી લાગણી છે? ધર્મમાં કાંઇક વિશેષતા લાગે છે કે બે ટંક ખાવું, પીવું, સૂવું, રળવું, રોજ વ્યાખ્યાન સાંભળવાં, એવો કાર્યક્રમ થઇ ગયો છે? સાંભળીને વિચારો છો કે મારા આત્માને ઉન્નતિના શિખરે લઈ જવા માટે સમ્યગ્દર્શનની જરૂર છે?

આત્મા સચ્ચિદાનંદ છે. સત્ એટલે દર્શન, શ્રદ્ધા અને પ્રતીતિ જે કહો તે, ચિત્ એટલે જ્ઞાન અને આનંદ એટલે ચારિત્ર. આત્માના ઘરમાં આ ત્રણે વસ્તુ સત્તાગતે પડી છે, પરંતુ તેને વ્યકત કરવી જોઇએ.

લીંડીપીપરમાં સત્તાગતે તીખાશ પડી છે તો તેને લસોટવાથી ૧૨ પહોરી અને ૬૪ પહોરી પીપર થાય છે. તીખાશ હતી તો જ સત્તામાંથી બહાર નીકળી. એવી રીતે આત્મામાં કેવળજ્ઞાન સત્તામાં

છે, તો જ અખંડ જ્ઞાન પ્રગટ થાય છે. સદ્‌ગુરુ રસ્તો બતાવે છે. એવું અજબ અંજન કરે કે જેથી દિવ્ય નયનો ખુલી જાય.

**પ્રવચન અજન જો સદ્‌ગુરુ કરે,**
**દેખે પરમ નિધાન જિનેશ્વર,**
**હૃદય નયનથી નિહાળે જગ ધણી,**
**મહિમા મેરુ સમાન જિનેશ્વર,**
**ધર્મ જિનેશ્વર ગાઉં હો રંગ શુ........**

ગુરુદેવ આગમના આધારે પ્રવચન કરી રહ્યા છે. તેનો બોધ જો હાડોહાડ ઉતારે તો આત્માનુ હિત થઇ જાય. સદ્‌ગુરુ જ્ઞાનશલાકા હાથમાં લઇ પ્રવચન રૂપી અંજન કરે છે. તે અંજન જેવું આંખમાં જાય કે દિવ્ય નયન ખુલી જાય.

અનંત પરમ નિધાન અને અખૂટ ખજાનો જેમાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય જેમ છે તેમ દેખાય. જે જ્ઞાનની હદ નથી, સીમા નથી તેવું જ્ઞાન પોતાની ભૂલે અવરાઇ ગયું છે. દષ્ટિ અંતર્મુખ કરવાની જરૂર છે. વિભાવ, રાગ, દ્વેષ, અહં, મમત્વમાં રખડયો છે. પોતાની ચીજનું પોતાને ભાન નથી.

અજ્ઞાની જીવોને વિભાવ પરિણુતિથી એમ જ થાય છે કે ક્રોડો રૂપિયા મળી જાય, મારૂં નામ બહાર આવે તો ઠીક, સુધરાઇની પહેલી ખુરશી મળે તો સારૂં. આવી ભૌતિક લાલસાઓમાં જગતના રાંક જીવો રચ્યા પચ્યા રહે છે. પરંતુ જ્યારે ગુરુદેવ પ્રવચન રૂપી અંજન આંજે છે ત્યારે ભૌતિક વસ્તુ

ભારભૂત લાગે. નિધાન પાછળની દોડાદોડી મટી જાય. આત્માનો સાક્ષાત્કાર થઈ જાય અને દિવ્ય ચક્ષુ ખુલી જાય.

એક ઝવેરીની છેલ્લી સ્થિતિ છે. તે વખતે તેની પત્ની કહે છે કે મારે માટે કંઇક વ્યવસ્થા કરી છે? છેલ્લી ઘડીએ નવકારમંત્ર સંભળાવનાર, પ્રભુમાં લક્ષ રાખવાનું કહેનાર ઓછા હોય છે. વિલ કેટલું છે, ચેક કેટલા છે? તેવું પૂછનારા ઘણા હોય છે. આ ઝવેરી પોતાની પત્નીનો સવાલ સાંભળી મુંઝાયો. તેની પાસે પત્નીને આપવા માટે કાંઇ ધન હતું નહિ, કારણ કે તેની સ્થિતિ સાવ ઘસાઈ ગઇ હતી. છેવટે આશ્વાસન આપવાનું જ રહ્યું. થોડા કાચના કટકા પટારામાં મૂકયા હતા. તેણે તેની પત્નીને કહ્યું કે પટારાની પેટીમાં કપડે વીંટેલા થોડા કિંમતી હીરા રાખેલા છે. તે હીરા જયારે પૈસાની ખૂબ જરૂર પડે ત્યારે જ મારા મિત્ર માણેકચંદ શેઠને ત્યાં વેચજો. બીજા કોઇને આપશો નહિ. પત્નીને હૈયામાં આનંદ થયો કે જીવન નિર્વાહના આલંબનરૂપ પોતાની પાસે થોડું ધન છે. વિધવા બાઇ પોતાનું ધન ખરચી નાખતી નથી પરંતુ મહેનત કરી પોતાનું પેટ ભરે છે. છતાં થોડું ધન હોય તો તેને હિંમત રહે છે. શેઠ મૃત્યુ પામ્યા, એક છોકરો છે. તેણે ખૂબ કાળજી પૂર્વક મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો. ગરીબના છોકરા ખૂબ ખંતથી અભ્યાસ કરે છે. ભણી લીધા પછી માએ છોકરાનું સગપણ કર્યું. હવે ઘરેણાંની જરૂર પડી. એટલે માએ દીકરાને કહ્યું કે માણેકચંદ શેઠની પાસે આ હીરા વટાવી આવ. છોકરો શેઠની દુકાને ગયો. શેઠે તેને રૂડો આવકાર આપ્યો. પોતાના ભાઇબંધના દીકરાને ખૂબજ આદરપૂર્વક મીઠા શબ્દોમાં સંબોધ્યો અને આવવાનું પ્રયોજન પૂછ્યુ. છોકરાએ કહ્યું કે મારા

બાપુજીએ કહ્યું છે કે આ હીરા કટોકટીના વખતમાં કાકાને ત્યાં જ વેચજે. શેઠે છોકરાના હાથમાં હીરા જોયા. તે પોતાના ભાઈબંધની દીર્ઘદૃષ્ટિને કળી ગયો. અન્યની દૃષ્ટિએ દેખાતા હીરા ઝવેરીની દૃષ્ટિએ કાચ દેખાયા. સત્યાસત્યનો નિર્ણય તો ઝવેરી કરી શકે છે. તમારામાં આ વિવેક છે? ગુરુ કે કુગુરુને તમે ઓળખી શકો છો?

શેઠે કહ્યું:– ભાઈ! આ હીરા તું અત્યારે પાછા લઈ જા, કારણ કે હાલ આનો કોઇ ઘરાક નથી જ્યારે કોઇ ઘરાક આવશે ત્યારે હું મંગાવી લઈશ. તારે જેટલા પૈસાની જરૂર હોય તેટલા મારી પાસેથી લઇ જા. મારા ભાઇબંધનો દીકરો તે મારો જ દીકરો છે. કાલથી તું મારી દુકાનમાં આવતો જા તારો બાપ ઝવેરી હતો અને એનો દીકરો ઝવેરી બનવો જોઇએ માટે હું તને એ ધંધો શીખવીશ. એમ સદ્ગુરુ પણ સીધા, કુહાડો મારતા નથી પરંતુ સમજાવટથી કામ લે છે

આ છોકરો દુકાને આવવા લાગ્યો. દિવસે દિવસે ઝવેરીની વિદ્યામાં પારંગત થતો ગયો. હીરા પારખવાની સાચી દૃષ્ટિ ખીલી ગઈ. એકવાર રાજાને ત્યાં હીરા પારખવા તમામ ઝવેરીને બોલાવ્યા. કોઇ પારખી ન શક્યુ. તેની કિંમત આ છોકરાએ કરી દીધી. તેને ઇનામ મળ્યું. શેઠે જોયું કે આ છોકરો હવે પૂરેપૂરો ઝવેરી બની ગયો છે એટલે કહ્યુ કે ભાઇ! તારે ઘેર હીરા પડયા છે તે લઇ આવ. છોકરો મા પાસે આવ્યો અને હીરા કાઢી દેવા કહ્યું. માએ છોકરાના હાથમાં હીરા મૂકયા. છોકરાએ જોતાં જ કહ્યું કે મા, આ તો કાચના કટકા છે, હીરા નથી. મા કહે છે શેઠે બદલાવી તો નથી લીધાને! તારા બાપુ તો કહેતા હતા કે બહુ મૂલ્યવાન હીરા છે. છોકરો કહે, શેઠે તો હાથમાં આલ્યા

પણ નથી. શેઠનો તો મહાન્ ઉપકાર છે કે તેમણે મને સત્ય પારખવાની દૃષ્ટિ આપી. તમારે દૃષ્ટિને શુદ્ધ કરવી છે ?

મિથ્યાત્વમાં જે દૃષ્ટિ છે તેને શુદ્ધ કરો. દૃષ્ટિમાં અજ્ઞાન છે ત્યાંસુધી મિથ્યાત્વ છે સમ્યગ્દૃષ્ટિ પ્રગટે તો મિથ્યાત્વ ટળી જાય. નવપૂર્વની વિદ્યા હોય તોપણ જો સમ્યકત્વ ન હોય તો તે નકામી છે

એક અંબાડી સહિત હાથી ઊભો રાખો તેટલી શાહીનું લખાણ થાય તેટલા જ્ઞાનને એક પૂર્વ કહેવાય. એથી ડબલ થાય ત્યારે બે પૂર્વ કહેવાય. એમ વધતાં વધતાં ૨૫૬ હાથી અંબાડી સહિત ઊભા રહે તેટલી શાહીના લખાણને નવમા પૂર્વનું જ્ઞાન કહેવાય. આટલું આટલું જ્ઞાન હોવા છતાં પણ જે જાણવાનું છે તે રહી જાય તો તે વિદ્યા ફોગટ કહેવાય. ધર્મરૂપી મહેલમાં સમકિત રૂપી પાયો મજબૂત જોશે. ધર્મરૂપ રત્નને સાચવવા સમકિત રૂપી તિજોરી જોઇશે. આ વસ્તુ પ્રથમ આવવી જોઇએ. આ વિના બધું નકામું છે. નવ નવ પૂર્વનું જ્ઞાન શા માટે ? જીવન નિર્મળ–વિશુદ્ધ કરવા–કષાયને ટાળવા માટે છે. પરંતુ જો જ્ઞાન કરી અભિમાન થાય તો પોતાનુ જ્ઞાન પોતાને જ મારનાર બને. શિષ્ય ગુરુને કહે છે કે હે ગુરુદેવ !

"વેદાંતનો અંત નહિ, સિદ્ધાંતનો પાર નહિ;
વાણી અપાર હૈ કહાં કયા કીજિયે"

આટલા બધા સિદ્ધાત–આટલી મોટી સંખ્યામાં પુસ્તકો છે. તે બધાં ક્યારે ભણાય ? તો મને બતાવો કે મારે શું કરવું ? ગુરુ જવાબ આપે છે–

"લાખનકી એક કહું, ક્રોડનકી એક કહું,
સાર મે સાર એક સ્વરૂપ શોધ લીજિયે.

બધામાં સાર એક જ છે કે સ્વસ્વરૂપને શોધી, સમજી સ્વમાં સમાઇ જવું. જ્ઞાનરૂપી અખૂટ ખજાનો તારા પોતાની પાસે જ છે છતાં જીવને પરની ઇચ્છા છે અને ઇચ્છા છે તે જ દુઃખનુ મૂળ છે. સૌને આયુષ્ય પૂર્ણ થયે ઊપડી જ જવાનુ છે. મોટા ચક્રવર્તી, મોટા મોટા દેવોને પણ તે છોડી જવું જ પડે છે તો એવા શરીરનો તને શો મોહ છે? શરીર માટીનો પિંડ છે, અશુચિમય છે, તેની સાચવણીમા બધું ગુમાવો છો.

"તન દુર્બલ હોને કે ભયસે તુને તપવ્રત કિયા નહિ!
સામાયિક એકાશન કરકે શુદ્ધભાવરસ પિયા નહિ,
પુષ્ટ બનાયા જિસે રાતદિન ખિલા પિલાકર ભોજનપાન,
વહ શરીર ભી તુઝે છોડકર હો જાતા હૈ નષ્ટ નિધાન ॥
'ભાવનાશતક'

આ શરીરની સાચવણીમા કંઈ ખામી રાખી નથી. શરીર દુર્બળ થઇ જાય, વજન ઘટી જાય, તે ભયથી તપસ્યા નથી કરતો પણ માંદા પડો અને ડૉકટર મહિનાના લાંઘણ ખેંચવાનુ કહે, તો ખેંચો, પરંતુ ગુરુ એક ઉપવાસ કરવાનું કહે તોપણ તમારાથી ન થાય. કોઇવાર કર્યો હોય તો ખબર પડે ને કે થાય છે કે નહિ? સ્વેચ્છાએ ઉપવાસ કરશો તો પાપનાં નિકંદન નીકળી જશે. ટાઇફૉઇડ થાય તો કેમ ખાધા વિના ચલાવો છો? છતી શકિતએ કરો તે તપ કહેવાય.

'**इच्छा निरोधः तपः**' ઇચ્છાનો નિરોધ તે તપ છે. ઇચ્છા અનાદિની છે. ઇચ્છા એજ દુઃખનું મૂળ છે માટે અનાદિની ભૂલને મટાડવા ઇચ્છાનો નિરોધ કરો. સોનું ભઠ્ઠીમાં તપાવ્યા વિના શુદ્ધ થતું નથી, તેમ તમારા આત્માને પણ તપશ્ચર્યા રૂપી ભઠ્ઠીમાં તપાવો અને શુદ્ધ નિર્મળ બનાવો. તપ કર્યો, ૩૦ ઉપવાસ કર્યા તે સારૂં કર્યું તેમ કહેવા માત્રથી ફાયદો થતો નથી, પણ હું કેમ કરી શકતો નથી ? અનંતીવાર ખાધું, છતાં ખાવાની તૃષ્ણા કેમ મટતી નથી ? તેમ થવું જોઇએ. શરીરને સારૂં સારૂં ખવરાવ્યું. સારાં સારા કપડાં પહેરાવ્યાં તેથી સારા નહિ લાગો. પરંતુ ગુણથી સારા લાગશો. શરીર દુર્બળ થાય તેથી તું દુર્બળ થતો નથી.

**" હોય ભૂતો રે તાજા ને દૂબળાં તેમાં તારે નથી**
**વૃદ્ધિ હાણ,**
**નિશ્ચય કરી જાણ હેતે રે ગાય હાલરડાં,**
**અરે કુંવર રોવો શા કારણે તું તો શુદ્ધ ચિદાનંદ ધામ,**
**હમણાં ધર્યું નામ હેતે રે ગાય..........હાલરડાં..........**

મદાલસા પોતાના પુત્રને હાલરડામાં પણ તત્ત્વનું પાન કરાવતાં કહે છે, હે પુત્ર ! " **सिद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि** " તું સિદ્ધ છો, બુદ્ધ છો, નિરંજન છો, નિશ્ચયનયે આત્મા સિદ્ધના જેવો સત્તાનો છે તો તું શા માટે રડે છે ? હાલ તું કુંવરપર્યાય તરીકે આવ્યો છે. હમણાં તેં નામ ધારણ કર્યું છે પણ તું તો શુદ્ધ ચિદાનંદ ભગવાન આત્મા છો. શરીરના વધવા ઘટવાથી આત્મા વધી ઘટી જતો નથી. દુગ્ધપાન કરાવતાં તત્ત્વનું પાન કરાવ્યું.

શરીરથી આત્મા ભિન્ન છે. હાથમાં વીંટી, ગળામાં હાર હોય પણ તે બન્ને ભિન્ન છે. વીંટી તે હાથ નથી અને હાર તે ગળું નથી પણ બધાં ભિન્ન ભિન્ન છે છતાં શું માને છે? શરીર, માતા-પિતા, મોટર, બંગલા વગેરે મારાં માને છે. તેના ઉપર મોહ રાખે છે. એક દેહાધ્યાસ છૂટી જાય તો ગંજીપાના મહેલની માફક બધું વીખરાય જાય. કિંમત આ શરીરની નથી એક ચૈતન્યની જ કિંમત છે તેમાં રમણતા કરો તો ભવકટ્ટી થઈ જાય. આ સિવાય ભવકટ્ટી થાય તેમ નથી

જો સમ્યગ્જ્ઞાન-સમ્યગ્દર્શન થાય તો સાચા હીરા અને પોખરાજનો વિવેક કરી શકો. સ્થિતિ પાકશે એટલે અહીં કોઇ રહેવા દેશે નહિ, માટે મજિયારો વહેંચો. શરીર અને આત્માને ભિન્ન માનો. શરીરનો મોહ છોડો

આ છોકરાના હાથમાં હીરા આવ્યા કે તરત પારખી ગયો અને સત્ય વસ્તુ સમજાવનાર માણેકચંદ શેઠનો મહાન્ ઉપકાર માનવા લાગ્યો. આમ ગુરુને શોધવાથી દૃષ્ટિમાં ફેર પડી જાય છે. પોતાપણાની બુદ્ધિ છૂટી જાય છે ધીમે ધીમે કામ કરી આ છોકરાએ સત્યાસત્યને પારખવાની દૃષ્ટિ કેળવી. શેઠ નિરાધારના આધાર બન્યા પણ તેની આશાનો તાંતણો તોડી ન નાખ્યો પરંતુ તેને ઝવેરાતનો અભ્યાસ કરાવી સાચી દૃષ્ટિ આપી જેથી તે પોતે જ નિર્ણય કરી શકયો કે આ સાચા હીરા નથી, પણ કાચના કકડા છે. તેમ તમે પણ શ્રદ્ધા કરી સાચી પ્રતીતિ કરી નિર્ણય કરો. આ પછી અંદરથી જ ચેતના પડકાર કરશે. આનંદને સાચી પ્રતીતિ થઈ ગઇ છે તે કહે છે, આ બધું મારૂં નથી. હું રાજાનો રાજા છું. જડનો ભિખારી નથી.

ભૌતિક પદાર્થની મૂર્છા ઊડી જાય, પછી કોઈનું માહાત્મ્ય ન આવે, પરંતુ જેણે આત્માને ઓળખ્યો, આત્માને જાણ્યો તેવા સત્પુરુષોનાં ચરણોમાં ઝૂકી પડે. જે પુદ્ગલમાં ઘેરાયો હોય તેની તો દયા ખાવ. ઘણા કહે છે કે સાધુ, બિચારાને કષ્ટ સહેવું પડે છે પણ બિચારા, બાપડા, રાંક કોણ ? ગૃહસ્થી કે ત્યાગી ? અંદર અનંત શક્તિનો પાવર છે તેને જોઈ લો એનો આહ્લાદ અનંત હોય છે. સર્વાર્થસિદ્ધના દેવતામાં ભૌતિક સુખની પરાકાષ્ઠા હોય છે પણ પ્રભુ કહે છે કે મારા મુનિઓ તો તેના કરતાં અનંતગણા સુખી છે અને સાધુ કરતાં સિદ્ધનું સુખ અનંતગણું છે. સિદ્ધને અને સાધુને એક પગથિયાનું જ અંતર છે, '**एगंतसुही मुणि वीयरागी**' જે આત્મામાં સુખ માને છે તે જ સુખી છે. પણ જેની દૃષ્ટિમાં વિષમતા છે, ઇન્દ્રિયના સુખમાં રાચે છે, આ મારા શ્રાવક અને આ મારા નહિ, એમ માનનાર, સાધુ હોવા છતાં સાચાં સુખ અને સાચી આત્મિક શાંતિને મેળવી શકતા નથી.

**વેશ ધર્યો પણ મારું ને તારું,**
**માની બેઠા છે ધર્મધુતારું,**
**તો તે છે નરક-ઉતારૂ રે (૩)**
**સંયમી સાધુ સંયમ આપ સુધારો....**
**વીતરાગવેણુ વિચારો રે (૩)**
**સંયમી સાધુ સંયમ આપ સુધારો....**

મારું-તારું કરનાર, વાડાનાં મમત્વ રાખનાર અને અમારા ક્ષેત્રમાં કોઈ પગ મૂકી ન શકે એવો કદાગ્રહ રાખનાર

વેશધારી સાધુ છે. મમત્વ આત્માની પ્રગતિમાં રૂકાવટ કરનાર છે. જ્યાં સુધી મમત્વની પાસજાળમાં સપડાએલા રહેશો ત્યાં સુધી કલ્યાણનો માર્ગ દૂર, સુદૂર છે. જેટલી વીતરાગતા આવી, જેટલો રાગદ્વેષ ઘટયો તેટલા સુખી છો. સાધુનુ સુખ અનંતું છે. તેના આત્મિક સુખના ભંડારને જોઇ ઈર્ષ્યા નથી આવતી? સાધુ થવાનું મન થાય છે? આ દશાને પ્રાપ્ત કર્યા વિના છૂટકો નથી. પાંચ, પચીસ કે પચાસ ભવે જયારે આ વીતરાગદશા આવશે ત્યારે જ કલ્યાણ થશે.

આનંદ કહે છે, જેણે સાધુપણું લીધું તેને ધન્ય છે પણ હું સાધુ થવા સમર્થ નથી, હું બારવ્રતધારી શ્રાવક થવા ઇચ્છું છું.

પેલો ઝવેરીનો છોકરો શેઠ પાસે આવે છે અને કહે છે, કાકા! આ તો કાચના કકડા છે. એમ કહી નાખી દે છે. સાચું સમજાણા પછી ખોટાને રાખે ખરો? તમને કયારે સમજાશે? તમે પોતે તમારાથી તૈયાર થાવ આત્માને વારંવાર પૂછો કે સ્વમાં છે કે પરમાં? આજે જે સાધન, સુખનાં હોય તો તે કાલે દુઃખમા ફેરવાઈ જશે. તો તેમાં મોહ શા માટે?

આનંદ શ્રાવક પ્રભુ પાસે બાર વ્રત અંગીકાર કેવી રીતે કરે છે તે ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન ૪૪ મુ.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૧૧ રવિવાર

આનંદ શ્રાવક પ્રભુ પાસે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરે છે.

તે પ્રભુને કહે છે " **तप्पढमयाए थुलगं पाणाइवायं पच्चक्खाइ** " હે પ્રભુ ! હું પહેલું વ્રત આદરૂં છું. પહેલું વ્રત અહિંસાનું છે. કોઇપણ જીવની પર્યાપ્તિ અને પ્રાણની હિંસા ન કરવી, તેનું નામ અહિંસા. હિંસા દુર્ગતિમાં લઇ જનાર છે. પોતાનું જીવન પોતાને વહાલું છે તેમ દરેકને પોતાનું જીવન વહાલું છે.

" **सव्वे पाणा पियाउया सुहसाया दुहपडिकूला** " (આચારાંગ) દરેકને સુખ પ્રિય છે, દુઃખ ગમતું નથી તો મરણ તો કયાંથી પ્રિય હોય ? હિંસા તે મહાપાપ છે. કોઇને છેદશો તો છેદાવું પડશે, ભેદશો તો ભેદાવું પડશે. માટે જ જ્ઞાનીઓ કહે છે, " **माहणो** " કોઇને હણશો નહિ, દુઃખ દેશો નહિ. દુઃખ તમે ખમીને પણ દરેકને શાતા ઉપજાવજો. આખી દુનિયા તમને સુખ જ આપે એવું ન બને પણ તમારા તરફથી જગતના કોઇ જીવને દુઃખ ન થાય, કોઇની લાગણી ન દુભાય; એમ તો થઇ શકે ને ! હિંસાથી જીવ ભારેકર્મી થાય છે એથી દુર્ગતિમાં જાય છે એમ જાણી હિંસા તજી અહિંસા આદરવી.

દરેક ધર્મવાળા કહે છે કે " અહિંસા પરમો ધર્મઃ " અહિંસા તે ઉત્કૃષ્ટ ધર્મ છે. અહિંસામાં જે જીવ રહે તે કદી કોઇના વાંકમાં ન આવે. પણ જીવે સ્વાર્થ આડે બીજું કાંઇ જોયું જ નથી. એક બૉમ્બથી ક્રોડોનાં ઘાણ નીકળી જાય છે, એવા મહા આરંભ કરી જીવ દુર્ગતિમાં જાય છે. માટે તમારો અભ્યુદય કરવો હોય તો તમે કોઇનાં પ્રાણ લૂંટો નહિ, દુઃખ આપો નહિ.

દુઃખ દીધે દુઃખ ઊપજે, સુખ દીધે સુખ હોય;
આપ ન હણીએ અવરકું, તો આપકું હણે ન કોય,

તમે બીજાને સુખ આપશો તો એના તરફથી સુખ જ મળશે. નહિ આપો તો નહિ મળે. અત્યારની સાહેબી ચાર દિનની ચાંદની છે પરંતુ એના પ્રવાહમાં તણાતો, સત્તાના શિખરે ચડેલો જીવ વિચારતો નથી કે હું કેટલાનાં પ્રાણ લૂંટુ છું? કેટલાની આજીવિકા તોડું છું? આવા જીવો પશુ કરતાં પણ નપાવટ છે. ગાય-ભેંસને કપાસિયા ખવરાવો તો દૂધનું બોઘરણું ભરી દે. કૂતરાને રોટલા નાખો તો તે તમારા ઘરની ચોકી કરે. બળદ પણ ખેડ કરવાના કામમા, ભાર વહેવાના કામમાં આવે પરંતુ માણસ તો ખાય તેનુ જ ખોદે. ગચ્છ-જમણ હોય, જમીને ઊઠે એટલે કહેશે, ગચ્છ તો કર્યો પણ ઘી ગંધાતું વાપર્યું, ભાત તો સાવ ખીચડીઆ હતા પણ ભાઈ! ખાધું એનું ખોદો મા, ઉપકારીનો બદલો ઉપકારથી વાળવાનો ગુણ તો પશુમા પણ છે. એના કરતા તમારામા વધારે હોવો જોઇએ. અપકારનો બદલો ઉપકારથી વાળો તો માનવ.

આજના માનવી, પૈસાના મદમા બેફામ બની માણસાઇ ખોઇ બેઠા છે. મારે કોની ચિંતા? મને કોણ કહેનાર? મને સૌ બોલાવશે. મારા વગર કોને ચાલવાનું છે? એવું અભિમાન છે એટલે બીજા સામે જોવાતું નથી. નવા નવા રિવાજો પૈસાદારને ઘેરથી નીકળે છે. પૈસાદારની છોકરીઓ, જેને ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ન હોય-જે કુળનો નિષેધ છે એવા ઘાંચા, મરાઠા, ક્રિશ્ચિયન આદિના છોકરા જોડે પ્રેમ થાય તો લગ્ન કરીને ચાલી જાય છે. પાંચમા આરાનાં લક્ષણોમાં જ પ્રભુએ કહ્યુ છે કે મોટા કુળની સ્રી તે લજ્જારહિત થશે, રૂડા કુળની સ્રી વેશ્યા સરખી થશે. આગળની સ્રીઓ તો ખાનદાન, કુળવાન હતી. શીલ માટે તો

પોતાનાં પ્રાણ આપનારી, ધારિણી જેવી અનેક સતીઓ આ ભૂમિ પર થઇ ગઈ છે. જીવના જોખમે પણ રાજેમતી, ચંદનબાળા જેવી સતીઓએ શીલનું રક્ષણ કર્યું છે. જીવન સદાચારના શણગારથી શોભે છે.

**"સદાચારે શોભે છે, અંગ માનવ જીવનમાં,**
**શિયળ રૂપી જડાવો નંગ, માનવ જીવનમાં"**

દરેક પવિત્રતાનુ મૂળ સદાચાર છે. પરંતુ આજે તો કૃત્રિમતા વધી છે વાળ લાંબા ન હોય તો એક ચોટલામાં બીજો ચોટલો ગૂથી લાંબા વાળ દેખાડે. રૂપ ન હોય તો પાઉડર લગાવે. સહજતા સાવ ઊડી ગઈ છે. આગળની સ્ત્રીઓમાં તો સહજતા હતી. બી. એ. ભણેલી નહોતી પરંતુ તેના શીલનું અને બાળકોનું રક્ષણ સુંદર રીતે કરતી.

આજે અનેક જાતની શીવણ, ભરત, કાતણ વગેરે કળાઓ વધારી પણ સદાચારનું ભાન ભુલાઈ ગયું છે. વ્યભિચાર વધી ગયો છે. એકની સાથે ન બને તો છૂટાછેડા અને બીજાની સાથે લગ્ન કરે. આથી આત્માનું પતન થાય છે. આવી વિદ્યાઓ કુવિદ્યાઓ છે. 'कुहेडविज्जा सयदारजीवी' કુવિદ્યાથી આશ્રવનાં દ્વાર ખૂલે છે. વકીલનું ભણો પણ કેમ પૈસા ભેગા કરવા એ જ બુદ્ધિ. આગળ તો આટલી કોર્ટો પણ ન હતી. એક સજ્જન હોય તે ભાગલા કરી દે અને બન્ને ભાઇ સમજી જાય. પરંતુ આજે તો ભાઈ, ભાઈ ઉપર કોર્ટ કરતાં શરમાતા નથી. એક જ કોઠામાં આળોટેલા, એક લોહીની સગાઈ હોય તે ભુલાઇ જાય છે, કારણ કે માણસાઇ નથી.

જ્ઞાની કહે છે, આત્મહિત સાધવું હોય, બંધનથી મુકાવું હોય, મોક્ષ મેળવવો હોય તો માણુસાઇ કેળવો. પૈસા-સમૃદ્ધિ મળી છે તે વેડફાઈ ન જાય. અવળે રવાડે ન ચડી જાય તેનું ધ્યાન રાખો. તેનો સદુપયોગ કરો. માના પેટમા નવમહિના રહે તે માનવ-એવા માનવ તો ઘણા છે ખરો માનવ તો તે કે જે માનવતા કેળવે. તે અનેકના દુઃખમા ભાગ લેનાર થાય.

'**दानेन पाणि न तु कंकणेन**' કંકણથી હાથ શોભતા નથી પણ દાનથી શોભે છે. તમારી જરૂરિયાત ઓછી કરો. ગમે તેવાં ભોજન ખાશો પણ ગળા નીચે ઉતરે એટલે તેનું શું થવાનુ? માટે એ ખર્ચ ઓછો કરી વ્યસનો પર કાપ મૂકો અને જે વધે તેમાંથી બીજા જીવોને સહાય કરો. દુઃખીને જોઇ જો હૃદય દ્રવી જાય તો અનુકંપા કહેવાય અને તે સમકિતીનું લક્ષણ છે માટે કોઇના પ્રાણ ન હણવાં. સ્વાર્થમાં માનવી ભાન ભૂલી જાય છે. તેઓ પોતાનો ઉદ્ધાર કેમ કરી શકશે? ધન સાથે નહિ લઇ જઇ શકાય પણ કોઈની આતરડી ઠારી હશે તો એના આશીર્વાદ સાથે આવશે. શુભભાવથી પુણ્ય બંધાય તે સાથે આવશે. તે દુર્ગતિમાં પડવા નહિ દે. માર્ગ કરી આપશે. ઘરખર્ચમાં, છોકરાને ભણાવવામાં છોકરીઓને આણાં પરિયાણા કરવામાં ખર્ચ કરો છો પરંતુ ધર્મને પછવાડે મૂકયો છે પરંતુ એ કાંઇ સાથે નહિ આવે. ધર્મ જ સાથે આવશે માટે માણુસાઇ ન ગુમાવો. તમારી પાસે અનેક દુઃખિયાંઓ આવતા હશે, તેને તિરસ્કારો નહિ તેને ધિક્કારતાં તમે તમારા પુણ્યને ધકકો મારો છો. તમારો દિવસ ચડિયાતો છે ત્યારે કરી છૂટો. લક્ષ્મી ચપલા છે. વિજળીના ચમકારા જેવી છે. નદીના પૂરની

જેમ આજ આવી ને કાલ જતી રહેશે. લક્ષ્મીવાન મડાગાંઠો વાળશે તો ગરીબો જશે કયાં ?

એક વખત નદીમાં ખૂબ પૂર આવ્યું. નાનકડું ગામડું હતું તે તણાઈ ગયું. ઝૂંપડાં ડૂબી ગયા. માણસો બચવા માટે ઝાડ ઉપર ચડી ગયા તેમાં એક માધુ અને તેની પત્ની લક્ષ્મી પણ એક ઝાડ ઉપર બેઠાં છે. નદી જાણે દુશ્મનાવટ કરવા આવી હોય તેમ વહી રહી છે. એમાં અનેક જાનવરો તણાય છે. માધુની ભેંસો તણાય છે. તે જોઇ લક્ષ્મી એકદમ મૂર્ચ્છિત થઈ ગઇ. માધુ કહે છે, લક્ષ્મી ! આ શું કરે છે ? એ તણાઇ જાય એમાં આપણે શું કરી શકીએ તેમ છીએ ? પણ મમત્વ તેટલું દુઃખ છે ને ! છાપામા કેટલાય અકસ્માતના સમાચાર વાંચો છો એથી દુઃખ થાય છે ? પણ તમારો છોકરો ગામ ગયો હોય અને એક ટ્રેઇનનો ડબો ઊથલી પડયો એવા સમાચાર સાંભળો તો હૈયામાં ફાળ પડે ને ? કારણ કે મમત્વ છે ચોથે દિવસે નદીનુ પૂર ઊતર્યું. માધુ અને લક્ષ્મી નીચે ઊતર્યાં. વિચાર કરે છે કે આવા દુઃખમા કયાં જઇને ઊભા રહેવું ? મદદ કરનાર મદદ કરે તો બે ચાર દિવસ ચાલે. માટે હવે કોઇ મોટા શહેરમાં જઇ નોકરી કરીશું ને રહીશું.

અમદાવાદ જેવા શહેરમાં આવ્યાં. તપાસ કરતાં બન્નેને કાતિલાલ શેઠની મિલમાં નોકરી મળી ગઇ. મિલમાં કામ ખૂબ કરવું પડે છે. મહિને પંદરજ રૂપિયાનો પગાર મળે છે. રૂપિયાનું કામ કરાવી આઠ આના આપે છે અને મજુરોની કાળી મહેનત અને લોહીનાં ટીપાં પર પૈસાદારો તાગડધિન્ના કરે છે. નોકર માંદો પડે તો તે જોવાની નવરાશ પણ નથી. સેવક હોય ત્યાં

સુધી સારૂં કામ કરે; પણ સત્તા ઉપર આવ્યો અને સ્વાર્થ સાધવા માંડયો એટલે એ શઠ થઇ જાય છે. સેવાનો ખરો ભાવ ઊઠી જાય છે. સ્વાંગ રહી જાય છે.

**"ધન જોબનને ઠકુરાઇ. સાથે મળે અવિવેક.**
**ચારે મળી સગત રહે, તો અનર્થ કરે અનેક,**

ધનના મદથી માણસ કેટલાકના શીલ લૂટે છે ખાણામાં પણ ભક્ષ્યાભક્ષ્યનું ભાન નથી રાખતા. જીભ ઉપર કંટ્રોલ નહિ અને વૃત્તિ ઉપર કાબૂ નહિ, વ્યભિચાર સેવી, ધર્મથી ભ્રષ્ટ થઇ કયાં મુકાઇ જશે એવું એને ભાન નથી અભક્ષ્ય ખાનારા ઘણા કહે છે કે એની દુકાન તો ચાલુ જ છે ને! તેમા અમને શું પાપ? પણ લેનાર, લાવનાર, વેચનાર, ખાનાર બધા કર્મ બાંધે. જૈનના દીકરાને પણ ઇંડા ખાતાં. દિલમા અરેરાટી ન થાય! કે આ મારા મોઢામાં કેમ જાય? પાણીમા કૂદીને તડફડતું જુઓ, કૂતરૂં પારેવાને પકડી લે તો તરત હૈયામા અરેરાટી થાય, દિલ કોચવાઇ જાય કારણ કે અંદરથીજ અનુકંપાના પરિણામ છે.

પરંતુ પરદેશમા જાય ત્યારે પહેલીવાર એ ટોપલા અને એની ગંધથી ઊલટીઓ થાય. ચૂંથારો થાય પછી તો ટેવાઈ જાય હળવે હળવે એવો ટેવાઇ ગયો કે સૂગ ઊડી ગઇ. ધીમે ધીમે એના સંગમા ગયો, એની અસર થઇ અને ધીમે ધીમે ધર્મથી ભ્રષ્ટ થઈ ગયો. માટે પૈસો પણ અનર્થ કરનાર છે. ધન, યૌવન અને સત્તા એકેક પણ અનર્થનું કારણ છે ત્યારે એ ત્રણ અને એમાં ચોથો અવિવેક મળે પછી બાકી શું રહે?.

કાન્તિલાલ શેઠમા એ ચારે અવગુણ છે. એક વખત

લક્ષ્મી પોતાના બાળક લક્ષ્મણને લઇ જઇ રહી છે. કંપાઉન્ડમાંથી બહાર નીકળતાં કાન્તિલાલ શેઠની મોટર પૂરજોશમાં આવી. બાઇ અથડાઇ એકબાજુ ઊડી પડી. છોકરો પૈડામાં કચડાઇ ગયો. લક્ષ્મી એકદમ ઊભી થઇ કારણ કે સીદીનાં સીદીને વહાલાં હોય. જ્યાં આવીને જુએ છે ત્યાં છોકરાનાં પ્રાણ ઊડી ગયાં છે. પૈડામાં બાળક આવી ગયુ એટલે મોટર પણ આગળ ન ચાલી શકી. શેઠ અંદરથી ઊતર્યા, જોયું તો બાળક ચગદાઇ ગયું છે. લક્ષ્મી કારમું રૂદન કરે છે કે અરેરે ! શેઠ તમે આ શું કર્યું ? અમારા ગરીબનું રમતું ફૂલ છૂંદી નાખ્યું. શેઠ કહે છે. લક્ષ્મી. જે થવાનું હોય તે થાય. આ માટે તો કેસ થાય. લે હું તને પાંચ હજાર રૂપિયા આપું પણ તું કેસ કરીશ નહિ. લક્ષ્મી કહે મારા બાળકનો પ્રેમ મારે એમ વેચવો નથી. બાઈ પુત્રવિહોણી થઈ ગઇ. લડથડતા પગે ઘેર આવી. પતિએ પૂછ્યુ કે લક્ષ્મણ કયાં ગયો ? આટલું પૂછ્યું ત્યાં તો બાઇ પોક મૂકી રડી પડી. માધુ કહે શું ખોવાઈ ગયો ? લક્ષ્મી કહે– હા, સદાને માટે ખોવાઇ ગયો. શેઠની રાક્ષસી ..... ....મોટર... ........ આટલા શબ્દ બોલતાં એને જબ્બર આઘાત લાગ્યો. માતાનો પ્રેમ જ એવો છે. માધુને પણ ખૂબ જ દુઃખ થયું. પંદર દિવસથી તાવ આવતો હતો, તેમાં બાળકનું અમંગળ સાંભળ્યું એટલે તો ગરમી વધી ગઈ પણ શેઠે ખબર હજી સુધી નથી કાઢી કે બાળક ગુજરી ગયા પછી બન્નેની સ્થિતિ શું છે ? કે ઝૂપડીમાં શું થાય છે તે જોયું નથી.

'મરવાનું બધા મનથી વીસર્યા,
એને ઉર અતિ અહંકાર ભર્યા ।

**મારા ખોફથી લેશ દિલે ન ડર્યા;**
**એવા રંક જનોના,**
**રુધિર પીતાં, એ શ્રીમંતો ને,**
**કોઇનો ત્રાસ નથી;**
**એવા રાવણ રાજાના મહેલ વિષે,**
**મારા દીન દયાળુનો વાસ નથી.**

સાત સાત માળની હવેલી હોય પણ એના પાયામાં અનેક ગરીબની હાય ભરી છે. હજારોના ગળે છરી ચલાવી, તિજોરી ગમે તેટલી તર કરી હોય તો શું એને મરવાનુ નથી ?

બાઇનો બાળક મરી ગયો, પણ શેઠને પશ્ચાત્તાપ નથી કારણ કે એના હૈયામાં માણસાઇ નથી. ગમે તેટલી મહેલાતો હોય, પણ રંકનાં રુધિર પીધા હોય, એના હૈયામા પ્રભુનો વાસ ન હોય. સાત માળ છે, પણ એના ઘરમાં માળા નથી. એ બિચારા દયાને પાત્ર છે. ગરીબ, રોટલો ને છાશ ખાતો હશે પણ એનાં હૈયાં કૂણાં હશે. માધુની બિમારી વધી. સનેપાતનો ચાળો ઊપડયો. વાત, પિત્ત ને કફનુ જોર વધ્યું. પરંતુ ઘરમાં કંઇ સાધન નથી. લક્ષ્મીને થયું કે શેઠ પાસે જાઉં અને પગારના થોડા પૈસા લઇ આવું. તે શેઠ પાસે ગઇ શેઠ કહે છે—લક્ષ્મી ! કેમ આવી છો ? બધા મજૂરોની માફક તારા ધણીએ પણ હડતાલ પાડી છે ? લક્ષ્મી કહે, ના શેઠ, મારા ધણીને તો તાવ ખૂબ આવે છે અને એમાં લક્ષ્મણનો એકસીડેન્ટ થયા પછી એની બીમારી વધી છે. હું મારા પગારના પૈસા લેવા આવી છું. એની દવા લાવવા કે બરફ લાવવા જેટલા પૈસા મારી પાસે

નથી માટે મારો પંદર દિવસનો પગાર ચડયો છે, તે આપો. શેઠના હૃદયમાં દયાનું ઝરણું ન છૂટયું. શેઠ કહે છે–લક્ષ્મી ! એમ પૈસા પહેલી તારીખ પહેલાં ન અપાય. એકને દઉં તો બીજાને દેવા પડે માટે નહિ મળે લક્ષ્મી કહે, શેઠ, તમારી દયા ખાતર નથી જોઇતા પરંતુ મારી મહેનતના છે, તે મને આપો. ખૂબ લાચારી કરી છતાં શેઠ ન માન્યા. લક્ષ્મી કહે, છોકરો મરી ગયો ત્યારે તો પાચ હજાર દેવા તૈયાર થયા હતા અને અત્યારે મારા પગારના પૈસા પણ નથી આપવા ? આ સાંભળી શેઠ ગુસ્સે થયા નોકરને કહે, આને બહાર કાઢો. લક્ષ્મી કહે છે–શેઠ યાદ રાખજો.

**"તુલસી હાય ગરીબકી, કબહુ ન ખાલી જાય;**
**મૂઆ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય,"**

ગરીબની કદુવા લેવી તે મહાપાપ છે. શેઠ જે દિ' તમારો બંગલો સળગે તે દિ' ગરીબના સળગતા હૈયાનો ખ્યાલ કરજો આટલું બોલી રોતી, કકળતી ત્યાંથી નીકળી ગઇ. જાણે આંસુનો મહાસાગર ઊમટયો. હૃદય ખોલી રડાય તેટલું રડી લીધું. તે રસ્તા ઉપરથી કેટલાય આવે છે અને જાય છે, પરંતુ કોઇએ પૂછયું નહિ.

ગરીબનાં દુઃખ સાંભળવા માટે તમારા કાનની બારી ખુલ્લી છે ? ગરીબ તો તમને ઉપદેશ આપે છે કે ભાઇ ! મેં પૂર્વે નથી આપ્યું તો મારી આ દશા થઇ, માટે તમે હવે આપો કે જેથી તમારી આવી દશા ન થાય.

લક્ષ્મી વિચારે છે કે હવે કયાં જવું ? હાથમાં પહેરેલી

ચૂડલી ઉપર નજર ગઈ. વિચાર થયો કે આ તો સૌભાગ્યચિન્હ કહેવાય પરંતુ ધણી જીવતો રહેશે તો વગર ચૂડીએ સૌભાગ્ય જ છે. સામે એક પઠાણનો બંગલો હતો. ત્યાં ગઇ. બહાર NO ADMISSION નાં પાટીયાં માર્યાં છે. રજા સિવાય કોઇએ અંદર આવવું નહિ, પરંતુ કાળરાજા તમારાં પાટીયાંની પરવા કરશે ? બહાર નોકર હતો. એને કહ્યુ કે મારે શેઠને મળવું છે. નોકર અંદર જઇ શેઠને પૂછી આવ્યો. શેઠે હા કહી એટલે લક્ષ્મી અંદર ગઈ. શેઠને કહે, મારો ધણી બીમાર છે. મારે એક આનો જોઇએ છે તો આ ચૂડીના બદલામાં એક આનો આપશો ? શેઠે ચૂડી લઈ તેના બદલામાં એક આનો આપ્યો પણ એમ ન થયું કે એક આનો અમસ્તો લઇ જા. એવા એક આના તો અમારે કેટલાય વેડફાતા હશે ? લક્ષ્મીએ એ એક આનાનો બરફ લીધો. ઘેર જઈ માધુના માથા ઉપર ઘસવા માંડયો. એ બરફે કસ્તૂરીનુ કામ કર્યું ધીમે ધીમે તબિયત સુધરી ગઇ પંદર દિવસમાં તો સ્વસ્થ થઇ ગયો. એણે જોયું અને લક્ષ્મીને પૂછ્યુ, તારા હાથમાં બંગડી કેમ નથી ? લક્ષ્મી કહે, પગાર આવશે એટલે પાછી છોડાવી આવીશ. માધુ કહે, શુ તે બંગડી ગીરવી મૂકી છે ? લક્ષ્મીએ વાત કરી કે શેઠની પાસે હુ પૈસા લેવા ગઇ તો એણે મારો પગાર આપવાની પણ ના કહી અને ધક્કો મારી કાઢી મૂકી પછી હું સામેના બંગલામાથી બગડી ગીરવી મૂકી, એક આનો લઇ આવી. શરીર સુધરી ગયું.

લક્ષ્મી કહે કે આપણે હવે શેઠની નોકરી નથી કરવી. "પંડ સલામત તો પાઘડી બહુત" ત્યાંથી છૂટા થયા, બીજે નોકરી શોધી લીધી. બેય જણા સાથે કામે લાગી ગયાં. છ મહિનામાં શરીર અને ઘરની સ્થિતિ સુધરી ગઈ.

કાન્તિલાલ શેઠને તમા નથી કે મેં કેટલાંયનાં લોહી ચૂસ્યાં છે, તેનું શું પરિણામ આવશે? છ છ મહિના વીતી ગયા. એક વખત બંબા દોડી રહ્યા છે. લાય લાગી, લાય લાગી, એમ અવાજો જોર જોરથી થઇ રહ્યા છે. માધુ પૂછે છે કે કયાં લાય લાગી છે? કોઇએ કહ્યુ કે કાન્તિલાલ શેઠના બંગલામાં લાય લાગી છે. માધુને થયું. ઓહો! એ તો મારા ઉપકારી. સીધો દોડયો. લાય ચારે બાજુ ફરી વળી છે. કયાં પાણી છાંટવું તે પણ સમજાતું નથી. શેઠ અંદર રહી ગયા છે. આણે પૂછયું-શેઠ કયા રૂમમાં છે? જવાબ મળ્યો, દીવાનખાનામાં શેઠ રહી ગયા છે, જુએ છે તો ત્યા અગ્નિની જ્વાળાઓ નીકળી રહી છે, છતાં માધુ હિંમત કરી બહારથી નિસરણી મૂકી ઉપર ચડી ગયો. શેઠ બેભાન અવસ્થામાં પડયા છે. તેને ખભા ઉપર ઊચકી લીધા. કૂદકો મારી બહાર કૂદી પડયો. લોકોએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધો. તેમા કેટલાક કહે, એને મરવા દેવો હતોને! ઘણાં બધાંનાં લોહી એણે ચૂસ્યાં છે, પણ માધુને કાંઇ સાંભળવાની ફુરસદ હતી નહિ. સીધો ઝૂંપડીએ પહોંચ્યો. લક્ષ્મીને કહે-જલદી ખાટલો પાથર-ખાટલા ઉપર શેઠને સુવાડયા, પવન નાખ્યો. ચાર કલાકે શેઠને ભાન આવ્યું. જ્યાં આંખ ઉઘાડે છે ત્યાં સામે માધુ, લક્ષ્મી ઊભાં છે. શેઠ તો અવાક્ બની ગયો કે આ શું? માધુ! તેં મને શા માટે બચાવ્યો? શેઠને પશ્ચાત્તાપ થયો. તારા છોકરા ઉપર કારમી મોટર ફેરવનાર, તારી છેલ્લી સ્થિતિએ પણ એક પૈસો પણ નહિ આપનાર આવા પાપીને તેં બચાવ્યો! માધુ કહે શેઠ, તમને બચાવવા, તે તો મારી ફરજ છે, એમા મેં કાંઇ વધુ નથી કર્યું. આ વખતે શેઠનું હૈયું શું કહે? માગ, માગ, તારે જે જોઇએ તે આપું. માધુ કહે-શેઠ! મારે કાંઇ જોઈતું નથી.

પણ તમારી મિલમાં કામ કરનારને પૂરતો પગાર નથી મળતો તેથી તેમને પૂરૂં મહેનતાણું મળવું જોઇએ એટલું કરો.

ગરીબનાં હૈયાં ગરીબ નથી હોતાં. અપકારનો બદલો ઉપકારથી વાળો ત્યારે તમારામાં માણસાઇ આવી કહેવાય. શેઠના હાથમા દશહજારની વીંટી હતી તે કાઢી, તેણે લક્ષ્મીને આપી કે તું મારી બહેન છો. હુ પસલીમાં તને આ વીંટી આપું છું, તેની ના પાડીશ નહિ. તમે મારા ઉપર ખૂબ ઉપકાર કર્યો છે. તેં તારા જાનના જોખમે પણ મને બચાવ્યો છે.

આનું નામ તે દયા. દયાવાળો તો નાની ઝૂંપડીમાં રહે છે અને મોટી મહેલાતોમાં તો લગભગ શેતાનો રહે છે. હિંસાથી દુઃખ, દુર્ગતિ ને નરક મળે છે, જ્યારે દયાથી સુખ, સદ્ગતિ અને મોક્ષ મળે છે. તમારાં હૈયાં શેઠ જેવાં છે કે માધુ જેવાં, તે તપાસજો આખી ગીતાના સારમાંથી વ્યાસજીએ બે બોલ તારવ્યા છે. 'પરોપકાર જેવું કોઇ પુણ્ય નથી અને પારકાને પીડવા જેવું કોઈ પાપ નથી.' માટે હવે નકકી કરજો કે મારે હવે કોઇને દુઃખ દેવું નથી. થાય તો દરેકનું ભલું કરવું છે

---

## વ્યાખ્યાન ૪૫ સું.

### સંવત ૨૦૧૪ ના શ્રાવણ વદ ૧૨ સોમવાર.

આનંદ શ્રાવક પ્રભુની પાસે બાર પ્રકારનો શ્રાવકધર્મ અંગીકાર કરે છે. तएणं से आणंदे गाहावई समणस्स

**भगवओ महावीरस्स अंतिए तप्पढमयाए थूलगं पाणाइ-वायं पच्चक्खाइ, जावज्जीवाए दुविहं तिविहेणं न करेमि न कारवेमि मणसा वयसा कायसा** " પહેલું અણુવ્રત પ્રાણાતિપાત વિરમણ–પ્રાણનો અતિપાત કરવો. કોઇનાં પ્રાણ લૂંટી લેવાં તે પ્રાણાતિપાત, એને પ્રભુ હિંસા કહે છે. જ્યારે આયુષ્યપ્રાણ સર્વથા લૂંટાય ત્યારે પ્રાણાતિપાત ક્રિયા લાગે છે. આનંદ, અહિંસા વ્રત છ કોટીએ અંગીકાર કરે છે, મનથી કરું નહિ. કરાવવું નહિ, કાયાથી કરું નહિ, કરાવવું નહિ તેમાં થૂલગં એટલે મોટકું. સાધુના વ્રતથી અણુ એટલે નાનું. આ વ્રતમાં શ્રાવકોની સર્વથા હિંસા અટકતી નથી પરંતુ અંશે અંશે અટકે છે.

અહિંસા વ્રત પાળવા માટે પહેલાં જ્ઞાન જોઇએ. '**पढमं नाणं तओ दया**' પહેલાં જ્ઞાન પછી દયા. જ્ઞાન હોય તો દયા પાળી શકે. જ્ઞાન વિના દયા કોની પાળવી ? જીવો બે પ્રકારના છે. ત્રસ અને સ્થાવર. સ્થાવર જીવોને એકલી કાયાજ છે. હું ચૈતન્ય છું તેમ ઓળખાવવાની પણ તેનામાં શકિત નથી. તેનો તથા આપણો આત્મા સરખોજ છે. તેને એકજ ઇન્દ્રિય છે તેથી તેને એકેન્દ્રિય કહેવાય છે જ્ઞાનની ઉત્કૃષ્ટ વિરાધનાથી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવું પડે છે અને જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધનાથી મોક્ષ મળે છે. પોતાના જ્ઞાનગુણને અવરોધ્યો–ઇન્દ્રિયનો ગુલામ બની, અસૂગ–પણે આરંભ કરી, કર્મ બાંધી એકેન્દ્રિયમા જાય છે. જેની જીવે વિશેષ હિંસા કરી હોય તેમાં તેને ઉત્પન્ન થવું પડે છે. "**सिया तत्थ एगयरे विप्परियासमुवेंति छसु अण्णयरंसि कप्पति**" આચારાંગસૂત્રમાં કહ્યુ છે કે એક કાયાને હણવા જતાં છકાયની હિંસા થાય છે. તમે દયા ખાતર–તમારે કોઇપણ

એકેન્દ્રિયમા ઉત્પન્ન ન થવું હોય તો તમે કોઈ પણ જીવનાં પ્રાણ લૂંટશો નહિ. આવું એક તીર્થંકર નહિ પણ અનંત તીર્થંકર કહી ગયા છે.

**"से बेमि–जे य अईया, जे य पडुपन्ना जे य आगमिस्सा–अरहंता भगवंतो ते सव्वे एवमाइक्खंति, एवं भासंति, एवं पण्णविंति एवं परूविंति–सव्वे पाणा सव्वे भूया, सव्वे जीवा, सव्वे सत्ता ण हंतव्वा, ण अज्जावेयव्वा, ण परिघितव्वा ण परियावेयव्वा ण उद्दवेयव्वा"**

આચારાંગ અ. ૪ ઉ ૧

પૂર્વે અનંત તીર્થંકરો થઇ ગયા. વર્તમાન વિચરે છે અને ભવિષ્યમાં અનંતા થશે, તે દરેક એમ જ કહે છે, એમ જ ભાખે છે, એમ જ પ્રરૂપે છે, એમ જ કહી બતાવે છે કે સર્વે પ્રાણી, ભૂત, જીવ, સત્વને હણુશો નહિ, એના ઉપર હકૂમત ચલાવશો નહિ, એને પરિતાપ ઉપજાવશો નહિ, મારી નાખશો નહિ. સૌનો આત્મા તારા આત્મા જેવો જ છે. દુઃખ કોઇને ગમતું જ નથી માટે જ પ્રભુએ–

**"तत्थिमं पढमं ठाणं, महावीरेण देसियं ।**
**अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो ॥**

દશ. અ. ૬ ગા ૯

બધા જીવો સાથે સંયમપૂર્વક વર્તવું, તે જ ઉત્તમ પ્રકારની અહિંસા છે અને ભગવાન મહાવીરે તેને જ અઢાર સ્થાનકોમાં

પ્રથમ સ્થાનકે દર્શાવેલી છે. તેથી અહિંસા શ્રેષ્ઠ છે. દરેક દાનમાં પણ અભયદાન શ્રેષ્ઠ છે. અનંતચક્ષુ એવા સર્વજ્ઞ શ્રી વીરપ્રભુએ પણ સર્વ જીવોને અભયદાન આપ્યું છે.

**एवं खु नाणिणो सारं, जं न हिंसइ किंचण।**
**अहिंसा समयं चेव, एतावंत वियाणिया ॥**

સૂય. અ. ૧ ઉ. ૪

જ્ઞાન પામ્યાનો સાર એજ છે કે કોઇપણ જીવની હિંસા ન કરે "જ્ઞાનસ્ય ફલં વિરતિ" જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ સ્વભાવમાં ઠરતો જાય અને વ્રતમાં વધતો જાય.

સ્વરૂપમાં રમણતા કરવી તે નિશ્ચય અહિંસા છે. એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવોમાં કોઇ પણ પ્રાણીનાં પ્રાણને ન લૂંટવાં તે વ્યવહાર અહિંસા છે. અહિંસાનું મૌલિક સ્વરૂપ સિદ્ધાંતમાં ઘણું વર્ણવેલ છે. "**न हणे पाणिणो पाणे भयवेराओ उवरए**" કોઇ પણ પ્રાણીનાં પ્રાણને હણે નહિ અને ભય તથા વેરથી ચેતતો ચાલે. બધાનું દીધેલું દુઃખ ખમી ખાય પણ કોઇને દુઃખ દેવા તૈયાર ન થાય.

જીવોની દયા પાળવાથી સિદ્ધનું અનંતું સુખ સાંપડે છે. જીવો બે પ્રકારના છે. સિદ્ધ અને સંસારી. સિદ્ધના જીવોને કર્મનો લેપ નથી અને શુદ્ધ છે. પણ સંસારી જીવો કર્મથી લેપાયેલા છે માટે "**संसारिणो मुक्ताश्च**" કહ્યા છે.

(તત્વાર્થ સૂત્ર)

વળી સંસારી જીવોના બે પ્રકાર છે. "**संसारिणो त्रसथावराः**" અશુદ્ધ જીવના બે ભેદ–ત્રસ અને સ્થાવર તેના વિસ્તારે કુલ ૫૬૩ ભેદ છે. સ્થિર રહે છે અને એક જ ઇંદ્રિય મળી છે તે સ્થાવર જીવ છે. તેઉ અને વાયુને ગતિત્રસ કહ્યા છે અને બે ઇંદ્રિયાદિ જીવો ત્રસ નામકર્મના ઉદયમાં પ્રવર્તમાન છે. તડકેથી છાંયે જાય, છાયેથી તડકે જાય, પકડવા જાય ત્યાં ભાગી જાય, સંકોચાઇ જાય. '**तसियं पलाइयं**' ત્રસ જીવો તો પ્રત્યક્ષ ત્રાસે છે તેમ દેખાય છે પરંતુ સ્થાવર જીવોને કેવું દુઃખ થતું હશે ? તેનું વર્ણન આચારાંગ સૂત્રમાં પહેલા અધ્યયનમાં કર્યું છે કે–

કોઇ પુરુષ જન્મે આંધળો, જન્મે બહેરો, જન્મે મૂંગો, જન્મે પાંગળો, એવા પુરુષના ડાબા અને જમણા પડખે ૩૨ પુરુષો ભાલાં લઇને અને ૩૨ પુરુષો તલવાર લઇને ઊભા છે અને તે અંધ, બધિરના ૩૨ મર્મના ઠેકાણે ભેદે અને છેદે તો તે જીવને કેટલી પીડા થાય ? એકેન્દ્રિય જીવોને તેટલી અને તેવી પીડા થાય છે. તેઓ બોલી, ચાલી કે રાડ પાડી શકતા નથી પરંતુ દુઃખ ઘણુ થાય છે. એકેન્દ્રિયમાં જીવો છે એવું જે જાણે તે ચાલતાં પણ જતના રાખે પણ જેને યતનાનું ભાન નથી તે તો લીલોતરીમાં પણ જેમને તેમ ચાલ્યો જશે. યતનાથી ચાલવાથી જીવોની દયા પળાય છે.

**દયા પળે, કાંટો ટળે, પગ પણ નહિ ખરડાય;**
**નીચું જોઇને ચાલતાં, ત્રણ ગુણ કહેવાય.**

અન્ય દર્શનમાં પણ વ્યાસજી કહે છે –

**दृष्टिपूतं न्यसेत्पादम् वस्त्रपूतं पिबेज्जलम् ।**
**शास्त्रपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥**

જોયા વિના પગ ન મૂકવો, ગળ્યા વિના પાણી ન વાપરવું વિચારીને શાસ્ત્રના આધારે જ બોલવું, મનમાં માઠા વિચારો પણ ન લાવવા. અન્યદર્શનોમાં પણ ઇર્યાસમિતિનું કહ્યું છે અને જૈનોમાં તો સંપૂર્ણ અહિંસાનું વર્ણન છે. પરતુ દયા ક્યારે પળાય ? જ્ઞાન હોય તો ને !

એક ગામમાં સાધુ પધાર્યા છે. શ્રાવકોએ બહુમાન કર્યું. મહારાજને ચોમાસાની વિનંતિ કરી કે સાહેબ. કૃપા કરીને આપ અહીં રહો મુનિ કહે – જેવાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ. મુનિએ વ્યાખ્યાન વાંચવાનું શરૂ કર્યું. પૂછે છે કે તમારે કયું સૂત્ર સાંભળવું છે ? શ્રાવકો તો વિચારમાં પડયા કે શો જવાબ આપવો ? કારણ કે એ જાતનું કંઈ જ જ્ઞાન ન હતું પરંતુ એક વખત ભગવતીનું નામ સાંભળેલું તે યાદ આવ્યુ, એટલે કહે, મહારાજ ! અમારે ભગવતી સાંભળવું છે. મુનિને થયું કે ભગવતી સાંભળવાની ઇચ્છા ધરાવે છે ત્યારે તો એનામાં ઘણું જાણપણું હશે માટે જરા પરીક્ષા તો કરૂં. તેમણે પૂછ્યું – શ્રાવકજી, પચેન્દ્રિય કોને કહેવાય ? શ્રાવકો વિચારે છે કે 'હાથી' પંચેન્દ્રિય કહેવાતા હશે કારણ કે તેને ચાર પગ અને એક પૂંછડું હોય છે. આથી તેમણે જવાબ આપ્યો કે 'હાથી' પંચેન્દ્રિય કહેવાય. મહારાજને થયું કે જવાબ તો સાચો છે પરંતુ હાથી એક જ કેમ કહ્યો ? તેથી વધુ ચકાસણી કરવા તેમણે કહ્યું કે ચૌરેન્દ્રિય કોને કહેવાય ? શ્રાવકે વિચાર્યું કે ઊંટને ચાર પગ હોય છે. તેનું મોઢું તો

ઊંચું હોય છે તેથી મહારાજને જવાબ આપ્યો કે 'ઊંટ' ચૌરેન્દ્રિય કહેવાય મહારાજ સમજી ગયા કે આ લોકોમાં જ્ઞાન કંઇ લાગતું નથી. મહારાજે ફરી પ્રશ્ન કર્યો કે તેઇન્દ્રિય કોને કહેવાય? તો કહે કે તેઇન્દ્રિય 'ઘોડો.' ફરી પાછું મહારાજે પૂછયું કે બેઇન્દ્રિય? ત્યારે શ્રાવકે કહ્યું કે અમારે માથે પાઘડી છે તેથી અમે બેઇન્દ્રિય અને એકેન્દ્રિયનુ પૂછયુ ત્યારે જવાબ આપ્યો કે તમે એકેંદ્રિય.

મહારાજ, શ્રાવકોની અજ્ઞાનતા ઉપર મનમાં હસવા લાગ્યા અને તેમણે કહ્યુ કે પહેલાં પાયાનું જ્ઞાન મેળવો. જ્ઞાન વિના અહિંસા કેવી રીતે પળાય? 'જ્ઞ' પરિજ્ઞાએ જાણવું જોઇએ બંધનને પહેલાં ચારે બાજુથી જાણીને પછી તોડવાની વાત થાય જાણ-પણા વિનાની જિંદગી નકામી છે. અહિંસા એ જ જ્ઞાનનો સાર છે.

**તે જ જ્ઞાની જનો છે, જે ન હણે કોઇ જીવને,**
**અહિંસા, સમતા, એ બે, જ્ઞાનીનાં ખાસ લક્ષણો.**

સાધક સહચરી પહેલો વર્ગ.

નિશ્ચય નયથી જાણો કે જ્ઞાનનો સાર અહિંસા છે. અહિંસા-વાદી કોઇના મનને દૂભવે નહિ. મનથી પણ હિંસા કરવાનુ ઇચ્છે નહિ, બને ત્યાં સુધી કોઇને દુઃખ ઉપજાવે નહિ. જ્ઞાનીઓનો ઉપદેશ એ છે કે 'કોઇની લાગણી દૂભવવી નહિ. કોઇના હૃદયને ધકકો પણ પહોંચાડવો નહિ. આ જીવ, હિંસાથી અધોગતિમાં ચાલ્યો જાય છે. સાચી સમજણ વિના ઉદ્ધાર નથી. આજે હિંસાનો વ્યાપાર ધમધોકાર ચાલે છે. આજની ચામડાની કરુણા ભરેલી કહાણી હૃદયને કંપાવી નાખે છે. કેટલાંક સુંવાળાં અને એકદમ મુલાયમ બૂટ બનાવવા માટે બકરી, ગાય વગેરે ગર્ભવતી હોય

ત્યારે તેને મારી નાખે અને તેના ગર્ભથી તે બૂટ તૈયાર કરે છે. ચામડાનાં સાધનો બનાવવા માટે કેટલાંક જીવતાં ઢોરોને સીધાંજ ચીરી નાખે છે. આવી ઘોર હિંસા કરી પોતાના મોજશોખને પોષે છે. ચામડાની વસ્તુ વિના ન ચાલે, ચંપલ વિના ન ચાલે તે બરાબર, પરંતુ આટલી ઘોર હિંસા કરી જરૂરિયાતને શા માટે પોષવી જોઇએ ? હિંસક વસ્તુમાં કેટલું પાપ લાગે છે ? આ હિંસાને જાણી નિશ્ચય કરો કે મારે હિંસક વસ્તુઓ વાપરવી જ નહિ. જેટલું પળાય તેટલું પાળવાની જરૂર છે. ઘણા તો આ માછલીનું તેલ, પંચેન્દ્રિયની હિંસા કરી બનાવે છે, તેમ ખ્યાલ હોવા છતાં તેનો ઉપયોગ કરે છે. તે લેવાથી શરીરનું લોહી વધે, શરીર સારૂં રહે, એમ માને છે પરંતુ આ શરીર તારૂં રહેવાનું નથી. '**भेउरधम्मं विद्धंसणधम्मं से पूर्विवपेतं पच्छापेतं अधुवं अणितियं असासयं चयावचइयं विपरिणामधम्मं ॥ सू. २ ॥** આચારાગ, અ. ૫ ઉ. ૨

આ શરીર અધ્રુવ, અશાશ્વત છે. ખાય તો પુષ્ટ થાય અને ન ખાય તો દૂબળું બને છે, સુકાઈ જાય છે. સડન–ગલન–વિધ્વંસન સ્વભાવવાળું આ શરીર છે. ઘણાં નિર્દોષ પ્રાણીઓ ઉપર અખતરા કરવામાં આવે છે અને તેની દવાઓ બનાવે છે. આવી દવાઓ પિવાય ખરી ? માંદો પડે એટલે લીવરનાં ઇન્જેકશન લેવાય છે ! એ લીવર કોનાં હોય ? પ્રાણીઓનાં લીવરમાંથી ઇન્જેકશન બનાવાય છે. ઘોર હિંસાના તાંડવમાં પડી, આ જીવ ઘોર પાપમાં પડે છે. આત્મહિત–સમાધિ ત્યારે થાય કે જ્યારે પરભાવમાંથી છૂટી સ્વભાવમાં આવે.

આજે વાંદરાં પકડવાનો એક ધંધો નવો ચાલ્યો છે તેને રિબાવી રિબાવી મારે છે તેના ઉપર અનેક અખતરા થાય છે અને તેમાંથી નવા નવા પ્રયોગ કરી અનેક દવાઓ બનાવવામાં આવે છે. આવી દવાઓ લેવામાં બધા તૈયાર હોય છે એક દિવસનું બાળક હોય અને તેની દવા લેવા જાય છે. આજની દશા આવી કેમ બનતી જાય છે.

દિવસે દિવસે સંયમની ભાવના ઘટી. તપના કાયર બન્યા અને બ્રહ્મચર્ય ગયું તેથી શરીર બગડે છે. હોજરીમાં આખો દિવસ અને રાત જ્યારે મરજી પડે ત્યારે ઓર્યા કરે છે, પછી શરીરની તંદુરસ્તી ક્યાંથી રહે ? આથી દરદી વધી ગયા છે અને ડાકટરોની સંખ્યા પણ વધતી જાય છે પહેલાના જમાનામાં ડાસીઓ ઘરગથ્થુ ઉપચાર કરતી–દેશી દવાઓનો ઉપયોગ કરતા પરંતુ વિલાયતી દવાનુ નામ ન હતું. વિલાયતી દવાથી એક દર્દ કાઢતાં બીજું પેસી જાય છે. દશ ઈજેકશનો લે અને વળી ડૉકટર કહે કે એક કોર્સ પૂરો કરવા બીજા તેટલાં ઈજેકશન લેવાં પડશે. વિલાયતી દવા આજે બધાને ગમે છે. દેશી દવાથી ફાયદો થાય છે. કદાચિત્ ફાયદો ન થાય તો નુકશાન તો ન જ કરે.

ભગવાન કહે છે કે અડવાડિયામાં એક ઉપવાસ કરો તો શરીર સારું રહે. બ્રહ્મચર્ય પાળે તો અનેક રોગો અટકી જાય. એક ભાઈને આંતરડાંનું ઑપરેશન કરવાનું હતું ત્યા એક વૈદ્ય મળ્યો. તેની દવા શરૂ કરી. વૈદ્યે દરદીને ૧૯ લાઘણ કરાવી અને બધું દર્દ મટી ગયુ. એક અભ્યાસી કહે છે કે આખ દુઃખવા આવી હોય અને ચૌવિહારા ઉપવાસ કરે તો આંખ મટી જાય

છે. ગરમી, ગરમીને તોડનાર છે ઘણા કહે છે ઉકાળેલું-ગરમ પાણી પીવાથી ગરમી થઈ જાય છે. પરંતુ વૈજ્ઞાનિકો ગરમ પાણી પીવાના અનેક ફાયદા ગણાવે છે. ધર્મની સાથે આરોગ્યતાનો ઘણો સંબંધ છે. આજે તો લોકો કુદરતથી વિરુદ્ધ જાય છે.

**પચાશ વર્ષે આવ્યાં પળી, મોંનાં ડાચાં ગયાં છે મળી,**
**રાત પડે ત્યાં ભાઈ સાહેબને, ભાવે ગાંઠિયા ને કળી.**

અત્યારે તો લગભગ બધા એમ જ કહે છે કે ચૌવિહાર અમારાથી ન થાય. રાત્રે ખાવાની ટેવ છે તેથી ભૂખ લાગે આ સ્થિતિમાં આગળ કેવી રીતે વધી શકશો ? ધાર્મિક કાર્ય માટે તૈયાર બનો. કાલથી પર્યુષણ પર્વ શરૂ થાય છે. પર્યુષણના પવિત્ર દિવસોને બરાબર સફળ બનાવવા તૈયાર છો ને ! ચા જોઈએ, મોઢામાં પાનના ડૂચા જોઈએ તેમાં કેવી રીતે તપ થઈ શકે ? જેને મોક્ષ જોઈતો હોય તેને આધ્યાત્મિક નિયમો પાળવા જ જોઈશે. બ્રહ્મચર્ય પાળવા કટિબદ્ધ થવું પડશે. આગળ વધવા ઇન્દ્રિયને વશ કરવી પડશે. ઇન્દ્રિયના ગુલામ બની આત્મહિતના કલ્યાણ પંથે જઈ શકશો નહિ તપ, આત્માને કર્મથી જુદો પાડે છે. તપ વિના ઇચ્છાનો નિરોધ થતો નથી. અનાદિથી ચાર સંજ્ઞા પડી છે. ઘણાને થાય કે આમ નહિ કરૂં તો ખાઈશ શું ? ઉપવાસ કર્યો હોય ત્યારે પણ વિચાર આવે કે કાલે પારણામાં આ-આ વસ્તુ ખાઈશ. 'ક્યારે ઊગે દિનોનાથ ને કાઢું મોઢા બહાર હાથ.' ઉપવાસના પારણે ઘરનાં વહેલાં ઊઠે નહિ અને જલદી પારણાંની તૈયારી કરે નહિ તો તે ક્રોધથી ધમધમી ઊઠે. આમ ન બનવું જાઈએ.

અન્યતીર્થિઓનાં અનેક પર્વો આવે છે પણ તે બધાં લૌકિક પર્વ છે. પર્યુષણ પર્વ, તે સર્વ શ્રેષ્ઠ લોકોત્તર પર્વ છે. બીજાં પર્વોમાં નાચવા-કૂદવા અને ખાવાનું હોય છે પરંતુ આ પર્વમાં તો જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના કરવાની હોય છે. આમાં બને તેટલી આરાધના કરવી જોઇએ. મોટા શેઠના ઘેર લગ્ન હોય તો અગાઉથી મંડપ તૈયાર કરે છે અને તેને ખૂબ જ શણગારે છે તેમ તમે પણ કાલથી જ મંડપ રોપો. લગ્ન કોની સાથે કરવાનાં છે ? શિવરમણીને વરવાનું છે પરંતુ યોગ્યતા હશે તો વરમાળા, તમારા કંઠમાં આરોપશે માટે બને તેટલા સંયમમાં આવો. ઉપવાસ ન થઈ શકે તો એવો નિયમ તો લઈ શકો છો કે કોઇના આત્માને દૂભવવો નહિ, મનમાં માઠી ચિંતવણા ન કરવી, ક્રોધ ન કરવો. તમે ન કરી શકો તો કાંઈ નહિ પણ ઘરમાં ઉપવાસ કરવાની ભાવના હોય તેને ના ન પાડવી તેવો તો નિશ્ચય કરો.

ચાર પ્રકારનો ધર્મ છે. દાન, શિયળ, તપ, ભાવ. દાન કરે તે જ તપ કરી શકે તેમ નથી. દાન અને તપને શું સંબંધ છે ? કીર્તિદાન – વાહવાહ કરનાર અનેક હોય છે તેના સામે ન જોવાય. **नो इहलोगट्ठयाए तवमहिट्ठिज्जा, नो परलोगट्ठयाए तवमहिट्ठिज्जा, नो वण्ण-सद्द-सिलोगट्ठयाए तवमहिट्ठिज्जा नन्नत्थ निज्जरट्ठयाए तव महिट्ठिज्जा ।** આ લોક કે પરલોકના સુખ માટે કીર્તિ, શ્લાઘા કે મારી વાહ-વાહ બોલાય, મારા નામની પ્રભાવના થાય તેટલા માટે તપ કરવાનો નથી. એક નિર્જરાના હેતુથી જ તપ કરવાનો છે. કર્મના કોયડા ઉકેલવાના છે. ઉપવાસમાં નિવૃત્તિ મળે તેમા આત્મ-

વિચારણા ચલાવો. સારાં સારાં પુસ્તકો વાંચવામાં દિવસ વિતાવો. ગંજીપા રમી કે ચોપાટ પાથરી, દિવસ પસાર ન કરાય. આ પજોસણુ છે કે કજોસણુ ?

અત્યારસુધી શું કર્યું ? ધર્મ–આરાધના કરી જ નથી. કેટલા પાછળ રહી ગયા છો ? આજે સાધનો વધી ગયાં છે. અહીં બેઠાં બેઠાં બૉમ્બેના સમાચાર મેળવી શકો પરંતુ આ સાધનો વધવાથી શાંતિ મેળવી શકયા ખરા ? ના. ઊલટું અશાંતિનુ સામ્રાજય વધતું ગયુ. હવે શોધો કે સાચી શાંતિ મળશે કયાથી ? આધ્યામિક સાધનો વધે તો જરૂર અશાંતિ ટળી જાય અને સાચી શાતિનું આસ્વાદન કરી શકો. માટેજ ધર્મની આરાધના માટે વારંવાર કહેવાય છે. એ માર્ગે ચાલ્યેજ કલ્યાણ થશે. ધર્મની આરાધના કરવા માટે અહિંસાની આરાધના પહેલાં કરવી પડશે. હિંસાની પ્રવૃત્તિ ઉપર કાપ સતત મૂકવો જોઇએ. જો મારૂં શરીર પંચેન્દ્રિયના લોહિ પીવાથી ટકતું હોય તો તેવા શરીરની મારે જરૂર નથી. શરીરનો નાશ થાય તો બહેતર છે પણ મારા નિમિત્તે નિર્દોષ પ્રાણીઓ મરાવાં ન જ જોઇએ.

કસ્તૂરબા એક વખત બીમાર પડયાં. બીમારી સખત હતી. ડૉકટરે કહ્યું કે માંસનો શીરો લો, તો તરત આરામ આવી જશે. આ વખતે કસ્તૂરબાએ કહ્યુ કે "હું મરી જાઉં તેની મને ચિંતા નથી પણ હિંસાનુ કાર્ય મારાથી નહિ બને. કદાચ હું બેભાન અવસ્થામાં હોઉં તોપણ એ વસ્તુ શકય બનાવશો નહિ" ધર્મની ભાવના હોય તેને અધર્મ–અહિંસા ઉપર સૂગ હોય. ઘણા એમ માને છે કે ઇડામાં જીવ નથી. જો ઈંડામાં જીવ નથી તો તેમાંથી કૂકડાં થાય કેવી રીતે ?

આપણે પણ પ્રથમ ઈંડા જેવા રસવાળા હતા. જ્યારે ગર્ભમાં આવ્યા ત્યારે માતાનું રુધિર અને પિતાના શુક્રનો આહાર કર્યો. પહેલા સાત દિવસ ચોખાના ધોવણ જેવો, બીજા સાત દિવસે પાણીના પરપોટા જેવો, ત્રીજા સાત દિવસે શ્લેષ્મ જેવો, ચોથા સાત દિવસે માસા જેટલો થયો બીજે માસે કાચી કેરી જેવો, ત્રીજે માસે પાકી કેરી જેવો. ચોથે માસે કણિકના પિંડ જેવો થયો. પાંચમે માસે પાંચ અંગ ફૂટયાં. બે હાથ, બે પગ અને મસ્તકનું ભેજું. છઠે માસે નખ, કેશ ને રૂંવાડાં થયાં. ત્યાર પછી પુષ્ટ થતો થતો સોની જેમ જતરડા સોંસરો તાર ખેંચે તેમ તારો જન્મ થયો. જો પ્રવાહીમા જીવ ન હોત તો આટલો વધત કયાથી ? કેટલાક અન્યમતીઓ કહે છે કે પાંચમે મહિને જીવનો સંચાર થાય. તો તેને અમે પૂછીએ છીએ કે અત્યારસુધી વૃદ્ધિ કોણ પામ્યું ? માટે પહેલે જ સમયે જીવ ઉત્પન્ન થઇ જાય છે. તેવી જ રીતે ઈડામાં પણ જીવ છે. માટે તે અભક્ષ્ય છે. હિંસક દવાઓ વાપરવાથી આયુષ્યમાં વધારો થતો નથી કારણ કે આયુષ્ય તો ગત જન્મમાં આપણે બાંધીને આવ્યા છીએ માટે આયુષ્ય વધી શકતું નથી. હમેશાં ઘટતુંજ રહે છે.

ભગવાન મહાવીરને ઈંદ્રે વિનતિ કરી કે હે નાથ ! બે ઘડીનું આપનું આયુષ્ય વધારો તો ભસ્મગ્રહ ઊતરી જાય અને ધર્મતીર્થ સારી રીતે પ્રવર્તે. ત્યારે ભગવાન કહે છે, હે ઇન્દ્ર ! '**न भूयं न भविस्सइ**' ભૂતકાળમાં કોઇ તીર્થંકરે આ કાર્ય કર્યું નથી હું વર્તમાનમાં એ કરી ન શકું અને ભવિષ્યમા કોઇ કરવા સમર્થ નથી જ્યારે તીર્થંકર જેવા પણ આયુષ્ય વધારી

શકતા નથી તો તમારૂં શું ગજું ? માટે એમ અકલ્પનિક વસ્તુ લેવી ન જોઇએ.

બ્રહ્મચર્યમાં જ ખરૂં વિટામિન છે માટે ઇન્દ્રિયો ઉપર કાબૂ રાખો. સાચી શકિત તેમાં સમાયેલી છે. દ્રવ્યે અને ભાવે સુખી થવું હોય તો વિકાર તરફ દૃષ્ટિપાત ન કરો. આંખેથી વિકારી ચિત્રો ન જુઓ. કાનેથી બીભત્સ ગાયન ન સાંભળવાં. આ રીતે સંયમી જીવન ગાળનાર સાધક પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે. આનંદ, અહિંસાવ્રતને સ્વીકારી હવે સત્યવ્રતને આદરશે તે અધિકાર અવસરે.

---

બાકીનાં વ્યાખ્યાનો માટે જુઓ

ભાગ ૨ જો

# અગાઉથી થયેલા ગ્રાહકોની નામાવલી.

## મુંબઇ

સંખ્યા નામ

૨૫૦ શ્રી પાનાચંદ ડુંગરશી તુરખીઆ
૧ ,, નંદલાલ ધારસીભાઈ કોઠારી
૧ ,, હરીલાલ જ્યંતીલાલની કું.
૪ ,, રતિલાલ શીવલાલ
૧ ,, ભાયલાલ રાઇચંદ
૧ ,, વૃજલાલ નારણજી શાહ
૧ ,, ખેંગારભાઈ લખમીચંદ વોરા
૧ ,, સર્ધન ટ્રેનીંગ કું.
૧ ,, ગોરધનદાસ પોપટલાલ સંઘવી
૨ ,, જેચંદ જસરાજ વોરા
૫ ,, લખમીચંદ મોતીચંદ શેઠ
૧ શ્રી ભુપેન્દ્ર જયંતીલાલ
૧ ,, શાંતીલાલ દેવચંદ મહેતા
૧ ,, તારાચંદ ગોરધનદાસ જસાણી
૧ ,, હીમતલાલ પોપટભાઈ કામદાર
૧ ,, તલકચંદ પાનાચંદ તેજાણી
૧ ,, કાન્તીલાલ જગજીવન ગાંધી
૧ ,, ફતેહચંદ હરજીવન કામદાર
૧ ,, દલપતલાલ શીવલાલ
૧ ,, જમનાદાસ કેશવલાલ
૧ ,, સુખલાલ અમુલખ
૧ ,, ગીરધરલાલ અમુલખ
૧ ,, ચંપકલાલ તારાચંદ કોટીચા
૧ ,, અમુલખ મોહનલાલ
૧ ,, ચંદનબેન વારીઆ

૫ શ્રી અમૃતલાલ દેવશીભાઇ
૨ ,, નટવરલાલ હંસરાજ
૨ ,, ગાંગજી પાસુભાઇ
૨ ,, હીમતલાલ રણછોડદાસ
૩ ,, ગુલાબચંદ હરખચંદ
૧ ,, વૃજલાલ જીવણલાલ કોઠારી
૨૫ ,, શાન્તિલાલ ઠાકરશીભાઇ
૧ ,, રમણીકલાલ એ. શાહ (કાંદીવલી)
૫ ,, ગુલાબચંદ ઊજમશી
૨ ,, ભીખાલાલ ખેતશી (બોરીવલી)
૫૦ ,, રામજી કરસનજી
૧૧ ,, ચંદુલાલ લખમીચંદ
૧૦ ,, પ્રેમચંદ લખમીચંદ
૫ ,, ભાઇલાલ મોહનલાલ
૫ ,, પ્રેમચંદ ઊજમશી
૨૫ ,, વેલસીભાઇ કરશનજી
૫ ,, સુમનલાલ ચીમનલાલ
૧૦ ,, કેશવલાલ ગોપાલજી
૧ ,, શાંતીલાલ સોમચંદ
૨૫ ,, ત્રીભોવનદાસ ગોપાલજી
૫ ,, પ્રાણુલાલ અંદરજી

૧૦ શ્રી નાગરદાસ મોહનલાલ
૧૦ ,, હીમતલાલ મોહનલાલ
૫૦ ,, વર્ધમાન સ્થા જૈન સંઘ
૧૧ ,, ત્રંબકલાલ રતિલાલ
૨ ,, શાતીલાલ તથા જીવણલાલ
૫ ,, જાદવજી ગુલાબચંદ ગાંધી
૧ ,, અમુલખ મોહનલાલ
૧ ,, કેશવલાલ જગજીવન
૧ ,, ચંપાબેન વૃજલાલ
૨ ,, રતિલાલ શીવલાલ
૧ ,, ખીમચંદ મોહનલાલ
૨ ,, ગોરધનદાસ મુળજીભાઈ
૧ ,, ચંપકલાલ એમ. અજમેરા
૧ ,, રસીકલાલ સુખલાલ શાહ
૧ ,, રતીલાલ રતનચંદ.
૫ ,, જગજીવન સુખલાલ અજમેરા
૫ ,, વલભજી નરભેરામ ઘેલાણી
૧ ,, લાલજીભાઇ ભવાનજી

૧ શ્રી મનસુખલાલ માણેકચંદ (શીવ)
૫ ,, અમૃતલાલ ગોબરભાઇ દોઢીવાળા (દાદર)

### થાનગઢ

૧ શ્રી નાનચંદ તારાચંદ ગાંધી
૧ ,, મોહનલાલ ગોબરદાસ
૧ ,, મણીલાલ કસલચંદ
૧ ,, ચુનિલાલ તલકશી
૧ ,, રતિલાલ લખમીચંદ સુખડીઆ
૧ ,, લધુભા દીપસીંગજી
૧ ,, મગનલાલ જેઠાભાઇ કદોઇ
૧ ,, સંઘવી ઓઘડભાઈ સંઘજી
૧ ,, લવજીભાઈ કુંવરજીભાઈ
૧ ,, નંદલાલ જગજીવન ચાવાલા
૧ ,, અમીચંદ ગુલાબચંદ મહેતા
૧ ,, સોની નટવરલાલ દયાળજી
૧ શ્રી ચંદુલાલ ત્રંબકલાલ
૧ ,, ત્રીભોવનદાસ છગનલાલ કદોઇ
૫ ,, ઠાકરશી કરસનજી
૫ ,, જેઠાલાલ ત્રીભોવનદાસ
૨ ,, ત્રીભોવનદાસ પ્રેમચંદ
૫ ,, જયન્તીલાલ અમૃતલાલ
૨૫ ,, સ્થાનકવાસી જૈન સંઘ
૩ ,, અંબાવીદાસ નાથાભાઇ
૧ ,, કસળચંદ જીવરાજ
૨ ,, માધવજી છગન
૧ ,, ન્યાલચંદ ખુશાલચંદ
૨૫ ,, ધારશી પાસવીર
૫ ,, દલીચંદ જગજીવનદાસ

### રાજકોટ

૨૫ શ્રી રામજીભાઈ શામજીભાઇ વીરાણી
૨૫ ,, દુર્લભજીભાઇ શામજીભાઇ વીરાણી
૧૧ ,, છગનલાલ શામજીભાઇ વીરાણી
૧૦૧ ,, કેશવલાલ અમૃતલાલ ભાઈ—પારેખ
૨૫ ,, નરોત્તમદાસ લક્ષ્મીચંદભાઇ શાહ "જયહિન્દ"

૧૧ શ્રી સૌભાગ્યચંદ મોતીચંદ-
ભાઇ મોદી
૫ ,, રાવબહાદુર મોહનલાલ
પોપટભાઇ
૫ ,, ભાનુલાલ રામજીભાઇ
કોઠારી
૩ ,, પ્રભુદાસ મુળજીભાઈ
દોશી
૨ ,, અંદરજી ઘેલાભાઈ પટેલ
૨ ,, મોહનલાલ કસ્તુરચંદ
શાહ
૨ ,, ફીરચંદ કચરાભાઇ
મકાણી
૨ ,, મોતીચંદ ધારશીભાઈ
દોશી
૨ ,, મોહનલાલ રાઘવજી
બ્રહ્મક્ષત્રી
૧ ,, ચુનીલાલ એલ. ઝવેરી
૧ ,, સુખલાલ ધારસીભાઈ
દોઢીવાલા
૧ ,, પ્રભુદાસ તલકચંદ શેઠ
૧ ,, અંબાલાલ માણેકચંદ
શાહ
૧ ,, પરશરામ ડોસાભાઈ
શાહ

૨ શ્રી નંદલાલ ઉજમશીભાઇ
કોઠારી
૧ ,, ગુલાબચંદ પાનાચંદભાઇ
મહેતા
૧ ,, ન્યાલચંદ ઝવેરચંદ
ગાંધી
૧ ,, જગજીવન સોમચંદભાઇ
હા. જીવીબહેન
૧ ,, વનેચંદ પ્રાણજીવન શાહ

## સાણંદ

૧૧ શ્રી ચીમનલાલ હીરાચંદ

## કલોલ

૧ શ્રી આત્મારામ મોહનલાલ
૧ ,, શાન્તીલાલ શીવલાલ
૧ ,, આત્મારામ વાડીલાલ
૧ ,, બાપુલાલ છગનલાલ
૧ ,, ગીરધરલાલ રાયચંદ
૨ ,, રમણીકલાલ સાકરચંદ

## કુતીઆણા

૧ શ્રી લખમીચંદ ભોવાન

## નંદરબાર

૧ શ્રી રમેશચંદ્ર અમૃતલાલ

### લાઠી

૧ શ્રી મણીલાલ રામજી વોરા

### ધંધુકા

૨ શ્રી ગોકળદાસ રણછોડદાસ

### બીલખા

૧ શ્રી રામજી ડાહ્યા

### વડિયા

૧૧ શ્રી તપસ્વીજી માણેકચંદજી સ્થા. જૈન વિદ્યાલય

૧૦ ,, નિવૃત્તિ નિવાસના મુમુક્ષુઓ

૫ ,, જગજીવન રતનશી બગડીઆ

### કારંજા

૧ શ્રી અમુલખ છગનલાલ

### ગોધરા

૧ શ્રી સ્થાનકવાસી જૈન સંઘ

### મંદસોર

૫ શ્રી પ્રતાપમલ શેઠીયા

### જલેશ્વર

૧ શ્રી નાનચંદ પોપટ સંઘવી

### ઊમરાવતી

૧૦ શ્રી મગનલાલ સુંદરજી

### મુર્તીજાપુર

૧ શ્રી મણીલાલ ચુનિલાલ બદાણી

### પટના

૧ શ્રી જેઠાલાલ સી. શાહ

### પાઠાવાડા

૧ શ્રી પ્રાણલાલ સવચંદ સંઘાણી

### ગુજરવટી

૧ શ્રી કસ્તુરચંદ તલકચંદ

### માલેગામ

૨ શ્રી કલ્યાણજી વછરાજ

૧ શ્રી બાવચંદ નથુભાઇ

### વાલચંદ નગર

૧ શ્રી સી. પી. દેશાઇ

### ખસ

૧ શ્રી જીતેન્દ્રરાય જશવંતરાય

### નાગપુર

૨ શ્રી કાન્તીલાલ ઊમેદરાય

**પડધરી**

૧ શ્રી જેઠાલાલ પાનાચંદ

**ભીવાની**

૧ શ્રી ગુરૂપ્રસાદ રમનલાલ જૈન

**પુરૂલીઆ**

૧ શ્રી ચેલાજી ચાદમલ

**પાચોરા**

૧ શ્રી ચંદુલાલ ગીરધરલાલ

**દ્વારકા**

૧ શ્રી ઘેલાભાઇ તારાચંદ

**ભોરાર**

૧ શ્રી ગોવાભાઈ સુરતજેવત

**કોચીન**

૧ શ્રી પ્રભુલાલ માધવજી

**ધાંટવડ**

૧ શ્રી વૃજલાલ કીશોરદાસ

**ખંભાત**

૩ શ્રી હરીલાલ અનુપચંદ
૩ ,, મોહનલાલ ઇચ્છાલાલ ની કું.

**જામજોધપુર**

૩ શ્રી માણેકચંદ ભવાન દોશી

**નડીયાદ**

૧ શ્રી મોહનલાલ ભુરાભાઇ

**નાગનેસ**

૨ શ્રી ચત્રભુજ ઓધડભાઇ

**નિકાવા**

૧ શ્રી હરીલાલ ડાહ્યાભાઇ

**જયપુર**

૨ શ્રી મોહનલાલ મંછાચંદ

**જમશેદપુર**

૨ શ્રી ભીખાલાલ ભાયચંદ
૨ ,, જગજીવન સવચંદ
૧ ,, કાળીદાસ નેમચંદ

**કલકત્તા**

૧ શ્રી કાન્તિલાલ દલીચંદ
૫૦ ,, વીરચંદ હંસરાજ
૧ ,, પ્રવિણચંદ્ર લીલાધર
૫ ,, કાનજી પાનાચંદ પ્રાઇવેટ લી.
૨ ,, ડાહ્યાલાલ મેઘજી

